સન્મિત્ર કર્પૂરવિજયજી મહારાજ

અને

આશ્રમનિવાસી ભાઈ રમણિકલાલ મોદી

આ પુસ્તક લખવાની પ્રેરણાના જન્મમાં આપ બંનેના સાત્વિક સહકારની સ્મૃતિને સારુ આ પુસ્તક આપ બંનેને અર્પણ કરું છું.

આપનો સુખલાલ

## નિવેદન

પંડિત સુખલાલજી સંપાદિત તત્ત્વાર્થસૂત્ર ગ્રંથની બીજી આવૃત્તિ શ્રી પૂંજાભાઈ જૈનગ્રંથમાલામાં પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે. પંડિત સુખલાલજીએ પોતાના વિવેચનમાં જૈન સિદ્ધાંતના બધા મુદ્દા એવા વિસ્તારથી તથા તુલનાત્મક રીતે રજૂ કર્યા છે કે, શ્રી પૂંજાભાઈ જૈનગ્રંથમાલામાં પ્રસિદ્ધ થતા તેમજ થનારા જૈન આગમોના અનુવાદો માટે એ પુસ્તક સહેજે પ્રાવેશિક પુસ્તકની ગરજ સારે. એ ગ્રંથની પ્રથમ આવૃત્તિ 'ગૂજરાત પુરાતત્ત્વ મંદિર ગ્રંથાવલી'માં ગૂજરાત વિદ્યાપીઠ દ્વારા પ્રસિદ્ધ થઈ હતી. તેની બીજી આવૃત્તિ શ્રી પૂંજાભાઈ જૈનગ્રંથમાલામાં પ્રસિદ્ધ કરવાની રજા આપવા માટે ગૂજરાત વિદ્યાપીઠનો આભાર માનવો ઘટે છે.

આ આવૃત્તિ પહેલી આવૃત્તિનું માત્ર પુનર્મુદ્રણ નથી. પંડિત સુખલાલજીએ આ પુસ્તકની હિંદી આવૃત્તિ વખતે શરૂઆતના 'પરિચય' નામના લાંબા ઉપોદ્ઘાતમાં કેટલાંક ચર્ચાસ્પદ સ્થળોની બાબતમાં જે સુધારા-વધારા કર્યા છે, તે આ અનુવાદમાં શબ્દશઃ ઉતારી લીધા છે. તે માટેની રજા

ખુશીથી આપી તું આ આવૃત્તિને વિશેષ સમૃદ્ધ બનાવવા દેવા માટે પંડિતજીનો આ સ્થળે આભાર માનું છું. પહેલી આવૃત્તિ વખતે જે મુદ્રણદોષો રહી ગયા હતા, તે આ વખતે સુધારી લીધા છે, એ કહેવાની જરૂર નથી.

પરંતુ આ આવૃત્તિની વિશેષતાનુ કારણ જુદું જ છે. તત્ત્વાર્થસૂત્રની હિંદી આવૃત્તિમાં પંડિતજીએ બે મુખ્ય અને આવશ્યક ઉમેરા કરાવ્યા છે. એક તો 'તત્ત્વાર્થસૂત્ર'નાં સૂત્રોનો પાઠ અન્ય પાઠાંતરો સાથે અલગ તારવી આપ્યો છે તે; અને બીજો, પુસ્તકને અંતે પારિભાષિક શબ્દોની વિસ્તૃત સૂચિ જોડી છે, તે. એ સૂચિને કારણે એ ગ્રંથ જૈન દર્શન અને આચારના સંદર્ભકોષ જેવો બની ગયો છે. તે બંને ઉમેરા આ બીજી આવૃત્તિમાં કરી લીધા છે. એટલે પહેલી આવૃત્તિ જેની પાસે છે, તેને પણ આ બીજી આવૃત્તિ સંઘરવી ઉપયોગી થઈ પડશે એવું માનવું છે.

પ્રકાશક

## પં૦ સુખલાલજીનું વક્તવ્ય

[ પહેલી આવૃત્તિમાંથી ]

લગભગ બાર વર્ષ પહેલાં હું મારા સહૃદય મિત્ર શ્રી૦ રમણિકલાલ મગનલાલ મોદી સાથે પૂનામાં હતો તે વખતે બંનેએ મળી સાહિત્યનિર્માણ વિષે અનેક

પ્રથમ કલ્પના

વિચાર દોડાવ્યા પછી ત્રણ ગ્રંથો લખવાની સ્પષ્ટ કલ્પના બાંધી. શ્વેતાંબર, દિગંબર બંને સંપ્રદાયમાં દિવસે દિવસે વધતી જતી પાઠશાળાઓ, છાત્રાલયો અને વિદ્યાલયોમાં જૈનદર્શનના શિક્ષણની જરૂરિયાત જેમ જેમ વધારે સમજાવા લાગી હતી, તેમ તેમ બંને ફિરકાને માન્ય એવાં, નવી ઢબનાં, લોકભાષામાં લખાયેલાં જૈનદર્શન-વિષયક પુસ્તકોની માગણી પણ ચોમેરથી થવા લાગી હતી. એ જોઈ અમે નક્કી કરેલું કે 'તત્ત્વાર્થ' અને 'સન્મતિતર્ક' એ બે ગ્રંથોનાં તો વિવેચનો કરવાં અને તેને પરિણામે ત્રીજું પુસ્તક 'જૈન પારિભાષિક શબ્દકોશ' એ સ્વતંત્ર લખવું. અમારી આ પ્રથમ કલ્પના પ્રમાણે તત્ત્વાર્થના વિવેચનનું કામ અમે બંનેએ આગ્રામાં આજથી ૧૧ વર્ષ પહેલાં શરૂ કર્યું.

અમારી વિશાળ યોજના પ્રમાણે અમે કામ શરૂ કર્યું, અને ઇષ્ટ સહાયકો આવતા ગયા. પણ તેઓ આવી સ્થિર થાય તે પહેલાં જ એકે એકે પાછા જુદી જુદી દિશાઓમાં પંખીઓની પેઠે વીખરાઈ ગયા અને છેવટે એ આગ્રાના માળામાં હું એકલો જ રહી ગયો. 'તત્ત્વાર્થ'નું આરંભેલ કાર્ય અને બીજાં કાર્યો મારા એકલાથી થવાં શકય જ ન હતાં અને તે ગમે તે રીતે કરવાં એ નિશ્ચય પણ ચૂપ બેસી રહેવા દે તેમ ન હતો. સયોગ અને મિત્રોનું આકર્ષણ જોઈ હું આગ્રા છોડી અમદાવાદ આવ્યો. ત્યાં મેં સન્મતિતર્કનું કામ હાથમાં લીધું અને તત્ત્વાર્થનાં બે ચાર સૂત્રો ઉપર આગ્રામાં જે લખેલું તે એમ ને એમ પડયું રહ્યું.

ભાવનગરમાં ઈ૦ સ૦ ૧૯૨૧–૨૨માં સન્મતિતર્કનું કામ કરતો ત્યારે વચ્ચે વચ્ચે તત્ત્વાર્થનું અધૂરું રહેલું કામ મનમાં આવતુ અને મને વ્યાકુલ કરી મૂકતું. માનસિક સામગ્રી છતાં જોઈતા સહાયક મિત્રોને અભાવે મેં 'તત્ત્વાર્થ'ના વિવેચનની પ્રથમ નક્કી કરેલ વિશાળ યોજના મનમાંથી દૂર કરી અને તેટલો ભાર ઓછો કર્યો; પણ એ કામનો નાદ છૂટયો જ ન હતો. તેથી તબિયતના કારણે જ્યારે વિશ્રાંતિ લેવા ભાવનગરની પાસેના વાલૂકડ ગામમા ગયો ત્યારે પાછુ 'તત્ત્વાર્થ'નું કામ હાથમા લીધુ અને તેની વિશાળ યોજનાને ટૂંકાવી મધ્યમ માર્ગે કામ શરૂ કર્યું. એ વિશ્રાંતિ દરમિયાન જુદે જુદે સ્થળે રહી કંઈક લખ્યું. એ વખતે લખાયું થોડું પણ તેની પદ્ધતિ મનમાં નિશ્ચિત થઈ ગઈ અને એકલે હાથે પણ કયારેક લખી શકવાનો વિશ્વાસ ઉત્પન્ન થયો.

હું તે વખતે રહેતો અને લખતો હતો ગૂજરાતમાં, પદ્ધતિ પણ પ્રથમ નક્કી કરેલી ટૂંકાવી જ હતી, છતાં પૂર્વ સંસ્કારો એક જ સાથે કદી નથી ખરી પડતા એ માનસ-શાસ્ત્રના નિયમથી હું પણ બદ્ધ જ હતો; એટલે આગ્રામાં લખવા ધારેલ અને શરૂ કરેલ હિંદી ભાષાનો સંસ્કાર મારા મનમાં કાયમ હતો, તેથી મેં તે જ ભાષામાં લખવાની શરૂઆત કરી હતી એ અધ્યાય હિંદી ભાષામાં લખાયા–ન લખાયા ત્યાં તો વચ્ચે રહેલ 'સન્મતિ'ના કામનું ચક્ર પાછુ ચાલું થયુ અને એના વેગે 'તત્ત્વાર્થ'ના કામને ત્યાં જ અટકાવ્યુ. સ્થૂલ રીતે કામ ચાલતું ન દેખાતું, પણ મન તો વિશેષ અને વિશેષ જ કામ કરી રહ્યું હતું. તેનું મૂર્ત રૂપ પાછું બે વર્ષ પછી કલકત્તામાં રજાના દિવસોમાં થોડું સિદ્ધ થયુ અને ચાર અધ્યાયો સુધી પહોંચ્યો. ત્યાર બાદ માનસિક અને શારીરિક અનેક જાતનાં દબાણો વધતા જ ગયાં એટલે 'તત્ત્વાર્થ'ને હાથમાં લેવું કઠણ થઈ પડ્યું, અને એમ ને એમ ત્રણ વર્ષ પાછાં બીજાં જ કામોએ લીધાં ઈ૦ સ૦ ૧૯૨૭ના ઉનાળામાં રજા દરમિયાન લીંબડી રહેવાનું થયુ ત્યારે વળી 'તત્ત્વાર્થ' હાથમાં આવ્યુ અને થોડું કામ આગળ વધ્યુ આમ લગભગ છ અધ્યાય સુધી પહોંચ્યો. પણ મને છેવટે દેખાયું કે હવે 'સન્મતિતર્ક'નુ કાર્ય પૂર્ણ કર્યા પછી જ 'તત્ત્વાર્થ'ને હાથમાં લેવામાં એ કામને અને મને ન્યાય મળશે. આ નિશ્ચયથી 'સન્મતિતર્ક'ના કામને બેવડા વેગથી આટોપવા લાગ્યો. પણ આટલા વખત સુધીમાં ગૂજરાતમાં રહેવાથી અને ઇષ્ટ મિત્રોના કહેવાથી એમ લાગ્યુ હતું કે પહેલા 'તત્ત્વાર્થ' ગૂજરાતીમાં બહાર પાડવુ. આ નવો સંસ્કાર છૂટતો ન હતો અને જૂના

સંસ્કારે હિંદી ભાષામાં છ અધ્યાય જેટલું લખાવ્યું હતું. હિંદીમાંથી ગૂજરાતી જાતે જ કરવું એ શક્ય અને ઇષ્ટ છતાં તે માટે વખત ન હતો; બાકીનું ગૂજરાતીમાં લખું તોયે પ્રથમ હિંદી લખેલ તેનું શું ? યોગ્ય અનુવાદક મેળવવો એ પણ દરેક ધારે તેમ સહેલી વાત નથી. આ બધી મૂંઝવણ હતી; પણ સદ્‌ભાગ્યે એનો અંત આવી ગયો વિદ્વાન અને સહૃદય, મિત્ર રસિકલાલ છોટાલાલ પરીખે હિંદીને ગૂજરાતીમાં ઉતાર્યું અને બાકીના ચાર અધ્યાયો મેં ગૂજરાતીમાં જ લખી નાંખ્યા. આ રીતે લગભગ અગિયાર વર્ષ પહેલાં શરૂ કરેલ સંકલ્પ છેવટે પૂરો થયો.

**पद्धति**

પહેલાં તત્ત્વાર્થ ઉપર વિવેચન લખવાની કલ્પના થઈ ત્યારે તે વખતે નક્કી કરેલ યોજનાની પાછળ દૃષ્ટિ એ હતી કે સંપૂર્ણ જૈન તત્ત્વજ્ઞાન અને જૈન આચારનું સ્વરૂપ એક જ સ્થળે પ્રામાણિક રૂપમાં એના વિકાસક્રમ પ્રમાણે જ લખાયેલું દરેક અભ્યાસીને સુલભ થાય, જૈન અને જૈનેતર તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓને નડતી પરિભાષાભેદની દીવાલ તુલનાત્મક વર્ણન દ્વારા તૂટી જાય, અને અત્યાર સુધીમાં ભારતીય દર્શનોમા કે પશ્ચિમીય તત્ત્વજ્ઞોના ચિંતનોમાં સિદ્ધ તેમજ સ્પષ્ટ થયેલ મહત્ત્વના મુદ્દાઓ વડે જૈન જ્ઞાનકોશ સમૃદ્ધ થાય એ રીતે તત્ત્વાર્થનું વિવેચન લખવું. આ ધારણામાં તત્ત્વાર્થની બન્ને ફિરકાઓની કોઈ પણ એક જ ટીકાના અનુવાદને કે સારને અવકાશ ન હતો, એમાં બધી ટીકાઓના દોહન ઉપરાંત બીજા પણ મહત્ત્વના જૈન ગ્રંથોના તારણને સ્થાન હતું; પણ જ્યારે એ વિશાળ યોજનાએ મધ્યમ માર્ગનું રૂપ લીધુ ત્યારે

તેની પાછળ દૃષ્ટિ પણ ટૂંકાઈ, છતાં મેં આ મધ્યમમાર્ગી વિવેચનપદ્ધતિમાં મુખ્યપણે નીચેની બાબતે ધ્યાનમાં રાખી છે:

૧. કોઈ પણ એક જ ગ્રંથને અનુવાદ કે સાર ન લખતાં તેમજ કોઈ એક જ ફિરકાના મંતવ્યનું અનુસરણ ન કરતાં જે કાંઈ આજ સુધી જૈન તત્ત્વજ્ઞાનને અંગે વાંચવા-વિચારવામાં આવ્યુ છે, તેનો તટસ્થ ભાવે ઉપયોગ કરી વિવેચન લખવું. ૨. મહાવિદ્યાલય કે કૉલેજના વિદ્યાર્થીઓની જિજ્ઞાસાને અનુકૂળ આવે તેમ જ જૂની ઢબથી ભણતા વિદ્યાર્થીઓને પણ માફક આવે એ રીતે સાંપ્રદાયિક પરિભાષા કાયમ રાખ્યા છતાં તેને સરલ કરી પૃથક્કરણ કરવુ. ૩. જ્યાં ઠીક લાગે અને જેટલું ઠીક લાગે તેટલા જ પ્રમાણમાં સંવાદ રૂપે અને બાકીના ભાગમાં સંવાદ સિવાય જ સીધી રીતે ચર્ચા કરવી. ૪. વિવેચનમાં સૂત્રપાઠ એક જ રાખવો અને તે પણ ભાષ્યસ્વીકૃત. અને જ્યાં જ્યાં મહત્ત્વનો અર્થભેદ હોય ત્યાં એ જુદું પડતું સૂત્ર ટાંકી એનો અર્થ નીચે ટિપ્પણીમાં આપવો. અર્થદૃષ્ટિએ બંધ બેસે તેવાં એક કે અનેક સૂત્રોને સાથે લઈને તેમનો અર્થ લખવો અને સાથે જ વિવેચન કરવું. તેમ કરતાં વિષય લાંબો હોય તો તેના પેટાભાગ પાડી મથાળાંઓ દ્વારા વક્તવ્યનું પૃથક્કરણ કરવું. ૬. બહુ પ્રસિદ્ધ હોય ત્યાં જ અને બહુ ગૂંચવાડો ઊભો ન થાય તેવી જ રીતે જૈન પરિભાષાની જૈનેતર પરિભાષા સાથે સરખામણી કરવી. ૭. કોઈ પણ એક બાબત પરત્વે કેવલ શ્વેતાંબરના કે કેવલ દિગંબરનાં કે બન્નેનાં મળી અનેક મંતવ્યો હોય ત્યાં કેટલું અને કયું લેવું અને કયું છોડવું એનો નિર્ણય સૂત્રકારના આશયના નજીકપણા અને વિવેચનના

પરિમાણની મર્યાદાને લક્ષ્યમાં રાખી સ્વતંત્રપણે કરવો અને કોઈ એક જ ફિરકાને વશ ન થતાં જૈન તત્ત્વજ્ઞાનને અગર તો સૂત્રકારને જ અનુસરવું.

આટલી બાબતો ધ્યાનમાં રાખ્યા છતાં પ્રસ્તુત વિવેચનમાં ભાષ્ય, તેની વૃત્તિ, સર્વાર્થસિદ્ધિ અને રાજવાર્તિકના જ અંશો વિશેષપણે આવે એ સ્વાભાવિક છે; કારણ કે એ જ ગ્રંથો મૂળ સૂત્રના આત્માને સ્પર્શ કરી સ્પષ્ટ કરે છે. તેમાંયે ઘણે સ્થળે ભાષ્યનું જ પ્રાધાન્ય મેં રાખ્યુ છે. કારણ કે જેમ એ જૂનું છે તેમ સ્વોપજ્ઞ હોઈ સૂત્રકારના આશયને વધારે સ્પર્શનારું પણ છે.

પ્રસ્તુત વિવેચનમાં પ્રથમની વિશાળ યોજના પ્રમાણે સરખામણી કરવામાં નથી આવી તેથી એ ઊણપ બહુ થોડે અંશે દૂર કરવા અને સરખામણીની પ્રધાનતાવાળી આજ-કાલની રસપ્રદ શિક્ષણપ્રણાલીને અનુસરવા સરખામણીનુ કાર્ય પરિચયમાં કર્યું છે. દેખીતી રીતે પરિચયમાં કરેલી સંરખામણી વાંચનારને પ્રમાણમાં બહુ જ ઓછી લાગશે એ ખરું, પણ બારીકીથી અભ્યાસ કરનારાઓ જોઈ શકશે કે એ જેટલે અંશે નાની લાગે છે તેટલી જ તે વધારે વિચારણીય છે. પરિચયમાં કરાતી સરખામણીમાં લાંબી લાંબી વિગતો અને હકીકતોને સ્થાન ન જ હોય તેથી સરખામણીના મુખ્ય મુદ્દાઓ પહેલાં તારવી પછી સંભવિત બાબતો વૈદિક અને બૌદ્ધ દર્શનો સાથે સરખાવવામાં આવી છે અને વિગતો વિચારી જવા માટે તે તે દર્શનના ગ્રંથોનાં સ્થળો મોટે ભાગે સૂચિત કર્યાં છે. આથી અભ્યાસીને પોતાની બુદ્ધિ અજમાવવાનો

# પરિચય

## ૧. તત્ત્વાર્થસૂત્રકાર ઉમાસ્વાતિ

જન્મવંશ અને વિદ્યાવંશ એમ વંશ [1] બે પ્રકારના છે. જ્યારે કોઈના જન્મનો ઇતિહાસ વિચારવાનો હોય છે, ત્યારે તેની સાથે લોહીનો સંબંધ ધરાવતી તેના પિતા, પિતામહ, પ્રપિતામહ, પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર આદિ પરંપરાનો વિચાર કરવો પડે છે; અને જ્યારે કોઈ વિદ્યા – શાસ્ત્રનો ઇતિહાસ જાણવાનો હોય છે, ત્યારે તે શાસ્ત્રના રચનાર સાથે વિદ્યાનો સંબંધ ધરાવનાર ગુરુ, પ્રગુરુ, તથા શિષ્ય, પ્રશિષ્ય આદિ ગુરુશિષ્ય-ભાવવાળી પરંપરાનો વિચાર આવે છે.

---

૧. આ બે વંશો આર્યપરંપરા અને આર્યસાહિત્યમાં હજારો વર્ષ થયાં જાણીતા છે. 'જન્મવંશ' અર્થાત્ યોનિસંબંધ પ્રધાનપણે ગૃહસ્થાશ્રમસાપેક્ષ છે, અને 'વિદ્યાવંશ' અર્થાત્ વિદ્યાસંબંધ પ્રધાન-પણે ગુરુપરંપરાસાપેક્ષ છે. આ બને વંશોનો ઉલ્લેખ પાણિનીય-વ્યાકરણસૂત્રમા તો સ્પષ્ટ છે જ. " विद्यायोनिसंबधेभ्यो वुञ् " ૪, ૩, ૭૭। पाणिनीयसूत्र. એટલે આવા બે વંશની સ્પષ્ટ કલ્પના પાણિનીયથી પણ બહુ જ જૂની છે.

'તત્ત્વાર્થ' એ ભારતીય દાર્શનિક વિદ્યાની જૈન શાખાનું એક શાસ્ત્ર છે; તેથી તેના ઇતિહાસમાં વિદ્યાવંશનો ઇતિહાસ આવે છે. તત્ત્વાર્થમાં જે વિદ્યા તેના કર્તાએ સમાવી છે, તે તેમણે પૂર્વ ગુરુપરંપરાથી મેળવી છે અને તેને વિશેષ ઉપયોગી બનાવવાના હેતુથી પોતાની દૃષ્ટિ પ્રમાણે અમુક રૂપમાં ગોઠવી છે, તેમજ તેમણે એ વિદ્યાનું તત્ત્વાર્થ-શાસ્ત્રમાં જે સ્વરૂપ ગોઠવ્યું, તે જ સ્વરૂપ કાંઈ આગળ કાયમ નથી રહ્યું. તેના અભ્યાસીઓ અને તેના ટીકાકારોએ પોતપોતાની શક્તિ પ્રમાણે પોતપોતાના સમયમાં ચાલતી વિચારધારાઓમાંથી કેટલુંક લઈ એ વિદ્યામાં સુધારો, વધારો, પુરવણી અને વિકાસ કર્યાં છે; તેથી પ્રસ્તુત પરિચયમાં તત્ત્વાર્થ અને તેના કર્તા ઉપરાંત તત્ત્વાર્થના વંશવેલારૂપે વિસ્તરેલી ટીકાઓ તેમજ તે ટીકાઓના કર્તાઓનો પણ પરિચય કરાવવો પ્રાપ્ત થાય છે.

તત્ત્વાર્થાધિગમશાસ્ત્રના પ્રણેતા જૈન સંપ્રદાયના બધા ફિરકાઓને પહેલેથી આજ સુધી એક સરખા માન્ય છે. દિગંબરો તેમને પોતાની શાખામાં થયેલા અને શ્વેતાંબરો તેમને પોતાની શાખામાં થયેલા માનતા આવ્યા છે. દિગંબર પરંપરામાં એ 'ઉમાસ્વામી' અને 'ઉમાસ્વાતિ' એ નામથી જાણીતા છે; જ્યારે શ્વેતાંબર પરંપરામાં ફક્ત 'ઉમાસ્વાતિ' એ નામ જાણીતુ છે. બધા જ દિગંબરો અત્યારે એકમતે તત્ત્વાર્થશાસ્ત્રના પ્રણેતા ઉમાસ્વાતિને કુંદકુંદના શિષ્ય [1]તરીકે માને છે; અને શ્વેતાંબરોમાં પણ થોડી ઘણી એવી [2]સંભાવના

૧. જુઓ 'સ્વામી સમંતભદ્ર' પૃ૦ ૧૪૪થી આગળ.

૨. "आर्यमहागिरेस्तु शिष्यौ बहुल–बलिस्सहौ यमलभ्रातरौ तत्र

દેખાય છે કે, પ્રજ્ઞાપનાસૂત્રના કર્તા શ્યામાચાર્યના ગુરુ હારિત-ગોત્રીય 'સ્વાતિ' એ જ તત્ત્વાર્થસૂત્રના પ્રણેતા ઉમાસ્વાતિ છે. આ બંને પ્રકારની માન્યતાઓ પ્રમાણભૂત આધાર વિનાની હોઈ, પાછળથી પ્રચલિત થયેલી જણાય છે; કારણ કે દશમા સૈકા પહેલાંના કોઈ પણ વિશ્વસ્ત દિગંબરીય ગ્રંથ, પટ્ટાવલી કે શિલાલેખ આદિમાં એવો ઉલ્લેખ જોવામાં નથી આવ્યો કે જેમાં ઉમાસ્વાતિને તત્ત્વાર્થસૂત્રના રચનાર કહ્યા હોય, અને તે જ ઉમાસ્વાતિને કુંદકુંદના શિષ્ય પણ કહ્યા હોય.[1] આવી મતલબવાળા જે ઉલ્લેખો દિગંબર સાહિત્યમાં

---

बलिस्सहस्य शिष्यः स्वातिः, तत्त्वार्थादयो ग्रन्थास्तु तत्कृता एव संभाव्यन्ते । तच्छिष्यः श्यामाचार्यः प्रज्ञापनाकृत् श्रीवीरात् षट्सप्तत्यधिकशतत्रये ( ३७६ ) स्वर्गभाक् ।"—ધર્મસાગરીય લિખિત 'પટ્ટાવલી.'

૧. શ્રવણ બેલ્ગોલના જે જે શિલાલેખોમા ઉમાસ્વાતિને તત્ત્વાર્થના રચયિતા અને કુંદકુંદના શિષ્ય કહ્યા છે, તે બધા જ શિલાલેખો અગિયારમા સૈકા પછીના છે. જુઓ 'જૈનશિલાલેખ સંગ્રહ' [માણેકલાલ પાનાચંદ ગ્રંથમાલા પ્રકાશિત] લેખ નં. ૪૦, ૪૨, ૪૩, ૪૭, ૫૦ અને ૧૦૮.

નંદિસંઘની 'પટ્ટાવલી' પણ બહુ જ અપૂર્ણ અને ઐતિહાસિક તથ્ય વિનાની હોઈ, તેના ઉપર પૂરો આધાર રાખી શકાય તેમ નથી. વળી તે બહુ પ્રાચીન પણ નથી, એમ પં૦ જુગલકિશોરજીએ પોતાની પરીક્ષામા સિદ્ધ કર્યું છે. જુઓ 'સ્વામી સમંતભદ્ર' પૃ૦ ૧૧૪ થી. તેથી એ અને એના જેવી બીજી પટ્ટાવલીઓમા મળતા ઉલ્લેખને પણ બીજા વિશ્વસ્ત પ્રમાણના આધાર સિવાય ઐતિહાસિક માની શકાય નહિ.

અત્યાર સુધીમાં જોવામા આવ્યા છે, તે બધા જ દશમા–અગિયારમા સૈકા પછીના છે; અને તેમનો જૂનો વિશ્વસ્ત આધાર કાંઈ પણ દેખાતો નથી. ખાસ વિચારવા જેવી બાબત તો એ છે કે, પાંચમાથી નવમા સૈકા સુધીમાં થયેલા તત્ત્વાર્થસૂત્રના પ્રસિદ્ધ અને મહાન દિગંબરીય વ્યાખ્યાકારોએ પોતપોતાની વ્યાખ્યામાં ક્યાયે પણ તત્ત્વાર્થસૂત્રને ઉમાસ્વાતિનુ રચેલું સ્પષ્ટપણે કહ્યુ નથી, અને એ ઉમાસ્વાતિને દિગંબરીય, શ્વેતાબરીય કે તટસ્થ તરીકે જણાવ્યા જ નથી.[1] જો કે શ્વેતાંબરીય સાહિત્યમાં આઠમા સૈકાના ગ્રંથોમાં તત્ત્વાર્થસૂત્ર વાચક ઉમાસ્વાતિરચિત હોવાના વિશ્વસ્ત ઉલ્લેખો મળે છે અને એ ગ્રંથકારોની દૃષ્ટિમાં ઉમાસ્વાતિ શ્વેતાંબરીય હોય એમ લાગે છે;[2] પણ સોલમા, સત્તરમા સૈકાની ધર્મસાગરની તપાગચ્છની પટ્ટાવલી બાદ કરીએ, તો કોઈ શ્વેતાબરીય ગ્રંથ કે પટ્ટાવલી આદિમાં તત્ત્વાર્થસૂત્રપ્રણેતા વાચક ઉમાસ્વાતિ, શ્યામાચાર્યના ગુરુ છે એવો નિર્દેશ સુધ્ધાં જણાતો નથી.

વાચક ઉમાસ્વાતિની પોતાની જ રચેલી પોતાના કુળ અને ગુરુની પરંપરાને દર્શાવતી જરા પણ સંદેહ વિનાની તત્ત્વાર્થસૂત્રની પ્રશસ્તિ આજ સુધી કાયમ હોવા છતાં, તેમના

---

" तत्त्वार्थशास्त्रकर्तारं गृध्रपिच्छोपलक्षितम् ।
वन्दे गणीन्द्रसंजातमुमास्वामिमुनीश्वरम् " ॥

આ અને આ મતલબના બીજાં ગદ્યપદ્ય દિગંબરીય અવતરણો કોઈ પણ વિશ્વસ્ત અને જૂના આધાર વિનાના છે, તેથી તેમને પણ છેવટના આધાર તરીકે મૂકી શકાય નહિ.

૧. વિશેષ ખુલાસા માટે જુઓ આ પરિચયને અંતે 'પુરવણી.'

૨. જુઓ આ 'પરિચય'મા આગળ પા. ૨૦ ઉપર નોધ નં. ૧.

ગુરુશિષ્યભાવ પરત્વે અગર તો ગોત્ર પરત્વે આટલી ભ્રમણા કેમ ચાલી હશે, એ એક આશ્ચર્યકારક કોયડો છે. પણ જ્યારે પૂર્વકાલીન સાંપ્રદાયિક વ્યામોહ અને ઐતિહાસિક દૃષ્ટિના અભાવ તરફ ધ્યાન જાય છે, ત્યારે એ કોયડો ઉકેલાઈ જાય છે. વાચક ઉમાસ્વાતિના ઇતિહાસ વિષે એમણે પોતે જ રચેલી નાનકડી શી પ્રશસ્તિ એ એક જ સાચું સાધન છે. તેમના નામની સાથે જોડાયેલી બીજી ઘણી હકીકતો[1] બંને સંપ્રદાયની પરંપરામાં ચાલી આવે છે, પણ તે બધી હજી પરીક્ષણીય હોઈ, તેમને અક્ષરશઃ વળગી રહી શકાય નહિ. તેમની એ ટૂંકી પ્રશસ્તિ અને તેનો સાર આ પ્રમાણે છેઃ

"वाचकमुख्यस्य शिवश्रियः प्रकाशयशसः प्रशिष्येण ।
शिष्येण घोषनन्दिक्षमणस्यैकादशाङ्गविदः ॥ १ ॥
वाचनया च महावाचकक्षमणमुण्डपादशिष्यस्य ।
शिष्येण वाचकाचार्यमूलनाम्नः प्रथितकीर्तेः ॥ २ ॥
न्यग्रोधिकाप्रसूतेन विहरता पुरवरे कुसुमनाम्नि ।
कौभीषणिना स्वातितनयेन वात्सीसुतेनार्घ्यम् ॥ ३ ॥
अर्हद्वचनं सम्यग्गुरुक्रमेणागतं समुपधार्य ।
दुःखार्तं च दुरागमविहतमतिं लोकमवलोक्य ॥ ४ ॥
इदमुच्चैर्नागरवाचकेन सत्त्वानुकम्पया दृब्धम् ।
तत्त्वार्थाधिगमाख्यं स्पष्टमुमास्वातिना शास्त्रम् ॥ ५ ॥
यस्तत्त्वाधिगमाख्यं ज्ञास्यति च करिष्यते च तत्रोक्तम् ।
सोऽव्याबाधसुखाख्यं प्राप्स्यत्यचिरेण परमार्थम्" ॥ ६ ॥

---

૧. જેમકે દિગંબરોમાં ગૃધ્રપિચ્છ, આદિ તથા શ્વેતાંબરોમાં પાંચસો ગ્રંથ રચનાર આદિ.

"જેમના દીક્ષાગુરુ અગિયાર અંગના ધારક 'ઘોષનંદી' ક્ષમણ હતા, અને પ્રગુરુ અર્થાત્ ગુરુના ગુરુ વાચકમુખ્ય 'શિવશ્રી' હતા; વાચનાથી એટલે વિદ્યાગ્રહણની દૃષ્ટિએ જેમના ગુરુ 'મૂલ'નામકે વાચકાચાર્ય અને પ્રગુરુ મહાવાચક 'મુંડપાદ' ક્ષમણ હતા; જેઓ ગોત્રે 'કૌભીષણિ' હતા; જેઓ 'સ્વાતિ' પિતા અને 'વાત્સી' માતાના પુત્ર હતા; જેમનો જન્મ 'ન્યગ્રોધિકામાં' થયો હતો; જેઓ 'ઉચ્ચનાગર'[1] શાખાના હતા, તે ઉમાસ્વાતિ વાચકે ગુરુપરંપરાથી પ્રાપ્ત થયેલ શ્રેષ્ઠ

---

૧. ઉચ્ચૈર્નાગર શાખાનું પ્રાકૃત उच्चानागर એવું નામ મળે છે. આ શાખા કોઈ ગામ કે શહેરના નામ ઉપરથી પ્રસિદ્ધ થઈ હશે એમ તો ચોખ્ખું દેખાય છે. એ ગામ કયું નગર એ નક્કી કરવું કઠણ છે હિંદુસ્તાનના અનેક ભાગોમા નગર નામના, કે જેને છેડે નગર નામ હોય એવા નામના અનેક શહેરો અને ગામો છે. 'વડનગર' એ ગુજરાતનું જૂનું અને જાણીતુ શહેર છે. વડનો અર્થ મોટું અને મોટું એટલે કદાચ ઊંચું એવો પણ અર્થ થાય. વળી વડનગર એ નામ પણ કોઈ પૂર્વ દેશના તે અગર તેના જેવા નામના શહેર ઉપરથી ગુજરાતમા લેવામા આવ્યુ છે, એવી પણ વિદ્વાનોની કલ્પના છે. એટલે ઉચ્ચનાગર શાખાનો વડનગર સાથે જ સંબંધ છે એમ ભાર દઈ કહી ન શકાય. ઉપરાત જે કાળમા ઉચ્ચનાગર' શાખા ઉદ્ભવી, તે કાળમા વડનગર હતુ કે નહિ, અને હતુ તો તેની સાથે જૈનોનો સંબધ કેટલો હતો, એ પણ વિચારવાની બાબત છે. ઉચ્ચનાગર શાખાના ઉદ્ભવસમયનો જૈનાચાર્યોનો મુખ્ય વિહાર ગંગા યમુના તરફ હોવાના પ્રમાણો મળે છે. તેથી વડનગર સાથે ઉચ્ચનાગર શાખાનો સંબધ હોવાની કલ્પના સબળ નથી રહેતી. કર્નિંગહામ આ વિષે લખે છે કે, "આ ભૌગોલિક નામ ઉત્તરપશ્ચિમ પ્રાંતના અત્યારના બુલંદ શહેરમા આવેલા ઊચાનગર નામના કિલ્લા

આર્હત ઉપદેશને બરાબર ધારણ કરી, તેમજ તુચ્છ શાસ્ત્રો વડે હણાયેલ બુદ્ધિવાળા અને દુ:ખિત લોકોને જોઈને, પ્રાણીઓની અનુકંપાથી પ્રેરાઈ, આ સ્પષ્ટતાવાળું 'તત્ત્વાર્થાધિગમ' નામનું શાસ્ત્ર વિહાર કરતાં કરતાં 'કુસુમપુર' (પાટલિપુત્ર) નામના મહાનગરમાં રચ્યું. જે આ તત્ત્વાર્થશાસ્ત્રને જાણશે, અને તેમાં કહેલું આચરશે, તે મોક્ષનામક પરમાર્થને જલદી મેળવશે."

આ પ્રશસ્તિમાં ઐતિહાસિક હકીકત સૂચવનાર મુખ્ય છ મુદ્દા છે. ૧. દીક્ષાગુરુ અને દીક્ષાપ્રગુરુનું નામ અને દીક્ષાગુરુની યોગ્યતા, ૨. વિદ્યાગુરુ અને વિદ્યાપ્રગુરુનું નામ, ૩. ગોત્ર, પિતા અને માતાનું નામ, ૪. જન્મસ્થાનનું અને ગ્રંથરચનાસ્થાનનું નામ, ૫. શાખા અને પદવીનું સૂચન, ૬. ગ્રંથકર્તા અને ગ્રંથનું નામ.

જે પ્રશસ્તિનો સાર ઉપર આપ્યો છે, અને જે અત્યારે ભાષ્યના અંતમાં મળી આવે છે, તે પ્રશસ્તિ ઉમાસ્વાતિની પોતાની રચેલી નથી એમ માનવાને કશું જ કારણ નથી. ડૉ. હર્મન જેકોબી જેવા વિચારકો પણ એ પ્રશસ્તિને ઉમાસ્વાતિની જ માને છે.[1] તેથી એમાં જે હકીકત નોંધાયેલી છે, તેને જ યથાર્થ માની, તે ઉપરથી વાચક ઉમાસ્વાતિ વિષેની

---

સાથે મળતું આવે છે." જુઓ, 'આર્કિયોલોજિકલ સર્વે ઓફ ઇંડિયા રિપોર્ટ,' વોલ્યુમ ૧૪, પૃ૦ ૧૪૭

નાગરોત્પત્તિના નિબંધમાં રા. રા. માનશંકર નાગર શબ્દનો સંબંધ દર્શાવતા અનેક નગર નામનાં ગામોનો ઉલ્લેખ કરે છે, એટલે એ પણ વિચારની સામગ્રીમાં આવે છે. જુઓ, 'છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદનો રિપોર્ટ.'

૧. જુઓ તત્ત્વાર્થસૂત્રના તેમના જર્મન અનુવાદનો ઉપોદ્ઘાત.

દિગંબર, શ્વેતાંબર પરંપરામાં ચાલી આવતી માન્યતાઓનો ખુલાસો કરવો એ અત્યારે રાજમાર્ગ છે.

ઉપર તારવેલ છ મુદ્દાઓ પૈકી પહેલો અને બીજો મુદ્દો કુંદકુંદ સાથેના દિગંબરસંમત ઉમાસ્વાતિના સંબંધને ખોટો પાડે છે. કુંદકુંદનાં મળી આવતાં અનેક નામોમાં એવું એકે નામ નથી જે ઉમાસ્વાતિએ દર્શાવેલ પોતાના વિદ્યાગુરુ અને દીક્ષાગુરુનાં નામોમાં આવતું હોય. એટલે કુંદકુંદનો ઉમાસ્વાતિ સાથે વિદ્યા અગર દીક્ષાની બાબતમાં ગુરુશિષ્યભાવ સંબંધ હતો, 'એ કલ્પનાને સ્થાન જ નથી. તેમજ ઉક્ત પ્રશસ્તિમાં ઉમાસ્વાતિ વાચકપરંપરામાં થવાનું અને ઉચ્ચનાગરશાખામાં થવાનું સ્પષ્ટ કથન છે, જ્યારે કુંદકુંદ નદિસંઘમાં[1] થવાની દિગંબર માન્યતા છે; અને ઉચ્ચનાગર-નામની કોઈ શાખા દિગંબર સંપ્રદાયમાં થઈ ગઈ હોય એમ અદ્યાપિ જાણવામાં આવ્યું નથી. તેથી દિગંબર પરંપરામાં કુંદકુંદના શિષ્ય તરીકે મનાયેલા ઉમાસ્વાતિ જો ખરેખર ઐતિહાસિક વ્યક્તિ હોય, તો પણ તેઓએ તત્ત્વાર્થાધિગમ-શાસ્ત્ર રચ્યું હતું એ માન્યતા જ વિશ્વસ્ત આધાર વિનાની હોઈ [2]પાછળથી બંધાયેલી હોય તેમ લાગે છે.

ઉક્ત મુદ્દાઓમાં ત્રીજો મુદ્દો શ્યામાચાર્ય સાથેના ઉમાસ્વાતિના સંબંધની શ્વેતાંબરીય સંભાવનાને ખોટી પાડે

---

૧. જુઓ, 'સ્વામી સમંતભદ્ર' પૃ૦ ૧૫૮થી. તેમજ જુઓ આ 'પરિચય'ને અંતે 'પુરવણી'.

૨. જુઓ, આ 'પરિચય' પાન ૩, નોંધ ૧ તથા આ પરિચયને અંતે 'પુરવણી'.

છે; કારણ કે વાચક ઉમાસ્વાતિ પોતાને કૌભીષણિ કહી પોતાનું 'કૌભીષણ' ગોત્ર સૂચવે છે; જ્યારે શ્યામાચાર્યના ગુરુ તરીકે પટ્ટાવલીમાં દાખલ થયેલ 'સ્વાતિ' 'હારિત' ગોત્રના[1] વર્ણવાયેલ છે. વળી તત્ત્વાર્થના પ્રણેતા ઉમાસ્વાતિ વાચકવંશમાં થયેલા હોવાનું ઉક્ત પ્રશસ્તિ સ્પષ્ટ કહે છે; જ્યારે શ્યામાચાર્ય કે તેમના ગુરુ તરીકે નિર્દેશાયેલ સ્વાતિ નામ સાથે વાચકવંશસૂચક કોઈ વિશેષણ પટ્ટાવલીમાં દેખાતું નથી. આ પ્રમાણે ઉક્ત પ્રશસ્તિ એક બાજુ દિગંબર અને શ્વેતાંબર પરંપરામાં ચાલતી ભ્રાંત કલ્પનાઓનું નિરસન કરે છે, અને બીજી બાજુ તે ગ્રંથકર્તાનો ટૂંકો છતાં સાચો ઇતિહાસ પૂરો પાડે છે.

વાચક ઉમાસ્વાતિના સમય વિષે ઉક્ત પ્રશસ્તિમાં કશો જ નિર્દેશ નથી, તેમજ સમયનું ચોક્કસ નિર્ધારણ કરી આપે તેવું બીજું પણ કાંઈ સાધન હજી પ્રાપ્ત થયું નથી આવી સ્થિતિમાં પણ એ વિષે કાંઈક વિચાર કરવા માટે ત્રણ બાબતોનો અહીં ઉપયોગ કરવામાં આવે છે. ૧. શાખાનિર્દેશ, ૨. જૂનામાં જૂના ટીકાકારોનો સમય, અને ૩. અન્ય દાર્શનિક ગ્રંથોની સરખામણી.

**સમય**

૧. પ્રશસ્તિમાં જે 'उच्चैर्नागरशाखा' નો નિર્દેશ છે, તે શાખા ક્યારે નીકળી એ નિશ્ચયપૂર્વક કહેવું કઠણ છે, છતાં કલ્પસૂત્રની સ્થવિરાવલિમાં 'उच्चानागरी' શાખા આવે

૧. "हारियगुत्तं साइं च वंदिमो हारियं च सामज्जं" । २६ ।
—નંદિસૂત્રની સ્થવિરાવલી પૃ૦ ૪૯.

છે;[1] એ શાખા આર્યશાંતિશ્રેણિકથી નીકળેલી છે. આર્ય-શાંતિશ્રેણિક આર્યસુહસ્તીથી ચોથી પેઢીએ આવે છે. આર્યસુહસ્તીના શિષ્ય સુસ્થિત-સુપ્રતિબદ્ધ અને તેમના શિષ્ય ઇંદ્રદિન્ન. ઇંદ્રદિન્નના શિષ્ય દિન્ન અને દિન્નના શિષ્ય શાંતિ-શ્રેણિક નોંધાયેલ છે. શાંતિશ્રેણિક એ આર્યવજ્રના ગુરુ જે આર્યસિંહગિરિ, તેમના ગુરુભાઈ થાય; એટલે તેઓ આર્યવજ્રની પહેલી પેઢીમાં આવે છે. આર્યસુહસ્તીનો સ્વર્ગવાસસમય વીરાત્ ૨૯૧ અને વજ્રનો સ્વર્ગવાસસમય વીરાત્ ૫૮૪ નોંધાયેલો મળે છે, એટલે સુહસ્તીના સ્વર્ગવાસ-સમયથી વજ્રના સ્વર્ગવાસસમય સુધીનાં ૨૯૩ વર્ષમાં પાંચ પેઢીઓ મળી આવે છે. આ રીતે સરેરાશ એકએક પેઢીનો સાઠ વર્ષ કાળ લેતાં સુહસ્તીથી ચોથી પેઢીએ થનાર શાંતિ-શ્રેણિકનો પ્રારંભકાળ લગભગ વીરાત્ ૪૭૧ નો આવે. આ વખત દરમિયાન કે થોડું આગળ પાછળ શાંતિશ્રેણિકથી ઉચ્ચનાગરી શાખા નીકળી હશે. વાચક ઉમાસ્વાતિ, શાંતિ-શ્રેણિકની જ ઉચ્ચનાગર શાખામાં થયા છે એમ માની લઈએ, અને એ શાખા નીકળ્યાનો ઉપર અટકળ કરેલ સમય સ્વીકારી આગળ ચાલીએ, તો પણ એ કહેવું કઠણ છે કે, વાચક ઉમાસ્વાતિ એ શાખા નીકળ્યા પછી ક્યારે થયા? કારણ કે પોતાના દીક્ષાગુરુ અને વિદ્યાગુરુનાં જે નામો પ્રશસ્તિમાં તેમણે

---

૧. "थेरेहिंतो णं अज्जसंतिसेणिएहिंतो माढरसगुत्तेहिंतो एत्थ णं उच्चानागरी साहा निग्गया" । મૂળ કલ્પસૂત્રસ્થવિરાવલિ, પૃ૦ ૫૫ આર્યશાંતિશ્રેણિકની પૂર્વપરંપરા જાણવા માટે એથી આગળનાં 'કલ્પસૂત્ર'ના પાનાં જુઓ.

આપ્યાં છે, તેમાંનું એકે કલ્પસૂત્રની સ્થવિરાવલિમાં કે બીજી કોઈ તેવી પટ્ટાવલીમાં આવતું નથી. એટલે ઉમાસ્વાતિના સમય વિષે સ્થવિરાવલિના આધારે કાંઈ કહેવું હોય તો વધારેમાં વધારે એટલું જ કહી શકાય કે, તેઓ વીરાત્ ૪૭૧ અર્થાત્ વિક્રમ સંવતના પ્રારંભની લગભગ ક્યારેક થયા છે, તે પહેલાં નહિ આથી વિશેષ માહિતી અત્યારે અંધકારમાં છે.

૨. એ અંધારામાં તદ્દન આછો પ્રકાશ નાખે એવું એક કિરણ તત્ત્વાર્થસૂત્ર ઉપરના જૂના ટીકાકારના સમયનું છે; જે ઉમાસ્વાતિના સમયની અનિશ્ચિત ઉત્તરસીમાને મર્યાદિત કરે છે. સ્વોપજ્ઞ મનાતા ભાષ્યને બાદ કરીએ, તો તત્ત્વાર્થસૂત્ર ઉપર જે સીધી ટીકાઓ અત્યારે મળે છે, તે બધીમાં પૂજ્યપાદની 'સર્વાર્થસિદ્ધિ' જૂની છે. પૂજ્યપાદનો સમય વિદ્વાનોએ વિક્રમનો પાંચમો-છઠ્ઠો સૈકો નિર્ધાર્યો છે; એટલે સૂત્રકાર વાચક ઉમાસ્વાતિ વિક્રમના પાંચમા સૈકા પહેલાં ક્યારેક થયા છે, એમ કહી શકાય.

ઉપરની વિચારસરણી પ્રમાણે વાચક ઉમાસ્વાતિનો વહેલામાં વહેલો સમય વિક્રમનો પહેલો સૈકો અને મોડામાં મોડો સમય વિક્રમ પછી ત્રીજો-ચોથો સૈકો આવે છે. આ ત્રણસો-ચારસો વર્ષના ગાળામાંથી જ ઉમાસ્વાતિનો નિશ્ચિત સમય શોધવાનું કામ બાકી રહે છે.

૩. સમય વિષેની આ સંભાવનામાં અને ભાવી શોધમાં ઉપયોગી થાય એવી કેટલીક વધુ વિગતો, જે તેમના તત્ત્વાર્થસૂત્ર અને ભાષ્ય સાથે દર્શનાંતર તેમજ જૈન આગમની સરખામણી-માંથી ફલિત થાય છે, તે પણ અહીં આપવામાં આવે છે. એ વિગતો સમયનો ચોક્કસ નિર્ણય બાંધવામાં સીધી રીતે

અત્યારે સહાયક થઈ શકે તેમ નથી. છતાં જો બીજાં સબળ પ્રમાણો મળી આવે, તો એ વિગતોનો કીમતી ઉપયોગ થવા વિષે તો કશી જ શંકા નથી. અત્યારે તો એ વિગતો પણ આપણને ઉમાસ્વાતિના ઉપર અટકળેલ સમય તરફ જ લઈ જાય છે.

क. જૈન આગમ 'ઉત્તરાધ્યયન' એ કણાદનાં સૂત્રો પહેલાંનું હોય એવી સંભાવના પરંપરાથી અને બીજી રીતે રહે છે. કણાદનાં સૂત્રો ઈસવીસન પૂર્વે પહેલા સૈકાનાં બહુધા મનાય છે. જૈન આગમોને આધારે રચાયેલાં તત્ત્વાર્થસૂત્રોમાં ત્રણ સૂત્રો એવાં છે કે, જેમાં ઉત્તરાધ્યયનની છાયા ઉપરાંત કણાદસૂત્રોનું સાદૃશ્ય દેખાય છે. એ ત્રણ સૂત્રોમાં પહેલું દ્રવ્યના, બીજું ગુણના અને ત્રીજું કાળના લક્ષણ પરત્વે છે.

ઉત્તરાધ્યયનના અધ્ય૦ ૨૮, ગા૦ ૬માં દ્રવ્યનું લક્ષણ, "गुणाणमासओ दव्वं"–गुणानामाश्रयो द्रव्यम् । અર્થાત્ 'જે ગુણોનો આશ્રય તે દ્રવ્ય,' એટલું જ છે. કણાદ દ્રવ્યના લક્ષણમાં ગુણ ઉપરાંત ક્રિયા અને સમવાયિકારણતાને દાખલ કરી કહે છે કે, "क्रियागुणवत् समवायिकारणमिति द्रव्यलक्षणम्" –૧, ૧, ૫। અર્થાત્ 'જે ક્રિયાવાળું, ગુણવાળું તેમજ સમવાયી કારણ હોય, તે દ્રવ્ય છે.' વાચક ઉમાસ્વાતિ ઉત્તરાધ્યયનકથિત ગુણપદ કાયમ રાખી, કણાદના સૂત્રમાં દેખાતા ક્રિયાશબ્દની જગ્યાએ જૈનપરંપરાપ્રસિદ્ધ પર્યાય શબ્દ મૂકી, દ્રવ્યનું લક્ષણ બાંધે છે કે, "गुणपर्यायवद् द्रव्यम्" ૫, ૩૭। અર્થાત્ 'જે ગુણ તથા પર્યાયવાળું હોય તે દ્રવ્ય.'

ઉત્તરાધ્યયનના અધ્ય૦ ૨૮, ગા૦ ૬ માં ગુણનું લક્ષણ, "एगदव्वसिआ गुणा"–एकद्रव्याश्रिता गुणाः । અર્થાત્ 'જે એક

દ્રવ્યના આશ્રિત હોય તે ગુણ,' એટલું જ છે. કણાદના ગુણલક્ષણમાં વિશેષ ઉમેરો દેખાય છે. તે કહે છે કે, "द्रव्याश्रय्यगुणवान् संयोगविभागेष्वकारणमनपेक्ष इति गुणलक्षणम्" ૧, ૧, ૧૬। અર્થાત્ 'દ્રવ્યને આશ્રિત, નિર્ગુણ, અને સંયોગ-વિભાગમાં અનપેક્ષ છતાં જે કારણ ન થાય, તે ગુણ.' ઉમા-સ્વાતિના ગુણલક્ષણમાં ઉત્તરાધ્યયનના ગુણલક્ષણ ઉપરાંત કણાદના ગુણલક્ષણમાંનો એક નિર્ગુણ એ અંશ છે તે કહે છે કે, "द्रव्याश्रया निर्गुणा गुणा:" ૫, ૬૦। અર્થાત્ 'જે દ્રવ્યના આશ્રિત અને નિર્ગુણ હોય તે ગુણ.'

ઉત્તરાધ્યયનના અધ્ય૦ ૨૮, ગા૦ ૧૦ માં કાલનું લક્ષણ "वत्तणालक्खणो कालो"–वर्तनालक्षणः कालः। અર્થાત્ 'વર્તના તે કાલનુ સ્વરૂપ.' એટલું જ છે. કણાદના કાલલક્ષણમાં વર્તના પદ તો નથી જ, પણ બીજા શબ્દો સાથે અપર અને પર શબ્દ દેખાય છે./ "अपरस्मिन्परं युगपच्चिरं क्षिप्रमिति काललिङ्गानि" ૨, ૨, ૬। ઉમાસ્વાતિકૃત કાલલક્ષણમાં વર્તના પદ ઉપરાંત 'જે બીજાં પદો દેખાય છે, તેમાં પરત્વ અને અપરત્વ એ બે શબ્દો પણ છે. જેમકે "वर्तना परिणामः क्रिया परत्वापरत्वे च कालस्य" ૫, ૨૨।

ઉપર આપેલાં દ્રવ્ય, ગુણ અને કાલનાં લક્ષણવાળાં તત્ત્વાર્થનાં ત્રણ સૂત્રોને ઉત્તરાધ્યયન સિવાય કોઈ જૂના શ્વેતાંબરીય જૈન આગમ અંગનો ઉત્તરાધ્યયન જેટલો જ શાબ્દિક આધાર હોય એમ અદ્યાપિ જોવામા નથી આવ્યું; પરંતુ વિક્રમના પહેલા-બીજા સૈકામાં થયેલા મનાતા કુંદકુંદનાં પ્રાકૃત વચનો સાથે તત્ત્વાર્થનાં સંસ્કૃત સૂત્રોનું ક્યાંક પૂર્ણ સાદૃશ્ય છે અને ક્યાંક બહુ જ થોડું છે. શ્વેતાંબરીય સૂત્ર-

પાઠમાં દ્રવ્યનાં લક્ષણવાળાં બે જ સૂત્રો છે: "उत्पादव्ययध्रौव्ययुक्तं सत्" ૫,૨૯। "गुणपर्यायवत् द्रव्यम्" ૫, ૩૭। એ બે ઉપરાંત દ્રવ્યના લક્ષણ પરત્વે એક ત્રીજું સૂત્ર દિગંબરીય સૂત્રપાઠમાં છે: "सत् द्रव्यलक्षणम्" ૫, ૨૯। આ ત્રણે દિગંબરીય સૂત્રપાઠમાંનાં સૂત્રો કુંદકુંદના 'પંચાસ્તિકાય'ની નીચેની પ્રાકૃત ગાથામાં પૂર્ણપણે વિદ્યમાન છે:

"दव्वं सल्लक्खणियं उप्पादव्वयधुवत्तसंजुत्तं ।
गुणपज्जयासयं वा जं तं भण्णंति सव्वण्हू" ॥१०॥

આ ઉપરાંત કુંદકુંદના પ્રસિદ્ધ ગ્રંથો સાથે તત્ત્વાર્થ-સૂત્રોનું જે શાબ્દિક અને વસ્તુગત મહત્ત્વનું સાદૃશ્ય છે, તે આકસ્મિક તો નથી જ.

ख. ઉપલબ્ધ યોગસૂત્રોના રચયિતા પતંજલિ મનાય છે. વ્યાકરણ મહાભાષ્યના કર્તા પતંજલિ જ યોગસૂત્રકાર છે કે બીજા કોઈ પતંજલિ, એ વિષે આજે કાંઈ નિશ્ચય નથી. જો મહાભાષ્યકાર અને યોગસૂત્રકાર પતંજલિ એક હોય, તો યોગસૂત્રો વિક્રમની પૂર્વે પહેલા-બીજા સૈકાના છે, એમ કહી શકાય. યોગસૂત્રનું વ્યાસભાષ્ય ક્યારનું છે, તે પણ નિશ્ચિત નથી; છતાં વિક્રમના ત્રીજા સૈકાથી પ્રાચીન હોય એમ માનવાને કારણ નથી.

યોગસૂત્રો અને તેમના ભાષ્ય સાથે તત્ત્વાર્થનાં સૂત્રો અને તેમના ભાષ્યનું શાબ્દિક તેમજ આર્થિક સાદૃશ્ય ઘણું છે[1] અને આકર્ષક પણ છે; છતાં એ બેમાંથી કોઈ એક ઉપર

---

૧. આના વિશેષ વિસ્તાર માટે જુઓ મારુ લખેલું હિન્દી 'યોગદર્શન', પ્રસ્તાવના પૃ૦ ૫૨ થી.

બીજાની અસર છે એમ ખાતરીથી કહેવું શક્ય નથી. કારણ કે, તત્ત્વાર્થનાં સૂત્રો અને ભાષ્યને યોગદર્શનથી પ્રાચીન એવા જૈન અંગ ગ્રંથોનો વારસો મળેલો છે; તેમજ યોગસૂત્ર અને તેમના ભાષ્યને જૂની સાંખ્ય, યોગ તેમજ બૌદ્ધ આદિ પરંપરાઓનો વારસો મળેલો સ્પષ્ટ લાગે છે; તેમ છતાં તત્ત્વાર્થના ભાષ્યમાં એક સ્થળ એવું છે કે, જે જૈન અંગ ગ્રંથોમાં અત્યારે ઉપલબ્ધ નથી, અને યોગસૂત્રના ભાષ્યમાં છે.

પહેલાં નિર્મિત થયેલું આયુષ ઓછું પણ થઈ શકે અર્થાત્ વચ્ચે તૂટી પણ જાય અને તૂટી ન પણ શકે, એવી ચર્ચા જૈન અંગ ગ્રંથોમાં છે. પણ એ ચર્ચામાં આયુષ તૂટી શકવાના પક્ષની ઉપપત્તિ કરવા માટે ભીના કપડા અને સૂકા ઘાસનો દાખલો અંગ ગ્રંથોમાં નથી. તત્ત્વાર્થના ભાષ્યમાં એ જ ચર્ચાને પ્રસંગે એ બંને દાખલા અપાયેલા છે, જે યોગસૂત્રના ભાષ્યમાં પણ છે. આ દાખલામાં ખૂબી એ છે કે, બંને ભાષ્યનું શાબ્દિક સાદૃશ્ય પણ ઘણું છે. અહીં એક વિશેષતા છે અને તે એ કે, યોગસૂત્રના ભાષ્યમાં નહિ એવો ગણિતવિષયક ત્રીજો દાખલો તત્ત્વાર્થસૂત્રના ભાષ્યમાં છે. બંને ભાષ્યનો પાઠ ક્રમશઃ આ પ્રમાણે છે:

**તત્ત્વાર્થસૂત્ર**

" . . . शेषा मनुष्यास्तिर्यग्योनिजाः सोपक्रमा निरुपक्रमाश्चापवर्त्यायुषोऽनपवर्त्यायुषश्च भवन्ति । . . . अपवर्तनं शीघ्रमन्तर्मुहूर्तात्कर्मफलोपभोगः उपक्रमोऽपवर्तननिमित्तम् । . . . संहतशुष्कतृणराशिदहनवत् । यथा हि **संहतस्य शुष्कस्यापि तृणराशेरवयवशः क्रमेण दह्यमानस्य चिरेण दाहो भवति तस्यैव शिथिलप्रकीर्णापचितस्य सर्वतो युगपदादीपितस्य**

આવ્યાં છે, એ સવાલ વિચારવા જેવો છે. તેમાં પહેલો ઉલ્લેખ જૈનમત પ્રમાણે નરકભૂમિઓની સંખ્યા બતાવતાં બૌદ્ધસમ્મત સંખ્યાનું ખંડન કરવા માટે આવેલો છે તે આ પ્રમાણે-"अपि च तन्त्रान्तरीया असंख्येयेषु लोकधातुष्वसङ्ख्येयाः पृथिवीप्रस्तारा इत्यध्यवसिताः" તત્ત્વાર્થભાષ્ય, અ૦ ૩, સૂ૦ ૧.

બીજો ઉલ્લેખ પુદ્ગલનું જૈનમત પ્રમાણે લક્ષણ બતાવતાં [1]બૌદ્ધસમ્મત પુદ્ગલ શબ્દના અર્થનું નિરાકરણ કરતાં આવેલો છે. "पुद्गलानिति च तन्त्रान्तरीया जीवान् परिभाषन्ते"। અ૦ ૫, સૂ૦ ૨૩ નું ઉત્થાન ભાષ્ય.

યોગ્યતા

ઉમાસ્વાતિના પૂર્વવર્તી જૈનાચાર્યોએ સંસ્કૃત ભાષામાં લખવાની શક્તિ કેળવી ન હોત, અને તે ભાષામાં લખવાનો પ્રઘાત શરૂ કર્યો ન હોત, તો ઉમાસ્વતિ આટલી સરળ અને પ્રસન્ન સંસ્કૃત શૈલીમાં પ્રાકૃતપરિભાષામાં રૂઢ સાંપ્રદાયિક વિચારોને આટલી સફળતાપૂર્વક ગૂંથી શક્યા હોત કે નહિ, એ એક

૧. અહીં એક બાબત ખાસ નોંધવા જેવી છે તે એ કે, ઉમાસ્વાતિ બૌદ્ધસમ્મત 'પુદ્ગલ' શબ્દના 'જીવ' અર્થને માન્ય ન રાખતા હોય તેમ તેનો મતાંતર તરીકે ઉલ્લેખ કરી પછી જ
જૈનશાસ્ત્ર પુદ્ગલ શબ્દનો શો અર્થ માને છે એ સૂત્રમાં બતાવે
પરંતુ ભગવતીસૂત્ર શતક ૮, ઉદ્દેશક ૧૦; અને શ૦ ૨૦, ઉ૦ સં
'પુદ્ગલ' શબ્દનો 'જીવ' અર્થ વર્ણવાયેલો દેખાય
ભગવતીમાં વર્ણવાયેલો પુદ્ગલ શબ્દનો જીવ અર્થ જૈન, ૨૨ ।
વર્ણવાયો છે એમ માનીએ, તો ઉમાસ્વાતિએ એ જમ લગભગ
મતરૂપે કેમ અમાન્ય રાખ્યો હશે, એ સવાભાષ્ય' બીજા-
દૃષ્ટિમા ભગવતીમાનો પુદ્ગલ શબ્દનો જીવ ભાંની એક કૃતિ
જ હશે?
તત્ત્વાર્થભાષ્યમાં છે.

સવાલ જ છે. છતાં અત્યાર સુધીમાં ઉપલબ્ધ સમગ્ર જૈન વાઙ્મયનો ઇતિહાસ તો એમ જ કહે છે કે, ઉમાસ્વાતિ જ જૈનાચાર્યોમાં પ્રથમ સંસ્કૃત લેખક છે. તેમના ગ્રંથોની પ્રસન્ન, સંક્ષિપ્ત અને શુદ્ધ શૈલી તેમના સંસ્કૃત ભાષા ઉપરના પ્રભુત્વની સાક્ષી પૂરે છે. જૈન આગમમાં આવતી જ્ઞાન, જ્ઞેય, આચાર, ભૂગોળ, ખગોળ આદિને લગતી બાબતોનો સંગ્રહ જે સંક્ષેપથી તેમણે તત્ત્વાર્થાધિગમસૂત્રમાં કર્યો છે, તે તેમના વાચકવંશમાં થવાની અને વાચકપદની યથાર્થતાની સાક્ષી પૂરે છે. તેમની તત્ત્વાર્થના પ્રારંભની કારિકાઓ અને બીજી પદ્યકૃતિઓ સૂચવે છે કે, તેઓ ગદ્યની પેઠે પદ્યના પણ પ્રાંજલ લેખક હતા. તેમનાં સભાષ્ય સૂત્રોનું બારીક અવલોકન તેમના જૈન આગમ સંબંધી સર્વગ્રાહી અભ્યાસ ઉપરાંત વૈશેષિક, ન્યાય, યોગ અને બૌદ્ધ આદિ દાર્શનિક સાહિત્યના તેમના અભ્યાસની પ્રતીતિ કરાવે છે. તત્ત્વાર્થભાષ્ય(૧, ૫, ૨, ૧૫)માં ટાંકેલાં વ્યાકરણનાં સૂત્રો એમના પાણિનીય વ્યાકરણના અભ્યાસની પણ સાક્ષી પૂરે છે.

જો કે તેમની પાંચસો ગ્રંથના કર્તા તરીકે પ્રસિદ્ધિ શ્વેતાંબર સંપ્રદાયમાં છે, અને અત્યારે કેટલાક ગ્રંથો તેમની કૃતિ તરીકે જાણીતા[1] છે; છતાં એ વિષે આજે ખાતરી લાયક કાંઈ પણ કહેવાનુ સાધન નથી. એવી સ્થિતિમાં

૧. જંબુદ્વીપસમાસપ્રકરણ, પૂજાપ્રકરણ, શ્રાવકપ્રજ્ઞપ્તિ, ક્ષેત્રવિચાર, પ્રશમરતિ. સિદ્ધસેન પોતાની વૃત્તિમાં [૭, ૧૦, પૃ૦ ૭૮, પં, ૨] તેમના 'શૌચપ્રકરણ', નામના ગ્રંથનો ઉલ્લેખ કરે છે, જે અત્યારે ઉપલબ્ધ નથી.

પણ 'પ્રશમરતિ'ની[1] ભાષા અને વિચારસરણી એ ગ્રંથ ઉમાસ્વાતિકર્તૃક હોવાનું માનવાને લલચાવે છે.

ઉમાસ્વાતિ પોતાને વાચક કહે છે, એનો અર્થ 'પૂર્વવિત્'[2] કરી પ્રથમથી જ શ્વેતાંબરાચાર્યો ઉમાસ્વાતિને 'પૂર્વવિત્'

---

૧ વૃત્તિકાર સિદ્ધસેન 'પ્રશમરતિ'ને ભાષ્યકારની જ કૃતિ તરીકે સૂચવે છે જેમકે—"यतः प्रशमरतौ (का० २०८) अनेनैवोक्तम्—परमाणुरप्रदेशो, वर्णादिगुणेषु भजनीयः।" "वाचकेन त्वेतदेव बलसंज्ञया प्रशमरतौ (का० ८०) उपात्तम्"—૫, ૬ તથા ૯, ૬ની ભાષ્યવૃત્તિ.

સિદ્ધસેન ભાષ્યકાર તેમ જ સૂત્રકારને એક તો સમજે જ છે. જેમકે, "स्वकृतसूत्रसंनिवेशमाश्रित्योक्तम्।"— ૯, ૨૨, પૃ૦ ૨૫૩

"इति श्रीमदर्हत्प्रवचने तत्त्वार्थाधिगमे उमास्वातिवाचकोपज्ञ-सूत्रभाष्ये भाष्यानुसारिण्यां च टीकायां सिद्धसेनगणिविरचितायां अनगारागारिधर्मप्ररूपकः सप्तमोऽध्यायः।"

—તત્ત્વાર્થભાષ્યના સાતમા અધ્યાયની ટીકાની પુષ્પિકા.

'પ્રશમરતિ' પ્રકરણની ૧૨૦મી કારિકા "आचार्य आह" કહીને નિશીથચૂર્ણિમા ઉદ્ધરેલી છે. એ ચૂર્ણિના પ્રણેતા જિનદાસ મહત્તરનો સમય વિ૦નો આઠમો સૈકો એમણે પોતાની નંદિસૂત્રની ચૂર્ણિમા જણાવ્યો છે, એ ઉપરથી એમ કહી શકાય કે, 'પ્રશમરતિ' વિશેષ પ્રાચીન છે. એથી અને ઉપર જણાવેલા કારણોથી એ કૃતિ વાચકની હોય તો ના નહિ

૨. પૂર્વો ચૌદ હોવાનું સમવાયાંગ આદિ આગમોમા વર્ણન છે. તે 'દૃષ્ટિવાદ' નામના બારમા અંગનો પાંચમો ભાગ હતાં એવો પણ ઉલ્લેખ છે. પૂર્વશ્રુત એટલે ભગવાન મહાવીરે સૌથી પહેલાં આપેલ ઉપદેશ, એવી ચાલુ પરંપરાગત માન્યતા છે. પશ્ચિમીય વિદ્વાનોની એ વિષે કલ્પના એવી છે કે, ભ૦ પાર્શ્વનાથની

તરીકે ઓળખતા આવ્યા છે. દિગંબર પરંપરામાં પણ તેમને 'શ્રુતકેવલિદેશીય' કહ્યા છે.[1]

એમનો તત્ત્વાર્થ ગ્રંથ એમના અગિયાર અંગવિષયક શ્રુતજ્ઞાનની તો પ્રતીતિ કરાવી જ રહ્યો છે. એટલે એટલી યોગ્યતા વિષે કશો જ સંદેહ નથી. એમણે પોતાને વારસામાં મળેલ આર્હતશ્રુતના બધા પદાર્થોનો સંગ્રહ[2] તત્ત્વાર્થમાં કર્યો છે; એક પણ મહત્ત્વની દેખાતી બાબત તેમણે વણકહ્યે છોડી નથી. તેથી જ આ૦ હેમચંદ્ર સંગ્રહકાર તરીકે ઉમાસ્વાતિનું સ્થાન સર્વોત્કૃષ્ટ આંકે છે.[3] એ જ યોગ્યતાને લીધે તેમના તત્ત્વાર્થની વ્યાખ્યા કરવા બધા જ શ્વેતાંબર, દિગંબર આચાર્યો પ્રેરાયેલા છે.

---

પરંપરાનું જે પૂર્વકાલીન શ્રુત ભ૦ મહાવીરને અગર તેમના શિષ્યોને મળ્યું, તે પૂર્વશ્રુત. આ શ્રુત ક્રમે ક્રમે ભ૦ મહાવીરના ઉપદિષ્ટ શ્રુતમાં જ મળી ગયું, અને તેના જ એક ભાગ તરીકે ગણાયું. જેઓ ભ૦ મહાવીરની દ્વાદશાંગીના ધારક હતા, તેઓ એ પૂર્વશ્રુતને તો જાણતા જ હોય. કંઠે રાખવાનો પ્રઘાત અને બીજાં કારણોને લીધે ક્રમે ક્રમે પૂર્વશ્રુત નાશ પામ્યું, અને આજે ફક્ત પૂર્વગતગાથારૂપે નામમાત્રથી શેષ રહેલું નોંધાયેલું મળે છે.

૧ નગર તાલુકાના એક દિગંબર શિલાલેખ નં૦ ૪૬મા તેમને 'શ્રુતકેવલિદેશીય' કહ્યા છે. જેમકે,

"तत्त्वार्थसूत्रकर्तारमुमास्वातिमुनीश्वरम् ।
श्रुतकेवलिदेशीयं वंदेऽहं गुणमन्दिरम् ॥"

૨. તત્ત્વાર્થમા વર્ણવાયેલા વિષયોનું મૂળ જાણવા માટે જુઓ ઉ૦ આત્મારામજી સંપાદિત 'તત્ત્વાર્થસૂત્ર–જૈનાગમસમન્વય'.

૩ "उपोमास्वातिं संग्रहीतारः"— સિદ્ધહેમ, ૨, ૨, ૩૯.

દિગંબરો વાચક ઉમાસ્વાતિને પોતાની પરંપરાના માની તેમની કૃતિ તરીકે માત્ર તત્ત્વાર્થસૂત્રને જ સ્વીકારે છે, જ્યારે શ્વેતાંબરો તેમને પોતાની પરંપરામાં થયેલા માને છે અને તેમની કૃતિ તરીકે તત્ત્વાર્થ-સૂત્ર ઉપરાંત ભાષ્યને સ્વીકારે છે. આમ હોવાથી પ્રશ્ન એ થાય છે કે, ઉમાસ્વાતિ દિગંબર પરંપરામાં થયેલા છે, કે શ્વેતાંબર પરંપરામાં થયેલા છે, કે એ બેથી કોઈ જુદી જ પરપરામાં થયેલા છે? આ પ્રશ્નનો નિકાલ ભાષ્યના કર્તૃત્વની પરીક્ષા અને પ્રશસ્તિની સત્યતાની પરીક્ષાથી જેવો આવી શકે, તેવો બીજા એકે સાધનથી આવી શકે તેમ અત્યારે લાગતું નથી; તેથી ઉક્ત ભાષ્ય ઉમાસ્વાતિની કૃતિ છે કે અન્યની, તેમ જ તેના અંતમાં આપેલી પ્રશસ્તિ યથાર્થ છે, કલ્પિત છે, કે પાછળથી પ્રક્ષિપ્ત છે, એ સવાલ ચર્ચવા પ્રાપ્ત થાય છે.

परंपरा

ભાષ્યના પ્રારંભમાં જે ૩૧ કારિકાઓ[1] છે, તે જોકે ફક્ત મૂળ સૂત્રરચનાનો ઉદ્દેશ જણાવવા પૂરતી હોઈ, મૂળ

૧. આ સિવાય ભાષ્યના અંતમાં પ્રશસ્તિ પહેલાં ૩૨ અનુષ્ટુપ છંદના પદ્યો છે. એ પદ્યોની વ્યાખ્યા ભાષ્યની ઉપલબ્ધ બંને વ્યાખ્યાઓમાં છે જ અને વ્યાખ્યાકારો એ પદ્યોને ભાષ્યનાં સમજીને જ તે ઉપર લખે છે. એમાંના ૮મા પદ્યને ઉમાસ્વાતિકર્તૃક માની આ૦ હરિભદ્રે પોતાના "શાસ્ત્રવાર્તાસમુચ્ચય"માં ૬૯૨ મા પદ્ય તરીકે ઉદ્ધૃત કર્યું છે. એટલે આઠમા સૈકામા શ્વેતાંબર આચાર્યો ભાષ્યને નિર્વિવાદપણે સ્વોપજ્ઞ માનતા એ નક્કી છે.

આ પદ્યોને પૂજ્યપાદે શરૂઆતની કારિકાની પેઠે છોડી જ દીધા છે, તેમ છતાં પૂજ્યપાદના અનુગામી અકલંકે પાછાં પોતાના 'રાજવાર્તિક'ના અંતમાં તે પદ્યો લીધાં હોય તેમ લાગે છે; કારણ કે

સૂત્રગ્રંથને જ લક્ષી લખાયેલી ભાસે છે; તેમજ ભાષ્યના અંતમાં રહેલી પ્રશસ્તિ પણ મૂળ સૂત્રકારની માનવામાં કાંઈ ખાસ અસંગતિ નથી. તેમ છતાંય એ પ્રશ્ન ઊભો જ રહે છે કે, જો ભાષ્યકાર સૂત્રકારથી ભિન્ન હોય, અને તેમની સામે સૂત્રકારની રચેલી કારિકાઓ તથા પ્રશસ્તિ હોય, તો તેઓ પોતે પોતાના ભાષ્યના પ્રારંભમાં અને અંતમાં કાંઈ ને કાંઈ મંગલ, પ્રશસ્તિ જેવું લખ્યા વિના રહે ખરા? વળી એમણે પોતા તરફથી આદિ કે અંતમાં કશું જ નથી લખ્યું એમ માની લઈએ તોયે, એક સવાલ રહે જ છે કે, ભાષ્યકારે જેમ સૂત્રનું વિવરણ કર્યું, તેમ સૂત્રકારની કારિકાઓ અને પ્રશસ્તિગ્રંથનું વિવરણ કેમ ન કર્યું? શું તેઓ સૂત્રગ્રંથની વ્યાખ્યા કરે અને તેના આદિ તથા અંતના ગંભીર મનોહર અને મહત્ત્વપૂર્ણ ભાગની વ્યાખ્યા કરવી છોડી દે, એમ બને ખરું? આ સવાલ આપણને એવી નિશ્ચિત માન્યતા ઉપર લઈ જાય છે કે, ભાષ્યકાર સૂત્રકારથી ભિન્ન નથી અને તેથી જ તેમણે ભાષ્ય લખતી વખતે શરૂઆતમાં પોતાના સૂત્રગ્રંથને લક્ષી કારિકાઓ રચી તેમજ મૂકી, અને અંતમાં સૂત્ર તેમજ

---

મુદ્રિત 'રાજવાર્તિક'ને અંતે તે પદ્યો જોવામાં આવે છે. દિગંબરાચાર્ય અમૃતચંદ્રે પણ પોતાના 'તત્ત્વાર્થસાર'મા એ જ પદ્યો નંબરના થોડાક ફેરફાર સાથે લીધા છે.

આ અંતનાં પદ્યો ઉપરાંત ભાષ્યમા વચ્ચે વચ્ચે 'आह' 'उक्तं च' ઇત્યાદિ નિર્દેશ સાથે અને ક્યાંઈક કશા જ નિર્દેશ વિના કેટલાંક પદ્યો આવે છે. એ પદ્યો ભાષ્યના કર્તાના જ છે કે બીજા કોઈના છે, એ જાણવાનું કાંઈ વિશ્વસ્ત સાધન નથી. પણ ભાષા અને રચના જોતા તે પદ્યો ભાષ્યકારના જ હોવાનો સંભવ વિશેષ લાગે છે.

ભાષ્ય બંનેના કર્તા તરીકે પોતાને જણાવનારી પોતાની પ્રશસ્તિ લખી છે. આ ઉપરાંત નીચેની બે દલીલો આપણને સૂત્રકાર અને ભાષ્યકારનું એકત્વ માનવા પ્રેરે છે:

૧. શરૂઆતની કારિકાઓમાં[1] અને કેટલેક સ્થળે ભાષ્યમાં[2] 'કહીશું' એવા અર્થમાં 'वक्ष्यामि', 'वक्ष्यामः' વગેરે પ્રથમ પુરુષનો નિર્દેશ છે અને એ નિર્દેશમાં કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે પાછું સૂત્રમાં જ કહેવામાં આવ્યું છે; તેથી સૂત્ર અને ભાષ્ય બંનેને એકની કૃતિ માનવા વિષે સંદેહ રહેતો નથી.

૨. પહેલેથી ઠેઠ સુધીનું ભાષ્ય જોઈ જતાં એક વાત મન પર ઠસે છે અને તે એ કે, કોઈ પણ સ્થળે સૂત્રનો અર્થ કરવામાં શબ્દની ખેંચતાણ થયેલી નથી, ક્યાંયે સૂત્રનો અર્થ કરવામાં સંદિગ્ધપણું અગર તો વિકલ્પ કરવામાં નથી આવ્યા; તેમજ સૂત્રની બીજી કોઈ વ્યાખ્યા મનમાં સામે રાખીને સૂત્રનો અર્થ કરવામાં નથી આવ્યો, અને ક્યાંયે પણ સૂત્રનો પાઠભેદ અવલંબવામાં નથી આવ્યો.

આ વસ્તુ સૂત્ર અને ભાષ્ય એકકર્તૃક હોવાની ચિરકાલીન માન્યતાને સાચી ઠરાવે છે. જ્યાં મૂળ અને ટીકાના કર્તા

---

૧. "तत्त्वार्थाधिगमाख्यं बह्वर्थं संग्रहं लघुग्रन्थम् ।
वक्ष्यामि शिष्यहितमिममर्हद्वचनैकदेशस्य" ॥ २२ ॥
"नर्ते च मोक्षमार्गाद्व्रतोपदेशोऽस्ति जगति कृत्स्नेऽस्मिन् ।
तस्मात्परमिममेवेति मोक्षमार्गं प्रवक्ष्यामि" ॥ ३१ ॥

૨. गुणान् लक्षणतो वक्ष्यामः । —૫, ૩૭નું ભાષ્ય, આગળનું સૂત્ર ૫, ૪૦.

"अनादिरादिमांश्च तं परस्ताद्वक्ष्यामः ।"—૫, ૨૨નું ભાષ્ય, આગળનું સૂત્ર ૫, ૪૨.

જુદા હોય, ત્યાં તત્ત્વજ્ઞાનવિષયક પ્રતિષ્ઠિત તેમજ અનેક સંપ્રદાયમાં માન્ય થયેલા ગ્રંથોમાં ઉપરના જેવી વસ્તુસ્થિતિ હોતી નથી. દાખલા તરીકે વૈદિકદર્શનમાં પ્રતિષ્ઠિત 'બ્રહ્મસૂત્ર' ગ્રંથને લો. જો તેના જ કર્તા પોતે વ્યાખ્યાકાર હોત, તો તેનાં ભાષ્યોમાં આજે જે શબ્દોની ખેંચતાણ, અર્થના વિકલ્પો અને અર્થનું સંદિગ્ધપણું તેમજ સૂત્રના પાઠભેદ દેખાય છે, તે કદી ન હોત. એ જ રીતે તત્ત્વાર્થસૂત્રના પ્રણેતાએ જ જો 'સર્વાર્થસિદ્ધિ,' 'રાજવાર્તિક' અને 'શ્લોકવાર્તિક' આદિ કોઈ વ્યાખ્યા લખી હોત, તો તેમાં જે અર્થની ખેંચતાણ, શબ્દનું મચરડવાપણું, અધ્યાહાર અર્થનું સંદિગ્ધપણું અને પાઠભેદો[1] દેખાય છે, તે કદી જ ન હોત. આ વસ્તુ નિશ્ચિત રીતે એકકર્તૃક મૂળ અને ટીકા હોય તેવા ગ્રંથો જોવાથી બરાબર સમજી શકાય તેવી છે. આટલી ચર્ચા મૂળ અને ભાષ્યના કર્તા એક હોવાની માન્યતાની નિશ્ચિત ભૂમિકા ઉપર આપણને લાવી મૂકે છે.[2]

મૂળ અને ભાષ્યના કર્તા એક જ છે એ નિશ્ચય તેઓ

---

૧. દાખલા તરીકે જુઓ સર્વાર્થસિદ્ધિ — "चरमदेहा इति वा पाठः ।"— ૨, ૫૩ । "अथवा एकादश जिने न सन्तीति वाक्यशेषः कल्पनीयः सोपस्कारत्वात् सूत्राणाम्"— ૯, ૧૧ । અને "लिङ्गेन केन सिद्धिः ? अवेदत्वेन त्रिभ्यो वा वेदेभ्यः सिद्धिर्भावतो न द्रव्यतः, द्रव्यतः पुल्लिङ्गेनैव अथवा निर्ग्रन्थलिङ्गेन सग्रन्थलिङ्गेन वा सिद्धिर्भूतपूर्वनयापेक्षया"— ૧૦, ૯ ।

૨. ઉપલબ્ધ સંસ્કૃત વાઙ્મય જોતાં મૂળકારે જ મૂળ સૂત્ર ઉપર ભાષ્ય લખ્યું હોય એવો આ પ્રથમ દાખલો છે.

કઈ પરંપરાના હતા એ પ્રશ્નનો નિકાલ આણવામાં બહુ ઉપયોગી છે. ઉમાસ્વાતિ દિગંબર પરંપરાના ન જ હતા એવી ખાતરી કરવા માટે નીચેની દલીલો બસ છે:

(૧) પ્રશસ્તિમાં સૂચવેલ ઉચ્ચનાગર શાખા અગર તો નાગરશાખા ક્યારે પણ દિગંબર સંપ્રદાયમાં થયાનું એક પણ પ્રમાણ નથી.

(૨) સૂત્રમાં[1] પ્રથમ કહ્યા પ્રમાણે બાર સ્વર્ગોનું ભાષ્યમાં વર્ણન છે, તે માન્યતા દિગંબર સંપ્રદાયને ઇષ્ટ નથી.[2] 'કાળ' એ કોઈને મતે વાસ્તવિક દ્રવ્ય છે એવું સૂત્ર (૫, ૩૮) 'અને ભાષ્યનું વર્ણન દિગંબરીય પક્ષ(૫,૩૯)થી વિરુદ્ધ છે. કેવળીમાં (૯,૧૧) અગિયાર પરીષહ હોવાની સૂત્ર અને ભાષ્યગત સીધી માન્યતા તથા પુલાક આદિ નિર્ગ્રંથોમાં દ્રવ્યલિંગના વિકલ્પની અને સિદ્ધમાં લિંગદ્વારનું ભાષ્યગત વક્તવ્ય દિગંબર પરંપરાથી ઊલટું છે.[3]

---

૧. જુઓ ૪, ૩ અને ૪, ૨૦ તથા તેનું ભાષ્ય.

૨. જુઓ ૪, ૧૯ની 'સર્વાર્થસિદ્ધિ'. પરંતુ 'જૈનજગત' વર્ષ ૫, અંક ૨મા પૃ૦ ૧૨ ઉપર પ્રગટ થયેલા લેખથી માલૂમ થાય છે કે, દિગંબરીય પ્રાચીન ગ્રંથોમાં બાર કલ્પ (સ્વર્ગ) હોવાનું કથન છે. આ જ બાર કલ્પ સોળ સ્વર્ગરૂપે વર્ણવાયા છે. તેથી મૂળ બારની જ સંખ્યા હતી, અને પછીથી જ કોઈ કાળે સોળની સંખ્યા દિગંબરીય ગ્રંથોમાં આવી છે.

૩. સરખાવો ૯, ૪૯ અને ૧૦, ૭ના ભાષ્યને તે જ સૂત્રોની 'સર્વાર્થસિદ્ધિ' સાથે. અહીં એ પ્રશ્ન થશે કે, ૧૦, ૯ની 'સર્વાર્થ-સિદ્ધિમાં' લિંગ અને તીર્થદ્વારની વિચારણા પ્રસંગે જૈનદૃષ્ટિને બંધ બેસે એવા ભાષ્યના વક્તવ્યને બદલી તેને સ્થાને રૂઢ દિગંબરીયત્વપોષક અર્થ કરવામાં આવ્યો છે; તો પછી ૯, ૪૭ની 'સર્વાર્થસિદ્ધિ'માં પુલાક

(૩) ભાષ્યમાં જે કેવલીમાં કેવલ ઉપરાંત બીજા ઉપયોગ માનવા ન માનવાની જુદી જુદી માન્યતાઓ (૧,૩૧) છે, તે કોઈ પણ દિગંબરીય ગ્રંથમાં દેખાતી નથી, અને શ્વેતાંબરીય ગ્રંથોમાં છે.

ઉક્ત દલીલો વાચક ઉમાસ્વાતિને દિગંબર પરંપરાના નથી એમ સાબિત કરે, તોયે એ તો જોવાનું બાકી જ રહે છે કે, તેઓ કઈ પરંપરાના હતા? નીચેની દલીલો તેમને શ્વેતાંબર પરંપરાના હોવાની તરફ લઈ જાય છે:

૧. પ્રશસ્તિમાં જણાવેલી ઉચ્ચનાગરી શાખા[1] શ્વેતાંબરીય પટ્ટાવલીમાં છે.

૨. અમુક વિષયપરત્વે મતભેદ કે વિરોધ બતાવ્યા છતાં પણ કોઈ એવા પ્રાચીન કે અર્વાચીન શ્વેતાંબર આચાર્ય નથી કે જેમણે દિગંબર આચાર્યોની પેઠે ભાષ્યને અમાન્ય રાખ્યુ હોય

૩. ઉમાસ્વાતિની કૃતિ તરીકે માનવામાં શંકાને ભાગ્યે જ અવકાશ છે એવા 'પ્રશમરતિ'[2] ગ્રંથમાં મુનિના વસ્ત્રપાત્રનું

---

આદિમા લિંગદ્વારનો વિચાર કરતા તેમ કેમ નથી કર્યું", અને ૩૯ દિગંબરીયત્વથી વિરુદ્ધ જતા ભાષ્યના વક્તવ્યને અક્ષરશઃ કેમ લેવામા આવ્યું છે? આનો ઉત્તર એ જ લાગે છે કે, સિદ્ધમાં લિંગદ્વારની વિચારણામા પરિવર્તન કરી શકાય તેવું હતુ, માટે ભાષ્ય છોડી પરિવર્તન કર્યું". પણ પુલાક'આદિમા દ્રવ્યલિંગના વિચાર પ્રસંગે બીજું કાંઈ પરિવર્તન શક્ય હતુ નહિ, તેથી ભાષ્યનું જ વક્તવ્ય અક્ષરશઃ રાખ્યુ. જો કોઈ પણ રીતે પરિવર્તન શક્ય જણાયુ હોત, તો પૂજ્યપાદ નહિ તો છેવટે અકલંક પણ એ પરિવર્તન કરત.

૧. જુઓ આ 'પરિચય', પૃ૦ ૫ અને ૮.

૨ જુઓ શ્લોક નં૦ ૧૩૫ થી.

વ્યવસ્થિત નિરૂપણ જોવામા આવે છે, જેને શ્વેતાંબર પરંપરા નિર્વિવાદપણે સ્વીકારે છે.

૪. ઉમાસ્વાતિના વાચકવંશનો ઉલ્લેખ અને તે જ વંશમાં થયેલ અન્ય આચાર્યોનું વર્ણન શ્વેતાંબરીય પટ્ટાવલીઓ, પન્નવણા, અને નંદિની સ્થવિરાવલીમાં છે.

આ દલીલો વાચક ઉમાસ્વાતિને શ્વેતાંબર પરંપરાના મનાવે છે; અને અત્યાર સુધીના સમગ્ર શ્વેતાંબર આચાર્યો તેમને પોતાની જ પરંપરાના પ્રથમથી માનતા આવ્યા છે. વાચક ઉમાસ્વાતિ શ્વેતાંબર પરંપરામાં થયા છે, દિગંબરમાં નહીં, એવું મારું પોતાનું મંતવ્ય અધિક વાચન-ચિંતન બાદ અત્યાર સુધીમાં દૃઢ થયું છે. આ મંતવ્યને વિશેષ સ્પષ્ટ કરવા સારુ દિગંબર શ્વેતાંબરો વચ્ચેના ભેદ વિષયક ઇતિહાસના કેટલાક પ્રશ્નો ઉપર પ્રકાશ નાખવો જરૂરી છે. પ્રથમ પ્રશ્ન એ છે કે, આજે જે દિગંબર શ્વેતાંબર વચ્ચેના ભેદ કે વિરોધનો વિષય શ્રુત તથા આચાર જોવામાં આવે છે, તેનુ પ્રાચીન મૂળ ક્યાં સુધી મળે છે, તથા તે પ્રાચીન મૂળ મુખ્યત્વે શી બાબતમાં હતું. બીજો પ્રશ્ન એ છે કે, બંને ફિરકાઓને સમાનરૂપે માન્ય એવું શ્રુત હતું કે નહીં, અને હતું તો ક્યાં સુધી તે સમાન માન્યતાનો વિષય રહ્યું, અને ક્યારથી તેમાં મતભેદ દાખલ થયો, તથા તે મતભેદના અંતિમ ફલસ્વરૂપ એકબીજાને પરસ્પર પૂર્ણરૂપે અમાન્ય એવા શ્રુતભેદનું નિર્માણ ક્યારે થયું?

ત્રીજો પણ અંતિમ પ્રશ્ન એ છે કે, ઉમાસ્વાતિ પોતે કઈ પરંપરાના આચારનું પાલન કરતા હતા, તથા તેમણે જે શ્રુતને આધાર રાખીને તત્ત્વાર્થની રચના કરી, તે શ્રુત ઉક્ત બંને ફિરકાઓને પૂર્ણપણે સમાનભાવથી માન્ય હતું, કે કોઈ

એક ફિરકાને જ પૂર્ણરૂપે માન્ય, પરંતુ બીજા ફિરકાને પૂર્ણ-રૂપે અમાન્ય હતું ?

૧. જે કાંઈ ઐતિહાસિક સામગ્રી અત્યારે મળે છે, તેનાથી નિર્વિવાદ રીતે એટલું સ્પષ્ટ માલૂમ પડે છે કે, ભગવાન મહાવીર પાર્શ્વાપત્યની [1]પરંપરામાં થયા હતા, અને તેમણે શિથિલ અથવા મધ્યમ ત્યાગમાર્ગમાં પોતાના ઉત્કટ ત્યાગમાર્ગ-મય વ્યક્તિત્વ દ્વારા નવીન જીવન રેડ્યું. શરૂઆતમાં વિરોધ તેમજ ઉદાસીનતા રાખનારા અનેક પાર્શ્વસંતાનિક સાધુ-શ્રાવક ભગવાન મહાવીરના શાસનમાં આવી મળ્યા.[2] ભગવાન મહા-વીરે પોતાની નાયકત્વોચિત ઉદાર પરંતુ તાત્વિકદષ્ટિથી પોતાના શાસનમાં તે બન્ને દળોનું સ્થાન નિશ્ચિત કર્યું,[3] જેમાંનુ એક બિલકુલ નગ્નજીવી તથા ઉત્કટ વિહારી હતું, અને બીજું

૧. આચારાંગસૂત્ર,૧૭૮.

૨. કાલાસવેસિયપુત્ત (ભગવતી૦ ૧, ૯), કેશી (ઉત્તરાધ્યયન૦ ૨૩), ઉદકપેઢાલપુત્ર (સૂત્રકૃતાંગ ૨, ૭), ગાંગેય (ભગવતી૦ ૯, ૩૨) ઇત્યાદિ. વિશેષ માટે જુઓ 'ઉત્થાન મહાવીરાંક' પૃ૦ ૫૮. કેટલાક પાર્શ્વાપત્યોએ તો પંચમહાવ્રત અને પ્રતિક્રમણ સહિત નગ્નત્વનો પણ સ્વીકાર કર્યો, એવો ઉલ્લેખ આજ સુધી અંગોમાં સુરક્ષિત છે. દાખલા તરીકે ભગવતી૦ ૧, ૯.

૩. આચારાંગમાં સચેલ અને અચેલ એમ બંને પ્રકારના મુનિઓનું વર્ણન છે. અચેલ મુનિના વર્ણન માટે પ્રથમ શ્રુતસ્કંધના છઠ્ઠા અધ્યાયનના ૧૮૩મા સૂત્રથી આગળનાં સૂત્ર જોવાં જોઈએ; અને સચેલ મુનિના વસ્ત્ર વિષયક આચાર માટે દ્વિતીય શ્રુતસ્કંધનું પાંચમું અધ્યયન જોવું જોઈએ. તથા સચેલ મુનિ અને અચેલ મુનિ એ બંને મોહને કેવી રીતે જીતે એ બાબતના રોચક વર્ણન માટે જુઓ આચારાંગ ૧, ૮

બિલકુલ નગ્ન નહી એવું મધ્યમમાર્ગી પણ હતું. એ બંને દળોમાં બિલકુલ નગ્ન રહેવા કે ન રહેવાના વિષયમાં તથા બીજા કેટલાક આચારોના વિષયમાં ભેદ હતો,[1] તો પણ ભગવાનના વ્યક્તિત્વને કારણે તે વિરોધનું રૂપ ધારણ કરી શક્યો નહિ. ઉત્તમ અને મધ્યમ ત્યાગમાર્ગના એ પ્રાચીન સમન્વયમાં જ વર્તમાન દિગંબર શ્વેતાંબરોના ભેદનું મૂળ છે.

એ પ્રાચીન સમયમાં જૈન પરંપરામાં દિગંબર શ્વેતાંબર એવા શબ્દ ન હતા તો પણ આચારભેદ સૂચવનારા નગ્ન, અચેલ (ઉત્ત૦ ૨૩, ૧૩, ૨૯) જિનકલ્પિક, પાણિપ્રતિગ્રહ (કલ્પસૂત્ર ૯, ૨૮), પાણિપાત્ર વગેરે શબ્દ ઉત્કટ ત્યાગવાળા દળને માટે; તથા સચેલ, પ્રતિગ્રહધારી, (કલ્પસૂત્ર ૯, ૩૧), સ્થવિરકલ્પ (કલ્પસૂત્ર ૯, ૬૩) વગેરે શબ્દ મધ્યમ ત્યાગવાળા દળને માટે મળી આવે છે.

૨. એ બે દળોમાં આચારવિષયક ભેદ હોવા છતાં ભગવાનના શાસનના મુખ્ય પ્રાણરૂપ શ્રુતની બાબતમાં કાંઈ ભેદ ન હતો; બંને દળ બાર અંગરૂપે મનાતા તત્કાલીન શ્રુતને સમાન ભાવે સ્વીકારતાં હતાં. આચારવિષયક કાંઈક ભેદ, અને શ્રુતવિષયક પૂર્ણ અભેદની આ સ્થિતિ તરતમભાવથી ભગવાન બાદ આશરે દોઢસો વર્ષ સુધી રહી. એટલું યાદ રાખવું જોઈએ કે, આ દરમ્યાન પણ બંને દળના અનેક યોગ્ય આચાર્યોએ તે શ્રુતના આધારથી નાનામોટા ગ્રંથ રચ્યા હતા. તેમને સામાન્યરૂપે બંને દળના અનુગામી તથા વિશેષરૂપે તે તે ગ્રંથના રચયિતાનો શિષ્યગણ સ્વીકારતા હતા, તથા પોતપોતાના ગુરુ-પ્રગુરુની કૃતિ સમજીને તેના પર વિશેષ

૧. જુઓ ઉત્તરાધ્યયન૦ અ૦ ૨૩.

ગ્રંથોમાં જે ગંધહસ્તીને નામે અવતરણો મળે છે, તે બધાં જ અવતરણો ક્યાંયેક જરા પણ પરિવર્તન વિના જ અને ક્યાંયેક

---

"या तु भवस्थकेवलिनो द्विविधस्य सयोगाऽयोगभेदस्य सिद्धस्य वा दर्शनमोहनीयसप्तकक्षयादपायसद्द्रव्यक्षयाच्चोदपादि सा सादिरपर्यवसाना इति"। 'तत्त्वार्थभाष्यवृत्ति' पृ० ५९, पं० २७.

"यदाह गन्धहस्ती–भवस्थकेवलिनो द्विविधस्य सयोगायोगभेदस्य सिद्धस्य वा दर्शनमोहनीयसप्तकक्षयाविर्भूता सम्यग्दृष्टिः सादिरपर्यवसाना इति।" 'नवपदवृत्ति', पृ० ८८ द्वि०.

"तत्र याऽपायसद्द्रव्यवर्तिनी' श्रेणिकादीनां सद्द्रव्यापगमे च भवति अपायसहचारिणी सा सादिसपर्यवसाना" 'तत्त्वार्थभाष्यवृत्ति' पृ० ५९, पं० २७.

"यदुक्तं गन्धहस्तिना–तत्र याऽपायसद्द्रव्यवर्तिनी अपायो–मतिज्ञानांशः सद्द्रव्याणि–शुद्धसम्यक्त्वदलिकानि तद्वर्तिनी श्रेणिकादीनां च सद्द्रव्यापगमे भवत्यपायसहचारिणी सा सादिसपर्यवसाना इति।" 'नवपदवृत्ति', पृ० ८८ द्वि०.

"प्राणापानावुच्छ्वासनिःश्वासक्रियालक्षणौ" 'तत्त्वार्थभाष्यवृत्ति' पृ० १६१, पं० १३

"यदाह गन्धहस्ती–प्राणापानौ उच्छ्वासनिःश्वासौ इति।" 'धर्मसंग्रहणीवृत्ति' (मलयगिरि) पृ० ४२, पं० २

"अत एव च भेदः प्रदेशानामवयवानां च, ये न जातुचिद् वस्तुव्यतिरेकेणोपलभ्यन्ते ते प्रदेशाः ये तु विशकलिताः परिकलित-मूर्तयः प्रज्ञापथमवतरन्ति तेऽवयवा इति।" 'तत्त्वार्थभाष्यवृत्ति', पृ० ३२८, पं० २१.

"यद्यप्यवयवप्रदेशयोर्गन्धहस्त्यादिषु भेदोऽस्ति"—'સ્યાદ્વાદમંજરી', પૃ० ६३, શ્લો० ९.

બહુ જ થોડા પરિવર્તન સાથે અને ક્યાંયેક ભાવસામ્ય સાથે સિંહસૂરના પ્રશિષ્ય અને ભાસ્વામીના શિષ્ય સિદ્ધસેનની તત્ત્વાર્થ-ભાષ્ય ઉપરની વૃત્તિમાં મળે છે. આ ઉપરથી એટલું નિર્વિવાદપણે સિદ્ધ થાય છે કે, ગંધહસ્તી ચાલુ માન્યતા પ્રમાણે સિદ્ધસેન દિવાકર નહિ પણ ઉપલબ્ધ તત્ત્વાર્થભાષ્યની વૃત્તિના રચયિતા ભાસ્વામીના શિષ્ય સિદ્ધસેન જ છે. નામની સમાનતાથી અને પ્રકાંડવાદી તરીકે અને કુશળ ગ્રન્થકાર તરીકે પ્રસિદ્ધિ પામેલ સિદ્ધસેન દિવાકર જ ગંધહસ્તી સંભવી શકે એવી સંભાવનામાંથી ઉ૦ યશોવિજયજીની દિવાકર માટે ગંધહસ્તી વિશેષણ વાપરવાની ભ્રાંતિ જન્મી હોય, એવો સંભવ છે.

ઉપરની દલીલો ઉપરથી આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે, શ્વેતાંબર પરંપરામાં પ્રસિદ્ધ ગંધહસ્તી એ તત્ત્વાર્થ-સૂત્રના ભાષ્યની ઉપલબ્ધ વિસ્તીર્ણ વૃત્તિના રચનાર સિદ્ધસેન જ છે. આ ઉપરથી આપણને નિશ્ચિત રૂપે એમ માનવાને કારણ મળે છે કે, સન્મતિના ટીકાકાર દશમા સૈકાના અભયદેવે પોતાની ટીકામાં[1] એ સ્થળે ગંધહસ્તીપદ વાપરી તેમની

---

૧. સન્મતિના બીજા કાંડની પ્રથમગાથાની વ્યાખ્યાની સમાપ્તિમા ટીકાકાર અભયદેવે તત્ત્વાર્થના પ્રથમ અધ્યાયનાં ૯, ૧૦, ૧૧ અને ૧૨ એમ ચાર સૂત્રો ટાંકેલાં છે અને ત્યાં એ સૂત્રોની વ્યાખ્યા વિષે ગંધહસ્તીની ભલામણ કરતાં તેઓ જણાવે છે કે, "अस्य च सूत्रसमूहस्य व्याख्या गन्धहस्तिप्रभृतिभिर्विहितेति न प्रदर्श्यते" —પૃ૦ ૫૯૫, પં૦ ૨૪. એ જ પ્રમાણે તૃતીયકાંડની ૪૪મી ગાથામાં આવેલા 'હેતુવાદ' પદની વ્યાખ્યા આપતા તેમણે "सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः" આ સૂત્ર મૂકી તે માટે પણ લખ્યું છે કે, "तथा गन्धहस्तिप्रभृतिभिर्विक्रान्तमिति नेह प्रदर्श्यते विस्तरभयात्"—પૃ૦ ૬૫૧, પં૦ ૨૦.

રચેલ તત્ત્વાર્થવ્યાખ્યા જોઈ લેવાની સૂચના કરી છે, તે ગંધહસ્તી બીજા કોઈ નહિ પણ ઉપલબ્ધ ભાષ્યવૃત્તિના રચનાર ઉક્ત સિદ્ધસેન જ છે. એટલે સન્મતિટીકામાં અભયદેવે તત્ત્વાર્થ ઉપરની જે ગંધહસ્તીકૃત વ્યાખ્યા જોઈ લેવાની ભલામણ કરી છે, તે વ્યાખ્યા માટે હવે નષ્ટ કે અનુપલબ્ધ સાહિત્ય તરફ નજર દોડાવવાની જરૂર નથી. આ જ અનુસંધાનમાં એ પણ માનવુ પ્રાપ્ત થાય છે કે, નવમા દસમા સૈકાના ગ્રંથકાર શીલાંકે[1] પોતાની આચારાંગસૂત્ર ઉપરની ટીકામાં જે 'ગંધહસ્તિકૃત'[2] વિવરણનો ઉલ્લેખ કર્યો છે, તે વિવરણ પણ તત્ત્વાર્થભાષ્યની વૃત્તિના રચયિતા સિદ્ધસેનનું જ હોવુ જોઈએ. કારણ કે, બહુ જ થોડું અંતર ધરાવતા શીલાંક અને અભયદેવ એ બન્ને ભિન્ન ભિન્ન આચાર્યો માટે ગંધહસ્તીપદ વાપરે એ સંભવિત નથી, અને અભયદેવ જેવા બહુશ્રુત વિદ્વાને જૈન આગમોમાં પ્રથમ પદ ધરાવતા આચારાંગસૂત્રની પોતાની નજીકમાં જ પૂર્વે થઈ ગયેલા શીલાંકસૂરિની રચેલી ટીકા જોઈ ન હોય એ પણ કલ્પવું કઠણ છે. વળી શીલાંકે પોતે જ પોતાની ટીકાઓમાં જ્યાં જ્યાં સિદ્ધસેન દિવાકરકૃત સન્મતિની ગાથાઓ ઉદ્ધૃત કરી છે, ત્યાં કોઈ પણ

---

૧. જુઓ આ૦ શ્રીજિનવિજયજીસંપાદિત 'જીતકલ્પ'ની પ્રસ્તાવના પૃ૦ ૧૯, તથા પરિશિષ્ટ, 'શીલાંકાચાર્ય વિષે વધારે વિગત.'

૨. "शस्त्रपरिज्ञाविवरणमतिबहुगहनं च गन्धहस्तिकृतम् ।" તથા

शस्त्रपरिज्ञाविवरणमतिबहुगहनमितीव किल वृतं पूज्यैः ।
श्रीगन्धहस्तिमिश्रैर्विवृणोमि ततोऽहमवशिष्टम् " ॥

—'આચારાંગટીકા,' પૃ૦ ૧ તથા ૮૨ની શરૂઆત.

સ્થળે ગંધહસ્તીપદ વાપર્યું નથી, એટલે શીલાંકના ગંધહસ્તી પણ દિવાકર નથી એ ખુલ્લું છે.

ઉપરની વિચારસરણીને આધારે મેં દશ વર્ષ પહેલાં જે નિર્ણય કર્યો હતો[1], તેનું સંપૂર્ણ રીતે સમર્થક ઉલ્લિખિત પ્રાચીન પ્રમાણ પણ હવે મળી ગયું છે, કે જે હરિભદ્રીય અધૂરી વૃત્તિના પૂરક યશોભદ્રસૂરિના શિષ્યે લખ્યું છે. તે આ પ્રમાણે છે:

"सूरियशोभद्रस्य (हि) शिष्येण समुद्धृता स्वबोधार्थम् ।
तत्त्वार्थस्य हि टीका जडकायार्जना धृता यात्यां नृद्धृता ॥
(० यर्जुनोद्धृतान्त्यार्धा) ॥ १ ॥
हरिभद्राचार्येणारब्धा विवृतार्धषडध्यायांश्च ।
पूज्यैः पुनरुद्धृतेयं तत्त्वार्थार्द्धस्य टीकान्त्या ॥ २ ॥ इति ॥

एतदुक्तं भवति–हरिभद्राचार्येणार्धषण्णामध्यायानामाद्यानां टीका कृता, भगवता तु गंधहस्तिना सिद्धसेनेन नव्या कृता तत्त्वार्थटीका नव्यैर्वादस्थानैर्व्याकुला, तस्या एव शेष उद्धृतश्चाचार्येण (शेषं मया) स्वबोधार्थम् । सात्यन्तगुर्वी च डुपडुपिका निष्पन्नेत्यलम्"—पृ० ५२१ ।

તત્ત્વાર્થભાષ્ય ઉપર શ્વેતાંબરાચાર્યોની રચેલી બે આખી વૃત્તિઓ અત્યારે મળે છે. તેમાં એક મોટી છે અને બીજી તેથી નાની છે. મોટી વૃત્તિના રચનાર સિદ્ધસેન એ જ અહીં પ્રસ્તુત છે. એ સિદ્ધસેન દિન્નગણિના શિષ્ય સિંહસૂરના શિષ્ય ભાસ્વામીના શિષ્ય હતા, એ વાત એમની ભાષ્યવૃત્તિને અંતે આપેલી પ્રશસ્તિ ઉપરથી સિદ્ધ છે. ગંધહસ્તીની વિચારણા

**सिद्धसेन**

[1]. જુઓ આ ગ્રંથની પહેલી આવૃત્તિ, 'પરિચય' પા. ૩૬ ઇ૦.

પ્રસંગે ઉપર આપેલી દલીલોથી આપણે એ પણ જાણ્યુ કે, ગંધહસ્તી એ પ્રસ્તુત સિદ્ધસેન જ છે. એટલે બીજું કોઈ ખાસ પ્રમાણ ન મળે ત્યાં સુધી, તેમની બે કૃતિઓ માનવા વિષે શંકા રહેતી નથી: એક તો આચારાંગવિવરણ જે અનુપલબ્ધ છે, અને બીજી તત્ત્વાર્થભાષ્યની ઉપલબ્ધ મોટી વૃત્તિ. એમનું 'ગંધહસ્તી' નામ કોણે અને કેમ પાડ્યું, તે વિષે ફક્ત કલ્પના જ કરી શકાય. એમણે પોતે તો પોતાની પ્રશસ્તિમાં 'ગંધહસ્તી'પદ યોજ્યું નથી. તેથી એમ લાગે છે કે, જેમ સામાન્ય રીતે બધા માટે બને છે તેમ, તેમના માટે પણ બન્યું હોવું જોઈએ. એટલે કે, તેમના કોઈ શિષ્ય કે ભક્ત અનુગામીએ તેમને ગંધહસ્તી તરીકે પ્રસિદ્ધ કર્યા હોય. એમ કરવાનું કારણ એ લાગે છે કે, પ્રસ્તુત સિદ્ધસેન સૈદ્ધાંતિક હતા અને આગમોનું વિશાળ જ્ઞાન ધરાવવા ઉપરાંત આગમવિરુદ્ધ તેમને જણાતી ગમે તેવી તર્કસિદ્ધ બાબતનું પણ બહુ જ આવેશપૂર્વક ખંડન કરતા, અને સિદ્ધાંતપક્ષનું સ્થાપન કરતા. આ વાત તેમની તાર્કિક વિરુદ્ધની કટુક ચર્ચા જોવાથી વધારે સંભવિત લાગે છે. વળી તેમણે તત્ત્વાર્થભાષ્ય ઉપર જે વૃત્તિ લખી છે, તે અઢાર હજાર શ્લોકપ્રમાણ હોઈ, ત્યાર સુધીમાં રચાયેલી તત્ત્વાર્થભાષ્ય ઉપરની બધી જ વ્યાખ્યાઓમાં કદાચ મોટી હશે. અને જો રાજવાર્તિક તથા શ્લોકવાર્તિકના પહેલાં જ એમની વૃત્તિ રચાઈ હશે, તો એમ પણ કહેવું જોઈએ કે, તત્ત્વાર્થસૂત્ર ઉપરની ત્યાર સુધીમાં હયાત બધી જ શ્વેતાંબરીય દિગંબરીય વ્યાખ્યાઓમાં એ સિદ્ધસેનની જ વૃત્તિ મોટી હશે. આ મોટી વૃત્તિ અને તેમાં કરવામાં આવેલ આગમનું સમર્થન જોઈ, તેમના કોઈ શિષ્યે કે ભક્ત અનુગામીએ તેમની હયાતીમાં

અગર તેમની પછી તેમને માટે 'ગંધહસ્તી' વિશેષણ વાપરેલું હોય એમ લાગે છે. તેમના સંમય વિષે ચોક્કસપણે કહેવું અત્યારે શક્ય નથી. તેમ છતાં તેઓ સાતમા સૈકા અને નવમા સૈકાની વચ્ચે થયા હોવા જોઈએ, એ ચોખ્ખું છે કારણ કે તેઓ પોતાની ભાષ્યવૃત્તિમાં વસુબંધુ[1] આદિ અનેક બૌદ્ધ વિદ્વાનોનો ઉલ્લેખ કરે છે. તેમાં એક સાતમા સૈકાના ધર્મકીર્તિ[2] પણ આવે છે. એટલે સાતમા સૈકા પહેલાં તેઓ નથી થયા એટલું તો નક્કી થાય છે. બીજી બાજુ નવમા સૈકાના વિદ્વાન શીલાંકે ગંધહસ્તી નામથી તેમનો ઉલ્લેખ[3] કર્યો છે. એટલે તેઓ નવમા સૈકા પહેલાં ક્યારેક થયેલા હોવા જોઈએ. આઠમા-નવમા સૈકાના વિદ્વાન યાકિનીસૂનુ હરિભદ્રના ગ્રંથોમાં પ્રસ્તુત સિદ્ધસેનને લગતો ઉલ્લેખ જોવામાં આવ્યો નથી. અને પ્રસ્તુત સિદ્ધસેનની ભાષ્યવૃત્તિમાં એ હરિભદ્રનો અગર તેમની કૃતિઓનો ઉલ્લેખ હજી જોવામાં આવ્યો નથી. તેથી વધારે સંભવિત એમ લાગે છે કે, યાકિની-

---

૧. પ્રસિદ્ધ બૌદ્ધ વિદ્વાન વસુબંધુને 'आमिषगृद्ध'કહી તેઓ નિર્દેશે છે—तस्मादेनःपदमेतत् वसुबन्धोरामिषगृद्धस्य गृद्धस्येवाऽप्रेक्ष्यकारिणः।" "जातिरुपन्यस्ता वसुबन्धुवैधेयेन"। 'તત્ત્વાર્થભાષ્યવૃત્તિ,' પૃ૦ ૬૮,પં૦ ૧ તથા ૨૯ નાગાર્જુનરચિત 'ધર્મસંગ્રહ' પૃ૦ ૧૩ માં આવતાં આનંતર્ય પાંચ પાપો, જેમનું વર્ણન શીલાંક સૂત્રકૃતાગની (પૃ૦ ૨૧૫) ટીકામાં પણ આપે છે, તેમનો ઉલ્લેખ પણ સિદ્ધસેન કરે છે; 'ભાષ્યવૃત્તિ' પૃ૦ ૬૭.

૨. "भिक्षुवरधर्मकीर्तिनाऽपि विरोध उक्तः प्रमाणविनिश्चयादौ" 'તત્ત્વાર્થભાષ્યવૃત્તિ' પૃ૦ ૩૯૭, પં૦ ૪.

૩. જુઓ આ 'પરિચય'માં પા. ૫૧, નોંધ ૨.

સૂનુ હરિભદ્ર અને પ્રસ્તુત સિદ્ધસેન એ બન્ને કાંતો સમકાલીન હોય અગર તો એમની વચ્ચે બહુ જ થોડું અંતર હોય. પ્રશસ્તિમાં લખ્યા પ્રમાણે પ્રસ્તુત સિદ્ધસેનના પ્રગુરુ સિંહસૂર એ જો મલ્લવાદિકૃત નયચક્રના ટીકાકાર સિંહસૂરિ જ હોય, તો એમ કહી શકાય કે, નયચક્રની ઉપલબ્ધ સિંહસૂરિકૃત ટીકા સાતમા સૈકા લગભગની કૃતિ હોવી જોઈએ.

હરિભદ્ર

ઉપર સૂચિત કરેલી તત્ત્વાર્થભાષ્યની નાની વૃત્તિના પ્રણેતા હરિભદ્ર જ અહીં પ્રસ્તુત છે. આ નાની વૃત્તિ રતલામસ્થ શ્રી ઋષભદેવજી કેસરીમલજી નામક સંસ્થા દ્વારા પ્રકાશિત થઈ છે. આ વૃત્તિ કેવળ હરિભદ્રાચાર્યની કૃતિ નથી, પરંતુ તેની રચનામાં ઓછામાં ઓછા[1] ત્રણ આચાર્યોનો હાથ છે. તેમાં એક હરિભદ્ર પણ છે. આ હરિભદ્રનો વિચાર અહીં પ્રસ્તુત છે. શ્વેતાંબર પરંપરામાં હરિભદ્ર નામના કેટલાય આચાર્ય થઈ ગયા છે[2], તેમાંથી યાકિનીસૂનુ રૂપે પ્રસિદ્ધ, સેંકડો ગ્રંથના રચયિતા આ૦ હરિભદ્ર જ આ નાની વૃત્તિના રચયિતા માનવામાં આવે છે.

---

૧. ત્રણથી વધારે પણ આ વૃત્તિના રચયિતા હોઈ શકે છે. કારણ કે હરિભદ્ર, યશોભદ્ર, અને યશોભદ્રનો શિષ્ય એ ત્રણ તો નિશ્ચિત જ છે; પરંતુ નવમ અધ્યાયના અંતની પુષ્પિકાના આધારથી અન્યની પણ કલ્પના થઈ શકે છે — "इतिश्री तत्त्वार्थटीकायां हरिभद्राचार्यप्रारब्धायां डुपडुपिकाभिधानायां तस्यामेवान्यकर्तृकायां नवमोऽध्यायः समाप्तः" ।

૨. જુઓ મુનિ કલ્યાણવિજયજી લિખિત 'ધર્મસંગ્રહણી'ની પ્રસ્તાવના પૃ૦ ૨ થી.

મળી આવેલાં નવાં પ્રમાણોના આધારે આ વખતે મારો મત પણ તે પરંપરાગત માન્યતાની તરફ જ વળે છે. અને પહેલાંનો મારો સંદેહ[1] હવે રહેતો નથી. જો કે શ્રીમાન્ સાગરાનંદજીએ ઉપર્યુક્ત સંસ્થા દ્વારા પ્રકાશિત તે લઘુવૃત્તિની પ્રસ્તાવનામાં આચાર્ય હરિભદ્રને જ લઘુવૃત્તિના પ્રણેતારૂપે ઠરાવ્યા છે; તો પણ તેમની બધી દલીલો સમાનરૂપે સાધક નથી. અલબત્ત, તેમની કેટલીક દલીલો[2] હરિભદ્રના લઘુવૃત્તિકર્તૃત્વ તરફ બલવાન સૂચન અવશ્ય કરે છે. તે લઘુવૃત્તિ યાકિનીસૂનુ હરિભદ્રની કૃતિ હોવા – ન હોવા બાબતનો મારો પહેલાંનો સંદેહ મુખ્યતયા તે વૃત્તિની અંતિમ સમાપ્તિ કરનાર યશોભદ્રસૂરિના શિષ્યનાં નિમ્નલિખિત વાક્યોથી જ દૂર થયો છે. તે લખે છે કે[3], 'આચાર્ય હરિભદ્રે શરૂઆતના સાડાપાંચ અધ્યાયોની ટીકા બનાવી. ભગવાન ગંધહસ્તી સિદ્ધસેને તો નવીનવાદોથી યુક્ત નવી જ ટીકા રચી. બાકીનો ભાગ તેમાંથી આચાર્યે અને મેં ઉદ્ધૃત કર્યો.' આ વાક્યોના લેખક યશોભદ્રના શિષ્યની જો ભૂલ ન થતી હોય, તો તે વાક્યોથી નીચેની ત્રણ વાતો સ્પષ્ટ જણાઈ આવે છે: ૧. શરૂઆતના સાડાપાંચ અધ્યાયોની વૃત્તિના રચયિતા તે સમયે હરિભદ્રાચાર્ય જ મનાતા હતા; તેમણે ગંધહસ્તીની મોટી વૃત્તિની પહેલાં જ પોતાની વૃત્તિ લખી હતી, કે જે કોઈ કારણથી પૂરી ન થઈ શકી. ૨. તે અધૂરી વૃત્તિને પૂર્ણ કરવાને બદલે ગંધહસ્તીએ

૧. જુઓ આ ગ્રંથની પહેલી આવૃત્તિના 'પરિચય'નું પા ૪૫.

૨. 'હરિભદ્રવૃત્તિ'ની પ્રસ્તાવનાગત ૧, ૩, ૭, અને ૯ નંબરની દલીલો.

૩. સંસ્કૃત પાઠ માટે જુઓ આ 'પરિચય' પા ૫૨.

બિલકુલ નવી વૃત્તિ પૂર્ણરૂપે લખી, અને તેમાં નવા દાર્શનિક વાદોને અધિક સ્થાન આપ્યું, કે જે હરિભદ્રીય લઘુવૃત્તિમાં ન હતું. ૩. હરિભદ્રની અધૂરી ટીકાનો બાકીનો ભાગ ગુરુ યશોભદ્ર અને શિષ્યે સિદ્ધસેનીય વૃત્તિમાંથી જ ઉદ્‌ધૃત કરીને પૂર્ણ કર્યો.

ઉપર સૂચવેલા મુદ્દાઓ પરથી ફલિત એ થાય છે કે, યશોભદ્ર અને તેમનો શિષ્ય બંને ગંધહસ્તી સિદ્ધસેનના સમકાલીન હશે અથવા ઉત્તરકાલીન; પરંતુ તેમની સામે ગંધહસ્તીની મોટી વૃત્તિ વિદ્યમાન અવશ્ય હતી; તથા તે એવું પણ માનતા હતા કે, હરિભદ્રની વૃત્તિ અધૂરી હોવા છતાં ગંધહસ્તીએ તેને પૂર્ણ કરવાને બદલે નવી જ વૃત્તિ રચી. યશોભદ્રના શિષ્યની લેખનશૈલીથી એટલું તો સ્પષ્ટ સૂચિત થાય છે કે, તે અધૂરી વૃત્તિના રચયિતા આ૦ હરિભદ્ર, યા તો ગંધહસ્તીના પૂર્વકાલીન હોવા જોઈએ, અથવા તો સમકાલીન; કારણ કે એ સ્પષ્ટ લખે છે કે, હરિભદ્રીય વૃત્તિ પહેલેથી હતી, અને તે અપૂર્ણ પણ હતી; તો પણ ગંધહસ્તીએ તો તેને પૂર્ણ ન કરી, અને નવી તથા નવીનવાદસંકુલ વૃત્તિ જ લખી.

તે અધૂરી વૃત્તિના રચયિતા હરિભદ્રને સિદ્ધસેનથી પૂર્વકાલીન માનીને અથવા સમકાલીન માનીને વિચાર કરીએ તો પણ એક જ નિર્ણય ઉપર પહોંચવું પડે છે કે, તે હરિભદ્ર યાકિનીસૂનુ જ હોઈ શકે છે, બીજા નહીં; કેમકે વિક્રમીય નવમા સૈકામાં ગંધહસ્તીનો સમય નિર્ણિત થાય છે. તે સમયે અથવા તેથી કંઈક પહેલાં યાકિનીસૂનુ હરિભદ્ર સિવાય બીજા કોઈ હરિભદ્રનો પત્તો ઇતિહાસમાંથી મળતો નથી. અલબત,

ગંધહસ્તીના સમકાલીન, અથવા પૂર્વકાલીન એવા યાકિની-સૂનુથી ભિન્ન એવા હરિભદ્રનો પત્તો જ્યાં સુધી ન લાગે, ત્યાં સુધી તે અધૂરી વૃત્તિના રચયિતા યાકિનીસૂનુ હરિભદ્ર જ માની શકાય છે. આ વિચારસરણીથી હું પણ શ્રીમાન સાગરાનન્દ સૂરિજીએ તારવેલા નિર્ણય ઉપર જ આવી પહોંચ્યો છું. પરંતુ, તેમણે ગંધહસ્તી સિદ્ધસેનથી હરિભદ્રની પૂર્વવર્તિતા બતાવનારી જે દલીલો આપી છે, તે આભાસમાત્ર છે. દાખલા તરીકે, તેમણે પોતાની પ્રસ્તાવનામાં લખ્યું છે કે, જ્ઞાનાવરણીયની સમ્યકત્વાવારકતાના મંતવ્યનું હરિભદ્રે ખંડન કર્યું છે (પૃ૦ ૪૨) પરંતુ સિદ્ધસેને તે મંતવ્યને સ્વીકાર્યું છે (પૃ૦ ૫૭), તેથી કરીને હરિભદ્ર સિદ્ધસેનથી પૂર્વવર્તી છે. શ્રીમાન્ સાગરાનંદજીનું આ કથન હરિભદ્રને સિદ્ધસેનથી પૂર્વવર્તી કેવી રીતે સાબિત કરી શકે છે ? તેનાથી તો એટલું જ સિદ્ધ થઈ શકે છે કે, જ્ઞાનાવરણીયની સમ્યકત્વાવારકતાનો હરિભદ્રે નિરાસ કર્યો છે, પરંતુ સિદ્ધસેને તેનું સમર્થન કર્યું છે. આ મુદ્દા વડે સાગરજી હરિભદ્રને પૂર્વવર્તી બતાવવા ઇચ્છતા હોય, તો તેમણે પ્રથમ એ બતાવવું જોઈતું હતું કે, એ સમ્યકત્વાવારકતાવાળો મત સિદ્ધસેનોપજ્ઞ નથી, પરંતુ હરિભદ્રના પૂર્વવર્તી અથવા સમકાલીન બીજા કોઈનો છે. એ પ્રમાણે શ્રીમાન સાગરાનંદજીની કુણિમાદિ આહારના સંગ્રહ (૬-૧૬) વાળી દલીલ પણ પ્રસ્તુત પૌર્વાપર્યમાં સાધક થતી નથી. સમુદાયાર્થ-અવયવાર્થ શબ્દરહિત (અધ્યાય ૬, સૂ૦ ૧૬ થી ૨૨ ની) ભાષ્યવ્યાખ્યાને હરિભદ્રકૃત માની પણ લઈએ તોય, સિદ્ધસેને જે કુણિમાદિ આહારના સંગ્રહનું નિરસન કર્યું છે, તે હરિભદ્રકૃત સંગ્રહનું નથી. કારણ કે, હું આગળ બતાવીશ કે, હરિભદ્રકૃત વૃત્તિને સિદ્ધસેને જોઈ હોય,

તેવું સંભવિત નથી. આ સ્થિતિમાં સાગરજીની એ સંગ્રહ-નિરાસ વાળી દલીલ પણ હરિભદ્રના પૂર્વવર્તિત્વને સાબિત કરી શકતી નથી. આ ઝઘડામાં પ્રશ્નકર્તા મને પણ પૂછી શકે છે કે, તો તમે હરિભદ્ર તથા સિદ્ધસેનના પૌર્વાપર્વ વિષયક તમારા વિચારો બતાવો. અલબત્ત, મારી પાસે પણ તે પૌર્વાપર્યના અંતિમ નિર્ણય કરાવનાર કોઈ સાધન નથી. તો પણ તે સંબંધી અત્યાર સુધીના મારા વિચાર તો હું પ્રગટ કરી દેવા ઉચિત જ સમજું છું.

હરિભદ્રનો સમય વિક્રમનો આઠમો-નવમો સૈકો સુનિશ્ચિત છે, એ વસ્તુ શ્રીમાન્ જિનવિજયજીએ આકાટ્ય દલીલોથી સિદ્ધ કરી છે.[1] નહી કે શ્રીમાન્ સાગરાનંદજીના કથનાનુસાર વિક્રમનો પાંચમો-છઠ્ઠો સૈકો. જે હરિભદ્ર સુનિશ્ચિતરૂપે વિક્રમના સાતમા-આઠમા સૈકાના અનેક ગ્રંથકારોનો નિર્દેશ કરે છે, તેમને કેવળ પારંપરિક માન્યતાના આધાર વડે પાંચમી શતાબ્દીના કહી દેવા એ પરંપરામાં ઐકાંતિક શ્રદ્ધામાત્ર છે. એ પ્રમાણે ગંધહસ્તી સિદ્ધસેન પણ વિક્રમીય ૮ મા-૯ મા સૈકામાં થઈ ગયેલા વિદ્વાન અકલંકના સિદ્ધિવિનિશ્ચયનો ઉલ્લેખ કરવાને કારણે, તથા ૯ મા-૧૦ મા સૈકાના વિદ્વાન શીલાંક દ્વારા નિર્દિષ્ટ[2] થયા હોવાને કારણે તેમના કરતાં થોડાઘણા પણ પૂર્વવર્તી અથવા વયો-દીક્ષા વૃદ્ધ હોવાને કારણે વિક્રમીય ૮મા ૯મા સૈકામાં જ થઈ ગયેલા સિદ્ધ થાય છે.

હરિભદ્રે ક્યાંય ગંધહસ્તી સિદ્ધસેનનો, અથવા ગંધહસ્તીએ હરિભદ્રનો ક્યાંય ઉલ્લેખ કર્યો હોય, એવું જોવામાં આવ્યું

---

૧, 'જૈન સાહિત્ય સંશોધક' વર્ષ ૧, અં. ૧.

૨. જુઓ આ પરિચય, પા. ૫૧, નોંધ ૨.

નથી. તો પણ તત્ત્વાર્થભાષ્ય ઉપરની તેમની બંનેની વૃત્તિઓમાં એટલુંબધું શબ્દ-સામ્ય છે કે, પ્રથમ દૃષ્ટિએ જોનાર એમ જ કહે કે, કોઈ એકે બીજાની વૃત્તિનો સંક્ષેપ યા વિસ્તાર કર્યો છે. પરંતુ તો પછી પ્રશ્ન એ થાય છે કે, એમાંનો કોઈ એક, બીજાની વૃત્તિનો સંક્ષેપક યા વિસ્તારક હોય, તો એ પેલા બીજાનું નામ સુધ્ધાં ન લે, એ જૈનાચાર્યોને માટે કેવી રીતે સંભવી શકે? તેથી હજુ સુધી મારો નિર્ણય એ છે કે, હરિભદ્ર અને ગંધહસ્તી બંને સમકાલીન છે; બંનેના સમયમાં કોઈ ખાસ અંતર નથી. ભલે એ બંનેમાં વય અને દીક્ષા સંબંધી જ્યેષ્ઠત્વ-કનિષ્ઠત્વ હોય તે બંનેની તત્ત્વાર્થભાષ્ય ઉપરની વૃત્તિઓનું શબ્દ-સામ્ય અથવા સંક્ષેપ-વિસ્તાર એક બીજાની કૃતિના અવલોકનનું પરિણામ નથી, તેમજ હરિભદ્રે નથી ગંધહસ્તીને લક્ષ્યમાં રાખીને જ્ઞાનાવરણીયની સમ્યત્કત્વાવારકતાનું ખંડન કર્યું, કે નથી ગંધહસ્તીએ હરિભદ્રને લક્ષ્યમાં રાખીને કુણિમાદિ આહારના સંગ્રહનો નિરાસ કર્યો. તે બંનેએ પોતપોતાની વૃત્તિઓ તત્ત્વાર્થભાષ્યની અન્ય પૂર્વકાલીન ટીકાઓનો આધાર લઈને સંક્ષેપ યા વિસ્તારથી રચી છે. બંનેની વૃત્તિઓમાં દેખાતું શબ્દસામ્ય પ્રાચીન સમાનસંપત્તિમૂલક છે. હરિભદ્ર દ્વારા નિરસ્ત કરવામાં આવેલો જ્ઞાનાવરણીયની સમ્યકત્વાવારકતાવાળો મત કોઈ પૂર્વ ટીકાકારનો હશે, અથવા જૈનપરંપરામાં એવી માન્યતા પ્રથમથી પ્રચલિત હશે, જેનું વિશેષ સમર્થન ગંધહસ્તીએ કર્યું હશે. તે જ પ્રમાણે કુણિમાદિ આહારનો સંગ્રહ પણ કોઈ પૂર્વ ટીકાકારનો હોઈ શકે છે, અથવા એવી માન્યતા પહેલેથી પ્રચલિત હશે કે જેનો હરિભદ્રે તો સ્વીકાર કર્યો, પરંતુ ગંધહસ્તીએ ન કર્યો. તે

જમાના માટે એવી કલ્પના કરવી સંગત નથી કે, બંનેએ પોતપોતાની વૃત્તિ રચતી વખતે એકબીજાના થોડાઘણા લિખિત ભાગને કોઈ રીતે જોઈને કે સાંભળીને જ તેનું ખંડન અથવા મંડન કર્યું હોય. એ તો સુનિશ્ચિત વાત છે કે, હરિભદ્ર અને ગંધહસ્તી પહેલાં પણ તત્ત્વાર્થભાષ્ય ઉપર અનેક વ્યાખ્યાઓ હતી, જે સંભવતઃ પ્રમાણમાં નાની અથવા કદાચ બહુ જ નાની હશે. હરિભદ્ર અને ગંધહસ્તીની તત્ત્વાર્થભાષ્ય ઉપરની વ્યાખ્યાશૈલી પૂર્વાધાર-શૂન્ય નથી. તેથી કરીને મારે મતે તે બંનેનું અધિકાંશમાં સમકાલીનત્વ જ સંગત છે. જો તે બેમાંથી કોઈ એક વૃદ્ધ હોય, તો તે પણ ગંધહસ્તી જ હોવાની સંભાવના છે. અનેક સમકાલીન તેમજ સમર્થ વિદ્વાન જૈન આચાર્યોની બાબતમાં એ જોવામાં આવ્યું છે કે, એક જણ બીજાથી પરિચિત હોવા છતાં, તે બીજાનો નામનિર્દેશ પણ નથી કરતો. બહુધા એ પણ જોવામાં આવ્યું છે કે, ગચ્છભેદ, મંતવ્યભેદ, આચારભેદ આદિ કારણોથી અથવા સમાન સામર્થ્યના અભિમાનથી એક જણ સમકાલીન કે પૂર્વકાલીન બીજાનો નામનિર્દેશ નથી કરતો. હરિભદ્ર અને ગંધહસ્તીની વચ્ચે પણ એવું જ કોઈ ગૂઢ રહસ્ય ન હોય, એવું નિશ્ચયપૂર્વક નથી કહી શકાતું.

ઉક્ત બંને વૃત્તિકારોમાંથી ભલે કોઈ પણ વૃદ્ધ હોય, પરંતુ એટલું તો અવશ્ય જણાય છે કે, હરિભદ્રની વૃત્તિ ગંધહસ્તીની વૃત્તિથી પહેલાં લખાઈ છે. એ વાત યશોભદ્રના શિષ્યનાં ઉપર ટાંકેલાં વાક્યોથી જેમ સૂચિત થાય છે, તેમ પ્રવચનસારોદ્ધારની વૃત્તિના એક વાક્યથી પણ તેનું સમર્થન

થાય છે. તે વાક્યમાં કહેવામાં આવ્યું છે કે,[1] — 'તત્ત્વાર્થ-મૂલ ટીકામાં હરિભદ્રસૂરિ પણ કહે છે.' અહી હરિભદ્રના નામની સાથે 'તત્ત્વાર્થની ટીકા' માત્ર નથી, પરંતુ 'મૂલટીકા' છે. 'મૂલટીકાનો'નો અર્થ એ સિવાય બીજો કશો ન થઈ શકે, કે, તે સમયે જ્ઞાત તત્ત્વાર્થની બધી ટીકાઓમાં મૂળ અથવા પ્રાચીન ટીકા. પ્રવચનસારોદ્ધારની વૃત્તિના રચયિતા પોતાના સમય સુધીની માન્યતા અનુસાર એમ સમજતા હતા કે, તત્ત્વાર્થની બધી ટીકાઓમાં હરિભદ્રની ટીકા જ મૂળ છે. તે સમયે બીજી પૂર્વવર્તી ટીકા-ટિપ્પણીઓનું અસ્તિત્વ રહ્યું નહીં હોય, તથા હરિભદ્રીય ટીકા જ મૂળ ગણાતી હશે, અને ગંધહસ્તીની ટીકા તેના પછીની રચના મનાતી હશે. એ માન્યતાને ભ્રાંત માનવાનુ હજુ કાંઈ કારણ મળ્યું નથી. તેથી જ હરિભદ્રીય વૃત્તિને જ ગંધહસ્તીની વૃત્તિથી પહેલાં રચાયેલી માનવી યુક્તિસંગત છે. પહેલાં રચવામાં આવી હોવા છતાં પણ તે એક યા બીજા કારણે ગંધહસ્તીના જોવામાં આવી નહી હોય, એવી કલ્પનાનું સમર્થન મુખ્યત્વે એ બાબતથી થાય છે કે, પાંચમા અધ્યાયનું પ્રસિદ્ધ સૂત્ર 'उत्पादव्यय-ध्रौव्ययुक्तं सत् ॥ २९ ॥' નો જે ભાષ્યપાઠ લઈને હરિભદ્રે વૃત્તિ રચી છે, તે પાઠ ગંધહસ્તીએ લીધેલા પાઠથી બિલકુલ

---

૧. 'तथा च तत्त्वार्थमूलटीकायां हरिभद्रसूरिः" – पृ० ३३७, એવું લખીને જે પાઠ આપ્યો છે, તે હરિભદ્રવૃત્તિનો નથી પણ સિદ્ધસેનીયવૃત્તિનો છે. પરંતુ તેથી ઉપર્યુક્ત અનુમાનમાં કશો વાધો આવતો નથી. એ તો એમનો એક ભ્રમ માત્ર છે કે, જે પાઠને તે હરિભદ્રીયવૃત્તિનો સમજતા હતા, તે તેનો ન હોઈ સિદ્ધસેનીય વૃત્તિનો હતો.

ભિન્ન છે. જે ગંધહસ્તી અનેક સ્થળે સૂત્ર તથા ભાષ્યનાં ભિન્ન ભિન્ન પાઠાંતરોનો નિર્દેશ કરી, તેમની સમીક્ષા કરે છે, તે હરિભદ્રદ્વારા સ્વીકારાયેલ અત્યંત ભિન્ન ભાષ્યપાઠનો નિર્દેશ પણ ન કરે, તથા તેની સમીક્ષા કરવાનું પડતું મૂકે, એ કદી સંભવિત નથી. પ્રસ્તુત ચર્ચાથી નિષ્પન્ન થતા મારા વિચારનો સાર સંક્ષેપમાં આ પ્રમાણે છે :—

૧. સાડાપાંચ અધ્યાયની અધૂરી વૃત્તિના રચયિતા હરિભદ્ર યાકિનીસૂનુ જ હોવા જોઈએ. તેમ જ તેમની વૃત્તિ તત્ત્વાર્થની મૂલટીકા મનાતી હતી, એટલે, તે ગંધહસ્તીની વૃત્તિ કરતાં પહેલાં રચાઈ હશે.

૨. હરિભદ્ર અને ગંધહસ્તીની વચ્ચે સમયની બાબતમાં કોઈ ખાસ અંતર નથી. વય અથવા દીક્ષાકૃત જ્યેષ્ઠત્વ-કનિષ્ઠત્વ ભલે હોય, પણ બંને છે તો સમકાલીન; તથા વિક્રમનુ ૮ મું ૯ મું સૈકું જ તેમનો જીવનકાલ તથા કાર્યકાલ છે.

૩. હરિભદ્ર અને ગંધહસ્તીની બંને વૃત્તિઓમાં એક-બીજાના મંતવ્યનું જે ખંડન માલૂમ પડે છે, તે એકબીજાની વૃત્તિના અવલોકનનું પરિણામ હોવાને બદલે, પૂર્વવર્તી મંતવ્યોનો સ્વીકાર કે અસ્વીકાર માત્ર છે.

૪. હરિભદ્ર અને ગંધહસ્તીની પહેલાં પણ તત્ત્વાર્થસૂત્ર તથા તેની ઉપર અનેક નાની નાની વ્યાખ્યાઓ હતી, જે વિરલ સ્થાનોની ટિપ્પણીરૂપ પણ હશે; અને સમગ્ર ગ્રંથ ઉપર પણ હશે, તો પણ પ્રાચીન રિવાજ મુજબ સંક્ષિપ્ત જ હશે.

૫. તે પ્રાચીન નાની નાની ટિપ્પણીઓના આધારથી તથા જૈન તત્ત્વજ્ઞાન અને આચાર વિષયક ત્યાં સુધીનાં પ્રચલિત અન્ય વિવિધ મંતવ્યોના આધારથી હરિભદ્રે એક સંગ્રાહકવૃત્તિ

લખવી શરૂ કરી, કે જે પૂરી ન થઈ શકી. ગંધહસ્તીએ બીજી જ મોટી વૃત્તિ લખી અને તેમાં સ્થળેસ્થળે દાર્શનિક વાદોનો સમાવેશ પણ કર્યો.

ઉક્ત હરિભદ્રે સાડાપાંચ અધ્યાયની વૃત્તિ રચી. ત્યાર પછી તત્ત્વાર્થભાષ્યના આખા ભાગ ઉપર જે વૃત્તિ છે, તેની

**देवगुप्त, यशोभद्र तथा यशोभद्रना शिष्य**

રચના બે વ્યક્તિઓ દ્વારા થયેલી તો ચોક્કસ જણાય છે. તેમાંથી એક યશોભદ્ર નામના આચાર્ય છે. બીજા તેમના શિષ્ય છે, જેમના નામનો કોઈ પત્તો નથી. યશોભદ્રના તે અજ્ઞાતનામક શિષ્યે દશમા અધ્યાયના માત્ર અંતિમ સૂત્રના ભાષ્ય ઉપર વૃતિ લખી છે. તેની પહેલાંના હરિભદ્રે બાકી રહેવા દીધેલા બધા ભાષ્યભાગ ઉપર યશોભદ્રની વૃત્તિ છે. આ વાત તે યશોભદ્રસૂરિના શિષ્યનાં વચનોથી જ સ્પષ્ટ છે.[1]

શ્વેતાંબર પરંપરામાં યશોભદ્ર નામના અનેક આચાર્ય તથા ગ્રંથકાર થયા છે.[2]

તેમાંથી પ્રસ્તુત યશોભદ્ર કોણ છે, તે અજ્ઞાત છે. પ્રસ્તુત યશોભદ્ર ભાષ્યની અધૂરી વૃત્તિના રચયિતા હરિભદ્રના શિષ્ય હતા, તેવું કોઈ નિર્ણાયક પ્રમાણ નથી. તેની વિરુદ્ધ એટલું તો કહી શકાય છે કે, જો પ્રસ્તુત યશોભદ્ર તે હરિભદ્રના શિષ્ય હોત, તો યશોભદ્રનો શિષ્ય કે જેણે વૃત્તિની સમાપ્તિ કરી છે, તથા જેણે હરિભદ્રની અધૂરી વૃત્તિને પોતાના ગુરુ યશોભદ્રે

૧. જુઓ આ પરિચય, પા. પર.

૨. જુઓ 'जैन साहित्यका संक्षिप्त इतिहास', પરિશિષ્ટમાં 'યશોભદ્ર'.

પૂરી કરી એવુ લખ્યું છે, તે પોતાના ગુરુના નામની સાથે 'હરિભદ્રશિષ્ય' વગેરે કોઈ વિશેષણુ લગાવ્યા વિના ભાગ્યે જ રહેત. અસ્તુ ગમે તે હો; પરંતુ એટલું તો હજુ વિચારવાનું રહે છે કે, તે યશોભદ્ર ક્યારે થયા, તથા તેમની બીજી કૃતિઓ છે કે નહિ? વળી. તે યશોભદ્ર આખરી એક માત્ર સૂત્રની વૃત્તિ કેમ રચી ન શક્યા? તથા તે તેમના શિષ્યને કેમ રચવી પડી?

તુલના કરવાથી જણાય છે કે, યશોભદ્ર તથા તેમના શિષ્યની ભાષ્યવૃત્તિ ગંધહસ્તીની વૃત્તિના આધારે લખવામાં આવી છે. ગંધહસ્તીની અને હરિભદ્રની વૃત્તિઓમાં રહેલુ શબ્દસામ્ય, તથા પારસ્પરિક મતભેદનું ખંડન એ બને એકબીજાની વૃત્તિના અવલોકનનું પરિણામ નથી, એવું તો માનવું પડે છે; પરંતુ યશોભદ્રની વૃત્તિની બાબતમાં એવું નથી. કારણ કે, યશોભદ્રનો શિષ્ય સ્પષ્ટ લખે છે કે, ગંધહસ્તીએ જે નવ્યવૃત્તિ રચી, તેમાંથી મેં તેમજ મારા ગુરુ યશોભદ્ર આચાર્યે બાકીનો ભાગ ઉદ્ધૃત કર્યો છે.

હરિભદ્રના ષોડશક પ્રકરણ ઉપર વૃત્તિ લખનારા એક યશોભદ્રસૂરિ થયા છે, તે જ પ્રસ્તુત યશોભદ્ર છે કે બીજા, એ પણ એક વિચારણીય પ્રશ્ન છે. મળી આવતા વિસ્તૃત દાર્શનિકવાદ નાની વૃત્તિમાં નથી; અથવા ક્યાંક છે, તો બિલકુલ સંક્ષિપ્ત છે. અધિક ધ્યાન દેવા યોગ્ય વાત તો એ છે કે, 'उत्पादव्ययध्रौव्ययुक्तं सत्' એ સૂત્રનું ભાષ્ય બંને વૃત્તિઓમાં એક નથી, તથા કોઈ એકમાં બીજી વૃત્તિએ સ્વીકારેલો ભાષ્યપાઠ નિર્દિષ્ટ પણ થયો નથી.

મલયગિરિએ લખેલી તત્ત્વાર્થભાષ્ય ઉપરની વ્યાખ્યા નથી મળતી. તેઓ વિક્રમના બારમા–તેરમા સૈકામાં થઈ ગયેલા વિશ્રુત શ્વેતાંબર વિદ્વાનોમાંના એક છે.

मलयगिरि[1]

તેઓ આ૦ હેમચંદ્રના સમકાલીન અને સર્વશ્રેષ્ઠ ટીકાકાર તરીકે જાણીતા છે. તેમની કોડીબંધ મહત્ત્વપૂર્ણ કૃતિઓ[2] ઉપલબ્ધ છે.

ચિરંતનમુનિ એક અજ્ઞાત નામના શ્વેતાંબર સાધુ છે. તેમણે તત્ત્વાર્થ ઉપર સાધારણ ટિપ્પણ લખ્યું છે. તેઓ વિક્રમની ચૌદમી સદી પછી ક્યારેક થયેલા છે;

चिरंतनमुनि

કારણ કે તેમણે અ૦ ૫, સૂ૦ ૩૧ના ટિપ્પણમાં ચૌદમા સૈકામાં થયેલ મલ્લિષેણની 'સ્યાદ્વાદમંજરી'નો ઉલ્લેખ કર્યો છે.

વાચક યશોવિજયે ભાષ્ય ઉપર લખેલી વૃત્તિનો અપૂર્ણ પ્રથમ અધ્યાય જેટલો ભાગ મળે છે. તેઓ શ્વેતાંબર સંપ્રદાયમાં જ નહિ પણ આખા જૈન સંપ્રદાયમાં છેલ્લામાં

वाचक यशोविजय

છેલ્લા થયેલા સર્વોત્તમ પ્રામાણિક વિદ્વાન તરીકે જાણીતા છે. એમની સંખ્યાબંધ કૃતિઓ[3] ઉપલબ્ધ છે. સત્તરમા અઢારમા સૈકા સુધીમાં થયેલ

---

૧. મલયગિરિએ તત્ત્વાર્થટીકા લખી હતી એવી માન્યતા, તેમની પ્રજ્ઞાપનાવૃત્તિમાં મળતા "तच्चाप्राप्तकारित्वं तत्त्वार्थटीकादौ सविस्तरेण प्रसाधितमिति ततोऽवधारणीयम्" (પદ ૧૫ પૃ૦ ૨૯૮)—આ અને આના જેવા બીજા ઉલ્લેખો ઉપરથી બંધાયેલી છે.

૨. જુઓ 'ધર્મસંગ્રહણી'ની પ્રસ્તાવના પૃ૦ ૩૬.

૩ જુઓ 'જૈન તર્કભાષા', પ્રસ્તાવના, સિંઘીસીરીઝ.

ન્યાયશાસ્ત્રના વિકાસને અપનાવી એમણે જૈન શ્રુતને તર્કબદ્ધ કર્યું છે; અને ભિન્ન ભિન્ન વિષયો ઉપર અનેક પ્રકરણો લખી, જૈન તત્ત્વજ્ઞાનના સૂક્ષ્મ અભ્યાસનો માર્ગ તૈયાર કર્યો છે.

ગણી યશોવિજય ઉપરના વાચક યશોવિજયથી જુદા છે. એ ક્યારે થયા તે માલૂમ નથી, એમના વિષે બીજી પણ ઐતિહાસિક માહિતી અત્યારે કાંઈ નથી.

**ગણી યશોવિજય**

એમની કૃતિ તરીકે અત્યારે ફક્ત તત્ત્વાર્થ-સૂત્ર ઉપરનો ગૂજરાતી ટબો પ્રાપ્ત છે; આ ઉપરાંત એમણે બીજું કાંઈ રચ્યુ હશે કે નહિ તે જ્ઞાત નથી. ટબાની ભાષા અને શૈલી જોતાં તેઓ ૧૭-૧૮ મા સૈકામાં થયા હોય એમ લાગે છે. એમની નોંધવા જેવી વિશેષતા બે છે:

૧. જેમ વાચક યશોવિજયજી વગેરે શ્વેતાંબર વિદ્વાનોએ 'અષ્ટસહસ્રી' જેવા દિગંબરીય ગ્રંથો ઉપર ટીકાઓ રચી છે, તેમ એ ગણી યશોવિજયજીએ પણ તત્ત્વાર્થના દિગંબરીય સર્વાર્થસિદ્ધિમાન્ય સૂત્રપાઠને લઈ તેના ઉપર માત્ર સૂત્રના અર્થ પૂરતો ટબો લખ્યો છે; અને ટબો લખતાં તેમણે જ્યાં જ્યાં શ્વેતામ્બર અને દિગંબરનો મતભેદ કે મતવિરોધ આવે છે, ત્યાં સર્વત્ર શ્વેતાંબર પરંપરાને અનુસરીને જ સૂત્રનો અર્થ કર્યો છે. આમ સૂત્રપાઠ દિગંબરીય છતાં અર્થ શ્વેતાંબરીય છે.

૨. આજ સુધીમાં તત્ત્વાર્થસૂત્ર ઉપર ગૂજરાતીમાં ટબો લખનાર પ્રસ્તુત યશોવિજય ગણી જ પહેલા આવે છે; કારણકે તેમના સિવાય તત્ત્વાર્થસૂત્ર ઉપર કોઈનું ગૂજરાતીમાં કાંઈ લખેલ અદ્યાપિ જાણવામાં આવ્યુ નથી.

ગણી યશોવિજયજી શ્વેતાંબર છે એ વાત તો નક્કી છે, કારણકે ટબાના અંતમાં એવો ઉલ્લેખ[1] છે; અને બીજું સબલ પ્રમાણ તો તેમનો ટબો જ છે. સૂત્રનો પાઠભેદ[2] અને સૂત્રોની સંખ્યા દિગંબરીય સ્વીકાર્યાં છતાં તેનો અર્થ કોઈ પણ જગ્યાએ તેમણે દિગંબર પરંપરાને અનુકૂળ કર્યો નથી. અલબત્ત અહીં એક સવાલ થાય છે અને તે એ કે, યશોવિજયજી શ્વેતાંબર હોવા છતાં તેમણે દિગંબરીય સૂત્રપાઠ કેમ લીધો હશે? શું તેઓ શ્વેતાંબરીય સૂત્રપાઠથી પરિચિત નહિ જ હોય? કે પરિચિત હોવા છતાં તેમને દિગંબરીય સૂત્રપાઠમાં જ શ્વેતાંબરીય સૂત્રપાઠ કરતાં વધારે મહત્ત્વ દેખાયું હશે? આનો ઉત્તર એ જ વ્યાજબી લાગે છે કે, તેઓ શ્વેતાંબર સૂત્રપાઠથી પરિચિત તો અવશ્ય હશે જ અને તેમની દૃષ્ટિમાં તે જ પાઠનું મહત્ત્વ પણ હશે જ, કારણ કે તેમ ન હોત તો તેઓ શ્વેતાંબરીય પરંપરા પ્રમાણે ટબો રચત જ નહિ; તેમ છતાં તેમણે દિગંબરીય સૂત્રપાઠ લીધો તેનો સબબ એવો હોવો જોઈએ કે, જે સૂત્રપાઠને આધારે દિગંબરીય બધા વિદ્વાનો હજાર વર્ષ

---

૧. " इति श्वेतांबराचार्यश्रीउमास्वामिगण(णि)कृततत्त्वार्थसूत्रं तस्य बालावबोधः श्रीयशोविजयगणिकृतः समाप्तः" પ્રવર્તક શ્રીકાંતિવિજયજીના શાસ્ત્રસંગ્રહમાંની લિખિત ટબાની પોથી.

૨. આ સ્વીકારમાં અપવાદ પણ છે જે બહુ જ થોડો છે. દાખલા તરીકે અ૦ ૪નું ૧૯ મું સૂત્ર એમણે દિગંબરીય સૂત્રપાઠમાંથી નથી લીધું. દિગંબરો સોળ સ્વર્ગ માનતા હોવાથી તેમનો પાઠ લેવામાં શ્વેતાંબરીયતા રહી શકે નહિ, એટલે એમણે એ સ્થળે શ્વેતાંબરીય સૂત્રપાઠમાંથી જ બાર સ્વર્ગોનાં નામવાળું સૂત્ર લીધું છે.

થયાં દિગંબર પરંપરા[1] પ્રમાણે જ શ્વેતાંબર આગમોથી વિરુદ્ધ અર્થ કરતા આવ્યાં છે, તે જ સૂત્રપાઠમાંથી શ્વેતાંબર પરંપરાને બરાબર બંધ બેસે એવો અર્થ કાઢવો અને કરવો તદ્દન શક્ય અને સંગત છે, એવી છાપ દિગંબરીય પક્ષ ઉપર પાડવી અને સાથે જ શ્વેતાંબરીય અભ્યાસીઓને જણાવવું કે, દિગંબરીય સૂત્રપાઠ કે શ્વેતાંબરીય સૂત્રપાઠ ગમે તે લ્યો. એ બન્નેમાં પાઠભેદ હોવા છતાં અર્થ તો એક જ પ્રકારનો નીકળે છે, અને તે શ્વેતાંબર પરંપરાને બંધ બેસે તેવો જ. તેથી દિગંબરીય સૂત્રપાઠથી ભડકવાની કે તેને વિરોધી પક્ષનો સૂત્રપાઠ માની ફેંકી દેવાની કશી એ જરૂર નથી. તમે ઇચ્છો તો ભાષ્યમાન્ય સૂત્રપાઠ શીખો અગર સર્વાર્થસિદ્ધિમાન્ય સૂત્રપાઠ યાદ કરો. તત્ત્વ બન્નેમાં એક જ છે. આ રીતે એક બાજુ દિગંબરીય વિદ્વાનોને તેમના સૂત્રપાઠમાંથી સીધી રીતે સાચો અર્થ શો નીકળી શકે છે તે જણાવવાના, અને બીજી બાજુ શ્વેતાંબરી અભ્યાસીઓ પક્ષભેદને કારણે દિગંબરીય સૂત્રપાઠથી ન ભડકે તેમ સમજાવવાના ઉદ્દેશથી જ, એ યશોવિજયજીએ શ્વેતાંબરીય સૂત્રપાઠ છોડી દિગંબરીય સૂત્રપાઠ ઉપર ટબો રચ્યો હોય તેમ લાગે છે.

પૂજ્યપાદનું અસલી નામ દેવનંદી છે, એ વિક્રમના પાંચમા-છઠ્ઠા સૈકામાં થયેલા છે. એમણે વ્યાકરણ આદિ અનેક વિષયો ઉપર ગ્રંથો લખ્યા છે, જેમાંના કેટલાક ઉપલબ્ધ[2] છે. દિગંબર વ્યાખ્યાકારોમાં

પૂજ્યપાદ

---

૧. જુઓ, 'સર્વાર્થસિદ્ધિ' ૨,૫૩; ૯,૧૧; તથા ૧૦,૯.

૨. જુઓ, 'જૈનસાહિત્યસંશોધક,' પ્રથમ પુસ્તક પૃ૦ ૮૩.

પૂજ્યપાદ પહેલાં ફક્ત શિવકોટિ[1] જ થયાનું સૂચન મળે છે. તેમની જ દિગંબરીયત્વ સમર્થક સર્વાર્થસિદ્ધિ નામની તત્ત્વાર્થ-વ્યાખ્યા પછીના બધા દિગંબરીય વિદ્વાનોને આધારભૂત થઈ છે.

ભટ્ટ અકલંક વિક્રમના આઠમા-નવમા સૈકાના વિદ્વાન છે. 'સર્વાર્થસિદ્ધિ' પછી તત્ત્વાર્થ ઉપર એમની જ વ્યાખ્યા મળે છે, જે 'રાજવાર્ત્તિક'ના નામથી જાણીતી છે. જૈન ન્યાયપ્રસ્થાપક વિશિષ્ટ ગણ્યાગાંઠ્યા વિદ્વાનોમાંના એ એક છે. તેમની કેટલીક કૃતિઓ ઉપલબ્ધ[2] છે, જે દરેક જૈન ન્યાયના અભ્યાસી માટે મહત્ત્વની છે.

भट्ट अकलंक

વિદ્યાનંદનું બીજું નામ 'પાત્રકેસરી' જાણીતું છે. પરંતુ પાત્રકેસરી વિદ્યાનંદથી જુદા હતા, એ વિચાર હાલમાં જ પં૦ જુગલકિશોરજીએ પ્રસ્તુત કર્યો છે. તેના સ્પષ્ટીકરણ માટે તેમના 'અનેકાન્ત' માસિકપત્રનું પ્રથમ વર્ષનું બીજું કિરણ જોવું જોઈએ. તેઓ વિક્રમના નવમા-દશમા સૈકામાં થયેલા છે. તેમની કેટલીક કૃતિઓ ઉપલબ્ધ[3] છે. તેઓ ભારતીય દર્શનોના વિશિષ્ટ

विद्यानंद

---

૧. શિવકોટિકૃત તત્ત્વાર્થવ્યાખ્યા કે તેનો ઉતારો વગેરે આજે ઉપલબ્ધ નથી. તેમણે તત્ત્વાર્થ ઉપર કાંઈક લખ્યું હતું એવું સૂચન કેટલાક અર્વાચીન શિલાલેખોમાંની પ્રશસ્તિ ઉપરથી થાય છે શિવકોટિ સમંતભદ્રના શિષ્ય હોવાની માન્યતા છે. જુઓ, 'સ્વામી સમંતભદ્ર' પૃ૦ ૯૬.

૨. જુઓ, 'ન્યાયકુમુદચંદ્ર'ની પ્રસ્તાવના.

૩. જુઓ 'અષ્ટસહસ્રી' અને 'તત્ત્વાર્થશ્લોકવાર્તિક'ની પ્રસ્તાવના.

અભ્યાસી છે અને તેમણે તત્ત્વાર્થ ઉપર શ્લોકવાર્તિક નામની પદ્યબંધ મોટી વ્યાખ્યા લખીને કુમારિલ જેવા પ્રસિદ્ધ મીમાંસક ગ્રંથકારોની હરીફાઈ કરી છે અને જૈનદર્શન ઉપર થયેલ મીમાંસકોના પ્રચંડ આક્રમણનો સબળ ઉત્તર આપ્યો છે.

श्रुतसागर

શ્રુતસાગર નામનાં બે દિગંબર પંડિતોએ તત્ત્વાર્થ ઉપર બે જુદી જુદી ટીકા રચી છે.

विबुधसेन, योगीन्द्रदेव, योगदेव, लक्ष्मीदेव, अने अभयनंदिसूरि आदि

વિબુધસેન વગેરે બધા દિગંબર વિદ્વાનો છે અને એમણે તત્ત્વાર્થ ઉપર સાધારણ વ્યાખ્યાઓ લખી છે. એઓને વિષે ખાસ માહિતી નથી મળી. આટલા સંસ્કૃત વ્યાખ્યાકારો ઉપરાત તત્ત્વાર્થ ઉપર ભાષામાં ટીકા લખનાર અનેક દિગંબર વિદ્વાનો થયા છે, જેમાંના અનેકે તો કર્ણાટક ભાષામાં પણ ટીકા લખી છે, અને બીજાઓએ હિંદી ભાષામાં ટીકા લખી છે.[1]

### ૩. મૂળ તત્ત્વાર્થસૂત્ર

તત્ત્વાર્થશાસ્ત્રની બાહ્ય તથા આભ્યંતર સવિશેષ માહિતી મેળવવા માટે પહેલાં મૂળગ્રંથને અવલંબી નીચે લખેલી ચાર બાબનો ઉપર વિચાર કરવામાં આવે છે: ૧. પ્રેરક સામગ્રી, ૨. રચનાનો ઉદ્દેશ, ૩. રચનાશૈલી, અને ૪. વિષયવર્ણન.

प्रेरक सामग्री

જે સામગ્રીએ કર્તાને તત્ત્વાર્થ લખવા પ્રેર્યા, તે મુખ્યપણે ચાર ભાગમાં વહેંચાઈ જાય છે.

---

૧ આ માટે જુઓ 'તત્ત્વાર્થભાષ્ય' હિંદી અનુવાદની પ્રસ્તાવના પં૦ શ્રીનાથૂરામજી પ્રેમીલિખિત.

૧. આગમ જ્ઞાનનો વારસો: વૈદિક દર્શનોમાં વેદની જેમ જૈન દર્શનમાં આગમ ગ્રંથો જ મુખ્ય પ્રમાણ મનાય છે; બીજા ગ્રંથોનું પ્રામાણ્ય આગમને અનુસરવામાં છે. એ આગમ જ્ઞાનનો પરાપૂર્વથી ચાલ્યો આવતો વારસો વાચક ઉમાસ્વાતિને બરાબર મળ્યો હતો, તેથી આગમિક બધા વિષયોનું તેમનું જ્ઞાન સ્પષ્ટ તથા વ્યવસ્થિત હતું.

૨. સંસ્કૃતભાષા: કાશી, મગધ, બિહાર આદિ પ્રદેશોમાં રહેવા અને વિચરવાને લીધે અને કદાચિત્ બ્રાહ્મણત્વ જાતિને લીધે પોતાના સમયમાં પ્રધાનતા ભોગવતી સંસ્કૃતભાષાનો ઊંડો અભ્યાસ વાચક ઉમાસ્વાતિએ કર્યો હતો. જ્ઞાન મેળવવાનું પ્રાકૃતભાષા ઉપરાંત સંસ્કૃત ભાષાનું દ્વાર બરાબર ઊઘડવાથી સંસ્કૃત ભાષામાં રચાયેલ વૈદિક દર્શન સાહિત્ય અને બૌદ્ધ દર્શન સાહિત્ય જાણવાની તેમને તક મળી, અને એ તકનો યથાર્થ ઉપયોગ કરી તેમણે પોતાના જ્ઞાનભંડોળને ખૂબ સમૃદ્ધ કર્યું.

૩. દર્શનાન્તરનો પ્રભાવ: સંસ્કૃત ભાષા દ્વારા તેમણે જે વૈદિક અને બૌદ્ધ સાહિત્યમાં પ્રવેશ કર્યો, તથા તેને લીધે જે નવનવી તત્કાલીન રચનાઓ જોઈને તેમાંથી વસ્તુઓ અને વિચારસરણીઓ જાણી, તે બધાનો તેમના ઉપર ઊંડો પ્રભાવ પડ્યો. અને એ જ પ્રભાવે તેમને જૈન સાહિત્યમાં પહેલાં સ્થાન નહિ પામેલી એવી ટૂંકી દાર્શનિક સૂત્રશૈલીમાં અને સંસ્કૃતભાષામાં ગ્રંથ લખવા પ્રેર્યા.

૪. પ્રતિભા: ઉક્ત ત્રણે હેતુઓ હોવા છતાંય જો તેમનામાં પ્રતિભા ન હોત, તો તત્ત્વાર્થનો આ સ્વરૂપમા કદી

જન્મ જ ન થાત. તેથી ઉક્ત ત્રણે હેતુઓ સાથે પ્રેરક સામગ્રીમાં તેમની પ્રતિભાને સ્થાન આપ્યા વિના ન જ ચાલે.

રચનાનો ઉદ્દેશ

કોઈ પણ ભારતીય શાસ્ત્રકાર જ્યારે પોતાના વિષયનું શાસ્ત્ર રચે છે, ત્યારે તે પોતાના વિષયના નિરૂપણના અંતિમ ઉદ્દેશ તરીકે મોક્ષને જ મૂકે છે; પછી ભલે તે વિષય અર્થ, કામ, જ્યોતિષ કે વૈદ્યક જેવો આધિભૌતિક દેખાતો હોય, કે તત્ત્વજ્ઞાન અને યોગ જેવો આધ્યાત્મિક દેખાતો હોય. બધાં જ મુખ્ય મુખ્ય વિષયનાં શાસ્ત્રોના પ્રારંભમાં તે તે વિદ્યાના અંતિમ ફળ તરીકે મોક્ષનો જ નિર્દેશ હોવાનો, અને તે તે શાસ્ત્રના ઉપસંહારમાં પણ છેવટે તે વિદ્યાથી મોક્ષ સિદ્ધ થયાનું કથન આવવાનું.

વૈશેષિક દર્શનના પ્રણેતા 'કણાદ' પોતાની પ્રમેયની ચર્ચા કરતાં પહેલાં, તે વિદ્યાના નિરૂપણને મોક્ષના સાધન તરીકે જણાવીને જ તેમાં પ્રવર્તે છે[1]. ન્યાય દર્શનના સૂત્રધાર ગૌતમ પ્રમાણપદ્ધતિના જ્ઞાનને મોક્ષનું દ્વાર માનીને જ તેના નિરૂપણમાં ઊતરે છે[2]. સાંખ્ય દર્શનનું નિરૂપણ કરનાર પણ મોક્ષના ઉપાયભૂત જ્ઞાનની પુરવણી ખાતર જ પોતાની વિશ્વોત્પત્તિ વિદ્યાનું વર્ણન કરે છે[3]. બ્રહ્મમીમાંસાનું બ્રહ્મ અને જગત વિષેનુ નિરૂપણ પણ મોક્ષના સાધનની પૂર્તિ માટે જ છે. યોગ દર્શનમાં યોગક્રિયા અને બીજી પ્રાસંગિક આવતી બધી બાબતોનું

---

૧ ૧, ૧, ૪, કણાદસૂત્ર.

૨. ૧, ૧, ૧, ન્યાયસૂત્ર.

૩ જુઓ ઈશ્વરકૃષ્ણકૃત 'સાંખ્ય કારિકા', કા૦ ૨.

વર્ણન એ માત્ર મોક્ષનો ઉદ્દેશ સિદ્ધ કરવા માટે જ છે. ભક્તિમાર્ગીઓનાં શાસ્ત્રો કે જેમાં જીવ, જગત અને ઈશ્વર આદિ વિષયોનું વર્ણન છે, તે પણ ભક્તિની પુષ્ટિ દ્વારા છેવટે મોક્ષ મેળવવા માટે જ છે. બૌદ્ધ દર્શનના ક્ષણિકવાદનો અગર ચાર આર્ય સત્યોમાં સમાવેશ પામતા આધિભૌતિક તથા આધ્યાત્મિક વિષયના નિરૂપણનો ઉદ્દેશ પણ મોક્ષ વિના બીજો કશો જ નથી. જૈન દર્શનનાં શાસ્ત્રો પણ એ જ માર્ગને અવલંબીને રચાયેલાં છે. વાચક ઉમાસ્વાતિએ પણ અંતિમ ઉદ્દેશ મોક્ષનો જ રાખી, તેની પ્રાપ્તિના ઉપાયો[1] સિદ્ધ કરવા માટે પોતે વર્ણવવા ધારેલ બધી વસ્તુઓનું વર્ણન તત્ત્વાર્થમાં કરેલું છે.

---

૧. વાચક ઉમાસ્વાતિની તત્ત્વાર્થ રચવાની કલ્પના ઉત્તરાધ્યયનના ૨૮ મા અધ્યયનને આભારી હોય એમ લાગે છે. એ અધ્યયનનું નામ મોક્ષમાર્ગ છે. એ અધ્યયનમાં મોક્ષના માર્ગો સૂચવી તેના વિષય તરીકે જૈન તત્ત્વજ્ઞાનનું તદ્દન ટૂંકમાં નિરૂપણ કરેલું છે. એ જ વસ્તુને વા૦ ઉમાસ્વાતિએ વિસ્તારી તેમાં સમગ્ર આગમના તત્ત્વો ગોઠવી દીધાં છે. તેમણે પોતાના સૂત્રગ્રંથની શરૂઆત પણ મોક્ષમાર્ગપ્રતિપાદક સૂત્રથી જ કરી છે. દિગંબર સંપ્રદાયમા તો તત્ત્વાર્થસૂત્ર 'મોક્ષશાસ્ત્ર'ના નામથી અતિ જાણીતું છે. બૌદ્ધ પરંપરામાં 'વિશુદ્ધિમાર્ગ' અતિ મહત્ત્વનો ગ્રંથ પ્રસિદ્ધ છે; તે બુદ્ધઘોષ દ્વારા પાંચમા સૈકાની આસપાસ પાલીમાં રચાયો છે, અને તેમા સમગ્ર પાલીપિટકોનો સાર છે. તેનો પૂર્વવર્તી 'વિમુક્તિમાર્ગ' નામનો ગ્રંથ પણ બૌદ્ધપરંપરામાં હતો; તેનો અનુવાદ ચીની ભાષામાં મળે છે. વિશુદ્ધિમાર્ગ, તથા વિમુક્તિમાર્ગ એ બન્ને શબ્દોનો અર્થ 'મોક્ષમાર્ગ' જ છે.

પહેલેથી જ જૈન આગમોની રચનાશૈલી બૌદ્ધ પિટકો જેવી લાંબા વર્ણનાત્મક સૂત્રરૂપે ચાલી આવતી, અને તે પ્રાકૃત ભાષામાં હતી. બીજી બાજુ બ્રાહ્મણ વિદ્વાનોએ સંસ્કૃતભાષામાં શરૂ કરેલી ટૂંકાં ટૂંકાં સૂત્રો રચવાની શૈલી ધીરે ધીરે બહુ જ પ્રતિષ્ઠિત થઈ ગઈ હતી; એ શૈલીએ વાચક ઉમાસ્વાતિને આકર્ષ્યા અને તેમાં જ લખવા પ્રેર્યા. આપણે જાણીએ છીએ ત્યાં સુધી જૈન સંપ્રદાયમાં સંસ્કૃત ભાષામાં ટૂંકાં ટૂંકાં સૂત્રો રચનાર તરીકે સૌથી પહેલા ઉમાસ્વાતિ જ છે. તેમના પછી જ એવી સૂત્રશૈલી જૈન પરંપરામાં બહુ જ પ્રતિષ્ઠિત થઈ અને વ્યાકરણ, અલંકાર, આચાર, નીતિ, ન્યાય આદિ અનેક વિષયો ઉપર શ્વેતાંબર, દિગંબર બંને સંપ્રદાયના વિદ્વાનોએ તે શૈલીમાં સંસ્કૃતભાષાબદ્ધ ગ્રંથો લખ્યા.

રચનાશૈલી

ઉમાસ્વાતિનાં તત્ત્વાર્થસૂત્રો કણાદનાં વૈશેષિક સૂત્રોની પેઠે દશ અધ્યાયમાં વહેંચાયેલાં છે. એમની સંખ્યા ફક્ત ૩૪૪ જેટલી છે, જ્યારે કણાદનાં સૂત્રોની સંખ્યા ૩૩૩ જેટલી જ છે. એ અધ્યાયોમાં વૈશેષિક આદિ સૂત્રોની પેઠે આહ્નિક-વિભાગ અગર તો બ્રહ્મસૂત્ર આદિની માફક પાદ-વિભાગ નથી. જૈન સાહિત્યમાં 'અધ્યયન'ને સ્થાને 'અધ્યાય'નો આરંભ કરનાર પણ ઉમાસ્વાતિ જ છે. તેમણે શરૂ નહિ કરેલો આહ્નિક અને પાદ વિભાગ પણ આગળ જતાં તેમના અનુગામી અકલંક આદિએ પોતપોતાના ગ્રંથમાં શરૂ કરી લીધો છે. બાહ્ય રચનામાં કણાદ અને યોગસૂત્ર સાથે તત્ત્વાર્થસૂત્રનું વિશેષ સામ્ય હોવા છતાં તેમાં એક ખાસ જાણવા જેવો ફેર છે, જે જૈન દર્શનના પરંપરાગત માનસ ઉપર પ્રકાશ પાડે છે. કણાદ પોતાનાં

મંતવ્યો સૂત્રમાં રજૂ કરી, તેમને સાબિત કરવા અક્ષપાદ ગૌતમની પેઠે પૂર્વપક્ષ–ઉત્તરપક્ષ નથી કરતા, છતાં તેની પુષ્ટિમાં હેતુઓનો ઉપન્યાસ તો બહુધા કરે જ છે; જ્યારે વાચક ઉમાસ્વાતિ પોતાના એક પણ સિદ્ધાંતની સાબીતિ માટે ક્યાંય યુક્તિ–પ્રયુક્તિ કે હેતુ મૂકતા જ નથી. તેઓ પોતાના વક્તવ્યને સ્થાપિત સિદ્ધાંત રૂપે જ કોઈ પણ દલીલ કે હેતુ આપ્યા વિના, અગર પૂર્વપક્ષ–ઉત્તરપક્ષ કર્યા સિવાય જ, યોગસૂત્રકાર પતંજલિની પેઠે વર્ણવ્યે જ જાય છે. ઉમાસ્વાતિનાં સૂત્રો અને વૈદિક દર્શનોનાં સૂત્રો સરખાવતાં એક છાપ મન ઉપર પડે છે, અને તે એ કે, જૈન પરંપરા શ્રદ્ધાપ્રધાન છે; તે પોતે સર્વજ્ઞના વક્તવ્યને અક્ષરશઃ સ્વીકારી લે છે અને તેમાં શંકા, સમાધાનનો અવકાશ જોતી જ નથી; જેને પરિણામે સુધારો વધારો અને વિકાસ કરવા જેવા અનેક બુદ્ધિના વિષયો તર્કવાદના જમાનામાં પણ અણખેડાયેલા રહી માત્ર શ્રદ્ધાના પાયા ઉપર આજ સુધી ટકી રહ્યા છે.[1] પરંતુ વૈદિક દર્શનપરંપરા

---

૧. સિદ્ધસેન ,સમંતભદ્ર આદિ જેવા અનેક ધુરંધર તાર્કિકોએ કરેલ તર્કવિકાસ અને તાર્કિકચર્ચા ભારતીય વિચારવિકાસમાં ખાસ સ્થાન ભોગવે છે એ વાતનો ઇનકાર થઈ શકે તેમ નથી. છતાં પ્રસ્તુત કથન ગૌણપ્રધાનભાવ અને દૃષ્ટિભેદની અપેક્ષાએ જ સમજવાનું છે. એને એકાદ દાખલાથી સમજવું હોય તો તત્ત્વાર્થસૂત્રો અને ઉપનિષદો આદિ લઈએ. તત્ત્વાર્થના વ્યાખ્યાકારો ધુરંધર તાર્કિકો હોવા છતાં અને સંપ્રદાયભેદમાં વહેંચાયા છતા જે ચર્ચા કરે છે અને તર્કબળ વાપરે છે, તે બધું પ્રથમથી સ્થાપિત જૈનસિદ્ધાંતને સ્પષ્ટ કરવા અગર તો તેનું સમર્થન કરવા પૂરતું છે. એમાથી કોઈ વ્યાખ્યાકારે નવું વિચારસર્જન કર્યું નથી, કે શ્વેતાં-

બુદ્ધિપ્રધાન હોઈ, પોતે માનેલ સિદ્ધાંતોની પરીક્ષા કરે છે; તેમાં શંકા–સમાધાનવાળી ચર્ચા કરે છે, અને ઘણી વાર તો પ્રથમથી મનાતા આવેલા સિદ્ધાંતોને તર્કવાદના બળે ઉથલાવી નાખી નવા સિદ્ધાંતો સ્થાપે છે, અગર તો તેમાં સુધારો-વધારો કરે છે. સારાંશ એ છે કે, વારસામાં મળેલ તત્ત્વજ્ઞાન અને આચારને સાચવવામાં જેટલો ફાળો જૈન પરંપરાએ આપ્યો છે, તેટલો નવા સર્જનમાં નથી આપ્યો.

વિષયવર્ણન

વિષયની પસંદગી: કેટલાંક દર્શનોમાં વિષયનું વર્ણન જ્ઞેયમીમાંસાપ્રધાન છે: જેમકે, વૈશેષિક, સાંખ્ય અને વેદાંત દર્શન. વૈશેષિક દર્શન પોતાની દૃષ્ટિએ જગતનું નિરૂપણ કરતાં, તેમાં મૂળ દ્રવ્યો કેટલાં છે? કેવાં છે? અને તેને લગતા બીજા પદાર્થો કેટલા અને કેવા છે વગેરે વર્ણવી, મુખ્યપણે જગતનાં પ્રમેયોની જ મીમાંસા કરે છે. સાંખ્ય દર્શન પ્રકૃતિ અને પુરુષનું વર્ણન કરી, પ્રધાનપણે જગતનાં મૂળભૂત પ્રમેય તત્ત્વોની જ મીમાંસા કરે છે. એ જ રીતે વેદાંત દર્શન પણ જગતના મૂળભૂત બ્રહ્મતત્ત્વની જ મીમાંસા પ્રધાનપણે કરે છે.

---

બર–દિગંબરની તાત્ત્વિક માન્યતામાં કશો જ ફેર પાડચો નથી. જ્યારે, ઉપનિષદો, ગીતા અને બ્રહ્મસૂત્રના વ્યાખ્યાકારો તર્કબળથી એટલે સુધી સ્વતંત્ર ચર્ચા કરે છે કે, તેમની વચ્ચે તાત્ત્વિક માન્યતામાં પૂર્વ પશ્ચિમ જેટલું અંતર ઊભું થયું છે. આમાં કયો ગુણ અને કયો દોષ એ વક્તવ્ય નથી. વક્તવ્ય ફક્ત વસ્તુસ્થિતિ પૂરતું છે. ગુણ અને દોષ સાપેક્ષ હોઈ, બન્ને પરંપરામાં હોઈ અગર ન હોઈ શકે.

વળી કેટલાંક દર્શનોમાં ચારિત્રની મીમાંસા મુખ્ય છે: જેમકે યોગ અને બૌદ્ધ દર્શનમાં. જીવનની શુદ્ધિ એટલે શું? તે કેમ સાધવી? તેમાં શું શું બાધક છે? વગેરે જીવનને લગતા પ્રશ્નોનો નિકાલ યોગદર્શને હેય–દુઃખ, હેયહેતુ–દુખનું કારણ, હાન–મોક્ષ, અને હાનોપાય–મોક્ષનુ કારણ એ ચતુર્વ્યૂહનું નિરૂપણ કરીને, અને બૌદ્ધ દર્શને ચાર આર્યસત્યોનું નિરૂપણ કરીને કર્યો છે; એટલે કે પ્રથમના દર્શનવિભાગનો વિષય જ્ઞેયતત્ત્વ છે અને બીજા દર્શનવિભાગનો વિષય ચારિત્ર છે.

ભગવાન મહાવીરે પોતાની મીમાંસામાં જ્ઞેયતત્ત્વ અને ચારિત્રને સરખું જ સ્થાન આપ્યું છે, તેથી જ તેમની તત્ત્વ-મીમાંસા એક બાજુ જીવ–અજીવના નિરૂપણ દ્વારા જગતનું સ્વરૂપ વર્ણવે છે, અને બીજી બાજુ આસ્રવ, સંવર આદિ તત્ત્વોને વર્ણવી ચારિત્રનું સ્વરૂપ દર્શાવે છે. એમની તત્ત્વ-મીમાંસા એટલે જ્ઞેય અને ચારિત્રનો સમાનપણે વિચાર. એ મીમાંસામાં ભગવાને નવ તત્ત્વો મૂકી, એ તત્ત્વો ઉપરની અડગ શ્રદ્ધાને જૈનત્વની પ્રાથમિક શરત તરીકે કહી છે. ત્યાગી કે ગૃહસ્થ કોઈને પણ મહાવીરના માર્ગનો અનુગામી તો જ માની શકાય, કે જો તેણે એ નવ તત્ત્વનું જ્ઞાન ન મેળવ્યું હોય તો પણ ઓછામાં ઓછું એના ઉપર શ્રદ્ધા તો કેળવી જ હોય; અર્થાત્ 'જિનકથિત એ તત્ત્વો જ સત્ય છે' એવી ખાતરી બરાબર કરી હોય. આ કારણથી જૈન દર્શનમાં નવ તત્ત્વના જેટલું બીજા કશાનું મહત્ત્વ નથી. આવી વસ્તુસ્થિતિને લીધે જ વાચક ઉમાસ્વાતિએ પોતાના પ્રસ્તુત શાસ્ત્રના વિષય તરીકે એ નવ તત્ત્વો પસંદ કર્યાં, અને તેમનું જ વર્ણન સૂત્રોમાં કરી તે સૂત્રોને વિષયાનુરૂપ 'તત્ત્વાર્થાધિગમ' એવું નામ આપ્યું.

વાચક ઉમાસ્વાતિએ નવ તત્ત્વની મીમાંસામાં જ્ઞેયપ્રધાન અને ચારિત્રપ્રધાન બંને દર્શનોનો સમન્વય જોયો છતાં તેમને તેમાં પોતાના સમયમાં વિશેષ ચર્ચાતી પ્રમાણમીમાંસાના નિરૂપણની ઊણપ જણાઈ; એથી એમણે પોતાના ગ્રંથને પોતાના ધ્યાનમાં આવેલ બધી મીમાંસાઓથી પરિપૂર્ણ કરવા નવ તત્ત્વ ઉપરાંત જ્ઞાનમીમાંસાને પણ વિષય તરીકે સ્વીકારી અને ન્યાયદર્શનની પ્રમાણમીમાંસાના સ્થાને જૈન જ્ઞાનમીમાંસા કેવી છે તે જણાવવાની પોતાનાં જ સૂત્રોમાં ગોઠવણ કરી. એટલે એકંદર એમ કહેવું જોઈએ કે, વાચક ઉમાસ્વાતિએ પોતાનાં સૂત્રના વિષય તરીકે જ્ઞાન, જ્ઞેય અને ચારિત્ર એ ત્રણે મીમાંસાઓને જૈન દૃષ્ટિ અનુસાર લીધેલી છે.

વિષયનો વિભાગ: પસંદ કરેલ વિષયને વાચક ઉમાસ્વાતિએ પોતાની દશાધ્યાયીમાં આ પ્રમાણે વહેંચી નાખ્યો છે. તેમણે પહેલા અધ્યાયમાં જ્ઞાનની, બીજાથી પાંચમા સુધીના ચાર અધ્યાયોમાં જ્ઞેયની, અને છઠ્ઠાથી દશમા સુધીના પાંચ અધ્યાયોમાં ચારિત્રની મીમાંસા કરી છે. ઉક્ત ત્રણે મીમાંસાના અનુક્રમે મુખ્ય મુદ્દાઓ આપી, તે દરેકની બીજાં દર્શનો સાથે ટૂંકમાં સરખામણી અહીં કરવામાં આવે છે.

જ્ઞાનમીમાંસાની સારભૂત બાબતો: પહેલા અધ્યાયમાં જ્ઞાન સાથે સંબંધ રાખનારી મુખ્ય બાબતો આઠ છે: ૧. નય અને પ્રમાણરૂપે જ્ઞાનનો વિભાગ, ૨. મતિ આદિ આગમપ્રસિદ્ધ પાંચ જ્ઞાનો અને તેમની પ્રત્યક્ષ–પરોક્ષ બે પ્રમાણમાં વહેંચણી, ૩. મતિજ્ઞાનની ઉત્પત્તિનાં સાધનો, તેમનો ભેદ-પ્રભેદ અને તેમની ઉત્પત્તિનો ક્રમ સૂચવતા પ્રકારો, ૪. જૈનપરંપરામાં પ્રમાણ મનાતા આગમશાસ્ત્રનું શ્રુતજ્ઞાનરૂપે વર્ણન,

૫. અવધિ આદિ ત્રણ દિવ્ય પ્રત્યક્ષો અને તેમના ભેદ-પ્રભેદો તથા પારસ્પરિક અંતર, ૬. એ પાંચે જ્ઞાનનું તારતમ્ય જણાવતો તેમનો વિષયનિર્દેશ અને તેમની એક સાથે સંભવનીયતા, ૭. કેટલાં જ્ઞાનો ભ્રમાત્મક પણ હોઈ શકે તે, અને જ્ઞાનની યથાર્થતા તથા અયથાર્થતાનાં કારણો, ૮. નયના ભેદપ્રભેદો.

સરખામણી: જ્ઞાનમીમાંસામાં જ્ઞાનચર્ચા છે, તે 'પ્રવચનસાર'ના જ્ઞાનાધિકાર જેવી તર્કપુરઃસર અને દાર્શનિક-શૈલીની નથી; પણ નંદીસૂત્રની જ્ઞાનચર્ચા જેવી આગમિક શૈલીની હોઈ, જ્ઞાનના બધા ભેદપ્રભેદોનું તથા તેમના વિષયોનું માત્ર વર્ણન કરનારી અને જ્ઞાન–અજ્ઞાન વચ્ચેનો તફાવત બતાવનારી છે. એમાં જે અવગ્રહ–ઈહા આદિ લૌકિકજ્ઞાનની ઉત્પત્તિનો ક્રમ[1] સૂચવવામાં આવ્યો છે, તે ન્યાયશાસ્ત્રમાં[2] આવતી નિર્વિકલ્પ–સવિકલ્પ જ્ઞાનની અને બૌદ્ધ અભિધમ્મત્થસંગહોમાં[3] આવતી જ્ઞાનોત્પત્તિની પ્રક્રિયાનું સ્મરણ કરાવે છે. એમાં જે અવધિ આદિ ત્રણ દિવ્ય[4] પ્રત્યક્ષ જ્ઞાનોનું વર્ણન છે, તે વૈદિક[5] અને બૌદ્ધના દર્શનના સિદ્ધ, યોગી અને ઈશ્વરના જ્ઞાનનું સ્મરણ કરાવે છે. એના દિવ્ય જ્ઞાનમાં આવતું મનઃપર્યાયનું નિરૂપણ યોગદર્શન[6] અને બૌદ્ધ દર્શનના[7]

---

૧. 'તત્ત્વાર્થ' ૧, ૧૫–૧૯.

૨. જુઓ 'મુક્તાવલિ' કા૦ ૫૨ થી આગળ.

૩. 'અભિધમ્મ'૦ પરિચ્છેદ ૪, પેરેગ્રાફ ૮ થી.

૪. 'તત્ત્વાર્થ' ૧, ૨૧–૨૬ અને ૩૦.

૫. 'પ્રશસ્તપાદકંદલી' પૃ૦ ૧૮૭

૬. યોગદર્શન, ૩, ૧૯.

૭ 'અભિધમ્મત્થસંગહો' પરિ૦ ૯, પેરેગ્રાફ ૨૪ અને નાગાર્જુનનો 'ધર્મસંગ્રહ' પૃ૦ ૪.

પરચિત્તજ્ઞાનની યાદ આપે છે. એમાં જે પ્રત્યક્ષ–પરોક્ષરૂપે[1] પ્રમાણનો વિભાગ છે, તે વૈશેષિક[2] અને બૌદ્ધ દર્શનમાં આવતા બે પ્રમાણના, સાંખ્ય અને યોગ દર્શનમાં આવતા[3] ત્રણ પ્રમાણના, ન્યાયદર્શનમાં[4] આવતા ચાર પ્રમાણના અને મીમાંસા દર્શનમાં[5] આવતા છ આદિ પ્રમાણના વિભાગોનો સમન્વય છે. એ જ્ઞાનમીમાંસામાં[6] જે જ્ઞાન–અજ્ઞાનનો વિવેક છે, તે ન્યાયદર્શનના[7] યથાર્થ–અયથાર્થ બુદ્ધિના તથા યોગદર્શનના[8] પ્રમાણ અને વિપર્યયના વિવેક જેવો છે. એમાં જે નયનું[9] સ્પષ્ટ નિરૂપણ છે, તેવું દર્શનાન્તરમાં ક્યાંય નથી. ટૂંકમાં એમ કહી શકાય કે, વૈદિક અને બૌદ્ધ દર્શનમાં આવતી પ્રમાણમીમાંસાના સ્થાનમાં જૈનદર્શન શું માને છે, તે બધું વિગતવાર પ્રસ્તુત જ્ઞાનમીમાંસામાં વાચક ઉમાસ્વાતિએ દર્શાવ્યું છે.

જ્ઞેયમીમાંસાની સારભૂત બાબતો: જ્ઞેયમીમાંસામાં જગતનાં મૂળભૂત જીવ અને અજીવ એ બે તત્ત્વોનું વર્ણન છે; તેમાંથી

---

૧. 'તત્ત્વાર્થ' ૧, ૧૦–૧૨,

૨. 'પ્રશસ્તપાદકંદલી' પૃ૦ ૨૧૩, પં૦ ૧૨ અને 'ન્યાયબિંદુ' ૧, ૨.

૩ ઈશ્વરકૃષ્ણકૃત 'સાંખ્યકારિકા' કા૦ ૪; અને યોગદર્શન, ૧,૭.

૪. 'ન્યાયસૂત્ર,' ૧, ૧, ૩.

૫. મીમાસાસૂત્ર ૧, ૫ નું 'શાબરભાષ્ય.'

૬. 'તત્ત્વાર્થ૦' ૧, ૩૩.

૭. 'તર્કસંગ્રહ'–બુદ્ધિનિરૂપણ.

૮. 'યોગસૂત્ર' ૧, ૬.

૯. 'તત્ત્વાર્થ' ૧, ૩૪–૩૫.

માત્ર જીવતત્ત્વની ચર્ચા બીજાથી ચોથા સુધીના ત્રણ અધ્યાયોમાં છે. બીજા અધ્યાયમાં જીવતત્ત્વના સામાન્ય સ્વરૂપ ઉપરાંત સંસારી જીવના અનેક ભેદપ્રભેદોનું અને તેને લગતી અનેક બાબતોનું વર્ણન છે. ત્રીજા અધ્યાયમાં અધોલોકમાં વસતા નારકો અને મધ્યમ લોકમાં વસતા મનુષ્ય તથા પશુ-પક્ષી આદિનું વર્ણન હોવાથી, તેને લગતી અનેક બાબતો સાથે પાતાળ અને મનુષ્યલોકની આખી ભૂગોળ આવે છે. ચોથા અધ્યાયમાં દેવસૃષ્ટિનું વર્ણન હોઈ, તેમાં ખગોળ ઉપરાંત અનેક જાતનાં દિવ્ય ધામોનું અને તેમની સમૃદ્ધિનું વર્ણન છે. પાંચમા અધ્યાયમાં દરેક દ્રવ્યના ગુણધર્મનું વર્ણન કરી, તેનું સામાન્ય સ્વરૂપ જણાવી, સાધર્મ્ય-વૈધર્મ્ય દ્વારા દ્રવ્યમાત્રની વિસ્તૃત ચર્ચા કરી છે.

જ્ઞેયમીમાંસામાં મુખ્ય ૧૬ બાબતો આવે છે, જે નીચે પ્રમાણે છે:

અધ્યાય ૨ જો: ૧. જીવતત્ત્વનું સ્વરૂપ, ૨. સંસારી જીવના પ્રકારો, ૩. ઇન્દ્રિયના ભેદ-પ્રભેદો, તેમનાં નામો, તેમના વિષયો અને જીવરાશિમાં ઇન્દ્રિયોની વહેંચણી, ૫. મૃત્યુ અને જન્મ વચ્ચેની સ્થિતિ. ૫. જન્મના અને તેનાં સ્થાનોના પ્રકારો તથા તેમની જાતિવાર વહેંચણી, ૬. શરીરના પ્રકારો, તેમનું તારતમ્ય, તેમના સ્વામીઓ અને એક સાથે તેમનો સંભવ, ૭. જાતિઓનો લિંગવિભાગ અને ન તૂટી શકે એવા આયુષ્યને ભોગવનારાઓનો નિર્દેશ.

અધ્યાય ૩ જો અને ૪ થો: ૮. અધોલોકના વિભાગો, તેમાં વસતા નારક જીવો અને તેમની દશા તથા જીવનમર્યાદા વગેરે, ૯ દ્વીપ, સમુદ્ર, પર્વત, ક્ષેત્ર આદિ દ્વારા મધ્યમલોકનું

ભૌગોલિક વર્ણન તથા તેમાં વસતા મનુષ્ય, પશુ, પક્ષી આદિનો જીવનકાળ, ૧૦. દેવની ત્રિવિધ જાતિઓ, તેમનો પરિવાર, ભોગ, સ્થાન, સમૃદ્ધિ, જીવનકાળ અને જ્યોતિર્મંડળ દ્વારા ખગોળનું વર્ણન.

અધ્યાય ૫ મો : ૧૧. દ્રવ્યના પ્રકારો, તેમનું પરસ્પર સાધર્મ્ય-વૈધર્મ્ય; તેમનુ સ્થિતિક્ષેત્ર અને તે દરેકનું કાર્ય, ૧૨. પુદ્ગલનું સ્વરૂપ, તેના પ્રકારો અને તેની ઉત્પત્તિનાં કારણો, ૧૩. સત્ અને નિત્યનું સહેતુક સ્વરૂપ, ૧૩. પૌદ્ગલિક બંધની યોગ્યતા અને અયોગ્યતા, ૧૫. દ્રવ્ય સામાન્યનું લક્ષણ, કાળને દ્રવ્ય માનનાર મતાંતર અને તેની દૃષ્ટિએ કાળનુ સ્વરૂપ, ૧૬. ગુણ અને પરિણામનાં લક્ષણો અને પરિણામના પ્રકારો.

સરખામણી : ઉક્ત બાબતોમાંની ઘણીક બાબતો આગમો અને પ્રકરણ ગ્રંથોમાં છે, પણ તે બધી અહીંના જેવી ટૂંકાણમાં સંકલિત અને એક જ સ્થળે ન હોતાં છૂટીછવાઈ છે. 'પ્રવચનસાર'ના જ્ઞેયાધિકારમાં અને 'પંચાસ્તિકાય'ના દ્રવ્યાધિકારમાં ઉપર જણાવેલ પાંચમા અધ્યાયનો જ વિષય છે. પણ તેનું નિરૂપણ અહીંનાથી જુદું પડે છે. 'પંચાસ્તિકાય' અને 'પ્રવચનસાર'માં તર્કપદ્ધતિ તેમજ લંબાણ છે, જ્યારે ઉક્ત પાંચમા અધ્યાયમાં ટૂંકું તેમજ સીધું વર્ણન માત્ર છે.

ઉપર જે બીજા, ત્રીજા અને ચોથા અધ્યાયના મુદ્દા મૂક્યા છે તેવું સળંગ, વ્યવસ્થિત અને સાંગોપાંગ વર્ણન કોઈ પણ બ્રાહ્મણ કે બૌદ્ધ મૂળ દાર્શનિક સૂત્રગ્રંથમાં નથી દેખાતું. બાદરાયણે પોતાના બ્રહ્મસૂત્રના[1] ત્રીજા અને ચોથા અધ્યાયમાં

---

૧. 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઈતિહાસ', બીજો ભાગ, પૃ૦ ૧૬૨ થી આગળ

જે વર્ણન આપ્યું છે, તે ઉક્ત બીજા, ત્રીજા અને ચોથા અધ્યાયની કેટલીક બાબતો સાથે સરખાવવા જેવું છે; કેમકે એમાં પણ મરણ પછીની સ્થિતિ, ઉત્ક્રાંતિ, જુદી જુદી જાતિના જીવો, જુદા જુદા લોકો અને તેમના સ્વરૂપનું વર્ણન છે

ઉક્ત બીજા અધ્યાયમાં જીવનું જે ઉપયોગ લક્ષણ[1] કહેવામાં આવ્યું છે, તે આત્મવાદી બધાં દર્શનોએ સ્વીકારેલ તેના જ્ઞાન કે ચૈતન્ય લક્ષણથી જુદું નથી. વૈશેષિક અને ન્યાયદર્શનના ઇન્દ્રિયવર્ણન કરતાં ઉક્ત બીજા અધ્યાયનું[2] ઇંદ્રિયવર્ણન જુદું દેખાવા છતાં તેના ઇંદ્રિયસંબંધી પ્રકારો, તેમનાં નામો અને તે દરેકનો વિષય ન્યાય[3] અને વૈશેષિક દર્શન સાથે લગભગ શબ્દશઃ સમાન છે. વૈશેષિક દર્શનમાં[4] જે પાર્થિવ, જલીય, તૈજસ અને વાયવીય શરીરોનું વર્ણન છે, તથા સાંખ્ય દર્શનમાં[5] જે સૂક્ષ્મ લિંગ અને સ્થૂલ શરીરનું વર્ણન છે, તે તત્ત્વાર્થના[6] શરીરવર્ણનથી જુદું દેખાવા છતાં ખરી રીતે એક જ અનુભવની ભિન્ન બાજુઓનું સૂચક છે. તત્ત્વાર્થમાં[7] જે વચ્ચેથી તૂટી શકે અને ન તૂટી શકે એવા આયુષનું વર્ણન છે અને તેની જે ઉપપત્તિ દર્શાવવામાં આવી

---

૧. 'તત્ત્વાર્થ' ૨, ૮.

૨. 'તત્ત્વાર્થ૦', ૨, ૧૫-૨૧.

૩. 'ન્યાયસૂત્ર' ૧, ૧, ૧૨, અને ૧૪.

૪. જુઓ, 'તર્કસંગ્રહ,' પૃથ્વીથી વાયુ સુધીનું નિરૂપણ.

૫. ઈશ્વરકૃષ્ણકૃત 'સાંખ્યકારિકા' કા૦, ૪૦ થી ૪૨.

૬. 'તત્ત્વાર્થ૦' ૨, ૩૭-૪૯.

૭ 'તત્ત્વાર્થ૦' ૨, ૫૨.

છે, તે યોગસૂત્ર[1] અને તેના ભાષ્ય સાથે શબ્દશઃ સામ્ય ધરાવે છે. ઉક્ત ત્રીજા અને ચોથા અધ્યાયમાં દર્શાવેલી ભૂગોળવિદ્યા કોઈ પણ દર્શનાન્તરના સૂત્રકારે સ્પર્શી નથી; તેમ છતાં યોગ-સૂત્ર ૩,૨૬ ના ભાષ્યમાં નરકભૂમિઓનું, તેમનાં આધારભૂત ઘન, સલિલ, વાત, આકાશ આદિ તત્ત્વોનું, તેમાં રહેતા નારકોનું; મધ્યમ લોકનું; મેરુનું; નિષધ, નીલ આદિ પર્વતોનું; ભરત, ઇલાવૃત્ત આદિ ક્ષેત્રોનું; જંબુદ્વીપ, લવણસમુદ્ર આદિ દ્વીપ–સમુદ્રોનું; તથા ઊર્ધ્વલોકને અંગે વિવિધ સ્વર્ગોનું, તેમાં રહેતી દેવ જાતિઓનું, તેમનાં આયુષોનું, તેમના સ્ત્રી, પરિવાર આદિ ભોગોનું અને તેમની રહેણીકરણીનું જે લાંબું વર્ણન છે, તે તત્ત્વાર્થના ત્રીજા, ચોથા અધ્યાયની ત્રૈલોક્યપ્રજ્ઞપ્તિ કરતાં ઓછું લાગે છે. એ જ રીતે બૌદ્ધ[2] ગ્રંથોમાં આવતું દ્વીપો, સમુદ્રો, પાતાળો, શીત-ઉષ્ણ, નારકો, અને વિવિધ દેવોનું વર્ણન પણ તત્ત્વાર્થની ત્રૈલોક્યપ્રજ્ઞપ્તિ કરતાં ટૂંકું જ છે. તેમ છતાં એ વર્ણનોનું શબ્દસામ્ય અને વિચારસરણીની સમાનતા જોઈ, આર્યદર્શનોની જુદી જુદી શાખાઓનું એક મૂળ શોધવાની પ્રેરણા થઈ આવે છે.

પાંચમો અધ્યાય વસ્તુ, શૈલી અને પરિભાષામાં બીજા કોઈ પણ દર્શન કરતાં વૈશેષિક અને સાંખ્ય દર્શન સાથે વધારે સામ્ય ધરાવે છે. એનો ષડ્દ્રવ્યવાદ વૈશેષિક દર્શનના

---

૧. યોગસૂત્ર ૩, ૨૨. વિસ્તાર માટે જુઓ આ 'પરિચય', પૃ૦ ૧૫–૧૬.

૨. 'ધર્મસંગ્રહ' પૃ૦ ૨૯–૩૧ તથા 'અભિધમ્મત્થસંગહો' પરિચ્છેદ ૫, પેરેગ્રાફ ૩ થી આગળ.

ષટ્પદાર્થવાદની[1] યાદ આપે છે. એમાં આવતી સાધર્મ્ય-વૈધર્મ્યવાળી શૈલી વૈશેષિક[2] દર્શનની એ શૈલીનું પ્રતિબિંબ હોય તેમ ભાસે છે. જો કે ધર્માસ્તિકાય,[3] અધર્માસ્તિકાય એ દ્રવ્યની કલ્પના બીજા કોઈ દર્શનકારે કરી નથી અને જૈન-દર્શનનું આત્મસ્વરૂપ[4] પણ બીજાં બધાંય દર્શનો કરતાં જુદા જ પ્રકારનું છે. છતાં આત્મવાદ અને પુદ્ગલવાદને લગતી ઘણી બાબતો વૈશેષિક, સાંખ્ય આદિ સાથે વધારે સામ્ય ધરાવે છે. જૈનદર્શનની[5] જેમ ન્યાય, વૈશેષિક[6], સાંખ્ય[7] આદિ દર્શનો પણ આત્મબહુત્વવાદી જ છે. જૈન દર્શનનો[8] પુદ્ગલવાદ વૈશેષિક દર્શનના[9] પરમાણુવાદ અને સાંખ્ય દર્શનના[10] પ્રકૃતિ-વાદના સમન્વયનું ભાન કરાવે છે. કારણ કે એમાં આરંભ અને પરિણામ ઉભયવાદનું સ્વરૂપ આવે છે. એક બાજુ તત્ત્વાર્થમાં કાલને દ્રવ્ય માનનાર મતાંતરનો[11] કરેલ ઉલ્લેખ અને

---

૧. વૈશેષિક૦ ૧,૧, ૪.

૨. પ્રશસ્તપાદ પૃ૦ ૧૬ થી.

૩. તત્ત્વાર્થ૦ ૫, ૧ અને ૫, ૧૭. વિશેષ વિગત માટે જુઓ 'જૈનસાહિત્ય સંશોધક' ખંડ ત્રીજો, અંક પહેલો તથા ચોથો.

૪. 'તત્ત્વાર્થ,૦' ૫, ૫, ૧૫–૧૬.

૫. તત્ત્વાર્થ૦ ૫, ૨.

૬. "व्यवस्थातो नाना"–૩, ૨, ૨૦.

૭. "पुरुषबहुत्वं सिद्धम् ઈશ્વરકૃષ્ણકૃત 'સાંખ્યકારિકા,' ૧૮.

૮. તત્ત્વાર્થ૦ ૫, ૨૩–૨૮

૯. જુઓ 'તર્કસંગ્રહ' પૃથ્વી આદિ ભૂતોનું નિરૂપણ.

૧૦. ઈશ્વરકૃષ્ણ કૃત 'સાંખ્યકારિકા' ૨૨ થી આગળ

૧૧. તત્ત્વાર્થ૦ ૫, ૩૮.

બીજી બાજુ તેનાં નિશ્ચિતપણે બતાવેલાં લક્ષણો[1] ઉપરથી એમ માનવા લલચાઈ જવાય છે કે, જૈન તત્ત્વજ્ઞાનના વ્યવસ્થાપકો ઉપર કાલ દ્રવ્યની બાબતમાં વૈશેષિક[2] અને સાંખ્ય દર્શન એ બન્નેનાં મંતવ્યની સ્પષ્ટ છાપ છે; કારણ કે, વૈશેષિકદર્શન કાલને સ્વતંત્ર માને છે; જ્યારે સાંખ્ય દર્શન એમ નથી માનતું. તત્ત્વાર્થમાં સૂચવાતા કાલ દ્રવ્યના સ્વતંત્ર અસ્તિત્વ-નાસ્તિત્વવિષયક બન્ને પક્ષો જે આગળ જતા દિગંબર[3] અને શ્વેતાંબર પરંપરાની જુદી જુદી માન્યતારૂપે વહેંચાઈ ગયા છે, તે પ્રથમથી જ જૈન દર્શનમાં હશે, કે વૈશેષિક અને સાંખ્ય દર્શનના વિચારસંઘર્ષણને પરિણામે કયારેક જૈન દર્શનમાં સ્થાન પામ્યા હશે, એ એક શોધનો વિષય છે. પણ એક વાત તો દીવા જેવી છે કે તત્ત્વાર્થ મૂળ અને તેની વ્યાખ્યાઓમાં[4] જે કાળનાં લિંગોનું વર્ણન છે, તે વૈશેષિકસૂત્ર સાથે શબ્દશઃ મળતું આવે છે. સત્ અને નિત્યની તત્ત્વાર્થગત વ્યાખ્યા જો કોઈપણ દર્શન સાથે વિશેષ સાદૃશ્ય ધરાવતી હોય, તો તે સાંખ્ય અને યોગ દર્શન જ છે. એમાં આવતું પરિણામી-નિત્યનું સ્વરૂપ, તત્ત્વાર્થના સત્ અને નિત્યના સ્વરૂપ સાથે શબ્દશઃ મળે છે. વૈશેષિક દર્શનમાં પરમાણુઓમાં દ્રવ્યારંભની જે યોગ્યતા[5] બતાવવામાં આવી છે, તે તત્ત્વાર્થમાં વર્ણવેલ

---

૧. 'તત્ત્વાર્થ' ૫, ૨૨.

૨ 'વૈશેષિક દર્શન' ૨, ૨, ૬.

૩. જુઓ કુંદકુંદના 'પ્રવચનસાર' અને 'પંચાસ્તિકાય'નું કાલનિરૂપણ તથા ૫, ૩૯ ની 'સર્વાર્થસિદ્ધિ.'

૪ જુઓ ૫, ૨૨ની ભાષ્યવૃત્તિ, તથા આ 'પરિચય', પા. ૧૩.

૫. પ્રશસ્તપાદ, વાયુનિરૂપણ પૃ૦ ૪૮.

પાદ્ગલિકબંધ–દ્રવ્યારંભની યોગ્યતા[1] કરતાં જુદા જ પ્રકારની છે. તત્ત્વાર્થની[2] દ્રવ્ય અને ગુણની વ્યાખ્યા વૈશેષિક દર્શનની[3] તે વ્યાખ્યા સાથે વધારેમાં વધારે સાદૃશ્ય ધરાવે છે. તત્ત્વાર્થ અને સાંખ્ય દર્શનની પરિણામસંબંધી પરિભાષા સમાન જ છે. તત્ત્વાર્થનો દ્રવ્ય, ગુણ અને પર્યાય રૂપે સત્ પદાર્થનો વિવેક, સાંખ્યના સત્ અને પરિણામવાદની તથા વૈશેષિક દર્શનના દ્રવ્ય, ગુણ અને કર્મને મુખ્ય સત્ માનવાના વલણની યાદ આપે છે.

ચારિત્રમીમાંસાની સારભૂત બાબતોઃ જીવનમાં કઈ કઈ પ્રવૃત્તિઓ હેય છે? એવી હેય પ્રવૃત્તિઓનું મૂળ બીજ શું છે? હેય પ્રવૃત્તિઓનો ત્યાગ શક્ય હોય તો તે કયા કયા પ્રકારના ઉપાયો દ્વારા થઈ શકે, અને હેય પ્રવૃત્તિના સ્થાનમાં કયા પ્રકારની પ્રવૃત્તિઓ જીવનમાં દાખલ કરવી? તેનું પરિણામ જીવનમાં ક્રમશઃ અને છેવટે શું આવે? એ બધો વિચાર છઠ્ઠાથી દશમા અધ્યાય સુધીની ચારિત્રમીમાંસામાં આવે છે. આ બધો વિચાર જૈનદર્શનની તદ્દન જુદી પડતી પરિભાષા અને સાંપ્રદાયિક પ્રણાલીને લીધે જાણે કોઈ પણ દર્શન સાથે સામ્ય ન ધરાવતો હોય એવો આપાતતઃ ભાસ થાય છે; છતાં બૌદ્ધ અને યોગ દર્શનનો બારીકીથી અભ્યાસ કરનારને એમ જણાયા વિના કદી પણ ન રહે, કે જૈન ચારિત્રમીમાંસાનો વિષય ચારિત્રપ્રધાન ઉક્ત બે દર્શનો સાથે વધારેમાં વધારે

---

૧. 'તત્ત્વાર્થ૦' ૫, ૩૨–૩૫

૨. 'તત્ત્વાર્થ૦' ૫, ૩૭, તથા ૪૦.

૩ જુઓ આ પરિચય, પા. ૧૨.

અને અદ્ભુત રીતે સામ્ય ધરાવે છે. એ સામ્ય ભિન્ન ભિન્ન શાખાઓમાં વહેંચાયેલા, જુદી જુદી પરિભાષાઓમાં ઘડાયેલા અને તે તે શાખાઓમાં ઓછોવત્તો વિકાસ પામેલા છતાં અસલમાં એક જ એવા આર્ય જાતિના આચારવારસાનું ભાન કરાવે છે.

ચારિત્રમીમાંસાની મુખ્ય બાબતો અગિયાર છે:

છઠ્ઠો અધ્યાય: ૧. આસ્રવનું સ્વરૂપ, તેના પ્રકારો અને કઈ કઈ જાતના આસ્રવસેવનથી કયાં કયાં કર્મો બંધાય છે તેનું વર્ણન.

સાતમો અધ્યાય: ૨. વ્રતનું સ્વરૂપ, વ્રત લેનાર અધિકારીઓના પ્રકારો અને વ્રતની સ્થિરતાના માર્ગો. ૩. હિંસા આદિ દોષોનું સ્વરૂપ. ૪. વ્રતમાં સંભવતા દોષો. ૫. દાનનું સ્વરૂપ અને તેના તારતમ્યના હેતુઓ.

આઠમો અધ્યાય: ૬. કર્મબંધના મૂળ હેતુઓ અને કર્મબંધના પ્રકારો.

નવમો અધ્યાય: ૭. સંવર અને તેના વિવિધ ઉપાયો અને તેના ભેદ-પ્રભેદો. ૮. નિર્જરા અને તેનો ઉપાય. ૯. જુદા જુદા અધિકારવાળા સાધકો અને તેમની મર્યાદાનુ તારતમ્ય.

દશમો અધ્યાય: ૧૦. કેવળજ્ઞાનના હેતુઓ અને મોક્ષનું સ્વરૂપ. ૧૧. મુક્તિ મેળવનાર આત્માની કઈ રીતે કયાં ગતિ થાય છે, તેનું વર્ણન.

સરખામણી: તત્ત્વાર્થની ચારિત્રમીમાંસા 'પ્રવચનસાર'ના ચારિત્રવર્ણનથી જુદી પડે છે. કેમકે, એમાં તત્ત્વાર્થની મેઠે આસ્રવ, સંવર આદિ તત્ત્વોની ચર્ચા નથી; એમાં તો ફક્ત સાધુની દશાનું અને તે પણ દિગંબર સાધુને ખાસ લાગુ

પડે તેવું વર્ણન છે. 'પંચાસ્તિકાય' અને 'સમયસાર'માં તત્ત્વાર્થની પેઠે જ આસ્રવ, સંવર, બંધ આદિ તત્ત્વોને લઈ ચારિત્રમીમાંસા કરવામાં આવી છે; છતાં એ બે વચ્ચે તફાવત છે અને તે એ કે, તત્ત્વાર્થના વર્ણનમાં નિશ્ચય કરતાં વ્યવહારનું ચિત્ર વધારે ખેંચાયું છે. એમાં દરેક તત્ત્વને લગતી બધી હકીકતો છે; અને ત્યાગી, ગૃહસ્થ તથા સાધુના બધા પ્રકારના આચાર તથા નિયમો વર્ણવાયેલા છે, જે જૈનસંઘનું બંધારણ સૂચવે છે. જ્યારે 'પંચાસ્તિકાય' અને 'સમયસાર'મા તેમ નથી. એમાં તો આસ્રવ, સંવર આદિ તત્ત્વોની નિશ્ચયગામી તેમજ ઉપપત્તિવાળી ચર્ચા છે; એમાં તત્ત્વાર્થની પેઠે જૈન ગૃહસ્થ તેમજ સાધુનાં પ્રચલિત વ્રતો, નિયમો અને આચારો આદિનું વર્ણન નથી.

યોગદર્શન સાથે પ્રસ્તુત ચારિત્રમીમાંસાની સરખામણીને જેટલો અવકાશ છે, તેટલો જ તે વિષય રસપ્રદ છે; પરંતુ એ વિસ્તાર એક સ્વતંત્ર લેખનો વિષય હોઈ, અહીં તેને સ્થાન નથી. છતાં અભ્યાસીઓનું ધ્યાન ખેંચવા માટે તેમની સ્વતંત્ર તુલનાશક્તિ ઉપર વિશ્વાસ રાખી, નીચે ટૂંકમાં એક સરખામણી કરવા યોગ્ય મુદ્દાઓની યાદી આપવામાં આવે છે:

| તત્ત્વાર્થ | યોગદર્શન |
|---|---|
| ૧. કાયિક, વાચિક, માનસિક પ્રવૃત્તિરૂપ આસ્રવ (૬,૧). | ૧. કર્માશય (૨, ૧૨). |
| ૨. માનસિક આસ્રવ (૮,૧). | ૨. નિરોધના વિષય તરીકે લેવામાં આવતી ચિત્તવૃત્તિઓ (૧, ૬). |

| | |
|---|---|
| ૩. સકષાય અને અકષાય એ બે પ્રકારનો આસ્રવ (૬,૫). | ૩. ક્લિષ્ટ અને અક્લિષ્ટ બે પ્રકારનો કર્માશય (૨, ૧૨). |
| ૪. સુખદુઃખજનક શુભ, અશુભ આસ્રવ (૬,૩-૪). | ૪. સુખદુઃખજનક પુણ્ય-અપુણ્ય કર્માશય (૨, ૧૪). |
| ૫. મિથ્યાદર્શન આદિ પાંચ બંધહેતુઓ (૮,૧). | ૫. અવિદ્યા આદિ પાંચ બંધક ક્લેશો (૨, ૩). |
| ૬. પાંચમાં મિથ્યાદર્શનની પ્રધાનતા. | ૬. પાંચમાં અવિદ્યાની પ્રધાનતા (૨, ૪). |
| ૭. આત્મા અને કર્મનો વિલક્ષણ સંબંધ તે બંધ (૮,૨-૩). | ૭. પુરુષ અને પ્રકૃતિનો વિલક્ષણ સંયોગ તે બંધ (૨, ૧૭). |
| ૮. બંધ જ શુભ, અશુભ હેય વિપાકનું કારણ છે. | ૮. પુરુષ, પ્રકૃતિનો સંયોગ જ હેય દુઃખનો હેતુ છે (૨,૧૭). |
| ૯. અનાદિબંધ મિથ્યાદર્શનને આધીન છે. | ૯. અનાદિસંયોગ અવિદ્યાને આધીન છે (૨, ૨૪). |
| ૧૦. કર્મોના અનુભાગબંધનો આધાર કષાય છે (૬,૫). | ૧૦. કર્મોના વિપાકજનનનું મૂળ ક્લેશ છે (૨,૧૩). |
| ૧૧. આસ્રવનિરોધ એ સંવર (૯, ૧). | ૧૧. ચિત્તવૃત્તિનિરોધ એ યોગ (૧, ૨). |
| ૧૨. ગુપ્તિ, સમિતિ આદિ, અને વિવિધ તપ આદિ એ સંવરના ઉપાયો (૯, ૨-૩). | ૧૨. યમ, નિયમ આદિ અને અભ્યાસ, વૈરાગ્ય આદિ યોગના ઉપાયો (૧, ૧૨થી અને ૨, ૨૯થી). |
| ૧૩. અહિંસા આદિ મહાવ્રતો (૭, ૧). | ૧૩. સાર્વભૌમ યમો (૨, ૩૦). |

| | |
|---|---|
| ૧૪. હિંસા આદિ વૃત્તિઓમાં ઐહિક, પારલૌકિક દોષોનું દર્શન કરી, તે વૃત્તિઓને રોકવી (૭, ૪). | ૧૪. પ્રતિપક્ષ ભાવનાવડે હિંસા આદિ વિતર્કોને રોકવા- (૨, ૩૩-૩૪). |
| ૧૫. હિંસા આદિ દોષોમાં દુઃખપણાની જ ભાવના કરી તેમને ત્યજવા (૭, ૫). | ૧૫. વિવેકીની દૃષ્ટિમાં બધો કર્માશય દુઃખરૂપ જ છે (૨, ૧૫). |
| ૧૬. મૈત્રી આદિ ચાર ભાવનાઓ (૭, ૬). | ૧૬. મૈત્રી આદિ ચાર[1] ભાવનાઓ (૧, ૩૩). |
| ૧૭. પૃથક્ત્વવિતર્કસવિચાર અને એકત્વવિતર્કનિર્વિચાર આદિ ચાર શુક્લધ્યાનો (૯, ૪૧-૪૬). | ૧૭. સવિતર્ક, નિર્વિતર્ક, સવિચાર અને નિર્વિચાર રૂપ ચાર[2] સંપ્રજ્ઞાત સમાધિઓ (૧, ૧૬ અને ૪૧, ૪૪). |
| ૧૮. નિર્જરા અને મોક્ષ (૯, ૩ અને ૧૦, ૩). | ૧૮. આંશિકહાન-બંધોપરમ અને સર્વથાહાન[3] (૨, ૨૫). |
| ૧૯. જ્ઞાનસહિત ચારિત્ર એ જ નિર્જરા અને મોક્ષનો હેતુ (૧, ૧). | ૧૯. સાંગયોગસહિત વિવેકખ્યાતિ એ જ હાનનો ઉપાય (૨, ૨૬). |

---

૧. આ ચાર ભાવનાઓ બૌદ્ધપરંપરામાં 'બ્રહ્મવિહાર' કહેવાય છે અને તેમના ઉપર બહુ ભાર આપવામા આવે છે.

૨. આ ચાર ધ્યાનના ભેદો બૌદ્ધ દર્શનમાં પ્રસિદ્ધ છે.

૩ આને બૌદ્ધ દર્શનમાં 'નિર્વાણ' કહે છે, જે ત્રીજું આર્ય સત્ય છે.

| | |
|---|---|
| ૨૦. જાતિસ્મરણ, અવધિજ્ઞાન આદિ દિવ્યજ્ઞાનો અને ચારણવિદ્યા આદિ લબ્ધિઓ (૧, ૧૨ અને ૧૦, ૭નું ભાષ્ય.) | ૨૦. સંયમજનિત તેવી જ વિભૂતિઓ[1] (૨, ૩૯ અને ૩, ૧૬ થી આગળ). |
| ૨૧. કેવળજ્ઞાન (૧૦, ૧). | ૨૧. વિવેકજન્ય તારકજ્ઞાન (૩, ૫૪). |
| ૨૨. શુભ અશુભ, શુભાશુભ અને ન શુભ ન અશુભ એવી કર્મની ચતુર્ભંગી. | ૨૨. શુક્લ, કૃષ્ણ, શુક્લકૃષ્ણ અને અશુક્લાકૃષ્ણ એવી ચતુષ્પદી કર્મજાતિ (૪, ૭). |

આ સિવાય કેટલીક બાબતો એવી પણ છે કે, જેમાંથી એક બાબત ઉપર એક દર્શને તો બીજી બાબત ઉપર બીજા દર્શને ભાર આપેલો હોવાથી, તે તે બાબત તે તે દર્શનના એક ખાસ વિષય તરીકે અથવા એક વિશેષતા રૂપે પ્રસિદ્ધ થઈ ગઈ છે. દાખલા તરીકે, કર્મના સિદ્ધાંતો. બૌદ્ધ અને યોગ દર્શનના[2] કર્મના મૂળ સિદ્ધાંતો તો છે જ. યોગ દર્શનમાં તો એ સિદ્ધાંતોનું મુદ્દાવાર વર્ણન પણ છે; છતાં એ સિદ્ધાંતો વિષેનું જૈન દર્શનમાં એક વિસ્તૃત અને ઊંડું શાસ્ત્ર બની ગયેલું છે, જેવું બીજા કોઈ પણ દર્શનમાં દેખાતું નથી. તેથી જ ચારિત્રમીમાંસામાં કર્મના સિદ્ધાંતોનું વર્ણન કરતાં જૈનસંમત

---

૧. બૌદ્ધ દર્શનમાં આના સ્થાનમાં પાંચ અભિજ્ઞાઓ છે. 'ધર્મસંગ્રહ' પૃ૦ ૪, અને 'અભિધમ્મત્થસંગહ' પરિચ્છેદ ૯ પેરેગ્રાફ ૨૪

૨. ૨, ૩–૧૪.

આખું કર્મશાસ્ત્ર[1] વાચક ઉમાસ્વાતિએ ટૂંકાણમાં પણ દાખલ કર્યું છે. તેવી જ રીતે તાત્ત્વિક દૃષ્ટિએ ચારિત્રની મીમાંસા જૈન, બૌદ્ધ અને યોગ ત્રણે દર્શનોમાં સમાન હોવા છતાં, કેટલાંક કારણોથી વ્યવહારમાં ફેર પડી ગયેલો નજરે પડે છે; અને એ ફેર જ તે તે દર્શનના અનુગામીઓની વિશેષતારૂપ થઈ પડ્યો છે. ક્લેશ અને કષાયનો ત્યાગ એ જ બધાને મતે ચારિત્ર છે; તેને સિદ્ધ કરવાના અનેક ઉપાયોમાંથી કોઈએ એક ઉપર તો બીજાએ બીજા ઉપર વધારે ભાર આપ્યો છે. જૈન આચારના બંધારણમાં દેહદમનની[2] પ્રધાનતા દેખાય છે, બૌદ્ધ આચારના બંધારણમાં દેહદમનની જગ્યાએ ધ્યાન પર ભાર મુકાયો છે, અને યોગદર્શનાનુસારી પરિવ્રાજકોના આચારના બંધારણમાં પ્રાણાયામ, શૌચ આદિ ઉપર વધારે ભાર અપાયો છે. જો મુખ્ય ચારિત્રની સિદ્ધિમાં જ દેહદમન, ધ્યાન અગર પ્રાણાયામ આદિનો બરાબર ઉપયોગ થાય, તો તો એ દરેકનું સરખું જ મહત્ત્વ છે; પણ જ્યારે એ બાહ્ય અંગો માત્ર વ્યવહારના ચીલા જેવાં બની જાય છે, અને તેમાંથી મુખ્ય ચારિત્રની સિદ્ધિનો આત્મા ઊડી જાય છે, ત્યારે જ એમાં વિરોધની દુર્ગંધ આવે છે, અને એક સંપ્રદાયનો અનુગામી બીજા સંપ્રદાયના આચારનું નિરર્થકપણું બતાવે છે. બૌદ્ધ સાહિત્યમાં અને બૌદ્ધ અનુગામી વર્ગમાં જૈનોનાં દેહદમનની પ્રધાનતાવાળા તપની[3]

---

૧. 'તત્ત્વાર્થ' ૬, ૧૧-૨૬ અને ૮, ૪-૨૬.

૨. 'તત્ત્વાર્થ' ૯, ૯. "देहदुक्खं महाफलं" દશવૈકાલિક અધ્યાયન ૮, ઉ૦ ૨.

૩ 'મજ્ઝિમનિકાય' સૂ૦ ૧૪.

વગોવણી નજરે પડે છે; જૈન સાહિત્ય અને જૈન અનુગામી વર્ગમાં બૌદ્ધોના સુખશીલ વર્તન[1] અને ધ્યાનનો તેમજ પરિવ્રાજકોના પ્રાણાયામ અને શૌચનો પરિહાસ દેખાય છે. આમ હોવાથી તે તે દર્શનની ચારિત્રમીમાંસાના ગ્રંથોમાં વ્યાવહારિક જીવનને લગતું વર્ણન વિશેષ જુદું દેખાય તે સ્વાભાવિક છે; એથી જ તત્ત્વાર્થની ચારિત્રમીમાંસામાં આપણે પ્રાણાયામ કે શૌચ ઉપર એકે સૂત્ર નથી જોતા, તેમજ ધ્યાનનું પુષ્કળ વર્ણન તેમાં હોવા છતાં તેને સિદ્ધ કરવાના બૌદ્ધ કે યોગ દર્શનમાં વર્ણવવામાં આવ્યા છે તેવા વ્યાવહારિક ઉપાયો આપણે નથી જોતા. એ જ રીતે તત્ત્વાર્થમાં જે પરીષહો અને તપનું વિસ્તૃત તેમજ વ્યાપક વર્ણન છે, તેવું આપણે યોગ કે બૌદ્ધની ચારિત્રમીમાસામાં નથી જોતા.

આ સિવાય ચારિત્રમીમાંસાને અંગે એક વાત ખાસ લક્ષ્યમાં રાખવા જેવી છે અને તે એ કે, ઉક્ત ત્રણે દર્શનોમાં જ્ઞાન અને ચારિત્ર (ક્રિયા) બંનેને સ્થાન હોવા છતાં જૈન દર્શનમાં ચારિત્રને જ મોક્ષના સાક્ષાત્ કારણ તરીકે સ્વીકારી, જ્ઞાનને તેના અંગ તરીકે સ્વીકારવામાં આવ્યુ છે; જ્યારે બૌદ્ધ અને યોગ દર્શનમાં જ્ઞાનને જ મોક્ષનું સાક્ષાત્ કારણ માની, જ્ઞાનના અંગ તરીકે ચારિત્રને સ્થાન આપવામાં આવ્યું છે. આ વસ્તુ ઉક્ત ત્રણે દર્શનોના સાહિત્યનો અને તેમના અનુયાયીવર્ગના જીવનનો બારીકાઈથી અભ્યાસ કરનારને જણાયા વિના નહિ રહે; આમ હોવાથી તત્ત્વાર્થની ચારિત્રમીમાંસામાં ચારિત્રલક્ષી

---

૧. 'સૂત્રકૃતાંગ' અધ્યયન ત્રણ, ઉદ્દેશ ૪, ગા૦ ૬ ની ટીકા તથા અધ્ય૦ ૭, ગા૦ ૧૪ થી આગળ.

ક્રિયાઓનું અને તેમના ભેદપ્રભેદોનું વધારે વર્ણન હોય તે સ્વાભાવિક છે.

સરખામણી પૂરી કરીએ તે પહેલાં ચારિત્રમીમાંસાના અંતિમ સાધ્ય મોક્ષના સ્વરૂપ વિષે ઉક્ત દર્શનોની કઈ અને કેવી કલ્પના છે તે પણ જાણી લેવી આવશ્યક છે. દુઃખના ત્યાગમાંથી જ મોક્ષની કલ્પના જન્મેલી હોવાથી, બધાં દર્શનો દુઃખની આત્યંતિક નિવૃત્તિને જ મોક્ષ માને છે. ન્યાય,[1] વૈશેષિક,[2] યોગ અને બૌદ્ધ એ ચારે એમ માને છે કે, દુઃખના નાશ ઉપરાંત મોક્ષમાં બીજી કાંઈ ભાવાત્મક વસ્તુ નથી; તેથી એમને મતે મોક્ષમાં જે સુખ હોય તો તે કાંઈ સ્વતંત્ર વસ્તુ નહિ. પણ તે દુઃખના અભાવ પૂરતું જ છે. જ્યારે જૈન દર્શન વેદાંતની પેઠે એમ માને છે કે, મોક્ષ અવસ્થા એ માત્ર દુઃખનિવૃત્તિ નથી, પણ એમાં વિષયનિરપેક્ષ સ્વાભાવિક સુખ જેવી સ્વતંત્ર વસ્તુ પણ છે. માત્ર સુખ જ નહિ પણ તે ઉપરાંત જ્ઞાન જેવા બીજા સ્વાભાવિક ગુણોનો આવિર્ભાવ જૈન દર્શન એ અવસ્થામાં સ્વીકારે છે, જ્યારે બીજાં દર્શનોની પ્રક્રિયા એમ સ્વીકારવાની ના પાડે છે. મોક્ષના સ્થાન વિષે જૈન દર્શનનો મત સૌથી નિરાળો છે. બૌદ્ધ દર્શનમાં તો સ્વતંત્ર આત્મતત્ત્વને સ્પષ્ટ સ્થાન ન હોવાથી, મોક્ષના સ્થાન વિષે તેમાંથી કાંઈ પણ વિચાર મેળવવાની આશા અસ્થાને છે. પ્રાચીન બધાં વૈદિક દર્શનો આત્મવિભુત્વવાદી હોવાથી, તેમને મતે મોક્ષનું સ્થાન કોઈ અલાયદું હોય એવી કલ્પના જ થઈ શકતી

---

૧. ૧, ૧, ૨૨

૨. ૫, ૨, ૧૮.

નથી. પરંતુ જૈન દર્શન સ્વતંત્ર આત્મતત્ત્વવાદી છે અને છતાં આત્મવિભુત્વવાદી નથી; તેથી, તેને મોક્ષનું સ્થાન ક્યાં છે એનો વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે અને એ વિચાર એણે દર્શાવ્યો પણ છે. તત્ત્વાર્થના અંતમાં વાચક ઉમાસ્વાતિ કહે છે કે, 'મુક્ત થયેલ જીવ દરેક પ્રકારના શરીરથી છૂટી, ઊર્ધ્વગામી થઈ, છેવટે લોકના અંતમાં સ્થિર થાય છે અને ત્યા જ હંમેશને માટે રહે છે.'

### ૪ વ્યાખ્યાઓ

પોતાના ઉપર રચાયેલી સાંપ્રદાયિક વ્યાખ્યાઓની બાબતમાં તત્ત્વાર્થાધિગમસૂત્રની સરખામણી બ્રહ્મસૂત્ર સાથે થઈ શકે. જેમ ઘણી બાબતોમા પરસ્પર તદ્દન જુદો મત ધરાવનાર અનેક આચાર્યોએ[1] બ્રહ્મસૂત્ર ઉપર વ્યાખ્યાઓ લખી છે, અને તેમાંથી જ પોતાના વક્તવ્યને ઉપનિષદોને આધારે સાબિત કરવાનો પ્રયત્ન કર્યો છે, તેમ શ્વેતાંબર-દિગંબર એ બંને સંપ્રદાયના વિદ્વાનોએ તત્ત્વાર્થ ઉપર વ્યાખ્યાઓ લખી છે, અને એમાંથી જ પોતાનાં પરસ્પર વિરોધી મંતવ્યોને પણ આગમને આધારે ફલિત કરવાનો પ્રયત્ન કર્યો છે. આટલા ઉપરથી સામાન્ય બાબત એટલી જ સિદ્ધ થાય છે કે, જેમ બ્રહ્મસૂત્રની વેદાંત સાહિત્યમાં પ્રતિષ્ઠા હોવાને લીધે ભિન્ન ભિન્ન મત ધરાવનાર પ્રતિભાશાળી આચાર્યોને તે બ્રહ્મસૂત્રનો આશ્રય લઈને તે દ્વારા જ પોતાનાં વિશિષ્ટ વક્તવ્યો દર્શાવવાની જરૂર જણાઈ, તેમ જૈન વાઙ્મયમાં જામેલી તત્ત્વાર્થાધિગમની પ્રતિષ્ઠાને લીધે જ તેનો આશ્રય લઈ બંને સંપ્રદાયના વિદ્વાનોને

૧. શંકર, નિંબાર્ક, મધ્વ, રામાનુજ, વલ્લભ આદિ.

પોતપોતાનાં મંતવ્યો દર્શાવનારી જરૂર જણાઈ. આટલું સ્થૂલ સામ્ય છતાં બ્રહ્મસૂત્રની અને તત્ત્વાર્થની સાંપ્રદાયિક વ્યાખ્યાઓમાં એક ખાસ મહત્ત્વનો ભેદ છે અને તે એ કે, જગત, જીવ, ઈશ્વર આદિ જેવા તત્ત્વજ્ઞાનના મૌલિક વિષયોમાં બ્રહ્મસૂત્રના પ્રસિદ્ધ વ્યાખ્યાકારો એક બીજાથી બહુ જ જુદા પડે છે અને ઘણીવાર તો તેમના વિચારોમાં પૂર્વ-પશ્ચિમ જેટલું અંતર દેખાય છે; ત્યારે શ્વેતાંબર-દિગંબર સંપ્રદાયને અનુસરનારા તત્ત્વાર્થના વ્યાખ્યાકારોમાં તેમ નથી. તેઓ વચ્ચે તત્ત્વજ્ઞાનના મૌલિક વિષયો પરત્વે કશો જ ભેદ નથી; જે કાંઈ થોડો ઘણો ભેદ છે તે તદ્દન સાધારણ જેવી બાબતોમાં છે અને તે પણ એવો નથી કે જેમાં સમન્વયને અવકાશ જ ન હોય અગર તો પૂર્વ-પશ્ચિમ જેટલું અંતર હોય. ખરી રીતે તો જૈન તત્ત્વજ્ઞાનના મૂળ સિદ્ધાંતો પરત્વે શ્વેતાંબર-દિગંબર સંપ્રદાયમાં ખાસ મતભેદ જ નથી પડ્યો; એટલે તેમની તત્ત્વાર્થની વ્યાખ્યાઓમાં દેખાતો મતભેદ એ બહુ ગંભીર ન ગણાય.

તત્ત્વાર્થાધિગમસૂત્રની જ ઉપર લખાયેલી પ્રાચીન, અર્વાચીન, નાની, મોટી સંસ્કૃત અગર લૌકિક ભાષામય અનેક વ્યાખ્યાઓ છે; પણ તેમાંથી જેનું ઐતિહાસિક મહત્ત્વ હોય, જેણે જૈન તત્ત્વજ્ઞાનને વ્યવસ્થિત કરવામાં અને વિકસાવવામાં ફાળો આપ્યો હોય, અને જેનું દાર્શનિક મહત્ત્વ હોય એવી ચાર જ વ્યાખ્યાઓ અત્યારે મોજૂદ છે. તેમાંની ત્રણ તો દિગંબર સંપ્રદાયની છે, જે માત્ર સાંપ્રદાયિક ભેદની જ નહિ પણ, વિરોધની તીવ્રતા થયા પછી પ્રસિદ્ધ દિગંબર વિદ્વાનો દ્વારા લખાયેલી છે; અને એક તો સૂત્રકાર વાચક ઉમાસ્વાતિની

સ્પોપજ્ઞ જ છે. સાંપ્રદાયિક વિરોધ જામ્યા પછી કોઈ પણ શ્વેતાંબર આચાર્યે માત્ર મૂળ સૂત્રો ઉપર લખેલી બીજી તેવી મહત્ત્વની વ્યાખ્યા હજી જાણવામાં આવી નથી. તેથી એ ચાર વ્યાખ્યાઓ વિષે જ પ્રથમ અત્રે કાંઈક ચર્ચા કરવી યોગ્ય ધારી છે.

આ બંને ટીકાઓ વિષે કાંઈક વિચાર કરીએ તે પહેલા તે બંનેના સૂત્રપાઠો વિષે વિચારવું પ્રાપ્ત થાય છે. અસલમા

ભાષ્ય અને સર્વાર્થસિદ્ધિ

એક જ છતાં પાછળથી સાંપ્રદાયિક ભેદને કારણે સૂત્રપાઠો બે થઈ ગયા છે: જેમાં એક શ્વેતાંબરીય અને બીજો દિગંબરીય તરીકે જાણીતો છે શ્વેતાબરીય મનાતા સૂત્રપાઠનુ સ્વરૂપ ભાષ્ય સાથે બંધબેસતું હોઈ, તેને ભાષ્યમાન્ય કહી શકાય; અને દિગંબરીય મનાતા સૂત્રપાઠનું સ્વરૂપ 'સર્વાર્થ-સિદ્ધિ' સાથે બંધબેસતું હોઈ, તેને સર્વાર્થસિદ્ધિમાન્ય કહી શકાય. બધા જ શ્વેતાંબરીય આચાર્યો ભાષ્યમાન્ય સૂત્રપાઠને જ અનુસરે છે; અને બધા જ દિગંબરીય આચાર્યો સર્વાર્થસિદ્ધિમાન્ય સૂત્રપાઠને અનુસરે છે. સૂત્રપાઠપરત્વે નીચેની ચાર બાબતો અત્રે જાણવી જરૂરી છે

૧. સંખ્યા: ભાષ્યમાન્ય સૂત્રપાઠની સખ્યા ૩૪૪ અને સર્વાર્થસિદ્ધિમાન્ય સૂત્રપાઠની સંખ્યા ૩૫૭ ની છે.

૨. અર્થફેર: સૂત્રની સંખ્યા અને ક્યાંક ક્યાંક શાબ્દિક રચનામાં ફેર હોવા છતાં માત્ર મૂળ સૂત્રો ઉપરથી જ અર્થમાં મહત્ત્વપૂર્ણ ફેરફાર દેખાય એવાં ત્રણ સ્થળો છે; બાકી બધે મૂળ સૂત્રો ઉપરથી ખાસ અર્થમાં ફેર નથી પડતો. એ ત્રણ સ્થળોમાં સ્વર્ગની બાર અને સોળ સંખ્યા વિષેનું પહેલું

(૪, ૧૯), કાળનું સ્વતંત્ર અસ્તિત્વ-નાસ્તિત્વ માનવા વિષેના સિદ્ધાંતનું બીજું (૫, ૩૮), અને ત્રીજું સ્થળ પુણ્યપ્રકૃતિઓમાં હાસ્ય આદિ ચાર પ્રકૃતિઓ હોવા – ન હોવાનું (૮, ૨૬), એ છે.

૩. પાઠાંતરવિષયક ફેર: બંને સૂત્રપાઠોના પારસ્પરિક ફેર ઉપરાંત પાછો એ પ્રત્યેક સૂત્રપાઠમાં પણ ફેર આવે છે. સર્વાર્થસિદ્ધિમાન્ય સૂત્રપાઠમાં એવો ફેર ખાસ નથી. એકાદ સ્થળે[1] સર્વાર્થસિદ્ધિના કર્તાએ જે પાઠાંતર નોંધ્યું છે, તેને બાદ કરીએ તો સામાન્ય રીતે એમ જ કહી શકાય કે બધા જ દિગંબરીય ટીકાકારો સર્વાર્થસિદ્ધિમાન્ય સૂત્રપાઠમાં કશો જ પાઠભેદ સૂચવતા નથી. તેથી એમ કહેવું જોઈએ કે, પૂજ્યપાદે સર્વાર્થસિદ્ધિ રચતી વખતે જે સૂત્રપાઠ પ્રાપ્ત કર્યો, અને સુધાર્યો-વધાર્યો, તેને જ નિર્વિવાદપણે પાછળના બધા દિગંબરીય ટીકાકારોએ માન્ય રાખ્યો. જ્યારે, ભાષ્યમાન્ય સૂત્રપાઠની બાબતમાં એમ નથી; એ સૂત્રપાઠ શ્વેતાંબરીય તરીકે એક જ હોવા છતાં, તેમાં કેટલેક સ્થળે ભાષ્યનાં વાક્યો સૂત્રરૂપે દાખલ થઈ ગયાંનું, કેટલેક સ્થળે સૂત્રરૂપ મનાતાં વાક્યો ભાષ્યરૂપે પણ ગણાયાનું, કેટલેક સ્થળે અસલનું એક જ સૂત્ર બે ભાગમાં વહેંચાઈ ગયાનું, ક્યાંક અસલનાં બે સૂત્રો મળી અત્યારે એક જ સૂત્ર થઈ ગયાનું સૂચન ભાષ્યની લભ્ય બંને ટીકાઓમાં સૂત્રના પાઠાંતરપરત્વેની ચર્ચા ઉપરથી સ્પષ્ટ થાય છે.[2]

---

૧ ૨, ૫૩.

૨. ૨, ૧૯; ૨, ૩૭; ૩, ૧૧; ૫, ૨-૩; ૭, ૩, અને ૫ વગેરે.

૪. અસલીપણા વિષે. ઉક્ત બંને સૂત્રપાઠોમાં અસલી કયો અને ફેરફાર પામેલો કયો એ પ્રશ્ન સહજ ઉદ્ભવે છે. અત્યાર સુધી કરેલા વિચાર ઉપરથી મારી ખાતરી થઈ છે કે, ભાષ્યમાન્ય સૂત્રપાઠ જ અસલી છે, અથવા તે સર્વાર્થસિદ્ધિ-માન્ય સૂત્રપાઠ કરતાં અસલી સૂત્રપાઠની બહુ જ નજીક છે.

સૂત્રપાઠ વિષે આટલી ચર્ચા કર્યા પછી હવે સૂત્રો ઉપર સર્વ પ્રથમ રચાયેલ ભાષ્ય અને સર્વાર્થસિદ્ધિ એ બે ટીકાઓ વિષે કાંઈક વિચાર કરવો પ્રાપ્ત થાય છે. ભાષ્યમાન્ય સૂત્રપાઠનું અસલીપણું અગર તો અસલીપાઠની વિશેષ નજીક હોવાપણું, તેમજ પ્રથમ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે ભાષ્યનું વાચક ઉમાસ્વાતિકર્તૃકપણું દિગંબર પરંપરા કદી કબૂલ કરી શકે નહિ એ ખુલ્લું છે; કારણ કે દિગંબરપરંપરામાન્ય બધી જ તત્ત્વાર્થ ઉપરની ટીકાઓનો મૂળ આધાર સર્વાર્થસિદ્ધિ અને તેનો માન્ય સૂત્રપાઠ એ જ છે; એટલે ભાષ્ય કે ભાષ્યમાન્ય સૂત્રપાઠને જ ઉમાસ્વાતિકર્તૃક માનવા જતાં, પોતે માનેલા સૂત્રપાઠ અને ટીકાગ્રંથોનું પ્રામાણ્ય પૂરેપૂરું ન રહે. તેથી કોઈ પણ સ્થળે લિખિત પ્રમાણ ન હોવા છતાં ભાષ્ય અને ભાષ્યમાન્ય સૂત્રપાઠ વિષે દિગંબરપરંપરાનું શું કહેવું હોઈ શકે તે સાંપ્રદાયિકત્વનો દરેક અભ્યાસી કલ્પી શકે એમ છે. દિગંબર પરંપરા સર્વાર્થસિદ્ધિ અને તેના માન્ય સૂત્રપાઠને પ્રમાણસર્વસ્વ માને છે અને એમ માની સ્પષ્ટ સૂચવે જ છે કે, ભાષ્ય એ સ્વોપજ્ઞ નથી અને તેનો માન્ય સૂત્રપાઠ પણ અસલી નથી. આમ હોવાથી ભાષ્ય અને સર્વાર્થસિદ્ધિ બંનેનું પ્રામાણ્યવિષયક બળાબળ તપાસ્યા સિવાય પ્રસ્તુત પરિચય અધૂરો જ રહે. ભાષ્યની સ્વોપજ્ઞતા વિષે કશો જ સંદેહ ન

હોવા છતાં થોડીવાર દલીલ ખાતર એમ માની લેવામાં આવે કે એ સ્વોપજ્ઞ નથી; તો પણ એટલું નિર્વિવાદ કહી શકાય તેમ છે કે, ભાષ્ય એ સર્વાર્થસિદ્ધિ કરતાં પ્રાચીન અને કોઈ ૨૯ શ્વેતાંબરીય નહિ એવા તટસ્થ વિદ્વાન દ્વારા લખાયેલી તત્ત્વાર્થસૂત્ર ઉપરની પ્રથમ જ ટીકા છે; એટલે કે તે સર્વાર્થસિદ્ધિ જેવું સાંપ્રદાયિક નથી. આ મુદ્દો સમજવા માટે અહીં ત્રણ બાબતોની પર્યાલોચના કરવામાં આવે છે: ૧. શૈલીભેદ, ૨. અર્થવિકાસ, અને ૩. સાંપ્રદાયિકતા.

૧. શૈલીભેદ: કોઈ પણ એક જ સૂત્ર ઉપરનું ભાષ્ય અને તેની સર્વાર્થસિદ્ધિ સામે રાખી સરખામણીની દૃષ્ટિએ જોનાર અભ્યાસીને એમ જણાયા વિના કદી જ નહિ રહે કે, સર્વાર્થસિદ્ધિ કરતાં ભાષ્યની શૈલી પ્રાચીન છે અને ડગલે અને પગલે સર્વાર્થસિદ્ધિમાં ભાષ્યનુ પ્રતિબિંબ છે. એ બંને ટીકાઓથી જુદી અને બંનેથી પ્રાચીન એવી ત્રીજી કોઈ ટીકા તત્ત્વાર્થસૂત્ર ઉપર હોવાનુ પ્રમાણ ન મળે, ત્યાં સુધી ભાષ્ય અને સર્વાર્થસિદ્ધિની સરખામણી કરનાર એમ કહ્યા વિના કદી જ નહિ રહે કે, ભાષ્યને સામે રાખી સર્વાર્થસિદ્ધિની રચના કરવામાં આવી છે. ભાષ્યની શૈલી પ્રસન્ન અને ગંભીર હોવા છતાં, દાર્શનિકત્વની દૃષ્ટિએ સર્વાર્થસિદ્ધિની શૈલી ભાષ્યની શૈલી કરતાં વધારે વિકસિત અને વધારે ખેડાયેલી છે એમ ચોખ્ખું લાગે છે. સંસ્કૃત ભાષામાં લેખન અને દાર્શનિક શૈલીનો જૈનસાહિત્યમાં જે વિકાસ થયા પછી સર્વાર્થસિદ્ધિ લખાઈ છે, તે વિકાસ ભાષ્યમાં દેખાતો નથી; તેમ છતાં એ બંનેનો ભાષામાં જે બિંબપ્રતિબિંબભાવ છે તે સ્પષ્ટ સૂચવે છે કે, બંનેમાં ભાષ્ય જ પ્રાચીન છે.

દાખલા તરીકે, પહેલા અધ્યાયના પહેલા સૂત્રના ભાષ્યમાં 'સમ્યક્' શબ્દ વિષે લખ્યું છે કે, 'સમ્યક્' એ નિપાત છે અથવા 'સમ્' ઉપસર્ગપૂર્વક 'अञ्च्' ધાતુનું રૂપ છે. આ જ બાબતમાં સર્વાર્થસિદ્ધિકાર લખે છે કે, 'સમ્યક્' શબ્દ અવ્યુત્પન્ન એટલે વ્યુત્પત્તિ વિનાનો અખંડ છે, અથવા વ્યુત્પન્ન એટલે ધાતુ અને પ્રત્યય બંને મળી વ્યુત્પત્તિપૂર્વક સિદ્ધ થયેલો છે. 'अञ्च्' ધાતુને 'ક્વિપ્' પ્રત્યય લગાડવામાં આવે ત્યારે 'सम्+अञ्चति' એ રીતે 'સમ્યક્' શબ્દ બને છે. 'સમ્યક્' શબ્દવિષયક નિરૂપણની ઉક્ત બે શૈલીમાં ભાષ્ય કરતાં સિદ્ધિની સ્પષ્ટતા વિશેષ છે. એ જ રીતે ભાષ્યમાં 'દર્શન' શબ્દની વ્યુત્પત્તિ વિષે ફક્ત એટલું જ લખ્યું છે કે, 'દર્શન' એ 'દશિ' ધાતુનું રૂપ છે; જ્યારે સિદ્ધિમાં 'દર્શન' શબ્દની ત્રણ રીતે વ્યુત્પત્તિ સ્પષ્ટ બતાવવામાં આવી છે. ભાષ્યમાં જ્ઞાન અને ચારિત્ર શબ્દની વ્યુત્પત્તિ સ્પષ્ટ જણાવી નથી; જ્યારે સિદ્ધિમાં એ બંને શબ્દોની વ્યુત્પત્તિ ત્રણ રીતે સ્પષ્ટ જણાવી છે અને પછી તેનું જૈન દૃષ્ટિએ સમર્થન કરવામાં આવ્યું છે. એ જ રીતે દર્શન અને જ્ઞાન શબ્દમાંથી પહેલો સમાસમાં કોણ આવે અને પછી કોણ આવે એ સામાસિક ચર્ચા ભાષ્યમાં નથી; જ્યારે સિદ્ધિમાં તે સ્પષ્ટ છે. એ જ રીતે પહેલા અધ્યાયના બીજા સૂત્રના ભાષ્યમાં 'તત્ત્વ' શબ્દના ફક્ત બે અર્થ સૂચવવામાં આવ્યા છે; જ્યારે સિદ્ધિમાં એ બંને અર્થોની ઉપપત્તિ કરવામાં આવી છે, અને 'દશિ' ધાતુનો શ્રદ્ધા અર્થ કેમ લેવો એ બાબત પણ દર્શાવવામાં આવી છે, જે ભાષ્યમાં નથી.

૨. અર્થવિકાસ[1] : અર્થની દૃષ્ટિએ જોઈએ તો પણ ભાષ્ય કરતાં સર્વાર્થસિદ્ધિ અર્વાચીન છે એમ જ જણાય છે. જે એક બાબત ભાષ્યમાં હોય છે, તેને વિશેષ વિસ્તૃત કરી તેના ઉપર વધારે ચર્ચા કરી સર્વાર્થસિદ્ધિમાં નિરૂપણ કરવામાં આવ્યું છે. વ્યાકરણશાસ્ત્ર અને જૈનેતર દર્શનોની જેટલી ચર્ચા સર્વાર્થસિદ્ધિમાં છે, તેટલી ભાષ્યમાં નથી. જૈન પરિભાષાનુ જે ટૂંક છતાં સ્થિર વિશદીકરણ અને વક્તવ્યનું જે પૃથક્કરણ સર્વાર્થસિદ્ધિમાં છે, તે ભાષ્યમાં ઓછામાં ઓછું છે ભાષ્ય કરતાં સર્વાર્થસિદ્ધિની તાર્કિકતા વધી જાય છે, અને ભાષ્યમાં નથી તેવાં વિજ્ઞાનવાદી બૌદ્ધ આદિનાં મંતવ્યો તેમાં ઉમેરાય છે, અને દર્શનાંતરનું ખંડન જોર પકડે છે. એ બધુ સર્વાર્થસિદ્ધિ કરતાં ભાષ્યની પ્રાચીનતા પુરવાર કરે છે.

૩. સાંપ્રદાયિકતા[2] : ઉક્ત બે બાબતો કરતાં વધારે મહત્ત્વની બાબત સાંપ્રદાયિકતાની છે. કાળતત્ત્વ, કેવળીકવલાહાર, અચેલકત્વ અને સ્ત્રીમોક્ષ જેવી બાબતોએ તીવ્ર મતભેદનું રૂપ ધારણ કર્યા પછી અને એ બાબતો પરત્વે સાંપ્રદાયિક આગ્રહ બંધાયા પછી જ સર્વાર્થસિદ્ધિ લખાઈ છે; જ્યારે ભાષ્યમાં એ સાંપ્રદાયિક અભિનિવેશનુ તત્ત્વ દેખાતું નથી. જે જે બાબતોમાં રૂઢ શ્વેતાંબર સંપ્રદાય સાથે દિગંબર સંપ્રદાયનો વિરોધ છે, તે બધી જ બાબતો સર્વાર્થસિદ્ધિના પ્રણેતાએ

---

૧. દાખલા તરીકે સરખાવો ૧, ૨; ૧, ૧૨; ૧, ૩૨; અને ૨, ૧ વગેરે સૂત્રોનું ભાષ્ય અને સર્વાર્થસિદ્ધિ.

૨ ૫, ૩૯; ૬, ૧૩; ૮, ૧; ૯, ૯; ૯, ૧૧; ૧૦, ૯ વગેરે સૂત્રોની સર્વાર્થસિદ્ધિ સાથે તે જ સૂત્રોનું ભાષ્ય.

સૂત્રમાં ફેરફાર કરીને કે તેના અર્થમાં ખેંચતાણ કરીને કે અસંગત અધ્યાહાર આદિ કરીને ગમે તે રીતે દિગંબર પરંપરાને અનુકૂલ થાય તે રીતે સૂત્રમાંથી ઉપજાવી કાઢવાનો સાંપ્રદાયિક પ્રયત્ન કરેલો છે, જેવો પ્રયત્ન ભાષ્યમાં ક્યાંય દેખાતો નથી. તેથી એમ સ્પષ્ટ લાગે છે કે, સર્વાર્થસિદ્ધિ એ સાંપ્રદાયિક વિરોધનું વાતાવરણ જામ્યા પછી પાછળથી લખાઈ છે; અને ભાષ્ય એ વિરોધના વાતાવરણથી મુક્ત છે.

ત્યારે અહીં પ્રશ્ન થાય છે કે, જો એ રીતે ભાષ્ય તટસ્થ અને પ્રાચીન હોય, તો તેને દિગંબર પરંપરાએ છોડયું કેમ? એનો ઉત્તર એ છે કે, સર્વાર્થસિદ્ધિના કર્તાને જે બાબતોમાં શ્વેતાંબર સંપ્રદાયની માન્યતાઓનું સ્પષ્ટ ખંડન કરવું હતું, તેવું ખંડન ભાષ્યમાં ન જ હતું એટલું જ નહિ પણ, ભાષ્ય મોટે ભાગે રૂઢ દિગંબર પરંપરાનું પોષક થઈ શકે તેમ પણ ન હતું, અને ઘણે સ્થળે તો ઊલટું તે દિગંબર પરંપરાથી બહુ વિરુદ્ધ જતું હતું.[1] તેથી પૂજ્યપાદે ભાષ્યને પડતુ મૂકી સૂત્રો ઉપર સ્વતંત્ર ટીકા લખી, અને તેમ કરતા સૂત્રપાઠમાં ઇષ્ટ સુધારોવધારો[2] કર્યો અને તેની વ્યાખ્યામાં મતભેદવાળી બાબતો આવી ત્યાં સ્પષ્ટપણે દિગંબર મંતવ્યોનુ જ સ્થાપન કર્યું; આ કરવામાં પૂજ્યપાદને કુંદકુંદના ગ્રંથો મુખ્ય આધાર-

---

૧ ૯, ૭ તથા ૨૪ ના ભાષ્યમા વસ્ત્રનો ઉલ્લેખ છે. તથા ૧૦, ૭ ના ભાષ્યમાં 'तीर्थकरीतीर्थ 'નો ઉલ્લેખ છે.

૨. જ્યા જ્યાં અર્થ ખેંચ્યો છે, અથવા પુલાક આદિ જેવા સ્થળે બંધબેસતુ વિવરણ નથી થઈ શક્યું તે સૂત્રો જ કેમ ન કાઢી નાખ્યાં, એનો ઉત્તર સૂત્રપાઠની અતિપ્રસિદ્ધિ અને ફેંકવા જતાં અપ્રામાણ્યનો આક્ષેપ આવવાનો ભય હોય, એમ લાગે છે.

ભૂત થઈ પડેલા લાગે છે. આમ થવાથી દિગંબર પરંપરાએ સર્વાર્થસિદ્ધિને મુખ્ય પ્રમાણુ તરીકે સ્વીકારી, અને ભાષ્ય સ્વાભાવિક રીતે જ શ્વેતાંબર પરંપરામાં માન્ય રહી ગયું. ભાષ્ય ઉપર કોઈ પણ દિગંબર આચાર્યે ટીકા નથી લખી કે તેનો ઉલ્લેખ નથી કર્યો; એટલે તે દિગંબર પરંપરાથી દૂર જ રહી ગયું; અને અનેક શ્વેતાંબર આચાર્યોએ ભાષ્ય ઉપર ટીકાઓ લખી છે તેમ જ ક્વચિત્ ભાષ્યનાં મંતવ્યોનો વિરોધ કર્યા છતાં એકંદર તેનું પ્રામાણ્ય સ્વીકાર્યું છે, તેથી જ કોઈ તટસ્થ પરંપરાના પ્રાચીન વિદ્વાને રચેલું હોવા છતાં તે શ્વેતાંબર સંપ્રદાયનો પ્રમાણભૂત ગ્રંથ થઈ પડ્યો છે. તોપણ એટલું યાદ રાખવું જોઈએ કે, ભાષ્ય પ્રત્યે દિગંબરીય પરંપરામાં આજકાલ જે મનોવૃત્તિ જોવામાં આવે છે, તે જૂના દિગંબરાચાર્યોમા ન હતી. કારણ કે, અકલંક જેવા પ્રમુખ દિગંબરાચાર્ય પણ યથાસંભવ ભાષ્યની સાથે પોતાના કથનની સંગતિ બતાવવાનો પ્રયત્ન કરીને ભાષ્યના વિશિષ્ટ પ્રામાણ્યનું સૂચન કરે છે (જુઓ રાજવાર્તિક ૫, ૪, ૮), અને ક્યાંય ભાષ્યનું નામોલ્લેખપૂર્વક ખંડન નથી કરતા અથવા અપ્રામાણ્ય નથી બતાવતા.

બે વાર્તિકો

ગ્રંથોનાં નામકરણ પણ આકસ્મિક નથી હોતા; મેળવી શકાય તો તેનો પણ વિશિષ્ટ ઇતિહાસ હોય છે જ. પૂર્વકાલીન અને સમકાલીન વિદ્વાનોની ભાવનામાંથી તેમજ સાહિત્યના નામકરણપ્રવાહમાંથી પ્રેરણા મેળવીને જ ગ્રંથકારો પોતાની કૃતિનું નામકરણ કરે છે. પતંજલિના વ્યાકરણ ઉપરના મહાભાષ્યની પ્રતિષ્ઠાની અસર પાછલા અનેક ગ્રંથકાર ઉપર થયેલી આપણે

તેમની કૃતિના ભાષ્ય નામથી જાણી શકીએ છીએ. એ જ અસરે વાચક ઉમાસ્વાતિને ભાષ્ય નામકરણ કરવા પ્રેર્યા હોય એમ સંભવે છે. બૌદ્ધ સાહિત્યમાં એક ગ્રંથનું નામ 'સર્વાર્થ-સિદ્ધિ' હોવાનું સ્મરણ છે. તેનો અને પ્રસ્તુત સર્વાર્થસિદ્ધિના નામનો પૌર્વાપર્યસંબંધ અજ્ઞાત છે; પણ વાર્ત્તિકોની બાબતમાં એટલું નક્કી છે કે, એક વાર ભારતીય વાઙ્મયમાં વાર્ત્તિકયુગ આવ્યો અને ભિન્ન ભિન્ન સંપ્રદાયમાં ભિન્ન ભિન્ન વિષય ઉપર વાર્ત્તિક નામના અનેક ગ્રંથો લખાયા. તેની અસર તત્ત્વાર્થ ઉપરનાં પ્રસ્તુત વાર્ત્તિકોનાં નામકરણ ઉપર છે. અકલંકે પોતાની ટીકાનું 'રાજવાર્ત્તિક' નામ રાખ્યુ છે. તે નામનો બીજો કોઈ ગ્રથ પૂર્વકાલીન અન્ય વિદ્વાનનો હજી મારી જાણમાં નથી આવ્યો; પરંતુ વિદ્યાનંદનુ શ્લોકવાર્ત્તિક એ નામ કુમારિલના શ્લોકવાર્ત્તિક નામની અસરને આભારી છે, એમાં કશી જ શંકા નથી.

તત્ત્વાર્થસૂત્ર ઉપર અકલંકે જે 'રાજવાર્ત્તિક' લખ્યું છે અને વિદ્યાનદે જે શ્લોકવાર્ત્તિક લખ્યુ છે, તે બંનેનો મૂળ આધાર 'સર્વાર્થસિદ્ધિ' જ છે. જો 'સર્વાર્થસિદ્ધિ' અકલંકને મળી ન હોત, તો 'રાજવાર્ત્તિક'નું વર્તમાન સ્વરૂપ આવું વિશિષ્ટ ન જ હોત અને જો 'રાજવાર્ત્તિક'નો આશ્રય ન હોત, તો વિદ્યાનંદીના 'શ્લોકવાર્ત્તિક'માં જે વિશિષ્ટતા દેખાય છે, તે પણ ન જ હોત, એ નક્કી છે. 'રાજવાર્ત્તિક' અને 'શ્લોકવાર્ત્તિક' એ બંને સાક્ષાત્ અને પરંપરાથી 'સર્વાર્થસિદ્ધિ'નાં ઋણી હોવા છતાં એ બંનેમાં, 'સર્વાર્થસિદ્ધિ' કરતાં વિશેષ વિકાસ થયેલો છે. ઉદ્યોતકરના 'ન્યાયવાર્ત્તિક' અને ધર્મકીર્તિના 'પ્રમાણવાર્ત્તિક'ની જેમ 'રાજવાર્ત્તિક' ગદ્યમાં છે, જ્યારે 'શ્લોક-

વાર્ત્તિક' કુમારિલના 'શ્લોકવાર્ત્તિક'ની જેમ પદ્યમાં છે. કુમારિલ કરતાં વિદ્યાનંદની વિશેષતા એ છે કે, તેણે પોતે જ પોતાના પદ્ય વાર્ત્તિકની ટીકા લખી છે. 'રાજવાર્ત્તિક'માં લગભગ આખી 'સર્વાર્થસિદ્ધિ' આવી જાય છે, છતા તેમાં નવીનતા અને પ્રતિભા એટલી બધી છે કે, 'સર્વાર્થસિદ્ધિ' સાથે રાખીને "રાજવાર્ત્તિક' વાચતા છતા તેમાં કશુ જ પૌનરુક્ત્ય દેખાતુ નથી. લક્ષણનિપુણાત પૂજ્યપાદનાં સર્વાર્થસિદ્ધિગત પ્રત્યેક મુદ્દાવાળાં વાક્યોને અકલંકે પૃથક્કરણ અને વર્ગીકરણપૂર્વક વાર્ત્તિકમાં ફેરવી નાંખ્યાં છે અને પોતાને ઉમેરવા લાયક દેખાતી બાબતો કે તેવા પ્રશ્નો વિષે નવાં પણ વાર્ત્તિકો રચ્યાં છે અને બધાં ગદ્ય વાર્ત્તિકો ઉપર પોતે જ સ્ફુટ વિવરણ લખ્યુ છે. એથી એકંદર રીતે જોતા 'રાજવાર્ત્તિક' એ સર્વાર્થસિદ્ધિનું વિવરણ હોવા છતાં વસ્તુતઃ તે સ્વતંત્ર જ ગ્રંથ છે. 'સર્વાર્થ-સિદ્ધિ'માં દેખાતા દાર્શનિક અભ્યાસ કરતાં 'રાજવાર્ત્તિક'નો દાર્શનિક અભ્યાસ બહુ જ ચઢી જાય છે. 'રાજવાર્ત્તિક'નો એક ધ્રુવમંત્ર છે કે તેને જે બાબત ઉપર જે કાંઈ કહેવું હોય, તે અનેકાંતનો આશ્રય કરીને જ કહે છે. અનેકાંત એ 'રાજ-વાર્ત્તિક'ની પ્રત્યેક ચર્ચાની ચાવી છે. પોતાના સમય સુધીમાં ભિન્ન ભિન્ન સંપ્રદાયના વિદ્વાનોએ જે અનેકાત ઉપર આક્ષેપો મૂકેલા અને અનેકાંતવાદની જે ત્રુટિઓ બતાવેલી, તે બધાનું નિરસન કરવા અને અનેકાંતનુ વાસ્તવિક સ્વરૂપ જણાવવા માટે જ અકલંકે પ્રતિષ્ઠિત તત્ત્વાર્થસૂત્રના પાયા ઉપર સિદ્ધલક્ષણ-વાળી 'સર્વાર્થસિદ્ધિ'નો આશ્રય લઈ, પોતાના 'રાજવાર્ત્તિક'ની ભવ્ય ઇમારત ઉભી કરી છે. 'સર્વાર્થસિદ્ધિ'માં જે આગમિક વિષયોનો અતિ વિસ્તાર છે, તેને રાજવાર્ત્તિકકારે ઘટાડી

ઓછો કર્યો છે[1] અને દાર્શનિક વિષયોને જ પ્રાધાન્ય આપ્યુ છે.

દક્ષિણ હિંદુસ્તાનમા વસતા વિદ્યાનંદે જોયુ કે, પૂર્વકાલીન અને સમકાલીન અનેક જૈનેતર વિદ્વાનોએ જૈન દર્શન ઉપર કરેલ હુમલાઓનો ઉત્તર આપવો ઘણો જ બાકી છે; અને ખાસ કરી મીમાંસક કુમારિલ આદિએ કરેલ જૈન દર્શનના ખંડનનો ઉત્તર આપ્યા વિના તેમનાથી કોઈ પણ રીતે રહી શકાયુ નહિ, ત્યારે જ તેમણે 'શ્લોકવાર્ત્તિક'ની રચના કરી. આપણે જોઈએ છીએ કે એમણે પોતાનો એ ઉદ્દેશ સિદ્ધ કર્યો છે! તત્ત્વાર્થશ્લોકવાર્ત્તિકમાં જેટલું અને જેવું સબળ મીમાંસાદર્શનનું ખંડન છે, તેવુ બીજી કોઈ તત્ત્વાર્થની ટીકામાં નથી. તત્ત્વાર્થશ્લોકવાર્ત્તિકમા 'સર્વાર્થસિદ્ધિ' અને 'રાજવાર્ત્તિક'માં ચર્ચાયેલા મુખ્ય કોઈ પણ વિષયો છૂટયા નથી; ઊલટું ઘણે સ્થળે તો 'સર્વાર્થસિદ્ધિ' અને 'રાજવાર્ત્તિક' કરતાં 'શ્લોકવાર્ત્તિક'ની ચર્ચા વધી જાય છે કેટલીક બાબતોની ચર્ચા તો 'શ્લોકવાર્ત્તિક'માં તદ્દન અપૂર્વ જ છે 'રાજવાર્ત્તિક'માં દાર્શનિક અભ્યાસની વિશાળતા છે, તો 'શ્લોકવાર્ત્તિક'માં એ વિશાળતા સાથે-સૂક્ષ્મતાનું તત્ત્વ ઉમેરાયેલું નજરે પડે છે. સમગ્ર જૈન વાઙ્મયમાં જે થોડી કે ઘણી કૃતિઓ મહત્ત્વ ધરાવે છે, તેમાંની બે કૃતિઓ 'રાજવાર્ત્તિક' અને 'શ્લોકવાર્ત્તિક' પણ છે તત્ત્વાર્થ ઉપરના ઉપલબ્ધ શ્વેતાંબરીય સાહિત્યમાંથી એકે ગ્રંથ 'રાજવાર્ત્તિક' કે 'શ્લોકવાર્ત્તિક'ની સરખામણી કરી શકે તેવો દેખાયો નથી. ભાષ્યમાં દેખાતો ઓછો દાર્શનિક

---

૧. સરખાવો ૧, ૭–૮ની 'સર્વાર્થસિદ્ધિ' તથા 'રાજવાર્ત્તિક.'

અભ્યાસ સર્વાર્થસિદ્ધિ'માં કાંઈક ઘેરો બને છે અને તે 'રાજવાર્ત્તિક'માં વિશેષ ઘટ્ટ થઈ, છેવટે 'શ્લોકવાર્ત્તિક'માં ખૂબ જામે છે. 'રાજવાર્ત્તિક' અને 'શ્લોકવાર્ત્તિક'ના ઇતિહાસજ્ઞ અભ્યાસીને એમ જણાવાનું જ કે, દક્ષિણ હિંદુસ્તાનમાં જે દાર્શનિક વિદ્યા અને સ્પર્ધાનો સમય આવેલો, અને અનેકમુખી પાંડિત્ય વિકસેલું, તેનુ જ પ્રતિબિંબ આ બે ગ્રંથોમાં છે પ્રસ્તુત બે વાર્ત્તિકો જૈન દર્શનનો પ્રામાણિક અભ્યાસ કરવા માટે દરેકને સાધન પૂરું પાડે છે; પણ તેમાંયે 'રાજવાર્ત્તિક' ગદ્ય, સરળ અને વિસ્તૃત હોવાથી, તત્ત્વાર્થના બધા ટીકાગ્રંથોની ગરજ એકલું જ સારે છે. આ બે વાર્ત્તિકો ન હોત, તો દશમા સૈકા પહેલાંના દિગંબરીય સાહિત્યમાં જે વિશિષ્ટતા આવી છે, અને તેની જે પ્રતિષ્ઠા બંધાઈ છે, તે જરૂર અધૂરી રહેત. એ બે વાર્ત્તિકો સાંપ્રદાયિક છતાં અનેક દૃષ્ટિએ ભારતીય દાર્શનિક સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન મેળવે તેવી યોગ્યતા ધરાવે છે. એમનું અવલોકન બૌદ્ધ અને વૈદિક પરંપરાના અનેક વિષયો ઉપર તેમજ અનેક ગ્રંથો ઉપર ઐતિહાસિક પ્રકાશ પાડે છે.

મૂળ સૂત્ર ઉપર રચાયેલી વ્યાખ્યાઓનો ટૂંક પરિચય કર્યા પછી, વ્યાખ્યા ઉપર રચાયેલી વ્યાખ્યાઓનો પરિચય કરવાનું પ્રાપ્ત થાય છે. એવી બે વ્યાખ્યાઓ પૂરેપૂરી અત્યારે ઉપલબ્ધ છે, જે બન્ને શ્વેતાંબરીય છે. આ બન્નેનું મુખ્ય સામ્ય ટૂંકમાં એટલું જ છે કે, તે બન્ને વ્યાખ્યાઓ ઉમાસ્વાતિના સ્વોપજ્ઞભાષ્યને શબ્દશઃ સ્પર્શે છે અને તેનું વિવરણ કરે છે. ભાષ્યનું વિવરણ કરતાં ભાષ્યને આશરીને સર્વત્ર આગમિક

બે વૃત્તિઓ

વસ્તુનું જ પ્રતિપાદન કરવુ અને જ્યાં ભાષ્ય આગમથી વિરુદ્ધ જતું દેખાતું હોય ત્યાં પણ છેવટે આગમિકપરંપરાનુ જ સમર્થન કરવુ, એ બન્ને વૃત્તિઓનું સમાન ધ્યેય છે. આટલું સામ્ય છતાં એ બે વૃત્તિઓમાં પરસ્પર ફેર પણ છે. એક વૃત્તિ જે પ્રમાણમાં મોટી છે, તે એક જ આચાર્યની કૃતિ છે જ્યારે બીજી નાની વૃત્તિ ત્રણ આચાર્યોની મિશ્ર કૃતિ છે લગભગ અઢાર હજાર શ્લોક પ્રમાણ મોટી વૃત્તિમાં અધ્યાયને, અંતે બહુ તો 'भाष्यानुसारिणी' એટલો જ ઉલ્લેખ મળે છે; જ્યારે નાની વૃત્તિના દરેક અધ્યાયના અંતમાં જણાતા ઉલ્લેખો કાંઈ ને કાંઈ ભિન્નતાવાળા છે. ક્યાંક 'हरिभद्रविरचितायाम्' (પ્રથમાધ્યાયની પુષ્પિકા), તો ક્યાંક 'हरिभद्रोद्धृतायाम्' (દ્વિતીય, ચતુર્થ અને પંચમાધ્યાયના અંતમાં) છે; ક્યાંક 'हरिभद्रारब्धायाम्' (છઠ્ઠા અધ્યાયના અંતમાં) તો ક્યાક 'प्रारब्धायाम्' (સાતમા અધ્યાયના અંતમાં) છે. ક્યાંક 'यशोभद्राचार्यनिर्यूढायाम्' (છઠ્ઠા અધ્યાયના અંતમા), તો ક્યાંક 'यशोभद्रसूरिशिष्यनिर्वाहितायाम्' (દશમા અધ્યાયના અંતમા) છે; વચ્ચમાં ક્યાંક 'तत्रैवान्यकर्तृकायाम्' (આઠમા અધ્યાયના અંતમાં) તથા 'तस्यामेवान्यकर्तृकायाम्' (નવમા અધ્યાયના અંતમાં) છે. આ બધા ઉલ્લેખોની ભાષાશૈલી તથા સમુચિત સંગતિનો અભાવ જોઈને કહેવું પડે છે કે, આ બધા ઉલ્લેખ કર્તાના પોતાના નથી હરિભદ્રે પોતાના પાંચ અધ્યાયોના અંતમાં જાતે જ લખ્યું હોત તો વિરચિત તથા ઉદ્ધૃત એવા ભિન્નાર્થક શબ્દો ન વાપરત. કારણકે, તે શબ્દોમાંથી કોઈ એક નિશ્ચિત અર્થ નથી નીકળી શકતો કે, તે ભાગ હરિભદ્રે પોતે નવો રચ્યો હતો કે કોઈ એક અથવા અનેક વૃત્તિઓનો સંક્ષેપ-

વિસ્તારરૂપે 'ઉદ્ધાર' કરીને મૂકયો હતો. એ પ્રમાણે યશોભદ્ર, લિખિત અધ્યાયોના અંતમાં પણ એકવાકયતા નથી. 'યશોભદ્ર-નિર્વાહિતાયામ્' એવા શબ્દ હોવા છતાં પણ 'अन्यकर्तृकायाम्' લખવું કાં તો વ્યર્થ છે, અથવા કોઈ અર્થાંતરનું સૂચક છે.

આ બધી ગરબડ જોઈને હું અનુમાન કરું છું કે, અધ્યાયના અંતવાળા ઉલ્લેખ કોઈ એક યા અનેક લેખકો દ્વારા એક સમયમા અથવા જુદા જુદા સમયમાં નકલ કરતી વખતે દાખલ થયા છે તથા તેવા ઉલ્લેખોની રચનાનો આધાર યશોભદ્રના શિષ્યનુ પેલું પદ્ય-ગદ્ય છે, કે જે તેણે પોતાની રચનાના પ્રારંભમાં લખ્યું છે.

ઉપર્યુક્ત ઉલ્લેખો પાછળથી દાખલ થયા છે એ કલ્પનાનું સમર્થન એથી પણ થાય છે કે, અધ્યાયોના અતમાં આવતું 'डुपडुपिकायाम्' એવું પદ અનેક જગાએ ત્રુટિત છે. ગમે તેમ પણ અત્યારે તો તે ઉલ્લેખો ઉપરથી નીચેની વાતો ફલિત થાય છે.

૧. તત્ત્વાર્થ ભાષ્ય ઉપર હરિભદ્રે વૃત્તિ રચી, કે જે પૂર્વકાલીન અથવા સમકાલીન નાની નાની ખંડિત–અખંડિત વૃત્તિઓના ઉદ્ધારરૂપ છે; કારણકે, તેમાં તે વૃત્તિઓનો યથોચિત સમાવેશ થઈ ગયો છે.

૨. હરિભદ્રની અધૂરી વૃત્તિને યશોભદ્ર તથા તેમના શિષ્યે ગંધહસ્તીની વૃત્તિને આધારે પૂરી કરી.

૩. વૃત્તિનું 'ડુપડુપિકા' નામ (ખરેખર જ તે નામ સાચું તથા ગ્રંથકારોએ રાખ્યું હોય તો) એ કારણે પડેલું લાગે છે કે, તે ટુકડે ટુકડે રચાઈને પૂરી થઈ, કોઈ એક દ્વારા પૂરી ન થઈ શકી.

કુપકુપિકા શબ્દ આ સ્થળ સિવાય અન્યત્ર ક્યાંય જોયો કે સાંભળ્યો નથી. સંભવ છે કે, તે અપભ્રષ્ટ પાઠ હોય અથવા કોઈ દેશીય શબ્દ હોય. મેં પહેલાં[1] કલ્પના કરી હતી કે, તેનો અર્થ 'નાની નાવડી' કદાચ હોય; તેમજ કોઈ વિદ્વાન મિત્રે એમ પણ કહ્યું હતું કે તે સંસ્કૃત 'उडूपिका' શબ્દનો ભ્રષ્ટ પાઠ છે. પરંતુ હવે વિચાર કરવાથી એ કલ્પના તેમ જ એ સૂચના ઠીક નથી લાગતી, કારણકે તે કલ્પનાનો આધાર, ગંધહસ્તીની મોટી વૃત્તિમાંથી નાની વૃત્તિ તારવવા બાબતનો ખ્યાલ હતો, જે હવે છોડી દેવો પડ્યો છે. યશોભદ્રના શિષ્યે અંતે જે વાક્ય લખ્યું છે, તેથી તો એવું કાંઈક ધ્વનિત થાય છે કે, આ નાની વૃત્તિ થોડી અમુકે રચી, થોડી બીજા કોઈકે, અને થોડી ત્રીજા કોઈકે, તેથી તે કુપકુપિકા બની ગઈ, અર્થાત્ એક કંથા જેવી બની ગઈ.

સર્વાર્થસિદ્ધિ અને રાજવાર્તિક સાથે સિદ્ધસેનીય વૃત્તિનું તોલન કરીએ તો સ્પષ્ટ જણાય છે કે, ભાષાનો જે પ્રસાદ, રચનાની વિશદતા અને અર્થનું પૃથક્કરણ 'સર્વાર્થસિદ્ધિ' અને 'રાજવાર્તિક'માં છે, તે સિદ્ધસેનીય વૃત્તિમાં નથી. આનાં બે કારણો છે. એક તો ગ્રંથકારનો પ્રકૃતિભેદ અને બીજું કારણ પરાશ્રિત રચના છે. સર્વાર્થસિદ્ધિકાર અને રાજવાર્તિકકાર સૂત્રો ઉપર પોતપોતાનું વક્તવ્ય સ્વતંત્રપણે જ કહે છે, જ્યારે સિદ્ધસેનને ભાષ્યનું શબ્દશઃ અનુસરણ કરવાનું હોઈ, પરાશ્રિત-પણે ચાલવાનું છે. આટલો તફાવત હોવા છતાં સમગ્ર રીતે સિદ્ધસેનીયવૃત્તિનું અવલોકન કરતાં મન ઉપર એ વાત તો

---

૧. પહેલી આવૃત્તિ, 'પરિચય' ૪૪

અંકિત થાય છે જ. તેમાં પહેલી એ કે, 'સર્વાર્થસિદ્ધિ' અને 'રાજવાર્તિક' કરતાં સિદ્ધસેનીયવૃત્તિની દાર્શનિક યોગ્યતા ઓછી નથી. પદ્ધતિભેદ છતાં એકંદર એ વૃત્તિમાં પણ ઉક્ત બે ગ્રંથ જેટલો જ ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ અને બૌદ્ધ દર્શનની ચર્ચાનો વારસો છે; અને બીજી વાત એ છે કે, સિદ્ધસેન પોતાની વૃત્તિમાં દાર્શનિક અને તાર્કિક ચર્ચા કરીને પણ છેવટે જિનભદ્રગણિક્ષમાશ્રમણની પેઠે આગમિક પરંપરાનું પ્રબળપણે સ્થાપન કરે છે અને એ સ્થાપનમાં તેમનો આગમિક અભ્યાસ પ્રચુરપણે દેખાય છે. સિદ્ધસેનની વૃત્તિ જોતા માલૂમ પડે છે કે, તેમના સમય સુધીમાં તત્ત્વાર્થ ઉપર અનક વ્યાખ્યાઓ રચાયેલી હતી. કોઈ કોઈ સ્થળે એક જ સૂત્રના ભાષ્યનું વિવરણ કરતાં તેઓ પાંચ-છ મતાતરો[1] ટાંકે છે. તે ઉપરથી એવું અનુમાન બાંધવાને કારણ મળે છે કે, સિદ્ધસેને વૃત્તિ રચી ત્યારે તેમની સામે ઓછામાં ઓછી તત્ત્વાર્થ ઉપર રચાયેલી પાંચ ટીકાઓ હોવી જોઈએ, જે સર્વાર્થસિદ્ધિ આદિ પ્રસિદ્ધ દિગંબરીય ત્રણ વ્યાખ્યાઓથી જુદી હશે એમ લાગે છે; કારણકે 'રાજવાર્તિક' અને 'શ્લોકવાર્તિક'ની રચના પહેલાં જ સિદ્ધસેનીય વૃત્તિ રચાઈ હોવાનો બહુ સંભવ છે. પહેલાં રચાઈ ન હોય તો પણ એની રચના અને પેલાં બેની રચના વચ્ચે એટલું તો ઓછું અંતર છે કે, સિદ્ધસેનને 'રાજવાર્તિક' અને 'શ્લોકવાર્તિક'નો પરિચય થવાનો પ્રસંગ જ આવ્યો નથી. 'સર્વાર્થસિદ્ધિ'ની રચના પૂર્વકાલીન હોઈ, સિદ્ધસેનના સમયમાં તે ચોક્કસ હતી ખરી પણ દૂરવર્તી દેશભેદને

---

૧ જુઓ પ, ૩ની 'સિદ્ધસેનીયવૃત્તિ' પૃ૦ ૩૨૧.

કારણે કે બીજા કોઈ કારણે સિદ્ધસેનને 'સર્વાર્થસિદ્ધિ' જોવાની તક મળી હોય એમ લાગતું નથી. સિદ્ધસેન એ પૂજ્યપાદ આદિ દિગંબરીય આચાર્યો જેવા સંપ્રદાયાભિનિવેશી છે એમ તેમની વૃત્તિ જ કહે છે. હવે જો એમણે 'સર્વાર્થસિદ્ધિ' કે બીજો કોઈ દિગંબરીયત્વાભિનિવેશી ગ્રંથ જોયો હોત, તો તેના પ્રત્યાઘાતરૂપે તેઓ પણ તે તે સ્થળે દિગંબરીયત્વનું 'સર્વાર્થસિદ્ધિ'નાં વચનોના નિર્દેશપૂર્વક ખંડન કર્યા વિના સંતોષ પકડી શકત જ નહિ. વળી કોઈ પણ સ્થળે દિગંબરીય સાંપ્રદાયિક વ્યાખ્યાઓની તેમણે સમાલોચના કરી જ નથી. જે પોતાના પૂર્વવર્તી વ્યાખ્યાકારોના સૂત્ર કે ભાષ્યવિષયક મતભેદોની તેમજ ભાષ્યવિવરણ સંબંધી નાનીમોટી માન્યતાઓની ટૂંકી પણ નોંધ લીધા સિવાય ન રહે, અને પોતે માન્ય રાખેલ શ્વેતાંબર પરંપરા કરતાં તર્કબળથી સહેજ પણ વિરુદ્ધ કહેનાર શ્વેતાંબરીય મહાન આચાર્યોની કટુક સમાલોચના કર્યા વિના સંતોષ ન પકડે, તે સિદ્ધસેન વ્યાખ્યાપરત્વે પ્રબળ વિરોધ ધરાવનાર દિગંબરીય આચાર્યોની પૂરેપૂરી ખબર લીધા વિના રહી શકે એ કલ્પવું જ અશક્ય છે. તેથી એવી કલ્પના થાય છે કે, ઉત્તર કે પશ્ચિમ હિંદુસ્તાનમાં થયેલ અને રહેલ એ શ્વેતાંબર આચાર્યને દક્ષિણ હિંદુસ્તાનમાં રચાયેલ અને પોષાયેલ તત્ત્વાર્થ ઉપરની પ્રસિદ્ધ દિગંબર વ્યાખ્યા જોવાની તક સાંપડી ન હોય. એ જ રીતે દક્ષિણ હિંદુસ્તાનમાં થયેલ અકલંક આદિ દિગંબરીય ટીકાકારોને ઉત્તર હિંદુસ્તાનમાં રચાયેલ તત્કાલીન શ્વેતાંબરીય તત્ત્વાર્થના ટીકાગ્રંથો જોવાની તક મળેલી લાગતી જ નથી; તેમ છતાં સિદ્ધસેનની વૃત્તિ અને 'રાજવાર્તિક'માં જે ક્વચિત્ ધ્યાન ખેંચનારું શબ્દસાદૃશ્ય દેખાય

છે, તે બહુ તો એટલું જ સૂચવે છે કે, એ કોઈ ત્રીજા જ સમાન ગ્રંથના[1] અભ્યાસના વારસાનું પરિણામ છે. સિદ્ધસેનની વૃત્તિમાં તત્ત્વાર્થગત વિષયપરત્વે જે વિચાર અને ભાષાનો પુષ્ટ વારસો નજરે પડે છે, તે જોતાં એમ ચોખ્ખું લાગે છે કે, એ વૃત્તિ પહેલાં શ્વેતાંબરીય સંપ્રદાયમાં પુષ્કળ સાહિત્ય રચાયેલું અને ખેડાયેલું હોવું જોઈએ.

---

૧ એક બાજુ સિદ્ધસેનીય વૃત્તિમાં દિગંબરીય સૂત્રપાઠવિરુદ્ધ સમાલોચના ક્યાંઈક ક્યાંઈક દેખાય છે, દા૦ ત૦ "अपरे पुनर्विद्वांसोऽतिबहूनि स्वयं विरचय्यास्मिन् प्रस्तावे सूत्राण्यधीयते" ઇત્યાદિ ૩, ૧૧ ની વૃત્તિ૦ પૃ૦ ૨૬૧, તથા "अपरे सूत्रद्वयमेतदधीयते– 'द्रव्याणि' 'जीवाश्च'" ઇત્યાદિ ૫, ૨ ની વૃત્તિ પૃ૦ ૩૨૦; તેમજ "अन्ये पठन्ति सूत्रम्" ૭, ૨૩, પૃ૦ ૧૦૯, તેમજ ક્યાંઈક ક્યાંઈક 'સર્વાર્થસિદ્ધિ' અને 'રાજવાર્તિક'મા દેખાય છે તેવી વ્યાખ્યાઓનું ખંડન પણ છે, દા૦ ત૦ "ये त्वेतद् भाष्यं गमनप्रतिषेधद्वारेण चारणविद्याधरर्द्धिप्राप्तानामाचक्षते तेषामागमविरोध:" ઇત્યાદિ ૩, ૧૩ની વૃત્તિ પૃ૦ ૨૬૩; તથા ક્યાંઈક ક્યાંઈક વાર્તિક સાથે શબ્દસાદૃશ્ય છે, "नित्यप्रजल्पितवत्" ઇત્યાદિ ૫, ૩ની વૃત્તિ પૃ૦ ૩૨૧.

બીજી બાજુ શ્વેતાંબર પંથનું ખંડન કરનારી સર્વાર્થસિદ્ધિ આદિની ખાસ વ્યાખ્યાઓનું સિદ્ધસેનીય વૃત્તિમાં નિરસન નથી; આથી એમ સંભાવના થાય છે કે, સર્વાર્થસિદ્ધિમાં સ્વીકારાયેલ સૂત્રપાઠને અવલંબી રચાયેલ કોઈ દિગંબરાચાર્યની કે અન્ય તટસ્થ આચાર્યની વ્યાખ્યા જેમાં શ્વેતાંબરીય વિશિષ્ટ માન્યતાઓનું ખંડન નહિ હોય અને જે પૂજ્યપાદ કે અકલંકને પણ પોતાની ટીકાઓ લખવામાં આધારભૂત થઈ હશે, તે સિદ્ધસેનની સામે હશે.

ભાષ્ય ઉપર ત્રીજી વૃત્તિ ઉપાધ્યાય યશોવિજયજીની છે. જો એ પૂર્ણ મળતી હોત તો તે સત્તરમા-અઢારમા સૈકામાં થયેલ ભારતીય દર્શનશાસ્ત્રના વિકાસનો

ખંડિત વૃત્તિ

એક નમૂનો પૂરો પાડત એમ અત્યારે ઉપલબ્ધ એ વૃત્તિના એક નાના ખંડ ઉપરથી જ કહેવાનુ મન થઈ જાય છે. એ ખંડ પૂરા પ્રથમ અધ્યાય ઉપર પણ નથી, અને તેમાં ઉપરની બે વૃત્તિઓની પેઠે જ શબ્દશઃ ભાષ્યને અનુસરી વિવરણ કરવામાં આવ્યુ છે; તેમ છતાં તેમાં જે ઊંડી તર્કાનુગામી ચર્ચા, જે બહુશ્રુતતા અને જે ભાવસ્ફોટન દેખાય છે, તે યશોવિજયજીની ન્યાય-વિશારદતાની ખાતરી કરાવે છે. જો એ વૃત્તિ એમણે સંપૂર્ણ રચી હશે, તો અઢીસો જ વર્ષમાં તેનો સર્વનાશ થઈ ગયો હોય એમ માનતા જીવ અચકાય છે, એટલે એની શોધ માટેનો પ્રયત્ન નિષ્ફળ જવાનો સંભવ નથી.

ઉપર જે તત્ત્વાર્થ ઉપરના મહત્ત્વપૂર્ણ અને અભ્યાસ-યોગ્ય થોડાક ગ્રંથોનો પરિચય આપ્યો છે, તે ફક્ત અભ્યાસીઓની જિજ્ઞાસા જાગરિત કરવા અને એ દિશામાં વિશેષ પ્રયત્ન કરવાની સૂચના પૂરતો છે. વસ્તુતઃ તે પ્રત્યેક ગ્રંથનો પરિચય એક એક સ્વતંત્ર નિબંધની અપેક્ષા રાખે છે અને એ બધાનો સંમિલિત પરિચય તો એક દળદાર પુસ્તકની અપેક્ષા રાખે છે. તે કામ આ સ્થળની મર્યાદા બહારનું છે, તેથી આટલા જ પરિચયમા સંતોષ ધારણ કરી વિરમવું યોગ્ય લેખું છું.

સુખલાલ

# પુરવણી

મેં પં. નાથુરામ પ્રેમીજી અને પં. જુગલકિશોરજીને ઉમાસ્વાતિ તેમજ તત્ત્વાર્થને લગતી બાબતો વિષે કેટલાક પ્રશ્નો પૂછેલા એનો જે ઉત્તર તેમના તરફથી મને મળ્યો છે, તેનો મુખ્ય ભાગ તેમની જ ભાષામાં મારા પ્રશ્નોની સાથે જ નીચે આપવામાં આવે છે. એ બંને મહાશયો ઐતિહાસિક દૃષ્ટિ ધરાવે છે અને અત્યારના દિગંબરીય વિદ્વાનોમાં ઐતિહાસિક દૃષ્ટિએ એ બન્નેની યોગ્યતા ઉચ્ચ કોટિની છે. એટલે તેમના વિચારો અભ્યાસી માટે કામના હોઈ, પુરવણીરૂપે અહીં મૂકું છું. પં. જુગલકિશોરજીના ઉત્તરમાંથી જે અંશપરત્વે મારે કાંઈક પણ કહેવાનું છે, તે તેમના પત્ર પછી 'મારી વિચારણા' એ મથાળા નીચે હું નીચે જણાવી આપીશ.

## પ્રશ્નો

૧. ઉમાસ્વાતિ કુંદકુંદકા શિષ્ય યા વંશજ હૈ ઇસ ભાવકા ઉલ્લેખ સબસે પુરાના કિસ ગ્રંથમેં, પટ્ટાવલીમેં યા શિલાલેખમેં આપકે દેખનેમેં અબ તક આયા હૈ? અથવા યોં કહિયે કિ દસવીં સદીકે પૂર્વવર્તી કિસ ગ્રંથ, પટ્ટાવલી આદિમેં ઉમાસ્વાતિકા કુંદકુંદકે શિષ્ય હોના યા વંશજ હોના અબ તક પાયા ગયા હૈ?

૨. આપકે વિચારમેં પૂજ્યપાદકા સમય ક્યા હૈ? તત્ત્વાર્થકા શ્વેતાંબરીય ભાષ્ય આપકી વિચારણાસે સ્વોપજ્ઞ હૈ યા નહીં; યદિ સ્વોપજ્ઞ નહીં હૈ તો ઉસ પક્ષમેં મહત્ત્વકી દલીલેં ક્યા હૈ?

૩. દિગમ્બરીય પરંપરામેં કોઈ 'ઉચ્ચનાગર' નામક શાખા કભી હુઈ હૈ, ઔર વાચકવંશ યા વાચકપદધારી કોઈ મુનિગણ પ્રાચીન કાલમેં કભી હુઆ હૈ; ઔર હુઆ હૈ તો ઉસકા વર્ણન યા ઉલ્લેખ કહાં પર હૈ?

૪. મુઝે સંદેહ હૈ કિ તત્ત્વાર્થસૂત્ર કે રચયિતા ઉમાસ્વાતિ કુંદકુંદકે શિષ્ય થે; ક્યોં કિ કોઈ ભી પ્રાચીન પ્રમાણ અભી તક મુઝે નહીં મિલા. જો મિલે વે સબ બારહવી સદીકે બાદકે હૈં. ઇસલિયે ઉક્ત પ્રશ્ન પૂછ રહા હૂં. જો સરસરી તોરસે ધ્યાનમેં આવે સો લિખના.

૫. પ્રસિદ્ધ તત્ત્વાર્થશાસ્ત્રકી રચના કુંદકુંદકે શિષ્ય ઉમાસ્વાતિને કી હૈ; ઇસ માન્યતા કે લિયે દસવી સદીસે પ્રાચીન ક્યા ક્યા સબૂત યા ઉલ્લેખ હૈ ઔર વે કોનસે? ક્યા દિગંબરીય સાહિત્યમેં દસવી સદીસે પુરાના કોઈ ઐસા ઉલ્લેખ હૈ જિસમેં કુંદકુંદકે શિષ્ય ઉમાસ્વાતિકે દ્વારા તત્ત્વાર્થ-સૂત્રકી રચના કિયે જાનેકા સૂચન યા કથન હો.

૬. "तत्त्वार्थसूत्रकर्तारं गृध्रपिच्छोपलक्षितम्" યહ પદ્ય કહાંકા હૈ ઔર કિતના પુરાના હૈ?

૭. પૂજ્યપાદ, અકલંક, વિદ્યાનંદ આદિ પ્રાચીન ટીકા-કારોને કહી ભી તત્ત્વાર્થસૂત્રકે રચયિતા રૂપસે ઉમાસ્વાતિકા ઉલ્લેખ કિયા હૈ? ઔર નહી કિયા હૈ, તો પીછેસે યહ માન્યતા ક્યોં ચલ પડી?

## પ્રેમીજીનો પત્ર

"આપકા તા. ૬કા કૃપાપત્ર મિલા. ઉમાસ્વાતિ કુંદકુંદકે વંશજ હૈ, ઇસ બાત પર મુઝે જરા ભી વિશ્વાસ નહીં હૈ. યહ વંશકલ્પના ઉસ સમય કી ગઈ હૈ, જબ તત્ત્વાર્થસૂત્ર પર સર્વાર્થસિદ્ધિ, શ્લોકવાર્ત્તિક, રાજવાર્ત્તિક આદિ ટીકાયેં બન ચુકી થી ઔર દિગંબર સંપ્રદાયને ઇસ ગ્રંથકો પૂર્ણતયા અપના લિયા થા. દસવીં શતાબ્દિકે પહલેકા કોઈ ભી ઉલ્લેખ અભી તક મુઝે ઇસ સંબંધમેં નહીં મિલા. મેરા વિશ્વાસ હૈ કિ, દિગંબર સંપ્રદાયમેં જો બડે બડે વિદ્વાન ગ્રંથકર્તા હુએ હૈં, પ્રાય. વે કિસી મઠ યા ગદ્દીકે પટ્ટધર નહીં થે. પરંતુ જિન લોગોંને ગુર્વાવલી યા પટ્ટાવલી બનાઈ હૈં, ઉનકે મસ્તકમેં યહ બાત ભરી હુઈ થી કિ, જિતને ભી આચાર્ય યા ગ્રંથકર્તા હોતે હૈં, વે કિસી ન કિસી ગદ્દીકે અધિકારી હોતે હૈં. ઇસલિયે ઉન્હોંને પૂર્વવર્તી સભી વિદ્વાનોંકી ઇસી ભ્રમાત્મક વિચારકે અનુસાર ખતૌની કર ડાલી હૈ ઔર ઉન્હેં પટ્ટધર બના ડાલા હૈ. યહ તો ઉન્હેં માલૂમ નહીં થા કિ ઉમાસ્વાતિ ઔર કુંદકુંદ કિસ કિસ સમયમેં હુએ હૈં; પરંતુ ચૂંકિ વે બડે આચાર્ય થે ઔર પ્રાચીન થે, ઇસલિયે ઉનકા સંબંધ જોડ દિયા ઔર ગુરુશિષ્ય યા શિષ્યગુરુ બના દિયા. યહ સોચનેકા ઉન્હોંને કષ્ટ નહીં ઉઠાયા કિ કુંદકુંદ કર્ણાટક દેશકે કુંડકુંડ ગ્રામકે નિવાસી થે ઔર ઉમાસ્વાતિ બિહારમેં ભ્રમણ કરનેવાલે. ઉનકે સંબંધકી કલ્પના ભી એક તરહસે અસંભવ હૈ.

શ્રુતાવતાર, આદિપુરાણ, હરિવંશપુરાણ, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ આદિ પ્રાચીન ગ્રંથોમેં જો પ્રાચીન આચાર્યપરંપરા દી હુઈ

હૈ, ઉસમેં ઉમાસ્વાતિકા બિલ્કુલ ઉલ્લેખ નહીં હૈ. શ્રુતાવતારમેં કુંદકુંદકા ઉલ્લેખ હૈ ઔર ઉન્હેં એક બડા ટીકાકાર બતલાયા હૈ, પરંતુ ઉનકે આગે યા પીછે ઉમાસ્વાતિકા કોઈ ઉલ્લેખ નહી હૈ. ઇંદ્રનંદીકા 'શ્રુતાવતાર' યદ્યપિ બહુત પુરાના નહીં હૈ, ફિર ભી ઐસા જાન પડતા હૈ વહ કિસી પ્રાચીન રચનાકા રૂપાન્તર હૈ ઔર ઇસ દૃષ્ટિસે ઉસકા કથન પ્રમાણકોટિકા હૈ. 'દર્શનસાર' ૯૯૦ સંવતકા બનાયા હુઆ હૈ, ઉસમેં પદ્મનંદી યા કુંદકુંદકા ઉલ્લેખ હૈ, પરંતુ ઉમાસ્વાતિકા નહીં. જિનસેનકે સમય 'રાજવાર્તિક' ઔર 'શ્લોકવાર્તિક' બન ચુકે થે; પરંતુ ઉન્હોંને ભી બીસોં આચાર્યોં ઔર ગ્રંથકર્તાઓંકી પ્રશંસાકે પ્રસંગમે ઉમાસ્વાતિકા ઉલ્લેખ નહી કિયા, ક્યોંકિ વે ઉન્હેં અપની પરંપરાકા નહીં સમઝતે થેં. એક બાત ઔર હૈ : આદિપુરાણ, હરિવંશપુરાણ આદિકે કર્તાઓને કુંદકુંદકા ભી ઉલ્લેખ નહીં કિયા હૈ યહ એક વિચારણીય બાત હૈ.

મેરી સમઝમેં કુંદકુંદ એક ખાસ આમ્નાય યા સંપ્રદાયકે પ્રવર્તક થે. ઇન્હોંને જૈનધર્મકો વેદાંતકે સાँચેમેં ઢાલા થા. જાન પડતા હૈ કિ જિનસેન આદિકે સમય તક ઉનકા મત સર્વમાન્ય નહીં હુઆ ઔર ઇસી લિયે ઉનકે પ્રતિ ઉન્હેં કોઈ આદરભાવ નહીં થા.

· "तत्त्वार्थशास्त्रकर्तारं गृध्रपिच्छोपलक्षितम्" આદિ શ્લોક માલૂમ નહીં કહાંકા હૈ ઔર કિતના પુરાના હૈ. તત્ત્વાર્થસૂત્રકી મૂલ પ્રતિયોંમેં યહ પાયા જાતા હૈ. કહીં કહીં કુંદકુંદકો ભી ગૃધ્રપિચ્છ લિખા હૈ. ગૃધ્રપિચ્છ નામકે એક ઔર ભી આચાર્યકા ઉલ્લેખ હૈ. 'જૈનહિતૈષી' ભાગ ૧૦ પૃષ્ઠ ૩૬૯

ઔર ભાગ ૧૫ અંક ૬કે કુંદકુંદસંબંધી લેખ પઢવા કર દેખ લીજિયેગા.

'ષટ્પાહુડ'કી ભૂમિકા ભી પઢવા લીજિયેગા.

શ્રુતસાગરને આશાધરકે મહાભિષેકકી ટીકા સંવત ૧૫૮૨ મેં સમાપ્ત કી હૈ. અત એવ યે વિક્રમકી સોલહવીં શતાબ્દિકે હૈં તત્ત્વાર્થકી વૃત્તિકે ઔર 'ષટ્પાહુડ' કી તથા 'યશસ્તિલક' ટીકાકે કર્તા ભી યહી હૈં. દૂસરે શ્રુતસાગરકે વિષયમેં મુઝે માલૂમ નહીં હૈ.

## બાબુ જુગલકિશોરજીનો પત્ર

"આપકે પ્રશ્નોંકા મૈં સરસરી તોરસે કુછ ઉત્તર દિયે દેતા હૂઁ.

૧. અભી તક જો દિગંબર પટ્ટાવલિયાઁ ગ્રંથાદિકોંમે દી હુઈ ગુર્વાવલિયોંસે ભિન્ન ઉપલબ્ધ હુઈ હૈં. વે પ્રાય: વિક્રમકી ૧૨વીં શતાબ્દીકે બાદકી બની હુઈ જાન પડતી હૈં, ઐસા કહના ઠીક હોગા. ઉનમેં સબસે પુરાની કૌનસી હૈ ઔર વહ કબકી બની હુઈ અથવા કિસકી બનાઈ હુઈ હૈ, ઇસ વિષયમેં મૈં ઇસ સમય કુછ નહીં કહ સકતા. અધિકાંશ પટ્ટાવલિયોં પર નિર્માણકે સમયાદિકકા કુછ ઉલ્લેખ નહીં હૈ ઔર ઐસા ભી અનુભવ હોતા હૈ કિ કિસી કિસીમેં અંતિમ આદિ કુછ ભાગ પીછેસે ભી શામિલ હુઆ હૈ.

કુંદકુંદ તથા ઉમાસ્વાતિકે સંબંધવાલે કિતને હી શિલાલેખ તથા પ્રશસ્તિયાઁ હૈં પરંતુ વે સબ ઇસ સમય મેરે સામને નહીં હૈ. હાઁ શ્રવણબેલ્ગોલકે જૈન શિલાલેખોંકા સંગ્રહ ઇસ સમય મેરે સામને હૈ, જો માણેકચંદ ગ્રંથમાલાકા ૨૮

વાં ગ્રંથ હૈ. ઇસમેં ૪૦, ૪૨, ૪૩, ૪૭, ૫૦, ૧૦૫ ઔર ૧૦૮ નંબરકે ૭ શિલાલેખ દોનોંકે ઉલ્લેખ તથા સંબંધકો લિયે હુએ હૈં પહલે પાઁચ લેખોંમેં 'तदन्वये' પદકે દ્વારા ઔર નં૦ ૧૦૮ મેં 'वंशे तदीये' પદોંકે દ્વારા ઉમાસ્વાતિકો કુંદકુંદકે વંશમેં લિખા હૈ. પ્રકૃત વાક્યોંકા ઉલ્લેખ 'સ્વામીસમંતભદ્રકે' પૃ૦ ૧૫૮ પર ફુટનોટમેં ભી કિયા ગયા હૈ. ઇનમેં સબસે પુરાના શિલાલેખ નં૦ ૪૭ હૈ, જો શક સં૦ ૧૦૩૭ કા લિખા હુઆ હૈ.

૨. પૂજ્યપાદકા સમય વિક્રમકી છઠ્ઠી શતાબ્દી હૈ. ઇસકો વિશેષ જાનનેકે લિયે 'સ્વામીસમંતભદ્ર'કે પૃ૦ ૧૪૧ સે ૧૪૩ તક દેખિયે. તત્ત્વાર્થકે શ્વેતાંબરીય ભાષ્યકો મૈં અભી તક સ્વોપજ્ઞ નહીં સમઝતા હૂઁ. ઉસ પર કિતના હી સંદેહ હૈ, જિસ સબકા ઉલ્લેખ કરનેકે લિયે મૈ ઇસ સમય તૈયાર નહીં હૂઁ.

૩. દિગંબરીય પરંપરામેં મુનિયોંકી કોઈ 'उच्चनागर' શાખા ભી હુઈ હૈ, ઇસકા મુઝે અભી તક કુછ પતા નહીં હૈ ઔર ન 'વાચકવંશ' યા 'વાચક'પદધારી મુનિયોંકા હી કોઈ વિશેષ હાલ માલૂમ હૈ. હાઁ 'જિનેંદ્ર કલ્યાણાભ્યુદય' ગ્રંથમેં 'અન્વયાવલિ'કા વર્ણન કરતે હુએ કુંદકુંદ ઔર ઉમાસ્વાતિ દોનોંકે લિયે 'વાચક' પદકા પ્રયોગ કિયા ગયા હૈ, જૈસા કિ ઉસકે નિમ્ન પદ્યસે પ્રકટ હૈ :

"पुष्पदन्तो भूतबलिर्जिनचन्द्रो मुनिः पुनः ।
कुन्दकुन्दमुनीन्द्रोमास्वातिवाचकसंज्ञितौ ॥

૪. કુંદકુંદ ઔર ઉમાસ્વાતિકે સંબંધકા ઉલ્લેખ નં૦ ૨ મેં કિયા જા ચૂકા હૈ. મૈં અભી તક ઉમાસ્વાતિકો કુંદકુંદકા

નિકટાન્વયી માનતા હૂં—શિષ્ય નહીં. હો સકતા હૈ કિ વે કુંદકુંદકે પ્રશિષ્ય રહે હોં ઔર ઇસકા ઉલ્લેખ મેંને 'સ્વામી-સમંતભદ્ર' મેં પૃ૦ ૧૫૮, ૧૫૯ પર ભી કિયા હૈ. ઉક્ત ઇતિહાસમેં 'ઉમાસ્વાતિ-સમય' ઔર 'કુંદકુંદ-સમય' નામકે દોનોં લેખોંકો એક વાર પઢ જાના ચાહિયે.

૫. વિક્રમકી ૧૦વીં શતાબ્દીસે પહલેકા કોઈ ઉલ્લેખ મેરે દેખનેમેં ઐસા નહીં આયા જિસમેં ઉમાસ્વતિકો કુંદ-કુંદકા શિષ્ય લિખા હો.

૬. "तत्त्वार्थसूत्रकर्तारं गृध्रपिच्छोपलक्षितम्" ઇત્યાદિ પદ્ય તત્ત્વાર્થસૂત્રકી બહુત સી પ્રતિયોંકે અંતમેં દેખા જાતા હૈ, પરંતુ વહ કહૉંકા હૈ ઔર કિતના પુરાના હૈ યહ અભી કુછ નહીં કહા જા સકતા.

૭. પૂજ્યપાદ ઔર અકલંક દેવકે વિષયમેં તો મૈં અભી ઠીક નહી કહ સકતા પરંતુ વિદ્યાનંદને તો તત્ત્વાર્થસૂત્રકે કર્તારૂપસે ઉમાસ્વાતિકા ઉલ્લેખ કિયા હૈ—'શ્લોકવાર્તિક'મેં ઉનકા દ્વિતીય નામ ગૃધ્રપિચ્છાચાર્ય દિયા હૈ. ઔર શાયદ આપ્તપરીક્ષા ટીકા આદિમેં ઉમાસ્વતિ નામકા ભી ઉલ્લેખ હૈ.

ઇસ તરહ પર યહ આપકે દોનોં પત્રોંકા ઉત્તર હૈ; જો ઇસ સમય બન સકા હૈ. વિશેષ વિચાર ફિર કિસી સમય કિયા જાયગા."

## મારી વિચારણા

નવમા–દશમા સૈકાના દિગંબરાચાર્ય વિદ્યાનંદે 'આપ્ત-પરીક્ષા' (શ્લો૦ ૧૧૯) ની સ્વોપજ્ઞવૃત્તિમાં "तत्त्वार्थसूत्रकारैरुमास्वामिप्रभृतिभि:" એવું કથન કર્યું છે અને તત્ત્વાર્થ-શ્લોકવાર્તિકની સ્વોપજ્ઞવૃત્તિ (પૃ૦ ૬–પં૦ ૩૧) માં એ જ

આચાર્યે "एतेन गृध्रपिच्छाचार्यपर्यन्तमुनिसूत्रेण व्यभिचारिता निरस्ता" એવું કથન કર્યું છે. આ બન્ને કથનો તત્ત્વાર્થ-શાસ્ત્ર ઉમાસ્વાતિરચિત હોવાનું અને ઉમાસ્વાતિ તથા ગૃધ્રપિચ્છ આચાર્ય બન્ને અભિન્ન હોવાનું સૂચવે છે એવી પં૦ જુગલ-કિશોરજીની માન્યતા છે. પરંતુ એ માન્યતા વિચારણીય છે, તેથી એ બાબતમાં મારી વિચારણા શી છે તે ટૂંકમાં જણાવી દેવું યોગ્ય થશે.

પહેલા કથનમાં તત્ત્વાર્થસૂત્રકાર એ, ઉમાસ્વાતિ વગેરે આચાર્યોનું વિશેષણ છે, નહિ કે માત્ર ઉમાસ્વાતિનું. હવે બાબુજીએ બતાવેલ રીતે અર્થ કરીએ તો ફલિત એમ થાય છે કે, ઉમાસ્વાતિ વગેરે આચાર્યો તત્ત્વાર્થસૂત્રના કર્તા છે. અહીં તત્ત્વાર્થસૂત્રનો અર્થ જો તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર કરવામાં આવે, તો એ ફલિત અર્થ ખોટો ઠરે છે. કારણ કે તત્ત્વાર્થા-ધિગમશાસ્ત્ર એકલા ઉમાસ્વામીએ રચેલું મનાયેલું છે, નહિ કે ઉમાસ્વામી વગેરે અનેક આચાર્યોએ. તેથી વિશેષણગત તત્ત્વાર્થસૂત્રપદનો અર્થ માત્ર તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર ન કરતાં જિનકથિત તત્ત્વપ્રતિપાદક બધા જ ગ્રંથો એટલો કરવો જોઈએ. એ અર્થ કરતાં ફલિત એ થાય છે કે, જિનકથિત તત્ત્વપ્રતિપાદક ગ્રંથના રચનાર ઉમાસ્વામી વગેરે આચાર્યો. આ ફલિત અર્થ મુજબ સીધી રીતે એટલું જ કહી શકાય કે, વિદ્યાનંદની દૃષ્ટિમાં ઉમાસ્વામી પણ જિનકથિત તત્ત્વપ્રતિપાદક કોઈ પણ ગ્રંથના પ્રણેતા છે. એ ગ્રંથ તે ભલે વિદ્યાનંદની દૃષ્ટિમાં તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર જ હોય, પણ એમનો એ આશય ઉક્ત કથનમાંથી બીજા આધારો સિવાય સીધી રીતે નીકળતો નથી. એટલે વિદ્યાનંદના આપ્તપરીક્ષાગત પૂર્વોક્ત પ્રથમ કથન

ઉપરથી આપણે એમનો આશય સીધી રીતે એટલો જ કાઢી શકીએ છીએ કે, ઉમાસ્વામીએ જૈન તત્ત્વ ઉપર કોઈ ગ્રંથ અવશ્ય રચેલો છે.

પૂર્વોક્ત બીજું કથન, તત્ત્વાર્થાધિગમશાસ્ત્રનું પહેલું મોક્ષમાર્ગવિષયકસૂત્ર સર્વજ્ઞ વીતરાગપ્રણીત છે એ વસ્તુને સિદ્ધ કરનારી અનુમાનચર્ચામાં આવેલું છે. એ અનુમાનચર્ચામાં મોક્ષમાર્ગવિષયક સૂત્ર પક્ષ છે, સર્વજ્ઞવીતરાગપ્રણીતત્વ એ સાધ્ય છે, અને સૂત્રત્વ એ હેતુ છે. એ હેતુમાં વ્યભિચારદોષનું વારણ કરતાં વિદ્યાનંદે 'एतेन' ઇત્યાદિ કથન કરેલું છે. વ્યભિચારદોષ પક્ષથી જુદા સ્થળમાં સંભવિત બને છે. પક્ષ તો મોક્ષમાર્ગવિષયક પ્રસ્તુત તત્ત્વાર્થસૂત્ર જ છે, એટલે વ્યભિચારનુ વિષયભૂત મનાયેલું ગૃધ્રપિચ્છાચાર્ય સુધીના મુનિઓનું સૂત્ર એ વિદ્યાનંદની દૃષ્ટિમાં ઉમાસ્વાતિના પક્ષભૂત મોક્ષમાર્ગવિષયક પ્રથમસૂત્રથી ભિન્ન જ હોવું જોઈએ, એ વાત ન્યાયવિદ્યાના અભ્યાસીને ભાગ્યે જ સમજાવવી પડે તેમ છે. વિદ્યાનંદની દૃષ્ટિમાં પક્ષરૂપ ઉમાસ્વાતિના સૂત્ર કરતાં વ્યભિચારનું વિષયભૂત કલ્પાતું સૂત્ર જુદું જ છે, માટે જ તેમણે એ વ્યભિચારદોષનું વારણ કર્યા બાદ હેતુમાં અસિદ્ધતા દોષ નિવારતાં "प्रकृतसूत्रे" એમ કહેલું છે. પ્રકૃત એટલે જેની ચર્ચા પ્રસ્તુત છે તે ઉમાસ્વામીનું મોક્ષમાર્ગવિષયકસૂત્ર. અસિદ્ધતાદોષ નિવારતાં સૂત્રને 'પ્રકૃત' એવું વિશેષણ આપ્યું છે અને વ્યભિચારદોષ નિવારતાં તે વિશેષણ નથી આપ્યું તેમજ પક્ષરૂપસૂત્રની અંદર વ્યભિચાર નથી આવતો એમ પણ નથી કહ્યું. ઊલટું ખુલ્લી રીતે એમ કહ્યું છે કે, ગૃધ્રપિચ્છ આચાર્ય સુધીનાં મુનિઓનાં સૂત્રોમાં વ્યભિચાર નથી આવતો. આ

બધું નિર્વિવાદપણે એ જ સૂચવે છે કે, વિદ્યાનંદ ઉમાસ્વામીથી ગૃધ્રપિચ્છને જુદા જ સમજે છે, બન્નેને એક નહિ. આ જ મુદ્દાની પુષ્ટિમાં એક દલીલ એ પણ છે કે, વિદ્યાનંદ જો ગૃધ્રપિચ્છ અને ઉમાસ્વામીને અભિન્ન જ સમજતા હોત, તો એક જગાએ ઉમાસ્વામી અને બીજી જગોએ 'ગૃધ્રપિચ્છ આચાર્ય' એટલું વિશેષણ જ તેમને માટે ન વાપરત બલ્કે ગૃધ્રપિચ્છ પછી તેઓ ઉમાસ્વામી શબ્દ વાપરત. ઉક્ત બન્ને કથનની મારી વિચારણા જો ખોટી ન હોય, તો તે પ્રમાણે ફલિત એમ થાય છે કે, વિદ્યાનંદની દૃષ્ટિમાં ઉમાસ્વામી તત્ત્વાર્થાધિગમશાસ્ત્રના પ્રણેતા હશે, પણ તેમની દૃષ્ટિમાં ગૃધ્રપિચ્છ અને ઉમાસ્વામી એ બન્ને ખાતરીથી જુદા જ હોવા જોઈએ.

ગૃધ્રપિચ્છ, બલાકપિચ્છ, મયૂરપિચ્છ વગેરે વિશેષણોની સૃષ્ટિ નગ્નત્વમૂલક વસ્ત્રપાત્રના ત્યાગવાળી દિગંબર ભાવનામાથી થયેલી છે. જો વિદ્યાનંદ ઉમાસ્વામીને દિગાંબરીય ખાતરીથી સમજતા હોત, તો તેમના નામની સાથે પાછળના વખતમાં લગાડાતું ગૃધ્રપિચ્છ આદિ વિશેષણ તેઓ જરૂર યોજત. તેથી એમ કહેવું પ્રાપ્ત થાય છે કે, વિદ્યાનંદે ઉમાસ્વામીનો શ્વેતાંબર, દિગંબર કે કોઈ ત્રીજો સંપ્રદાય સૂચવ્યો જ નથી.

સુખલાલ

# અભ્યાસ વિષે સૂચન

જૈન દર્શનનો પ્રામાણિક અભ્યાસ કરવા ઇચ્છનાર જૈન, જૈનેતર (પછી તે વિદ્યાર્થી હોય કે શિક્ષક) દરેક એમ પૂછે છે કે, એવું એક પુસ્તક કયું છે કે જેનો ટૂંકાણથી અગર લંબાણથી અભ્યાસ કરી શકાય અને જેના અભ્યાસથી જૈન દર્શનમાં સમાસ પામતી મુદ્દાની દરેક બાબતનું જ્ઞાન થાય. એ પ્રશ્નનો ઉત્તર આપનાર 'તત્ત્વાર્થ' સિવાય બીજા કોઈ પુસ્તકનો નિર્દેશ ન જ કરી શકે. તત્ત્વાર્થની આટલી યોગ્યતા હોવાથી આજકાલ જ્યાં ત્યાં જૈન દર્શનના અભ્યાસ-ક્રમમાં તે સર્વપ્રથમ આવે છે. આમ હોવા છતાં તેનો અભ્યાસ જે રીતે ચાલતો જોવામાં આવે છે, તે રીત વિશેષ ફળપ્રદ થતી જણાતી નથી; તેથી તેની અભ્યાસપદ્ધતિ વિષે અત્રે કાંઈક સૂચન અયોગ્ય નહિ ગણાય.

સામાન્ય રીતે 'તત્ત્વાર્થ'ના અભ્યાસી શ્વેતાંબરો તે ઉપરની દિગંબરીય ટીકાઓ નથી જોતા, અને દિગંબરો તે ઉપરની શ્વેતાંબરીય ટીકાઓ નથી જોતા. આનું કારણ સાંકડી દૃષ્ટિ, સાંપ્રદાયિક અભિનિવેશ કે માહિતીનો અભાવ એ ગમે તે હોય; પણ જો એ વાત સાચી હોય, તો તેને લીધે અભ્યાસીનું જ્ઞાન કેટલું સંકુચિત રહે છે, તેની જિજ્ઞાસા કેટલી અણખેડાયેલી રહે છે, અને તેની તુલના તેમજ પરીક્ષણશક્તિ કેટલી કુંઠિત રહે છે, અને તેને પરિણામે તત્ત્વાર્થના અભ્યાસીનું

પ્રામાણ્ય કેટલું ઓછું ઘડાય છે, એ વાત સમજવા માટે અત્યારની ચાલુ બધી જૈન સંસ્થાઓના વિદ્યાર્થીઓથી વધારે દૂર જવાની જરૂર નથી. જ્ઞાનના માર્ગમાં, જિજ્ઞાસાના ક્ષેત્રમાં અને સત્યની શોધમાં ચોકાવૃત્તિને અર્થાત્ દૃષ્ટિસંકોચ કે સંપ્રદાયમોહને સ્થાન હોય, તો તેથી મૂળ વસ્તુ જ સિદ્ધ ન થાય. જેઓ સરખામણીના વિચારમાત્રથી ડરી જાય છે, તેઓ કાંતો પોતાના પક્ષની સબળતા અને પ્રામાણિકતા વિષે શંકિત હોય છે, કાંતો બીજી સામેની બાજુ સાથે ઊભવાનુ સામર્થ્ય ઓછું ધરાવે છે, કાંતો અસત્યને છોડતાં અને સત્યને સ્વીકારતાં ગભરાય છે અને કાંતો સાચી પણ પોતાની બાબતને સાબિત કરવા જેટલું ધૈર્ય અને બુદ્ધિબળ નથી ધરાવતા. જ્ઞાનનો અર્થ જ એ છે કે, સંકુચિતતાઓ, બંધનો અને આડોને પાર કરી આત્માને વિસ્તારવો અને સત્ય માટે ઊંડા ઊતરવું. આ કારણથી શિક્ષકો સમક્ષ નીચેની પદ્ધતિ રજૂ કરું છું. તેઓ એ પદ્ધતિને છેવટની સૂચના ન માની લેતા, તેમાં પણ અનુભવથી ફેરફાર કરે અને પોતાની પાસે ભણતા વિદ્યાર્થીઓને સાધન બનાવી ખરી રીતે પોતે જ તૈયાર થાય.

૧. પ્રથમ મૂળ સૂત્ર લઈ તેનો સીધી રીતે જે અર્થ થતો હોય તે કરવો.

૨. ભાષ્ય કે સર્વાર્થસિદ્ધિ એ બેમાંથી એક ટીકાને મુખ્ય રાખી તે પ્રથમ શીખવવી અને પછી તુરત જ બીજી વંચાવવી. એ વાચનમાં વિદ્યાર્થીઓનું ધ્યાન નીચેની ખાસ બાબતો તરફ ખેંચવું. (क) કઈ કઈ બાબત ભાષ્ય અને સર્વાર્થસિદ્ધિમાં એકસરખી છે? અને એકસરખી હોવા છતાં ભાષા અને પ્રતિપાદન-પદ્ધતિમાં કેટકેટલો ફેર

પડચો છે? (ख) કઈ કઈ બાબતો એકમાં છે અને બીજામાં નથી અગર તો રૂપાંતરથી છે? જે બાબતો બીજામાં છોડાઈ હોય અગર નવી ચર્ચાઈ હોય તે કઈ, અને તેમ થવાનું શું કારણ? (ग) ભાષ્ય અને સર્વાર્થસિદ્ધિ એ બંનેનું પૃથક્કરણ ઉપર પ્રમાણે કર્યાં પછી જો વિદ્યાર્થી વધારે યોગ્ય હોય, તો તેને આગળ 'પરિચય'માં આપેલ સરખામણી પ્રમાણે બીજાં ભારતીય દર્શનો સાથે સરખામણી કરવામાં ઉતારવો; અને જો વિદ્યાર્થી સાધારણ હોય તો આગળ જતાં તેવી સરખામણી કરી શકે તે દૃષ્ટિથી કેટલાંક રોચક સૂચનો કરવાં. (घ) ઉપર પ્રમાણે પાઠ ચલાવ્યા પછી ચાલેલ તે સૂત્ર ઉપર રાજવાર્તિક વાંચી જવાનું વિદ્યાર્થી ઉપર છોડવું તે એ બધું રાજવાર્તિક વાંચી તેમાંથી પૂછવા લાયક સવાલો અગર સમજવાની બાબતો કાગળ ઉપર નોંધી બીજે દિવસે શિક્ષક સમક્ષ રજૂ કરે અને એ રજૂઆત વખતે શિક્ષક બની શકે ત્યાં સુધી વિદ્યાર્થીઓમાં જ અંદરોઅંદર ચર્ચા ઊભી કરાવી તેમની મારફત જ (માત્ર પોતે તટસ્થ સહાયક રહી) પોતાને કહેવાનુ બધું કહેવરાવે. ભાષ્ય અને સર્વાર્થસિદ્ધિ કરતાં રાજવાર્તિકમાં શું ઘટયું છે, શું વધ્યું છે, શું નવું છે, એ જાણવાની દૃષ્ટિ વિદ્યાર્થીઓમાં કેળવે.

૩ ઉપર પ્રમાણે ભાષ્ય અને સર્વાર્થસિદ્ધિનો અભ્યાસ થઈ જાય અને તે રાજવાર્તિકના અવલોકન દ્વારા પુષ્ટ થાય, ત્યાર પછી ઉક્ત ત્રણે ગ્રંથોમાં ન હોય તેવા અને ખાસ ધ્યાન આપવા જેવા જે જે મુદ્દાઓ શ્લોકવાર્તિકમાં ચર્ચાયા હોય તેટલા જ મુદ્દાઓની યાદી તૈયાર કરી રાખવી અને અનુકૂળતાએ તે વિદ્યાર્થીઓને વંચાવવી અગર વાંચવા

ભલામણ કરવી. આમ કરી સૂત્ર ઉપર ઉક્ત ચારે ટીકાઓએ ક્રમશઃ કેટકેટલો અને કઈ કઈ જાતનો વિકાસ કર્યો છે અને તેમ કરવામાં તે તે ટીકાઓએ બીજાં દર્શનોમાંથી કેટલો ફાળો મેળવ્યો છે, અગર તો બીજાંઓને કેટલો ફાળો આપ્યો છે એ બધુ વિદ્યાર્થીને જણાવવું.

૪. કોઈ પણ પરિસ્થિતિને કારણે રાજવાર્ત્તિક વાંચવું કે વંચાવવું શક્ય ન હોય તો છેવટે શ્લોકવાર્ત્તિકની પેઠે રાજવાર્ત્તિકમાં પણ જે જે મુદ્દાઓ બહુ સુંદર રીતે ચર્ચવામાં આવ્યા હોય અને જેનું મહત્ત્વ જૈન દર્શનની દૃષ્ટિએ ઘણુ વધારે હોય, તેવાં સ્થળોની એક યાદી તૈયાર કરી ઓછામાં ઓછું તેટલું તો શીખવવું જ. એટલે કે ભાષ્ય અને સર્વાર્થસિદ્ધિ એ બે અભ્યાસમાં નિયત હોય અને રાજવાર્ત્તિક તેમજ શ્લોકવાર્ત્તિકનાં ઉક્ત બે ગ્રંથોમાં નહિ આવેલાં એવાં વિશિષ્ટ પ્રકરણો જ અભ્યાસમાં નિયત હોય અને બાકીનુ ઐચ્છિક હોય. દા૦ ત૦ [૧]રાજવાર્ત્તિકમાંથી સપ્તભંગી અને અનેકાંતવાદની ચર્ચા અને શ્લોકવાર્ત્તિકમાંથી [૨]સર્વજ્ઞ, આપ્ત, જગત્કર્તા આદિની, [૩]નયની, [૪]વાદની અને [૫]પૃથ્વીભ્રમણની ચર્ચા લેવી. એ જ રીતે તત્ત્વાર્થભાષ્યની સિદ્ધસેનીય વૃત્તિમાંથી વિશિષ્ટ ચર્ચાવાળા ભાગો તારવી તેમને અભ્યાસમાં નિયત

---

૧. અ૦ ૧ સૂ૦ ૬.

૨. પૃ૦ ૧–૫૭.

૩. પૃ૦ ૨૬૭–૨૭૬.

૪. પૃ૦ ૨૭૭–૩૧૧.

૫. પૃ૦ ૩૪૫–૩૪૭.

રાખવા. દા૦ ત૦ અ૦ ૧, ૧; ૫, ૨૯ અને ૫, ૩૧ ના ભાષ્યની વૃત્તિમાંની ચર્ચાઓ.

૫. અભ્યાસ શરૂ કરાવ્યા અગાઉ શિક્ષકે તત્ત્વાર્થનો બાહ્ય અને આંતરિક પરિચય કરાવવા વિદ્યાર્થીઓ સામે કેટલાંક સામાન્ય પરંતુ રુચિકર પ્રવચનો કરવાં અને તે રીતે વિદ્યાર્થીઓમાં રસવૃત્તિ જગાડવી. વચ્ચે વચ્ચે જ્યારે પ્રસંગ આવે ત્યારે દર્શનોના ઇતિહાસ અને ક્રમવિકાસ તરફ વિદ્યાર્થીઓનું ખાસ ધ્યાન ખેંચાય તે માટે યોગ્ય પ્રવચનો ગોઠવવાં.

૬. ભૂગોળ, ખગોળ, સ્વર્ગ અને પાતાળવિદ્યાના ત્રીજા તથા ચોથા અધ્યાયનું શિક્ષણ આપવા બાબત બે મોટા વિરોધી પક્ષો છે. એક પક્ષ તેમને શિક્ષણમાં રાખવા ના પાડે છે, જ્યારે બીજો તેના શિક્ષણ વિના સર્વજ્ઞ-દર્શનનો અભ્યાસ અધૂરો માને છે. આ બન્ને એકાંતની છેલ્લી સીમાઓ છે; તેથી શિક્ષકે તે બે અધ્યાયનું શિક્ષણ આપવા છતાં તેમની પાછળની દૃષ્ટિ બદલવી એ જ અત્યારે સલાહકારક છે. ત્રીજા અને ચોથા અધ્યાયનું બધું વર્ણન સર્વજ્ઞકથિત છે તેમાં લેશ પણ ફેરફાર ન જ હોઈ શકે, આજકાલની બધી શોધો અને વિચારણાઓ તદ્દન ખોટી હોઈ અગર તો જૈન શાસ્ત્રોથી વિરુદ્ધ પડતી હોઈ ફેંકી દેવા લાયક છે, એમ કહી એ અધ્યાયોના શિક્ષણ ઉપર ભાર આપવા કરતાં, એક કાળે આર્ય દર્શનોમાં સ્વર્ગ, નરક, ભૂગોળ અને ખગોળ વિષે કેવી કેવી માન્યતાઓ ચાલતી અને એ માન્યતાઓમાં જૈન દર્શનનું શું સ્થાન છે એવી ઐતિહાસિક દૃષ્ટિથી જ એ અધ્યાયોનું શિક્ષણ આપવામાં આવે, તો ખોટું સમજી

ઘટતું હોય, તે 'ભાવનિક્ષેપ'. જેમ કે એક એવી વ્યક્તિ છે કે જે સેવક યોગ્ય કાર્ય કરે છે. તે ભાવસેવક કહેવાય.

સમ્યગ્દર્શન આદિ મોક્ષમાર્ગના અને જીવ અજીવ આદિ તત્ત્વોના પણ ચાર ચાર નિક્ષેપ – અર્થવિભાગ – સંભવે છે. પરતુ ચાલુ પ્રકરણમાં એ ભાવરૂપે સમજવાના છે. [૫]

હવે તત્ત્વોને જાણવાના ઉપાયો કહે છે ·

**प्रमाणनयैरधिगमः । ६ ।**

**પ્રમાણો અને નયોથી જ્ઞાન થાય છે.**

**नय अने प्रमाणमा तफावत :** નય અને પ્રમાણ બને જ્ઞાન જ છે. પરંતુ એમાં તફાવત એ છે કે 'નય' વસ્તુના એક અંશનો બોધ કરે છે અને 'પ્રમાણ' અનેક અશોનો. અર્થાત્ વસ્તુમાં અનેક ધર્મ હોય છે, એમાંથી જ્યારે કોઈ એક ધર્મ દ્વારા વસ્તુનો નિશ્ચય કરવામાં આવે, ત્યારે તે नय કહેવાય છે. જેમ કે નિત્યત્વ ધર્મ દ્વારા આત્મા અથવા પ્રદીપ આદિ વસ્તુ નિત્ય છે એવો નિશ્ચય. અને જ્યારે અનેક ધર્મ દ્વારા વસ્તુનો અનેક રૂપથી નિશ્ચય કરવામાં આવે, ત્યારે તે प्रमाण કહેવાય. જેમ કે, નિત્યત્વ, અનિત્યત્વ આદિ ધર્મો દ્વારા આત્મા અથવા પ્રદીપ આદિ વસ્તુઓ નિત્યાનિત્ય આદિ અનેકરૂપ છે એવો નિશ્ચય. અથવા બીજા શબ્દોમાં કહીએ તો નય એ પ્રમાણનો માત્ર એક અંશ છે અને

---

જાતિ એવા શબ્દોનુ વ્યુત્પત્તિનિમિત્ત નહિ પણ 'પ્રવૃત્તિનિમિત્ત' કહેવાય છે.

યૌગિક શબ્દ (વિશેષણરૂપ) હોય ત્યા વ્યુત્પત્તિનિમિત્તવાળો અર્થ ભાવનિક્ષેપ, અને રૂઢ શબ્દ (જાતિનામ) હોય ત્યા પ્રવૃત્તિનિમિત્તવાળો અર્થ ભાવનિક્ષેપ જાણવો.

પ્રમાણુ એ અનેક નયોનો સમૂહ છે. કેમ કે નય, વસ્તુને એક દૃષ્ટિએ ગ્રહણુ કરે છે અને પ્રમાણુ એને અનેક દૃષ્ટિઓથી ગ્રહણુ કરે છે. [૬]

હવે તત્ત્વોના વિસ્તૃત જ્ઞાનને માટે કેટલાંક વિચારણા-દ્વારોનું[1] કથન કરે છે:

**निर्देशस्वामित्वसाधनाधिकरणस्थितिविधानतः ।७।**
**सत्संख्याक्षेत्रस्पर्शनकालान्तरभावाल्पबहुत्वैश्च ।८।**

નિર્દેશ, સ્વામિત્વ, સાધન, અધિકરણુ, સ્થિતિ અને વિધાનથી તથા —

સત્, સંખ્યા, ક્ષેત્ર, સ્પર્શન, કાળ, અંતર, ભાવ અને અલ્પબહુત્વથી સમ્યગ્દર્શનાદિ વિષયોનું જ્ઞાન થાય છે.

નાનો કે મોટો કોઈ પણ જિજ્ઞાસુ જ્યારે તે પહેલ-વહેલો કોઈ વિમાન કે બીજી એવી નવી વસ્તુ જુએ છે અને એનું નામ સાંભળે છે, ત્યારે એની જિજ્ઞાસાવૃત્તિ જાગી ઊઠે છે. અને એથી તે પૂર્વે નહિ જોયેલી અથવા નહિ સાંભળેલી વસ્તુના સંબંધમાં અનેક પ્રશ્ન કરવા લાગી જાય છે.

---

૧. કોઈ પણ વસ્તુમા પ્રવેશ કરવો એટલે તેની માહિતી મેળવવી અગર વિચારણા કરવી. એમ કરવાનું મુખ્ય સાધન તે વસ્તુ વિષે વિવિધ પ્રશ્નો કરવા એ છે. પ્રશ્નનો ખુલાસો મળે તે પ્રમાણમા વસ્તુમાં પ્રવેશ કર્યો ગણાય. તેથી પ્રશ્નો એ જ વસ્તુમા પ્રવેશ કરવાનાં અર્થાત્ વિચારણા મારફત તેમા ઊંડા ઊતરવાનાં દ્વારો છે. તેથી વિચારણા-દ્વાર એટલે પ્રશ્નો એમ સમજવું. શાસ્ત્રોમાં તેમને અનુયોગદ્વાર કહ્યા છે. અનુયોગ એટલે વ્યાખ્યા કે વિવરણુ, તેના દ્વારો એટલે તે તે પ્રશ્નો.

તે એ વસ્તુનો આકાર, રૂપ, રંગ, એનો માલિક, એને બનાવવાનો ઉપાય, એને રાખવાની જગ્યા, એના ટકાઉપણાની મર્યાદા અને એના પ્રકાર આદિના સંબંધમાં વિવિધ પ્રશ્નો કરે છે. અને એ પ્રશ્નનો ઉત્તર પ્રાપ્ત કરી પોતાની જ્ઞાનવૃદ્ધિ કરે છે. આ રીતે જ અંતર્દષ્ટિવાળી વ્યક્તિ પણ મોક્ષમાર્ગ વિષે સાંભળીને અથવા હેય, ઉપાદેય એવાં આધ્યાત્મિક તત્ત્વ વિષે સાંભળીને એમના સંબંધમાં વિવિધ પ્રશ્નો દ્વારા પોતાનું જ્ઞાન વધારે છે. આ જ આશય ચાલુ બે સૂત્રોમાં પ્રગટ કર્યો છે. ઉદાહરણ તરીકે, નિર્દેશ આદિ સૂત્રોક્ત ચૌદ પ્રશ્નોને લઈને સમ્યગ્દર્શન વિષે સંક્ષેપમા નીચે પ્રમાણે વિચાર કરવામાં આવે છે:

૧. निर्देश–સ્વરૂપ. તત્ત્વ તરફ રુચિ એ સમ્યગ્દર્શનનું સ્વરૂપ છે. ૨. स्वामित्व–અધિકારિત્વ. સમ્યગ્દર્શનનો અધિકારી જીવ જ છે, અજીવ નહિ; કેમ કે તે જીવનો જ ગુણ અથવા પર્યાય છે ૩. साधन–કારણ. દર્શનમોહનીય કર્મનો ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષય એ ત્રણે સમ્યગ્દર્શનના અંતરંગ કારણ છે. એનાં બહિરંગ કારણો અનેક છે; જેવાં કે, શાસ્ત્રજ્ઞાન, જાતિસ્મરણ, પ્રતિમાદર્શન, સત્સંગ ઇત્યાદિ ૪.अधिकरण–આધાર. સમ્યગ્દર્શનનો આધાર જીવ જ છે, કેમ કે એ એનો પરિણામ હોવાથી એમાં જ રહે છે સમ્યગ્દર્શન ગુણ છે, તેથી એનો સ્વામી અને આધકરણ જુદાં જુદાં નથી તોપણ જ્યાં જીવ આદિ દ્રવ્યના સ્વામી અને અધિકરણનો વિચાર કરવાનો હોય, ત્યાં એ બન્નેમા જુદાઈ પણ જોવામાં આવે છે. જેમ કે, વ્યવહારદૃષ્ટિથી જોતાં એક જીવનો સ્વામી કોઈ

બીજો જીવ હોય પણ એનું અધિકરણ તો કોઈ સ્થાન અથવા શરીર જ કહેવાય. ૫. स्थिति–કાળમર્યાદા. સમ્યગ્દર્શનની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટ સ્થિતિ સાદિ અનંત છે. ત્રણે પ્રકારના સમ્યક્ત્વો અમુક સમયમાં ઉત્પન્ન થાય છે એથી એ 'સાદિ' એટલે કે પૂર્વ અવધિવાળાં છે. પરંતુ ઉત્પન્ન થયેલું પણ ઔપશમિક અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વ કાયમ રહેતું નથી તેથી એ બન્ને તો સાન્ત એટલે કે ઉત્તર અવધિવાળાં પણ હોય છે; પરંતુ ક્ષાયિક સમ્યક્ત્વ ઉત્પન્ન થયા પછી નષ્ટ જ થતું નથી તેથી તે અનત છે. આ અપેક્ષાએ સામાન્ય રીતે સમ્યગ્દર્શનને સાદિ સાન્ત અને સાદિ અનંત સમજવું જોઈએ. ૬. विधान–પ્રકાર સમ્યક્ત્વના ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક એવા ત્રણ પ્રકાર છે. ૭. सत्–સત્તા. જો કે સમ્યક્ત્વ ગુણ સત્તારૂપથી બધા જીવોમાં હયાત છે તો પણ એનો આવિર્ભાવ ફક્ત ભવ્ય જીવોમાં જ થઈ શકે છે, અભવ્યોમાં નહિ. ૮. संख्या–સમ્યક્ત્વની સંખ્યાનો આધાર એને પ્રાપ્ત કરનારાઓની સંખ્યા ઉપર છે. આજ સુધીમાં અનંત જીવોને સમ્યક્ત્વનો લાભ થયો છે અને આગળ પણ અનત જીવો એને પ્રાપ્ત કરશે. આ દૃષ્ટિથી સમ્યગ્દર્શન, સંખ્યામાં અનંત છે. ૯. क्षेत्र–લોકાકાશ. સમ્યગ્દર્શનનું ક્ષેત્ર સંપૂર્ણ લોકાકાશ નથી કિન્તુ એનો અસંખ્યાતમો ભાગ છે. સમ્યગ્દર્શનવાળા એક જીવને લઈ અથવા અનંત જીવને લઈ વિચાર કરીએ તો પણ સામાન્યરૂપથી સમ્યગ્દર્શનનુ ક્ષેત્ર લોકનો અસંખ્યાતમો ભાગ જ સમજવો જોઈએ. કેમ કે બધાય સમ્યગ્દર્શનવાળા જીવોનું નિવાસક્ષેત્ર પણ લોકનો અસંખ્યાતમો ભાગ જ છે. હા,

એટલો તફાવત અવશ્ય હોવાનો કે એક સમ્યક્ત્વી જીવના ક્ષેત્ર કરતાં અનંત જીવોનું ક્ષેત્ર પ્રમાણમાં મોટું હશે કેમ કે લોકનો અસંખ્યાતમો ભાગ પણ તરતમભાવથી અસખ્યાત પ્રકારનો છે. ૧૦ स्पर्शन - નિવાસસ્થાનરૂપ આકાશના ચારે બાજુના પ્રદેશોને અડકવું એ જ સ્પર્શન છે. ક્ષેત્રમાં ફક્ત આધારભૂત આકાશ જ લેવાય છે, અને સ્પર્શનમાં આધારક્ષેત્રના ચારે બાજુના આકાશપ્રદેશ જેને અડકીને આધેય રહેલુ હોય તે પણ લેવાય છે. આ જ ક્ષેત્ર અને સ્પર્શનનો તફાવત છે સમ્યગ્-દર્શનનું સ્પર્શસ્થાન પણ લોકનો અસંખ્યાતમો ભાગ જ સમજવો જોઈએ. પરંતુ આ ભાગ એના ક્ષેત્ર કરતા કાંઈક મોટો હોવાનો, કેમ કે એમાં ક્ષેત્રભૂત આકાશના પર્યંતવર્તી પ્રદેશો પણ આવી જાય છે ૧૧. काळ - સમય. એક જીવની અપે-ક્ષાએ સમ્યગ્દર્શનનો કાળ વિચારીએ તો તે સાદિ સાન્ત અથવા સાદિ અનત થાય, પણ બધા જીવોની અપેક્ષાએ તે અનાદિ અનંત સમજવો જોઈએ, કેમ કે ભૂતકાળનો એવો કોઈ પણ ભાગ નથી કે જેમાં સમ્યક્ત્વી બિલકુલ ન હોય ભવિષ્યકાળના વિષયમાં પણ એ જ બાબત છે. તાત્પર્ય કે અનાદિ કાળથી સમ્યગ્દર્શનના આવિર્ભાવનો ક્રમ ચાલુ છે, જે અનંતકાળ સુધી ચાલતો જ રહેશે. ૧૨ अन्तर - વિરહકાળ. એક જીવને લઈને સમ્યગ્દર્શનના વિરહકાળનો વિચાર કરીએ તો તે જઘન્ય અંતર્મુહૂર્ત[1] અને ઉત્કૃષ્ટ

---

૧. નવ સમયથી માંડી બે ઘડી - ૪૮ મિનિટ - મા એક સમય ઓછો હોય ત્યાં સુધીના વખતને અંતર્મુહૂર્ત કહે છે. નવ સમય એ જઘન્ય અંતર્મુહૂર્ત, અને એક સમય ઓછી બે ઘડી એ ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત. વચલા બધા સમયો મધ્યમ અંતર્મુહૂર્ત.

અપાર્દ્ધપુદ્ગલપરાવર્ત[1] પ્રમાણ સમજવો જોઈએ; કેમ કે, એક વાર સમ્યક્ત્વ ચ્યુત થઈ ગયા પછી ફરીથી તે જલદીમા જલદી અંતર્મુહૂર્તમાં પ્રાપ્ત કરી શકાય છે; અને એમ ન થાય તો છેવટે અપાર્દ્ધપુદ્ગલપરાવર્ત પછી અવશ્ય પ્રાપ્ત થાય છે પરંતુ વિવિધ જીવોની અપેક્ષાએ તો વિરહકાળ બિલકુલ હોતો નથી, કેમ કે વિવિધ જીવોમાં તો કોઈને અને કોઈને સમ્યગ્દર્શન પ્રાપ્ત થતું જ રહે છે. ૧૩. ભાવ—અવસ્થા-વિશેષ સમ્યક્ત્વ ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક એ ત્રણ અવસ્થાવાળું હોય છે. એ ભાવ, સમ્યક્ત્વના આવરણભૂત દર્શનમોહનીય કર્મના ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષયથી ઉત્પન્ન થાય છે. એ ભાવ વડે સમ્યક્ત્વની શુદ્ધિનું તારતમ્ય જાણી શકાય છે. ઔપશમિક કરતાં ક્ષાયોપશમિક અને ક્ષાયોપશમિક કરતાં ક્ષાયિકભાવવાળું સમ્યક્ત્વ ઉત્તરોત્તર વિશુદ્ધ અને વિશુદ્ધતર[2] હોય છે. ઉપરના ત્રણ ભાવો ઉપરાંત બીજા

---

૧ જીવ પુદ્ગલોને ગ્રહણ કરી શરીર, ભાષા, મન અને શ્વાસોચ્છ્વાસ રૂપે પરિણમાવે છે. જ્યારે કોઈ એક જીવ જગતમાંનાં સમગ્ર પુદ્ગલ પરમાણુઓને આહારક શરીર સિવાય બીજાં શરીરો રૂપે તથા ભાષા, મન અને શ્વાસોચ્છ્વાસ રૂપે પરિણમાવી પરિણમાવી મૂકી દે અને એમા જેટલો કાળ લાગે તે પુદ્ગલપરાવર્ત; એમા થોડો કાળ ઓછો હોય તે અપાર્દ્ધપુદ્ગલપરાવર્ત કહેવાય છે.

૨. અહી ક્ષાયોપશમિકને ઔપશમિક કરતા શુદ્ધ કહ્યું છે તે પરિણામની અપેક્ષાએ નહિ પણ સ્થિતિની અપેક્ષાએ. પરિણામની અપેક્ષાએ તો ઔપશમિક જ વધારે શુદ્ધ છે, કારણ કે ક્ષાયોપ-શમિક સમ્યક્ત્વ વખતે મિથ્યાત્વનો પ્રદેશોદય હોય છે, જ્યારે ઔપશમિક સમ્યક્ત્વ વખતે તો કોઈ પણ જાતનો મિથ્યાત્વમોહ-

બે ભાવો પણ છે – ઔદયિક અને પારિણામિક. આ ભાવોમાં સમ્યક્ત્વ હોતું નથી. અર્થાત્ દર્શનમોહનીયની ઉદયાવસ્થામા સમ્યક્ત્વનો આવિર્ભાવ થઈ શકતો નથી. એવી જ રીતે સમ્યક્ત્વ અનાદિકાળથી જીવત્વની પેઠે અનાવૃત અવસ્થામાં પ્રાપ્ત થતુ ન હોવાથી પારિણામિક એટલે કે સ્વાભાવિક પણ નથી. ૧૪ अल्पवहुत्व – ઓછાવત્તાપણુ. પૂર્વોક્ત ત્રણ પ્રકારના સમ્યક્ત્વમાં ઔપશમિક સમ્યક્ત્વ સૌથી ઓછું છે, કેમ કે એવા સમ્યક્ત્વવાળા જીવ અન્ય પ્રકારના સમ્યક્ત્વવાળા જીવોથી હંમેશા થોડા જ મળી આવે છે. ઔપશમિક સમ્યક્ત્વથી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ અસખ્યાતગણુ અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વથી ક્ષાયિક સમ્યક્ત્વ અનંતગણુ છે. ક્ષાયિક સમ્યક્ત્વ અનંતગણુ હોવાનું કારણ એ છે કે એ સમ્યક્ત્વ સમસ્ત મુક્ત જીવોમા હોય છે, અને મુક્ત જીવો અનત છે. [ ૭–૮ ]

હવે સમ્યગ્જ્ઞાનના ભેદો કહે છે ·

**मतिश्रुतावधिमनःपर्यायकेवलानि ज्ञानम् ।९।**

**મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય અને કેવલ એ પાંચ જ્ઞાનો છે.**

જેમ સમ્યગ્દર્શનનુ લક્ષણ સૂત્રમાં બતાવ્યુ છે તેમ સમ્યગ્જ્ઞાનનું લક્ષણ બતાવ્યું નથી. તે એટલા માટે કે સમ્યગ્દર્શનનુ લક્ષણ જાણી લીધા પછી સમ્યગ્જ્ઞાનનુ લક્ષણ

---

નીયનો ઉદય હોતો નથી. તેમ છતા ઔપશમિક કરતા ક્ષાયોપશમિકની સ્થિતિ ઘણી લાંબી છે; એટલે એને એ અપેક્ષાએ વિશુદ્ધ પણ કહી શકાય

અનાયાસે જાણી શકાય છે. તે આ રીતે: જીવ કોઈક વાર સમ્યગ્દર્શનરહિત હોય છે; પણ જ્ઞાનરહિત હોતો નથી, કોઈ ને કોઈ પ્રકારનું જ્ઞાન એનામાં અવશ્ય હોય છે. એ જ જ્ઞાન, સમ્યક્ત્વનો આવિર્ભાવ થતાં જ સમ્યગ્જ્ઞાન કહેવાય છે. સમ્યગ્જ્ઞાન અને અસમ્યગ્જ્ઞાનનો તફાવત એ છે કે પહેલું સમ્યક્ત્વસહચરિત છે, જ્યારે બીજું સમ્યક્ત્વરહિત એટલે મિથ્યાત્વસહચરિત છે.

પ્ર૦—સમ્યક્ત્વનો એવો તે શો પ્રભાવ છે કે એ ન હોય ત્યારે જ્ઞાન ગમે તેટલું અધિક અને અભ્રાન્ત હોય છતાં તે અસમ્યગ્જ્ઞાન અથવા મિથ્યાજ્ઞાન કહેવાય છે? અને જ્ઞાન થોડું, અસ્પષ્ટ અને ભ્રમાત્મક હોય છતાં સમ્યક્ત્વ પ્રગટ થતાં જ તે સમ્યગ્જ્ઞાન કહેવાય છે?

ઉ૦—આ અધ્યાત્મશાસ્ત્ર છે એટલા માટે એમા સમ્યગ્જ્ઞાન અસમ્યગ્જ્ઞાનનો વિવેક આધ્યાત્મિક દૃષ્ટિથી કરવામાં આવે છે; પ્રમાણશાસ્ત્રની માફક વિષયની દૃષ્ટિથી કરવામાં આવતો નથી. ન્યાયશાસ્ત્રમાં જે જ્ઞાનનો વિષય યથાર્થ હોય તે જ સમ્યગ્જ્ઞાન–પ્રમાણ, અને જેનો વિષય અયથાર્થ હોય તે જ અસમ્યગ્જ્ઞાન–પ્રમાણાભાસ કહેવાય છે પરંતુ આ આધ્યાત્મિક શાસ્ત્રમાં પ્રમાણશાસ્ત્રને સંમત સમ્યગ્ અસમ્યગ્ જ્ઞાનનો એ વિભાગ માન્ય હોવા છતાં પણ ગૌણ છે. અહીંયાં જે જ્ઞાનથી આધ્યાત્મિક ઉત્ક્રાન્તિ થાય તે सम्यग्ज्ञान અને જેનાથી સંસારવૃદ્ધિ અથવા આધ્યાત્મિક પતન થાય એ જ असम्यग्ज्ञान, એ દૃષ્ટિ મુખ્ય છે. એવો પણ સંભવ છે કે સામગ્રી ઓછી હોવાને કારણે સમ્યક્ત્વી જીવને કોઈક વાર કોઈક વિષયમાં સંશય પણ થાય, ભ્રમ પણ થાય, અસ્પષ્ટ

જ્ઞાન પણ થાય, છતા તે સત્યગવેષક અને કદાગ્રહરહિત હોવાથી પોતાનાથી મહાન, યથાર્થ જ્ઞાનવાળા અને વિશેષદર્શી પુરુષના આશ્રયથી પોતાની ભૂલ સુધારી લેવા હંમેશાં ઉત્સુક હોય છે અને સુધારી પણ લે છે તે પોતાના જ્ઞાનનો ઉપયોગ મુખ્યત્વે વાસનાના પોષણમાં ન કરતા આધ્યાત્મિક વિકાસમાં જ કરે છે સમ્યક્ત્વ વિનાના જીવનો સ્વભાવ એનાથી ઊલટો જ હોય છે. સામગ્રીની પૂર્ણતાને લીધે એને નિશ્ચયાત્મક અધિક અને સ્પષ્ટ જ્ઞાન હોય, છતાં તે પોતાની કદાગ્રહી પ્રકૃતિને લીધે અભિમાની બની કોઈ વિશેષદર્શીના વિચારોને પણ તુચ્છ સમજે છે; અને અંતે પોતાના જ્ઞાનનો ઉપયોગ આત્માની પ્રગતિમાં ન કરતાં સાંસારિક મહત્ત્વાકાંક્ષામાં જ કરે છે. [૯]

પ્રમાણચર્ચા—

तत् प्रमाणे ।१०।
आद्ये परोक्षम् ।११।
प्रत्यक्षमन्यत् ।१२।

**તે એટલે કે પાંચ પ્રકારનું જ્ઞાન બે પ્રમાણરૂપ છે.**

**પ્રથમનાં બે જ્ઞાન પરોક્ષ પ્રમાણ છે.**

**બાકી બધું જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ છે.**

प्रमाणविभाग· જ્ઞાનના મતિ, શ્રુત આદિ જે પાંચ પ્રકાર ઉપર કહ્યા છે, તે પ્રત્યક્ષ અને પરોક્ષ એ બે પ્રમાણોમાં વિભક્ત થઈ જાય છે.

प्रमाणलक्षण : પ્રમાણનુ સામાન્ય લક્ષણ પહેલા જ કહી દેવામાં આવ્યું છે કે, જે જ્ઞાન વસ્તુના અનેક અંશોને જાણે તે પ્રમાણ. એનું વિશેષ લક્ષણ આ પ્રમાણે છે: જે જ્ઞાન ઇંદ્રિય અને મનની સહાયતા સિવાય જ ફક્ત આત્માની યોગ્યતાના બળથી ઉત્પન્ન થાય છે, તે प्रत्यक्ष; અને જે જ્ઞાન ઇંદ્રિય અને મનની સહાયતાથી ઉત્પન્ન થાય છે, તે परोक्ष છે.

ઉપરના પાંચમાંથી પહેલાં બે એટલે કે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પરોક્ષ પ્રમાણ કહેવાય છે; કેમ કે એ બન્ને, ઇંદ્રિય તથા મનની મદદથી ઉત્પન્ન થાય છે

અવધિ, મનઃપર્યાય અને કેવલ એ ત્રણે પ્રત્યક્ષ છે; કેમ કે એ ઇંદ્રિય તથા મનની મદદ સિવાય જ ફક્ત આત્માની યોગ્યતાના બળથી ઉત્પન્ન થાય છે.

ન્યાયશાસ્ત્રમા પ્રત્યક્ષ અને પરોક્ષનું લક્ષણ બીજી રીતે કર્યું છે. એમાં ઇંદ્રિયજન્ય જ્ઞાનને પ્રત્યક્ષ અને લિંગ – હેતુ – તથા શબ્દાદિજન્ય જ્ઞાનને પરોક્ષ કહેલું છે. પરંતુ એ લક્ષણ અહી સ્વીકારવામાં આવ્યુ નથી. અહીયાં તો આત્મમાત્રસાપેક્ષ જ્ઞાન પ્રત્યક્ષરૂપે અને આત્મા સિવાય ઇંદ્રિય તથા મનની અપેક્ષા રાખતુ જ્ઞાન પરોક્ષરૂપે માન્યુ છે. આ કારણથી મતિ અને શ્રુત બન્ને જ્ઞાન ઇંદ્રિય અને મનની અપેક્ષા રાખતાં હોવાથી પરોક્ષ સમજવાં જોઈએ. અને બાકીનાં અવધિ આદિ ત્રણે જ્ઞાન ઇંદ્રિય તથા મનની મદદ સિવાય જ ફક્ત આત્માની યોગ્યતાના બળથી ઉત્પન્ન થતાં હોવાથી પ્રત્યક્ષ સમજવાં જોઈએ. ઇંદ્રિય તથા મનોજન્ય

મતિજ્ઞાનને કોઈ કોઈ ગ્રંથોને પ્રત્યક્ષ[1] કહ્યું છે; તે પૂર્વોક્ત ન્યાયશાસ્ત્રના લક્ષણ પ્રમાણે લૌકિક દૃષ્ટિને લઈ સમજવું. [૧૦-૧૨]

હવે મતિજ્ઞાનના સમાનાર્થક શબ્દો કહે છે

**मतिः स्मृतिः संज्ञा चिन्ताऽभिनिबोध इत्यनर्थान्तरम् ।१३।**

**મતિ, સ્મૃતિ, સંજ્ઞા, ચિન્તા, અભિનિબોધ એ શબ્દો પર્યાય – એકાર્થવાચક છે.**

પ્ર૦—કયા જ્ઞાનને મતિજ્ઞાન કહે છે?

ઉ૦—જે જ્ઞાન વર્તમાનવિષયક હોય તેને.

પ્ર૦—શું સ્મૃતિ, સંજ્ઞા અને ચિન્તા પણ વર્તમાન-વિષયક જ છે?

ઉ૦—નહિ. પૂર્વમા અનુભવેલી વસ્તુના સ્મરણનું નામ 'સ્મૃતિ' છે; આથી તે અતીતવિષયક છે. પૂર્વમા અનુભવેલી અને વર્તમાનમાં અનુભવાતી વસ્તુની એકતાના અનુસંધાનનું નામ 'સંજ્ઞા' અથવા 'પ્રત્યભિજ્ઞાન' છે; આથી તે અતીત અને વર્તમાન ઉભયવિષયક છે. અને 'ચિન્તા' ભવિષ્યના વિષયની વિચારણાનું નામ છે; તેથી તે અનાગતવિષયક છે.

પ્ર૦—આમ કહેવાથી તો મતિ, સ્મૃતિ, સંજ્ઞા અને ચિંતા એ પર્યાયશબ્દો થઈ શકતા નથી; કેમ કે એમના અર્થ જુદા જુદા છે.

---

૧. 'પ્રમાણમીમાંસા' આદિ તત્ત્વગ્રંથોમા સાંવ્યવહારિક પ્રત્યક્ષરૂપે ઇંદ્રિયમનોજન્ય અવગ્રહ આદિ જ્ઞાનનું વર્ણન છે. વિશેષ ખુલાસા માટે જુઓ 'ન્યાયાવતાર'ના ગુજરાતી અનુવાદની પ્રસ્તાવનામાં જૈન પ્રમાણમીમાંસા પદ્ધતિનો વિકાસક્રમ.

ઉ૦—વિષયભેદ અને કંઈક નિમિત્તભેદ હોવા છતાં પણ મતિ, સ્મૃતિ, સંજ્ઞા અને ચિંતા જ્ઞાનનું અંતરંગ કારણ જે મતિજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ છે, તે એક જ અહીં સામાન્યરૂપે વિવક્ષિત છે. આ અભિપ્રાયથી અહીં મતિ આદિ શબ્દોને પર્યાય કહ્યા છે.

પ્ર—અભિનિબોધ શબ્દના સંબંધમાં તો કાંઈ કહ્યું નહિ. માટે એ કયા પ્રકારના જ્ઞાનનો વાચક છે એ કહો.

ઉ૦—અભિનિબોધ શબ્દ સામાન્ય છે. તે મતિ, સ્મૃતિ, સંજ્ઞા અને ચિંતા એ બધાં જ્ઞાનો માટે વપરાય છે અર્થાત્ મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થતાં બધાં જ્ઞાનોને માટે અભિનિબોધ શબ્દ સામાન્ય છે. અને મતિ આદિ શબ્દો એ ક્ષયોપશમજન્ય ખાસ ખાસ જ્ઞાનો માટે છે.

પ્ર૦—આ રીતે તો અભિનિબોધ એ સામાન્ય શબ્દ થયો અને મતિ આદિ શબ્દો એના વિશેષ થયા, તો પછી એ પર્યાયશબ્દો શી રીતે?

ઉ૦—અહીંયાં સામાન્ય અને વિશેષની ભેદવિવક્ષા કર્યા વિના જ બધાને પર્યાય શબ્દ કહ્યા છે. [૧૩]

હવે મતિજ્ઞાનનું સ્વરૂપ કહે છે:

**तदिन्द्रियानिन्द्रियनिमित्तम् । १४ ।**

**તે અર્થાત્ મતિજ્ઞાન ઇંદ્રિય અને અનિંદ્રિય રૂપ નિમિત્તથી ઉત્પન્ન થાય છે.**

પ્ર૦—અહીંયાં મતિજ્ઞાનનાં ઇંદ્રિય અને અનિંદ્રિય એ બે કારણો બતાવ્યાં છે એમાં ઇંદ્રિય તો ચક્ષુ આદિ પ્રસિદ્ધ છે, પણ અનિંદ્રિયનો શો અર્થ?

ઉ૦—અનિંદ્રિય એટલે મન.

પ્ર૦—જો ચક્ષુ આદિ તથા મન એ બધાય મતિજ્ઞાનનાં સાધનરૂપ છે તો એકને ઇંદ્રિય અને બીજાને અનિંદ્રિય કહેવાનો શો હેતુ છે?

ઉ૦—ચક્ષુ આદિ બાહ્ય સાધન છે અને મન આંતરિક સાધન છે. આ જ ભેદ ઇંદ્રિય અને અનિંદ્રિય એ સંજ્ઞાભેદનું કારણ છે. [ ૧૪ ]

હવે મતિજ્ઞાનના ભેદો કહે છે:

**अवग्रहेहावा[1]यधारणाः ।१५।**

**અવગ્રહ, ઈહા, અવાય અને ધારણા એ ચાર ભેદો મતિજ્ઞાનના છે.**

પ્રત્યેક ઇંદ્રિયજન્ય અને મનોજન્ય મતિજ્ઞાનના ચાર ચાર ભેદો સંભવે છે. તેથી પાંચ ઇંદ્રિયો અને એક મન એમ છના અવગ્રહ આદિ ચાર ચાર ભેદો ગણતાં ચોવીસ ભેદો મતિ-જ્ઞાનના થાય છે. તેમના નામ નીચે પ્રમાણે સમજવાં:

| | | | | |
|---|---|---|---|---|
| સ્પર્શન | અવગ્રહ | ઈહા | અવાય | ધારણા |
| રસન | ” | ” | ” | ” |
| ઘ્રાણ | ” | ” | ” | ” |
| નેત્ર | ” | ” | ” | ” |
| શ્રોત્ર | ” | ” | ” | ” |
| મન | ” | ” | ” | ” |

अवग्रह आदि उक्त चार भेदोना लक्षणो: ૧. નામ, જાતિ આદિની વિશેષ કલ્પનાથી રહિત માત્ર જે સામાન્યનું જ્ઞાન

૧.—हापायधारणाः એવો પણ પાઠ છે.

હોય તે अवग्रह જેમ કે, ગાઢ અંધકારમાં કાંઈક સ્પર્શ થતાં 'આ કાંઈક છે' એવું જ્ઞાન. આ જ્ઞાનમાં એ માલૂમ પડતું નથી કે એ કઈ ચીજનો સ્પર્શ છે. આથી તે અવ્યક્ત જ્ઞાન અવગ્રહ કહેવાય છે.

૨. અવગ્રહથી ગ્રહણ કરેલા સામાન્ય વિષયનો વિશેષરૂપે નિશ્ચય કરવા માટે જે વિચારણા થાય છે, તે ईहा. જેમ કે, 'આ દોરડાનો સ્પર્શ છે કે સાપનો?' એવો સંશય થતાં એવી વિચારણા થાય છે કે આ દોરડાનો સ્પર્શ હોવો જોઈએ; કેમ કે જો સાપ હોય તો આટલો સખત આઘાત લાગતાં ફૂંફાડો માર્યા વિના રહે નહિ. આને વિચારણા, સંભાવના અથવા ઈહા કહે છે.

૩. ઈહા દ્વારા ગ્રહણ કરેલા વિશેષનો કાંઈક અધિક અવધાન–એકાગ્રતાથી જે નિશ્ચય થાય છે, તે अवाय. જેમ કે, થોડોક સમય તપાસ કર્યા પછી એવો નિશ્ચય થાય કે આ સાપનો સ્પર્શ નથી, દોરડાનો જ છે, તે અવાય–અપાય કહેવાય છે

૪ અવાયરૂપ નિશ્ચય કેટલાક સમય સુધી કાયમ તો રહે છે. પણ પછી મન બીજા વિષયોમાં ચાલ્યું જતુ હોવાથી તે નિશ્ચય લુપ્ત થઈ જાય છે. છતાં તે એવો સંસ્કાર મૂકતો જાય છે કે જેથી આગળ કોઈ યોગ્ય નિમિત્ત મળતાં એ નિશ્ચિત વિષયનું સ્મરણ થઈ આવે છે. આ નિશ્ચયની સતત ધારા, તજ્જન્ય સંસ્કાર અને સંસ્કારજન્ય સ્મરણ એ બધા મતિવ્યાપાર धारणा છે.

પ્ર૦—શું ઉપરના ચાર ભેદોનો જે ક્રમ આપ્યો છે, તે નિર્હેતુક છે કે સહેતુક છે?

ઉ૦—સહેતુક છે. સૂત્રમાં કહેલા ક્રમથી એમ સૂચિત કરવામા આવે છે કે, જે ક્રમ સૂત્રમાં કહ્યો છે, એ ક્રમથી અવગ્રહ આદિની ઉત્પત્તિ થાય છે [૧૫]

હવે અવગ્રહ આદિના ભેદો કહે છે:

**बहुबहुविधक्षिप्रानिश्रितासंदिग्धध्रुवाणां सेतराणाम् ।१६।**

**સેતર (પ્રતિપક્ષસહિત) એવાં બહુ, બહુવિધ, ક્ષિપ્ર, અનિશ્રિત, અસંદિગ્ધ અને ધ્રુવનાં અવગ્રહ, ઈહા, અવાય, અને ધારણા રૂપ મતિજ્ઞાન હોય છે.**

પાંચ ઇન્દ્રિયો અને એક મન એ છ સાધનોથી થનાર મતિજ્ઞાનના અવગ્રહ, ઈહા આદિ રૂપથી જે ચોવીશ ભેદ થાય છે, તે બધા ક્ષયોપશમ અને વિષયની વિવિધતાથી બાર બાર જાતના થાય છે. જેમ કે:

| | | | | |
|---|---|---|---|---|
| બહુગ્રાહી | ૬ અવગ્રહ | ૬ ઈહા | ૬ અવાય | ૬ ધારણા |
| અલ્પગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| બહુવિધગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| એકવિધગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| ક્ષિપ્રગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| અક્ષિપ્રગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| અનિશ્રિતગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| નિશ્રિતગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| અસંદિગ્ધગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| સંદિગ્ધગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| ધ્રુવગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| અધ્રુવગ્રાહી | ,, | ,, | ,, | ,, |

'બહુ'નો અર્થ અનેક અને 'અલ્પ'નો અર્થ એક સમજવો. જેમ કે, બે અથવા બેથી અધિક પુસ્તકોને જાણતાં અવગ્રહ, ઈહા આદિ ચારે ક્રમભાવી મતિજ્ઞાનો અનુક્રમે બહુગ્રાહી અવગ્રહ, બહુગ્રાહિણી ઈહા, બહુગ્રાહી અવાય અને બહુગ્રાહિણી ધારણા કહેવાય; અને એક પુસ્તકને જાણતાં અવગ્રહ આદિ અલ્પગ્રાહી અવગ્રહ, અલ્પગ્રાહિણી ઈહા, અલ્પગ્રાહી અવાય, અને અલ્પગ્રાહિણી ધારણા કહેવાય છે.

'બહુવિધ'નો અર્થ અનેક પ્રકાર અને 'એકવિધ'નો અર્થ એક પ્રકાર સમજવો. જેમ કે, આકાર, પ્રકાર, રૂપ, રંગ તથા જાડાઈ આદિમાં વિવિધતાવાળાં પુસ્તકોને જાણતાં ઉક્ત ચારે જ્ઞાનો ક્રમથી બહુવિધગ્રાહી અવગ્રહ, બહુવિધગ્રાહિણી ઈહા, બહુવિધગ્રાહી અવાય અને બહુવિધગ્રાહિણી ધારણા કહેવાય છે. તે જ રીતે આકાર, પ્રકાર, રૂપ, રંગ તથા જાડાઈ આદિમાં એક જ જાતનાં પુસ્તકોને જાણવાવાળાં જ્ઞાનો એકવિધગ્રાહી અવગ્રહ, એકવિધગ્રાહિણી ઈહા આદિ કહેવાય છે. બહુ તથા અલ્પનો અર્થ વ્યક્તિની સંખ્યા સમજવો અને બહુવિધ તથા એકવિધનો અર્થ, પ્રકાર, કિસમ અથવા જાતિની સંખ્યા સમજવો. બન્નેમાં એ જ તફાવત છે

શીઘ્ર જાણતાં ચાર મતિજ્ઞાન 'શીઘ્રગ્રાહી' અવગ્રહ આદિ કહેવાય છે, અને વિલંબથી જાણતાં એ 'ચિરગ્રાહી' અવગ્રહ આદિ કહેવાય છે. એ તો અનુભવની વાત છે કે ઇંદ્રિય, વિષય આદિ બધી બાહ્ય સામગ્રી બરાબર હોવા છતાં પણ ફક્ત ક્ષયોપશમની પટુતાને લીધે એક મનુષ્ય એ વિષયનું જ્ઞાન જલદી કરી લે છે, જ્યારે ક્ષયોપશમની મંદતાને લીધે બીજો માણસ તે જ વિષયનું જ્ઞાન વિલંબથી કરી શકે છે.

'અનિશ્રિત'[1]નો અર્થ લિંગ દ્વારા અપ્રમિત અર્થાત્ હેતુ દ્વારા અનિર્ણીત વસ્તુ સમજવો; અને 'નિશ્રિત'નો અર્થ લિંગપ્રમિત વસ્તુ સમજવો. જેમ કે, પૂર્વમાં અનુભવેલ શીત, કોમળ અને સુકુમાર સ્પર્શરૂપલિંગથી વર્તમાનમાં જૂઈનાં ફૂલોને જાણવાવાળાં ઉક્ત ચારે જ્ઞાન ક્રમથી નિશ્રિતગ્રાહી – સલિંગગ્રાહી અવગ્રહ આદિ, અને એ લિંગ સિવાય જ તે ફૂલોને જાણવાવાળાં જ્ઞાન ક્રમે અનિશ્રિતગ્રાહી – અલિંગગ્રાહી અવગ્રહ આદિ કહેવાય છે.

'અસંદિગ્ધ'[2]નો અર્થ નિશ્રિત અને 'સંદિગ્ધ'નો અર્થ અનિશ્રિત છે. જેમ કે, આ ચંદનનો સ્પર્શ છે, ફૂલનો નહિ.

---

૧. અનિશ્રિત અને નિશ્રિત શબ્દનો જે અર્થ ઉપર આપ્યો છે તે નંદિસૂત્રની ટીકામા પણ છે, પરંતુ એ સિવાય બીજો અર્થ પણ એ ટીકામા શ્રીમલયગિરિએ બતાવ્યો છે : પરધર્મોથી મિશ્રિત ગ્રહણ તે निश्रित अवग्रह અને પરધર્મોથી અમિશ્રિત ગ્રહણ તે अनिश्रित अवग्रह છે. જુઓ પૃ. ૧૮૩, આગમોદય સમિતિ દ્વારા પ્રકાશિત.

'अनिःसृत' દિ૦૫૦. તે પ્રમાણે એમા એવો અર્થ કરેલો છે કે, સંપૂર્ણ રીતે આવિર્ભૂત નહિ એવા પુદ્ગલોનુ ગ્રહણ 'अनिःसृतावग्रह' અને સંપૂર્ણ રીતે આવિર્ભૂત પુદ્ગલોનું ગ્રહણ 'निःसृतावग्रह' છે. જુઓ આ સૂત્ર ઉપર રાજવાર્તિક નં. ૧૫

૨. 'अनुक्त' દિ૦૫૦ તે પ્રમાણે એમા એવો અર્થ કર્યો છે કે વક્તાના મુખમાથી એક જ વર્ણ નીકળતા વેંત એ પૂર્ણ અનુચ્ચરિત શબ્દને માત્ર અભિપ્રાયથી જાણી લેવો કે 'તમે અમુક શબ્દ બોલવાના છો' આ જાતનો અવગ્રહ તે અનુક્તાવગ્રહ અથવાસ્વરનું સંચારણ કર્યા પહેલાં જ વીણા આદિ વાજિત્રની ઠણક માત્રથી જાણી લેવુ કે 'તમે અમુક સ્વર વગાડવાના છો' આ અનુક્તાવગ્રહ. આનાથી વિપરીત તે ઉક્તાવગ્રહ. જુઓ આ જ સૂત્રનું રાજવાર્તિક નં ૧૫.

એ પ્રકારે સ્પર્શને નિશ્ચિત રૂપે જાણવાવાળાં ઉક્ત ચારે જ્ઞાન નિશ્ચિતગ્રાહી અવગ્રહ આદિ કહેવાય છે. અને ચંદન તથા ફૂલ બન્નેનો સ્પર્શ શીતળ હોવાથી આ ચંદનનો સ્પર્શ છે કે ફૂલનો એવા વિશેષની અનુપલબ્ધિથી થતાં સંદેહયુક્ત ચારે જ્ઞાન અનિશ્ચિતગ્રાહી અવગ્રહ આદિ કહેવાય છે.

'ધ્રુવ'નો અર્થ અવશ્યંભાવી; અને 'અધ્રુવ'નો અર્થ કદાચિદ્‌ભાવી સમજવો. ઇંદ્રિય અને વિષયનો સંબંધ તથા મનોયોગ રૂપ સામગ્રી સમાન હોવા છતાં પણ એક મનુષ્ય એ વિષયને અવશ્ય જાણી લે છે, જ્યારે બીજો કદાચિત્ જાણે છે અને કદાચિત્ નહિ. સામગ્રી પ્રાપ્ત થયે વિષયને અવશ્ય જાણનારાં ઉક્ત ચારે જ્ઞાન ધ્રુવગ્રાહી અવગ્રહ આદિ કહેવાય છે. જ્યારે સામગ્રી હોવા છતાં પણ ક્ષયોપશમની મંદતાને લીધે વિષયને કોઈક વાર ગ્રહણ કરે અને કોઈક વાર ગ્રહણ ન કરે એવાં ઉક્ત ચારે જ્ઞાન અધ્રુવગ્રાહી અવગ્રહ આદિ કહેવાય છે.

પ્ર૦—ઉપરના બાર ભેદોમાંથી કેટલા વિષયની વિવિધતાને લીધે અને કેટલા ક્ષયોપશમની પટુતા–મંદતારૂપ વિવિધતાને લીધે થાય છે?

---

શ્વેતાંબરીય ગ્રંથોમાં નંદિસૂત્રમાં 'असंदिग्ध' એવો જ ફક્ત એક પાઠ છે. એનો અર્થ ઉપર લખ્યા પ્રમાણે જ એની ટીકામાં છે જુઓ પૃ. ૧૮૩. પરંતુ તત્ત્વાર્થભાષ્યની વૃત્તિમાં 'અનુક્ત' પાઠ પણ આપ્યો છે. એનો અર્થ પૂર્વોક્ત રાજવાર્તિક પ્રમાણે છે. પરંતુ વૃત્તિકારે લખ્યું છે કે, 'અનુક્ત' પાઠ રાખવાથી એ ફક્ત શબ્દવિષયક અવગ્રહ આદિમાં જ લાગુ પડશે; સ્પર્શવિષયક અવગ્રહ આદિમાં નહિ એ અપૂર્ણતાને લીધે અન્ય આચાર્યોએ 'અસંદિગ્ધ' પાઠ રાખ્યો છે જુઓ તત્ત્વાર્થભાષ્યવૃત્તિ પૃ. ૫૮.

ઉ૦—બહુ, અલ્પ, બહુવિધ અને અલ્પવિધ એ ચાર ભેદ વિષયની વિવિધતા ઉપર અવલંબિત છે. બાકીના આઠ ભેદ ક્ષયોપશમની વિવિધતા ઉપર આધાર રાખે છે.

પ્ર૦—અત્યાર સુધી કુલ ભેદ કેટલા થયા ?

ઉ૦—બસો અઠ્ઠયાશી.

પ્ર૦—કેવી રીતે ?

ઉ૦—પાંચ ઇંદ્રિય અને મનના અવગ્રહ આદિ ચાર ચાર ભેદ ગણવાથી ચોવીસ અને બહુ, અલ્પ આદિ ઉક્ત બાર પ્રકારોની સાથે-ચોવીસને ગુણવાથી બસો અઠ્ઠયાશી. [૧૬]

હવે સામાન્ય રૂપે અવગ્રહ આદિનો વિષય કહે છે:

**अर्थस्य । १७ ।**

**અવગ્રહ, ઈહા, અવાય, ધારણા એ ચાર મતિજ્ઞાન અર્થને ગ્રહણ કરે છે.**

પ્ર૦—અર્થ એટલે વસ્તુ અને પર્યાય. દ્રવ્ય અને પર્યાય બન્ને વસ્તુ કહેવાય છે. તો શું ઇંદ્રિયજન્ય અને મનોજન્ય અવગ્રહ, ઈહા આદિ જ્ઞાન દ્રવ્યરૂપ વસ્તુને વિષય કરે છે કે પર્યાયરૂપ વસ્તુને ?

ઉ૦—ઉક્ત અવગ્રહ, ઈહા આદિ જ્ઞાન મુખ્યપણે પર્યાયને ગ્રહણ કરે છે; સંપૂર્ણ દ્રવ્યને નહિ. દ્રવ્યને એ પર્યાય દ્વારા જ જાણે છે. કેમ કે ઇંદ્રિય અને મનનો મુખ્ય વિષય પર્યાય જ છે. પર્યાય દ્રવ્યનો એક અંશ છે, આથી અવગ્રહ, ઈહા, આદિ જ્ઞાન દ્વારા જ્યારે ઇંદ્રિયો કે મન પોતપોતાના વિષયભૂત પર્યાયને જાણે છે, ત્યારે તે, તે તે પર્યાયરૂપથી દ્રવ્યને પણ અંશતઃ જાણે છે; કેમ કે દ્રવ્યને છોડીને પર્યાય રહી શકતો નથી અને દ્રવ્ય પણ પર્યાય રહિત

હોતું નથી. જેમ કે નેત્રનો વિષય રૂપ અને સંસ્થાન – આકાર – આદિ છે કે જે પુદ્ગલ દ્રવ્યના અમુક પર્યાયો છે. નેત્ર આમ્રફલ આદિને ગ્રહણ કરે છે એનો ભાવાર્થ એટલો જ છે કે, તે આમ્રફલના રૂપ તથા આકારવિશેષને જાણે છે. રૂપ અને આકારવિશેષ, કેરીથી જુદા નથી; આથી સ્થૂલ દૃષ્ટિએ એમ કહી શકાય કે આંખથી કેરી દેખાઈ. પરન્તુ એ ધ્યાનમાં રાખવું જોઈએ કે આંખે આખી કેરીનું ગ્રહણ કર્યું નથી. કેમ કે કેરીમાં તો રૂપ અને સંસ્થાન ઉપરાંત સ્પર્શ, રસ, ગંધ આદિ અનેક પર્યાયો છે; જે જાણવા નેત્ર અસમર્થ છે. તેમ જ સ્પર્શન, રસન અને ઘ્રાણ ઇંદ્રિય જ્યારે ગરમ ગરમ જલેબી આદિ વસ્તુનું ગ્રહણ કરે છે, ત્યારે તે ક્રમથી તે વસ્તુના ઉષ્ણ સ્પર્શ, મધુર રસ અને સુગંધ રૂપ પર્યાયોને જ જાણે છે. કોઈ પણ એક ઇંદ્રિય એક વસ્તુના સંપૂર્ણ પર્યાયોને જાણી શકતી નથી. કાન પણ ભાષાત્મક પુદ્ગલના ધ્વનિરૂપ પર્યાયોને જ ગ્રહણ કરે છે, બીજા નહિ. મન પણ કોઈ વિષયના અમુક અંશનો જ વિચાર કરે છે; એકસાથે સંપૂર્ણ અંશોનો વિચાર કરવામાં તે અસમર્થ છે. આથી એમ સાબિત થાય છે કે ઇંદ્રિયજન્ય અને મનોજન્ય, અવગ્રહ ઈહા આદિ ચારે જ્ઞાન પર્યાયને જ મુખ્યપણે વિષય કરે છે અને દ્રવ્યને એ પર્યાય દ્વારા જ જાણે છે.

પ્ર૦—પૂર્વસૂત્ર અને આ સૂત્ર વચ્ચે શો સંબંધ છે?

ઉ૦—આ સૂત્ર સામાન્યનું વર્ણન કરે છે અને પૂર્વસૂત્ર વિશેષનું. અર્થાત્ આ સૂત્રમાં પર્યાય અથવા દ્રવ્ય રૂપ વસ્તુને અવગ્રહ આદિ જ્ઞાનના વિષય તરીકે જે સામાન્ય

રૂપે બતાવી છે, તેને જ સંખ્યા, જાતિ આદિ દ્વારા પૃથક્કરણ કરી બહુ, અલ્પ આદિ વિશેષ રૂપે પૂર્વસૂત્રમા બતાવી છે. [૧૭]

હવે ઇંદ્રિયોની જ્ઞાન ઉત્પન્ન કરવાની પદ્ધતિના ભેદને લીધે થતા અવગ્રહના અવાન્તર ભેદો કહે છે :

**व्यञ्जनस्याऽवग्रहः ।१८।**

**न चक्षुरनिन्द्रियाभ्याम् ।१९।**

**વ્યંજન (ઉપકરણ ઇંદ્રિયનો વિષયની સાથે સંયોગ) થતાં અવગ્રહ જ થાય છે.**

**નેત્ર અને મન વડે વ્યંજન દ્વારા અવગ્રહ થતો નથી.**

લંગડા માણસને ચાલવા માટે લાકડીની મદદની જરૂર હોય છે તેવી જ રીતે આત્માની આવૃત – ઢંકાયેલી – ચેતના શક્તિને પરાધીનતાને લીધે જ્ઞાન ઉત્પન્ન થવામા મદદની અપેક્ષા રહે છે. તેથી એને ઇંદ્રિય અને મનની બાહ્ય મદદ જોઈએ. બધી ઇંદ્રિયો અને મનનો સ્વભાવ એકસરખો નથી. તેથી એમના દ્વારા થનારી જ્ઞાનધારાના આવિર્ભાવનો ક્રમ પણ એકસરખો હોતો નથી. એ ક્રમ બે પ્રકારનો છે : મંદક્રમ અને પટુક્રમ.

મદક્રમમાં ગ્રાહ્ય વિષયની સાથે તે તે વિષયની ગ્રાહક ઉપકરણેંદ્રિયનો[1] સયોગ – व्यंजन – થતાં જ જ્ઞાનનો આવિર્ભાવ થાય છે. પ્રારભમાં જ્ઞાનની માત્રા એટલી અલ્પ હોય છે કે એથી ‘ આ કંઈક છે ’ એવો સામાન્ય બોધ પણ થતો

1 આના ખુલાસા માટે જુઓ અધ્યાય ૨, સૂ. ૧૭.

નથી. પરન્તુ જેમ જેમ વિષય અને ઇંદ્રિયનો સંયોગ પુષ્ટ થતો જાય છે, તેમ તેમ જ્ઞાનની માત્રા પણ વધતી જાય છે. ઉક્ત સંયોગ–વ્યંજન–ની પુષ્ટિની સાથે જ થોડાક સમયમાં તેનાથી ઉત્પન્ન થયેલી જ્ઞાનમાત્રા પણ એટલી પુષ્ટ થતી જાય છે કે એનાથી 'આ કંઈક છે' એવો વિષયનો સામાન્યબોધ – अर्थावग्रह – થાય છે. આ અર્થાવગ્રહનો પૂર્વવર્તી જ્ઞાનવ્યાપાર જે ઉક્ત વ્યંજનથી ઉત્પન્ન થાય છે અને એ વ્યંજનની પુષ્ટિની સાથે જ ક્રમશઃ પુષ્ટ થતો જાય છે, તે બધો व्यंजनावग्रह કહેવાય છે; કેમ કે એના ઉત્પન્ન થવામાં વ્યંજનની અપેક્ષા છે. આ વ્યંજનાવગ્રહ નામનો દીર્ઘ જ્ઞાનવ્યાપાર ઉત્તરોત્તર પુષ્ટ થવા છતાં પણ તે એટલો અલ્પ હોય છે કે એનાથી વિષયનો સામાન્ય બોધ પણ થતો નથી; આથી એને અવ્યક્તતમ, અવ્યક્તતર અને અવ્યક્ત જ્ઞાન કહે છે. જ્યારે એ જ્ઞાનવ્યાપાર એટલો પુષ્ટ થઈ જાય કે એનાથી 'આ કંઈક છે' એવો સામાન્ય બોધ થઈ શકે, ત્યારે જ એ સામાન્ય ભાન કરાવનાર જ્ઞાનાંશ अर्थावग्रह કહેવાય છે. અર્થાવગ્રહ પણ વ્યંજનાવગ્રહનો એક છેલ્લો પુષ્ટ અંશ જ છે, કેમ કે એમાં પણ વિષય અને ઇંદ્રિયનો સંયોગ અપેક્ષિત છે. છતાં એને વ્યંજનાવગ્રહથી અલગ ગણવાનું અને તેનું અર્થાવગ્રહ નામ રાખવાનું પ્રયોજન એ છે કે, એ જ્ઞાનાંશથી ઉત્પન્ન થનાર વિષયનો બોધ જ્ઞાતાના ધ્યાનમાં આવી શકે છે. અર્થાવગ્રહની પછી એની દ્વારા સામાન્ય રૂપે જાણેલા વિષયની વિશેષ રૂપે જિજ્ઞાસા—જાણવાની ઇચ્છા, વિશેષનો નિર્ણય, એ નિર્ણયની ધારા, તેનાથી ઉત્પન્ન થતા સંસ્કાર અને સંસ્કારથી ઉત્પન્ન થતી સ્મૃતિ એ બધો જ્ઞાનવ્યાપાર થાય છે; જે ઉપર ઈહા, અવાય

અને ધારણા રૂપે ત્રણ વિભાગોમાં બતાવ્યો છે. એ બાબત ભૂલવી ન જોઈએ કે આ મંદક્રમમાં જે ઉપકરણેન્દ્રિય અને વિષયના સંયોગની અપેક્ષા બતાવી છે, તે વ્યંજનાવગ્રહના અંતિમ અંશ અર્થાવગ્રહ સુધી જ છે. તેની પછી ઈહા, અવાય આદિ જ્ઞાનવ્યાપારમા એ સંયોગ અનિવાર્યરૂપે અપેક્ષિત નથી; કેમ કે એ જ્ઞાનવ્યાપારની પ્રવૃત્તિ વિશેષની તરફ થતી હોવાથી તે સમયે માનસિક અવધાનની પ્રધાનતા હોય છે. આ કારણથી અવધારણયુક્ત વ્યાખ્યાન કરી આ સૂત્રના અર્થમાં એમ કહ્યું છે કે વ્યંજનનો અવગ્રહ જ થાય છે અર્થાત્ અવગ્રહ – અવ્યક્તજ્ઞાન – સુધીમાં જ એ વ્યંજનની અપેક્ષા છે, ઈહા આદિમાં નહિ.

પટુક્રમમાં ઉપકરણેંદ્રિય અને વિષયના સંયોગની અપેક્ષા નથી. દૂર, દૂરતર હોવા છતાં પણ યોગ્ય સન્નિધાન માત્રથી ઇંદ્રિય એ વિષયને ગ્રહણ કરી લે છે અને ગ્રહણ થતાં જ એ વિષયનુ એ ઇંદ્રિય દ્વારા શરૂઆતમાં જ અર્થાવગ્રહરૂપ સામાન્ય જ્ઞાન ઉત્પન્ન થાય છે. તેની પછી ક્રમપૂર્વક ઈહા, અવાય આદિ જ્ઞાનવ્યાપાર પૂર્વોક્ત મંદક્રમની માફક પ્રવૃત્ત થાય છે. સારાંશ એ છે કે, પટુક્રમમાં ઇંદ્રિયની સાથે ગ્રાહ્ય વિષયનો સંયોગ થયા વિના જ જ્ઞાનધારાનો આવિર્ભાવ થાય છે, જેનો પ્રથમ અંશ અર્થાવગ્રહ અને અંતિમ અંશ સ્મૃતિ રૂપ ધારણા છે. એનાથી ઊલટું મંદક્રમમાં ઇંદ્રિયની સાથે ગ્રાહ્ય વિષયનો સંયોગ થયા પછી જ જ્ઞાનધારાનો આવિર્ભાવ થાય છે. જેનો પ્રથમ અંશ અવ્યક્તતમ અને અવ્યક્તતર રૂપ વ્યંજનાવગ્રહ નામનું જ્ઞાન છે, બીજો અંશ અર્થાવગ્રહ રૂપ જ્ઞાન છે અને છેવટનો અંશ સ્મૃતિરૂપ ધારણા જ્ઞાન છે.

दृष्टान्त : મંદક્રમની જ્ઞાનધારાના આવિર્ભાવને માટે ઇંદ્રિય અને વિષયના સંયોગની અપેક્ષા છે. એને સ્પષ્ટતાથી સમજવાને માટે શરાવ અર્થાત્ શકોરાનું દૃષ્ટાંત ઉપયોગી છે. જેમ ભઠ્ઠીમાંથી તરત બહાર કાઢેલા અતિશય રૂક્ષ શરાવમાં પાણીનું એક ટીપુ નાંખ્યુ હોય, તો તે શરાવ તુરત જ તેને શોષી લે છે અને તે એટલે સુધી કે તેનું કાંઈ નામનિશાન રહેતું નથી. આ રીતે પછી પણ એક એક કરી નાંખેલાં અનેક પાણીનાં ટીપાંઓને એ શરાવ શોષી લે છે. પરંતુ અંતમાં એવો સમય આવે છે કે જ્યારે તે પાણીનાં ટીપાંઓને શોષવામાં અસમર્થ થાય છે અને એનાથી ભીંજાઈ જાય છે. ત્યારે એમાં નાંખેલાં જલકણ સમૂહ રૂપે એકઠાં થઈ દેખાવા લાગે છે. શરાવની ભીનાશ પહેલવહેલી જ્યારે માલૂમ પડે છે તે પહેલાં પણ શરાવમાં પાણી હતુ. પરંતુ એણે પાણીને એવી રીતે શોષી લીધુ હતું કે એમા પાણી તદ્દન સમાઈ ગયુ હોઈ એ પાણી આંખે જોઈ શકાય એવું ન હતું; પરંતુ તે શરાવમાં અવશ્ય હતુ. જ્યારે પાણીનું પ્રમાણ વધ્યુ અને શરાવની શોષવાની શક્તિ ઓછી થઈ ત્યારે ભીનાશ દેખાવા લાગી અને પછી અંદર નહિ શોષાયેલું પાણી એના ઉપરના તળમાં એકઠું થઈ દેખાવા લાગ્યુ. એવી જ રીતે કોઈ ઊંઘતા માણસને ઘાંટો પાડવામાં આવે ત્યારે તે શબ્દ એના કાનમાં સમાઈ જાય છે. બે-ચાર વાર બૂમ મારવાથી એના કાનમાં જ્યારે પૌદ્ગલિક શબ્દો પૂરતા પ્રમાણમાં ભરાઈ જાય છે, ત્યારે પાણીનાં ટીપાંઓથી પ્રથમ પ્રથમ ભીના થતા શરાવની માફક ઊંઘતા માણસનો કાન પણ શબ્દોથી પરિપૂરિત થઈ એ શબ્દોને સામાન્ય રૂપે જાણવામાં સમર્થ

થાય છે, કે આ શુ છે? એ જ સામાન્ય જ્ઞાન છે કે જે પહેલવહેલું શબ્દને સ્ફુટ રીતે જાણે છે. ત્યાર પછી વિશેષ જ્ઞાનનો ક્રમ શરૂ થાય છે જેમ થોડાક સમય સુધી પાણીનાં ટીપાં પડવાથી જ તે રૂક્ષ શરાવ ધીમે ધીમે ભીનું થાય છે અને એમાં પાણી દેખાવા લાગે છે, તેમ જ કેટલાક સમય સુધી શબ્દપુદ્ગલોનો સંયોગ રહેતો હોવાથી તે ઊંઘતા માણસના કાન ભરાઈ જવાને લીધે એ શબ્દોને સામાન્ય રૂપે જાણે છે અને પછી શબ્દોની વિશેષતાઓને જાણે છે. જો કે આ ક્રમ ઊંઘતાની માફક જાગતા માણસને માટે પણ લાગુ પડે છે તો પણ તે એટલો શીઘ્રભાવી હોય છે કે સાધારણ લોકોના ધ્યાનમાં તે મુશ્કેલીથી આવે છે. આથી શરાવની સાથે ઊંઘતાનુ સામ્ય બતાવ્યું છે.

પટુક્રમિક જ્ઞાનધારા માટે અરીસાનુ દૃષ્ટાંત ઠીક છે. અરીસાની સામે કોઈ વસ્તુ આવે કે તુરત જ એમાં એનુ પ્રતિબિંબ પડી જાય છે અને તે દેખાય છે આને માટે અરીસાની સાથે પ્રતિબિંબિત વસ્તુના સાક્ષાત્ સંયોગની જરૂર રહેતી નથી, જેમ કાનની સાથે શબ્દોને સાક્ષાત્ સંયોગની જરૂર હોય છે. ફક્ત પ્રતિબિંબગ્રાહી દર્પણ અને પ્રતિબિંબિત થનારી વસ્તુનુ યોગ્ય સ્થળમાં સન્નિધાન આવશ્યક છે; આવું સન્નિધાન થતાં જ પ્રતિબિંબ પડી જાય છે અને તે તુરત જ દેખાય છે. આ રીતે આંખની આગળ કોઈ રંગવાળી વસ્તુ આવી કે તુરત જ તે સામાન્ય રૂપે દેખાય છે. આને માટે નેત્ર અને એ વસ્તુનો સંયોગ અપેક્ષિત નથી, જેવી રીતે કાન અને શબ્દોનો સંયોગ અપેક્ષિત છે. ફક્ત દર્પણની

માફક આંખ અને એ વસ્તુનુ યોગ્ય સન્નિધાન જોઈએ. આથી પટુક્રમમાં સૌથી પ્રથમ અર્થાવગ્રહ માન્યો છે.

મંદક્રમિક જ્ઞાનધારામાં વ્યંજનાવગ્રહને સ્થાન છે, અને પટુક્રમિક જ્ઞાનધારામાં નથી. એથી એ પ્રશ્ન થાય છે કે વ્યંજનાવગ્રહ કઈ કઈ ઇંદ્રિયોથી થાય છે અને કઈ કઈથી નહિ. આનો ઉત્તર પ્રસ્તુત સૂત્રમાં આપ્યો છે. નેત્ર અને મનથી વ્યંજનાવગ્રહ થતો નથી, કેમ કે એ બન્ને સંયોગ વિના જ માત્ર યોગ્ય સન્નિધાનથી અથવા અવધાનથી પોત-પોતાના ગ્રાહ્ય વિષયોને જાણે છે. આ કોણ જાણતું નથી કે દૂર દૂર રહેલાં વૃક્ષ, પર્વત આદિને નેત્ર ગ્રહણ કરે છે અને મન સુદૂરવર્તી વસ્તુનું પણ ચિંતન કરે છે; આથી નેત્ર તથા મન અપ્રાપ્યકારી મનાયાં છે. અને એનાથી ઉત્પન્ન થતી જ્ઞાનધારાને પટુક્રમિક કહી છે. કર્ણ, જિહ્વા, ઘ્રાણ અને સ્પર્શન એ ચાર ઇંદ્રિય મંદક્રમિક જ્ઞાનધારાનું કારણ છે, કેમ કે એ ચારે પ્રાપ્યકારી અર્થાત્ ગ્રાહ્ય વિષયો સાથે સંયુક્ત થઈને જ એમને ગ્રહણ કરે છે. એ સૌ કોઈનો અનુભવ છે કે જ્યા સુધી શબ્દ કાનમાં ન પડે, સાકર જીભને ન અડકે, પુષ્પનાં રજકણ નાકમાં ન પેસે અને પાણી શરીરને ન અડકે ત્યાં સુધી શબ્દ નહિ સંભળાય, સાકરનો સ્વાદ નહિ આવે, ફૂલની સુગંધ નહિ જણાય અને પાણી ઠંડું છે કે ગરમ એની ખબર નહિ પડે.

પ્ર૦—મતિજ્ઞાનના કુલ કેટલા ભેદ થયા?

ઉ૦—૩૩૬.

પ્ર૦—કેવી રીતે?

ઉ૦—પાંચ ઇંદ્રિયો અને મન એ છને અર્થાવગ્રહ આદિ ચાર ચાર ભેદોથી ગુણતાં ચોવીસ થાય. એમાં ચાર પ્રાપ્યકારી ઇંદ્રિયોના ચાર વ્યંજનાવગ્રહ ઉમેરવાથી ૨૮ થાય એ ૨૮ ને બહુ, અલ્પ, બહુવિધ, અલ્પવિધ આદિ બાર બાર ભેદોથી ગુણતા ૩૩૬ થાય. આ ભેદોની ગણતરી સ્થૂળ-દૃષ્ટિથી છે; વાસ્તવિક રીતે તો પ્રકાશ આદિની સ્ફુટતા, અસ્ફુટતા, વિષયોની વિવિધતા અને ક્ષયોપશમની વિચિત્રતાને લીધે તરતમભાવવાળા અસંખ્ય ભેદ થાય છે.

પ્ર૦—પહેલાં જે બહુ, અલ્પ આદિ ૧૨ ભેદો કહ્યા છે તે તો વિષયોના વિશેષોમાં જ લાગુ પડે છે, જ્યારે અર્થાવ-ગ્રહનો વિષય તો માત્ર સામાન્ય છે; આથી તે અર્થાવગ્રહમાં કેવી રીતે ઘટી શકે?

ઉ૦—અર્થાવગ્રહ બે પ્રકારનો માનવામાં આવે છે· વ્યાવહારિક અને નૈશ્ચયિક. બહુ, અલ્પ આદિ જે ૧૨ ભેદ કહ્યા છે, તે વ્યાવહારિક અર્થાવગ્રહના જ સમજવા જોઈએ, નૈશ્ચયિકના નહિ. કેમ કે નૈશ્ચયિક અર્થાવગ્રહમા જાતિ-ગુણ-ક્રિયા-શૂન્ય માત્ર સામાન્ય પ્રતિભાસિત થાય છે, આથી એમાં બહુ, અલ્પ આદિ વિશેષોના ગ્રહણનો સભવ જ નથી.

પ્ર૦—વ્યાવહારિક અને નૈશ્ચયિકમાં શો તફાવત છે?

ઉ૦—જે અર્થાવગ્રહ પ્રથમ જ સામાન્યમાત્રનું ગ્રહણ કરે છે તે નૈશ્ચયિક. અને જે જે વિશેષગ્રાહી અવાયજ્ઞાનની પછી નવા નવા વિશેષોની જિજ્ઞાસા અને અવાય થતાં રહે છે, તે બધાં સામાન્યવિશેષગ્રાહી અવાયજ્ઞાન વ્યાવહારિક અર્થાવગ્રહ છે. અર્થાત્ ફક્ત તે જ અવાયજ્ઞાનને વ્યાવહારિક અર્થાવગ્રહ ન સમજવો કે જેની પછી બીજા વિશેષોની

જિજ્ઞાસા ન થાય. બીજાં બધાં અવાયજ્ઞાન જેઓ પોતાની પછી નવા નવા વિશેષોની જિજ્ઞાસા પેદા કરે છે, તે વ્યાવહારિક અર્થાવગ્રહ છે.

પ્ર૦—અર્થાવગ્રહના બહુ, અલ્પ આદિ ઉક્ત ૧૨ ભેદોના સંબંધમાં જે એમ કહ્યું કે તે ભેદ વ્યાવહારિક અર્થાવગ્રહના સમજવા જોઈએ, નૈશ્ચયિકના નહિ; તો તે વિષે પ્રશ્ન થાય છે કે જો એમ જ માનીએ તો પછી ઉપર કહ્યા પ્રમાણે મતિજ્ઞાનના ૩૩૬ ભેદો કેવી રીતે થઈ શકે? કેમ કે ૨૮ પ્રકારના મતિજ્ઞાનને બાર બાર ભેદોથી ગુણતાં ૩૩૬ ભેદ થાય છે અને ૨૮ પ્રકારોમાં તો ૪ વ્યંજનાવગ્રહ પણ આવે છે જે નૈશ્ચયિક અર્થાવગ્રહના પણ પૂર્વવર્તી હોવાથી અત્યંત અવ્યક્તરૂપ છે. આથી એના બાર બાર એટલે કુલ ૪૮ ભેદો કાઢી નાખવા પડશે?

ઉ૦—અર્થાવગ્રહમાં તો વ્યાવહારિકને લઈને ઉપરના ૧૨ ભેદો સ્પષ્ટ રીતે ઘટી શકે છે તેથી સ્થૂલ દૃષ્ટિએ એવો ઉત્તર આપ્યો છે. વાસ્તવિક રીતે જોતા નૈશ્ચયિક અર્થાવગ્રહ અને એના પૂર્વવર્તી વ્યંજનાવગ્રહના પણ બાર બાર ભેદો સમજી લેવા જોઈએ; તે કાર્યકારણની સમાનતાના સિદ્ધાંતને આધારે. અર્થાત્ વ્યાવહારિક અર્થાવગ્રહનુ કારણ નૈશ્ચયિક અર્થાવગ્રહ છે અને એનું કારણ વ્યંજનાવગ્રહ છે. હવે જો વ્યાવહારિક અર્થાવગ્રહમાં સ્પષ્ટરૂપે બહુ, અલ્પ આદિ વિષયગત વિશેષોનો પ્રતિભાસ થાય, તો એના સાક્ષાત્ કારણભૂત નૈશ્ચયિક અર્થાવગ્રહ અને વ્યવહિત કારણ વ્યંજનાવગ્રહમાં પણ ઉક્ત વિશેષોનો પ્રતિભાસ માનવો પડશે. જો કે તે પ્રતિભાસ અસ્ફુટ હોવાથી દુર્જ્ઞેય છે. અસ્ફુટ હોય

અથવા સ્ફુટ હોય અહીંયાં તો ફક્ત સંભવની અપેક્ષાએ ઉક્ત બાર બાર ભેદો ગણવા જોઈએ [૧૮-૧૯]

હવે શ્રુતજ્ઞાનનું સ્વરૂપ અને એના ભેદ કહે છે

**श्रुतं मतिपूर्वं द्व्यनेकद्वादशभेदम् । २० ।**

**શ્રુતજ્ઞાન મતિપૂર્વક થાય છે. તે બે પ્રકારનું છે; જે અનેક પ્રકારનું અને બાર પ્રકારનું હોય છે.**

મતિજ્ઞાન કારણ અને શ્રુતજ્ઞાન કાર્ય છે, કેમ કે મતિજ્ઞાનથી શ્રુતજ્ઞાન ઉત્પન્ન થાય છે. આથી શ્રુતજ્ઞાનને મતિપૂર્વક કહ્યું છે. જે વિષયનું શ્રુતજ્ઞાન કરવાનું હોય એ વિષયનુ મતિજ્ઞાન પહેલાં અવશ્ય થવુ જોઈએ. આથી મતિજ્ઞાન, શ્રુતજ્ઞાનનું પાલન કરવાવાળું અને પૂરણ કરવાવાળું કહેવાય છે મતિજ્ઞાન શ્રુતજ્ઞાનનું કારણ છે, પરંતુ તે બહિરંગ કારણ છે. એનું અંતરંગ કારણ તો શ્રુતજ્ઞાનાવરણનો ક્ષયોપશમ છે, કેમ કે કોઈ વિષયનું મતિજ્ઞાન થયા છતાં પણ જો ઉક્ત ક્ષયોપશમ ન હોય તો એ વિષયનુ શ્રુતજ્ઞાન થઈ શકતું નથી.

પ્ર૦—મતિજ્ઞાનની માફક શ્રુતજ્ઞાનની ઉત્પત્તિમાં પણ ઇંદ્રિય અને મનની મદદ અપેક્ષિત છે તો પછી બન્નેમાં તફાવત શો? જ્યાં સુધી બન્નેનો ભેદ સ્પષ્ટ રીતે જાણી ન શકાય ત્યાં સુધી શ્રુતજ્ઞાન મતિપૂર્વક છે એ કથનનો કાંઈ ખાસ અર્થ રહેતો નથી. તેમ જ મતિજ્ઞાનનું કારણ મતિજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ અને શ્રુતજ્ઞાનનું કારણ શ્રુતજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ છે, આ કથનથી પણ બન્નેનો ભેદ ધ્યાનમાં આવતો નથી, કેમ કે ક્ષયોપશમનો ભેદ સાધારણ બુદ્ધિને ગમ્ય નથી.

ઉ૦—મતિજ્ઞાન વિદ્યમાન વસ્તુમાં પ્રવૃત્ત થાય છે અને શ્રુતજ્ઞાન અતીત, વિદ્યમાન તથા ભાવિ એ ત્રૈકાલિક વિષયોમાં પ્રવૃત્ત થાય છે. આ વિષયકૃત ભેદ ઉપરાંત બન્નેમાં એ પણ અંતર છે કે મતિજ્ઞાનમાં શબ્દોલ્લેખ હોતો નથી અને શ્રુતજ્ઞાનમા હોય છે. આથી બન્નેનું ફલિત લક્ષણ એ થાય છે કે, જે જ્ઞાન ઇંદ્રિયજન્ય અને મનોજન્ય હોવા છતાં શબ્દોલ્લેખ[1] સહિત હોય તે શ્રુતજ્ઞાન, અને જે શબ્દોલ્લેખ રહિત હોય તે મતિજ્ઞાન. સારાંશ એ છે કે બન્ને જ્ઞાનોમાં ઇંદ્રિય અને મનની અપેક્ષા તુલ્ય હોવા છતાં મતિ કરતાં શ્રુતનો વિષય પણ અધિક છે અને સ્પષ્ટતા પણ અધિક છે. કેમ કે શ્રુતમાં મનોવ્યાપારની પ્રધાનતા હોવાથી વિચારાંશ અધિક અને સ્પષ્ટ થાય છે અને પૂર્વાપરનું અનુસંધાન પણ રહે છે. અથવા બીજા શબ્દોમાં એમ કહી શકાય કે ઇંદ્રિય તથા મનોજન્ય એક દીર્ઘ જ્ઞાનવ્યાપારનો પ્રાથમિક અપરિપક્વ અંશ મતિજ્ઞાન અને ઉત્તરવર્તી પરિપક્વ અને સ્પષ્ટ અંશ શ્રુતજ્ઞાન છે. તેથી એમ પણ કહી શકાય કે, જે જ્ઞાન ભાષામાં ઉતારી શકાય તે શ્રુતજ્ઞાન અને જે જ્ઞાન ભાષામાં ઉતારી શકાય એવા પરિપાકને પ્રાપ્ત ન થયું હોય તે મતિજ્ઞાન. શ્રુતજ્ઞાનને જો ખીર કહીએ, તો મતિજ્ઞાનને દૂધ કહી શકાય.

પ્ર૦—શ્રુતના બે અને એ દરેકના અનુક્રમે બાર અને અનેક પ્રકાર કેવી રીતે થાય?

---

૧. શબ્દોલ્લેખનો અર્થ વ્યવહારકાળમાં શબ્દશક્તિના ગ્રહણથી ઉત્પન્ન થવું તે છે અર્થાત્ જેમ શ્રુતજ્ઞાનની ઉત્પત્તિના સમયે સંકેતસ્મરણ અને શ્રુતગ્રંથનું અનુસરણ અપેક્ષિત છે, એ રીતે ઈહા આદિ મતિજ્ઞાનની ઉત્પત્તિમા અપેક્ષિત નથી.

ઉ૦—'અંગબાહ્ય', 'અંગપ્રવિષ્ટ' રૂપે શ્રુતજ્ઞાનના બે પ્રકાર છે. એમાંથી અંગબાહ્ય શ્રુત ઉત્કાલિક, કાલિક એવા ભેદોથી અનેક પ્રકારનુ છે; અને અંગપ્રવિષ્ટ શ્રુત આચારાંગ, સૂત્રકૃતાગ આદિ રૂપે બાર પ્રકારનું છે.

પ્ર૦—અંગબાહ્ય અને અંગપ્રવિષ્ટનો તફાવત કઈ અપેક્ષાએ છે?

ઉ૦—વક્તાના ભેદની અપેક્ષાએ. તીર્થંકરો દ્વારા પ્રકાશિત જ્ઞાનને એમના પરમ બુદ્ધિમાન સાક્ષાત્ શિષ્ય ગણધરોએ ગ્રહણ કરી એ જ્ઞાનને દ્વાદશાંગી રૂપે સૂત્રબદ્ધ કર્યું તે અંગપ્રવિષ્ટ. અને સમયના દોષથી બુદ્ધિ, બળ તેમ જ આયુષને ઘટતાં જોઈ સર્વસાધારણના હિતને માટે એ દ્વાદશાંગીમાંથી ભિન્ન ભિન્ન વિષયો ઉપર ગણધરો પછીના શુદ્ધબુદ્ધિ આચાર્યોએ જે શાસ્ત્રો રચ્યાં તે અંગબાહ્ય. અર્થાત્ જે શાસ્ત્રના રચનાર ગણધર હોય તે અંગપ્રવિષ્ટ અને જેના રચનાર અન્ય આચાર્ય હોય તે અંગબાહ્ય.

પ્ર૦—બાર અંગો કયાં? અને અનેકવિધ અંગબાહ્યમાં મુખ્યપણે કયા કયા પ્રાચીન ગ્રંથો ગણાય છે?

ઉ૦—આચાર, સૂત્રકૃત, સ્થાન, સમવાય, વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ-ભગવતીસૂત્ર, જ્ઞાતાધર્મકથા, ઉપાસકદશાધ્યયન, અંતકૃદ્દશા, અનુત્તરૌપપાતિકદશા, પ્રશ્નવ્યાકરણ, વિપાકસૂત્ર અને દૃષ્ટિવાદ એ ૧૨ અંગો છે. સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, વંદનક, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન એ છ આવશ્યક તથા દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, દશાશ્રુતસ્કંધ, કલ્પ,

વ્યવહાર, નિશીથ અને ઋષિભાષિત[1] આદિ શાસ્ત્રોનો અંગબાહ્યમાં સમાવેશ થાય છે.

પ્ર૦—આ જે ભેદ બતાવ્યા તે તો જ્ઞાનને વ્યવસ્થિત રૂપે સંગૃહીત કરવાવાળાં શાસ્ત્રોના ભેદ થયા; તો પછી શું શાસ્ત્રો આટલાં જ છે?

ઉ૦—નહિ, શાસ્ત્ર અનેક હતાં, અનેક છે, અનેક બને છે અને આગળ પણ અનેક થશે. તે બધાં શ્રુતજ્ઞાનની અંદર જ આવી જાય છે. અહીંયાં ફક્ત એટલાં જ ગણાવ્યાં છે કે જેમના ઉપર પ્રધાનપણે જૈન શાસનનો આધાર છે. પરન્તુ બીજાં અનેક શાસ્ત્રો બન્યાં છે અને બનતાં જાય છે એ બધાંનો અંગબાહ્યમાં સમાવેશ કરી લેવો જોઈએ. ફક્ત બનેલાં અને બનતાં શાસ્ત્રો શુદ્ધ બુદ્ધિ અને સમભાવપૂર્વક રચાયેલાં હોવાં જોઈએ.

પ્ર૦—આજકાલ જે વિવિધ વિજ્ઞાનવિષયક શાસ્ત્રો તથા કાવ્ય, નાટકાદિ લૌકિક વિષયના ગ્રંથો બને છે, તે પણ શું શ્રુત કહેવાય?

ઉ૦—અવશ્ય, તે શ્રુત કહેવાય.

પ્ર૦—તો તો પછી એ પણ શ્રુતજ્ઞાન હોવાથી મોક્ષને માટે ઉપયોગી થઈ શકે?

ઉ૦—મોક્ષમાં ઉપયોગી થવું અગર ન થવું એ કોઈ શાસ્ત્રનો નિયત સ્વભાવ નથી; પણ એનો આધાર અધિકારીની યોગ્યતા ઉપર છે. જો અધિકારી યોગ્ય અને મુમુક્ષુ હોય, તો લૌકિક શાસ્ત્રોને પણ મોક્ષ માટે ઉપયોગી બનાવી શકે

૧. પ્રત્યેકબુદ્ધ આદિ ઋષિઓએ કહેલું હોય છે તે ઋષિભાષિત. જેમ કે, ઉત્તરાધ્યયનનું આઠમું કાપિલીય અધ્યયન વગેરે.

છે, અને અધિકારી યોગ્ય ન હોય, તો તે આધ્યાત્મિક કોટિનાં શાસ્ત્રોથી પણ પોતાને નીચે પાડે છે. છતાં વિષય અને પ્રણેતાની યોગ્યતાની દૃષ્ટિએ લોકોત્તર શ્રુતનું વિશેષત્વ અવશ્ય છે.

પ્ર૦—શ્રુત એ જ્ઞાન છે તો પછી ભાષાત્મક શાસ્ત્રોને અને જેના ઉપર તે લખાય છે તે કાગળ વગેરેને પણ શ્રુત કેમ કહે છે?

ઉ૦—ઉપચારથી. મૂળમાં શ્રુત તો જ્ઞાન જ છે, પરંતુ એવું જ્ઞાન પ્રકાશિત કરવાનું સાધન ભાષા છે, અને ભાષા પણ એવા જ્ઞાનથી જ ઉત્પન્ન થાય છે. કાગળ વગેરે પણ એ ભાષાને લિપિબદ્ધ કરી વ્યવસ્થિત રાખવાનું સાધન છે; આ કારણથી ભાષા અથવા કાગળ વગેરેને પણ ઉપચારથી શ્રુત કહેવામાં આવે છે. [૨૦]

હવે અવધિજ્ઞાનના પ્રકાર અને તેના સ્વામી કહે છે:

**द्विविधोऽवधिः**[1] ।२१।
**तत्र भवप्रत्ययो नारकदेवानाम्**[2] ।२२।

---

૧. શ્વે. ગ્રંથોમાં આ સૂત્રની ઉપર 'भवप्रत्ययः क्षयोपशमनिमित्तश्च' એટલું ભાષ્ય છે. પરંતુ દિ૦ ગ્રંથોમાં આ અંશ સૂત્રરૂપે નથી તો પણ ઉક્ત ભાષ્ય સહિત આ અંશ, સૂત્ર ૨૧ની ઉત્થાનિકાના રૂપમાં 'સર્વાર્થસિદ્ધિ'માં મળે છે.

૨. આ સૂત્ર દિગં૦ ગ્રંથોમાં આ પ્રમાણે છે: भवप्रत्ययोऽवधिर्देवनारकाणाम् ।

**यथोक्तनिमित्तः षड्विकल्पः शेषाणाम्[1] ।२३।**

**અવધિજ્ઞાન બે પ્રકારનું છે.**

**એ બેમાંથી ભવપ્રત્યય, નારક અને દેવોને થાય છે.**

**યથોક્ત નિમિત્તોથી ઉત્પન્ન થતું (ક્ષયોપશમ-જન્ય) અવધિજ્ઞાન છ પ્રકારનું છે જે શેષ એટલે બાકી રહેલ તિર્યંચ તથા મનુષ્યોને થાય છે.**

અવધિજ્ઞાનના ભવપ્રત્યય અને ગુણપ્રત્યય એવા બે ભેદ થાય છે. જે અવધિજ્ઞાન જન્મતાંની સાથે જ પ્રગટ થાય છે, તે 'ભવપ્રત્યય'; અર્થાત્ જેના આવિર્ભાવને માટે વ્રત, નિયમ આદિ અનુષ્ઠાનની અપેક્ષા નથી એવું જન્મસિદ્ધ અવધિજ્ઞાન ભવપ્રત્યય કહેવાય છે. અને જે અવધિજ્ઞાન જન્મસિદ્ધ નથી કિન્તુ જન્મ લીધા બાદ વ્રત, નિયમ આદિ ગુણોના અનુષ્ઠાનના બળથી પ્રગટ થાય છે, તે 'ગુણપ્રત્યય' અથવ ક્ષયોપશમજન્ય કહેવાય છે.

પ્ર૦—શું ભવપ્રત્યય અવધિજ્ઞાન ક્ષયોપશમ સિવાય જ ઉત્પન્ન થાય છે?

ઉ૦—નહિ. એને માટે પણ ક્ષયોપશમ તો અપેક્ષિત છે જ.

---

૧. આ સૂત્રના સ્થાનમાં દિ૦ ગ્રંથોમાં क्षयोपशमनिमित्तः षड्विकल्प. शेषाणाम् એવો પાઠ છે. આ પાઠમાં क्षयोपशमनिमित्तः એટલો જે અંશ છે તે શ્વે૦ ગ્રંથોમાં ભાષ્યરૂપે છે. જેમ કે, यथोक्तनिमित्तः क्षयोपशमनिमित्त इत्यर्थः ।

પ્ર૦—ત્યારે તો ભવપ્રત્યય પણ ક્ષયોપશમજન્ય જ હર્યું. તો પછી ભવપ્રત્યય અને ગુણપ્રત્યય એ બન્નેમાં શો તફાવત છે?

ઉ૦—કોઈ પણ જાતનુ અવધિજ્ઞાન કેમ ન હોય પણ તે યોગ્ય ક્ષયોપશમ સિવાય થઈ શકતું જ નથી. એ રીતે અવધિજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ તો સર્વ અવધિજ્ઞાનનું સાધારણ કારણ છે જ; એમ હોવા છતાં પણ કોઈક અવધિજ્ઞાનને ભવપ્રત્યય અને કોઈકને ક્ષયોપશમજન્ય — ગુણપ્રત્યય કહેલ છે તે ક્ષયોપશમના આવિર્ભાવનાં નિમિત્તોની વિવિધતાની અપેક્ષાએ જાણવું. દેહધારીઓની કેટલીક જાતિઓ એવી છે કે જેમાં જન્મ — ભવ લેતાં જ યોગ્ય ક્ષયોપશમનો આવિર્ભાવ અને તે દ્વારા અવધિજ્ઞાનની ઉત્પત્તિ થઈ જાય છે. અર્થાત્ એ જાતિવાળાઓને અવધિજ્ઞાનને યોગ્ય ક્ષયોપશમ માટે એ જન્મમાં કાંઈ તપ આદિ અનુષ્ઠાન કરવાં પડતાં નથી. તેથી જ એવી જાતિવાળા બધા જીવોને ન્યૂનાધિકરૂપમાં જન્મસિદ્ધ અવધિજ્ઞાન અવશ્ય થાય છે અને તે જીવન પર્યંત રહે છે. એનાથી ઊલટું કેટલીક જાતિઓ એવી પણ છે કે જેમનામાં જન્મ લેતાંની સાથે જ અવધિજ્ઞાન પ્રાપ્ત થવાનો નિયમ હોતો નથી. આવી જાતિવાળાઓને અવધિજ્ઞાનયોગ્ય ક્ષયોપશમના આવિર્ભાવને માટે તપ આદિ ગુણોનુ અનુષ્ઠાન કરવું આવશ્યક છે. તેથી એવી જાતિવાળા બધા જીવોમાં અવધિજ્ઞાનનો સંભવ હોતો નથી. ફક્ત જેઓએ એ જ્ઞાનને યોગ્ય ગુણ પ્રાપ્ત કર્યાં હોય તેમનામાં જ સંભવે છે. તેથી ક્ષયોપશમરૂપ અંતરંગ કારણ સમાન હોવા છતાં પણ એને માટે કોઈક જાતિમાં ફક્ત જન્મની અને કોઈક જાતિમાં

તપ આદિ ગુણોની અપેક્ષા હોવાને લીધે સરળતાની દૃષ્ટિએ અવધિજ્ઞાનનાં ભવપ્રત્યય અને ગુણપ્રત્યય એવાં બે નામ રાખ્યાં છે.

દેહધારી જીવોના ચાર વર્ગ કર્યા છે: નારક, દેવ, તિર્યંચ અને મનુષ્ય. આમાંથી પહેલા બે વર્ગવાળા જીવોમાં ભવપ્રત્યય એટલે કે જન્મસિદ્ધ અવધિજ્ઞાન થાય છે; અને પછીના બે વર્ગોમાં ગુણપ્રત્યય એટલે કે ગુણોથી અવધિજ્ઞાન થાય છે.

પ્ર૦—જો બધા અવધિજ્ઞાનવાળા દેહધારી જ છે, તો પછી એમ કેમ છે કે કેટલાકને પ્રયત્ન વિના જ તે જન્મથી પ્રાપ્ત થાય છે અને બીજાને એને માટે ખાસ પ્રયત્ન કરવો પડે છે?

ઉ૦—કાર્યની વિચિત્રતા અનુભવસિદ્ધ છે. એ કોણ જાણતું નથી કે પક્ષીજાતિમાં માત્ર જન્મ લેવાથી આકાશમાં ઊડવાની શક્તિ પ્રાપ્ત થાય છે અને મનુષ્યજાતિમાં માત્ર જન્મ લેવાથી કોઈ આકાશમાં ઊડી શકતું નથી; સિવાય કે તે વિમાન આદિની મદદ લે. અથવા જેમ કેટલાકમાં કાવ્યશક્તિ જન્મસિદ્ધ દેખાય છે તો બીજા કેટલાકમાં તે પ્રયત્ન વિના આવતી જ નથી.

તિર્યંચ અને મનુષ્યમાં મળી આવતા અવધિજ્ઞાનના છ ભેદ બતાવ્યા છે. ૧. આનુગામિક ૨. અનાનુગામિક ૩. વર્ધમાન ૪. હીયમાન ૫. અવસ્થિત અને ૬. અનવસ્થિત.

૧. જેમ કોઈ એક સ્થાનમાં વસ્ત્ર આદિ કોઈ વસ્તુને રંગ લગાવ્યો હોય અને પછી એ સ્થાન ઉપરથી એ વસ્ત્રને

લઈ લેવામાં આવે તો પણ એનો – વસ્ત્રનો રંગ કાયમ જ રહે, તે પ્રમાણે જે અવધિજ્ઞાન એની ઉત્પત્તિના ક્ષેત્રને છોડીને બીજી જગ્યા ઉપર જવા છતાં પણ કાયમ રહે છે, તે ‘આનુગામિક’.

૨. જેમ કોઈનુ જ્યોતિપજ્ઞાન એવુ હોય છે કે જેથી તે અમુક સ્થાનમાં જ પ્રશ્નોનો ઠીક ઠીક ઉત્તર આપી શકે છે બીજા સ્થાનમાં નહિ, તે જ પ્રમાણે જે અવધિજ્ઞાન પોતાનું ઉત્પત્તિસ્થાન છૂટી જતાં કાયમ રહેતું નથી, તે ‘અનાનુગામિક.’

૩. જેમ દીવાસળી અથવા અરણિ આદિથી ઉત્પન્ન થતી દેવતાની ચિનગારી બહુ નાની હોવા છતાં પણ અધિક અધિક સૂકાં લાકડાં આદિને પ્રાપ્ત કરી ક્રમથી વધતી જાય છે, તેમ જે અવધિજ્ઞાન ઉત્પત્તિકાળમાં અલ્પવિષયક હોવા છતાં પણ પરિણામશુદ્ધિ વધવાની સાથે જ ક્રમપૂર્વક અધિક અધિક વિષયવાળું થતું જાય છે, તે ‘વર્ધમાન.’

૪. જેમ પરિમિત દાહ્ય વસ્તુઓમા લાગેલી આગ નવુ બાળવાનુ ન મળવાથી ક્રમપૂર્વક ઘટતી જ જાય છે, તેમ જે અવધિજ્ઞાન ઉત્પત્તિના સમયમા અધિક વિષયવાળુ હોવા છતાં પણ પરિણામશુદ્ધિ કમી થતાં ક્રમશઃ અલ્પ અલ્પ વિષયવાળું થઈ જાય છે, તે ‘હીયમાન’

૫. જેમ કોઈ પ્રાણીને એક જન્મમા પ્રાપ્ત થયેલ પુરુપ આદિ વેદ[1] યા બીજા અનેક પ્રકારના શુભ અશુભ સંસ્કારો એની સાથે બીજા જન્મમાં જાય છે, અથવા જિંદગી સુધી કાયમ રહે છે, તેમ જ જે અવધિજ્ઞાન બીજો જન્મ થવા છતાં

૧. જુઓ અધ્યાય ૨ સૂ૦ ૬

આત્મામાં કાયમ રહે છે અથવા કેવળજ્ઞાનની ઉત્પત્તિ પર્યંત કિંવા જીવન પર્યંત સ્થિર રહે છે, તે 'અવસ્થિત.'

૬. જળતરંગની માફક જે અવધિજ્ઞાન કદી ઘટે છે, કદી વધે છે, કદી પ્રગટ થાય છે અને કદી તિરોહિત થાય છે, તે 'અનવસ્થિત.'

જો કે તીર્થંકરમાત્રને તથા કોઈ કોઈ અન્ય મનુષ્યોને પણ અવધિજ્ઞાન જન્મસિદ્ધ પ્રાપ્ત થાય છે, તથાપિ એ ગુણપ્રત્યય સમજવું જોઈએ. કેમ કે યોગ્ય ગુણ ન રહે તો એ અવધિજ્ઞાન જિંદગી સુધી કાયમ રહેતુ નથી; જેવી રીતે દેવ અથવા નરકગતિમાં રહે છે. [૨૧-૨૩]

હવે મનઃપર્યાયના ભેદો અને તેમનો તફાવત કહે છે:

**ऋजुविपुलमती मनःपर्यायः । २४ ।**

**विशुद्ध्यप्रतिपाताभ्यां तद्विशेषः । २५ ।**

**ઋજુમતિ અને વિપુલમતિ એ બે મનઃપર્યાય છે.**

**વિશુદ્ધિથી અને પુનઃપતનના અભાવથી તે બન્નેમાં તફાવત છે.**

મનવાળાં સંજ્ઞી પ્રાણીઓ કોઈ પણ વસ્તુનું ચિંતન મનથી કરે છે. ચિંતનના સમયે ચિંતનીય વસ્તુના ભેદ પ્રમાણે ચિંતનકાર્યમાં પ્રવર્તેલું મન ભિન્ન ભિન્ન આકૃતિઓને ધારણ કરે છે. એ આકૃતિઓ જ મનના પર્યાય છે. અને એ માનસિક આકૃતિઓને સાક્ષાત્ જાણવાવાળું જ્ઞાન મનઃપર્યાય જ્ઞાન છે. એ જ્ઞાનના બળથી ચિંતનશીલ મનની આકૃતિઓ જણાય છે, પરંતુ ચિંતનીય વસ્તુ જાણી શકાતી નથી.

પ્ર૦—તો પછી શું ચિંતનીય વસ્તુઓને મનઃપર્યાયજ્ઞાની જાણી શકતો નથી?

ઉ૦—જાણી શકે છે, પરંતુ પછીથી અનુમાન દ્વારા.

પ્ર૦—એ કેવી રીતે?

ઉ૦—જેમ કોઈ કુશલ માણુસ કોઈનો ચહેરો અથવા હાવ-ભાવ પ્રત્યક્ષ જોઈ એના ઉપરથી એ વ્યક્તિના મનોગત ભાવો અને સામર્થ્યનું જ્ઞાન અનુમાનથી કરી લે છે, તે જ પ્રમાણે મનઃપર્યાયજ્ઞાની મનપર્યાયજ્ઞાનવડે કોઈના મનની આકૃતિઓને પ્રત્યક્ષ જોઈ પછીથી અભ્યાસને લીધે એવું અનુમાન કરી લે છે કે આ વ્યક્તિએ અમુક વસ્તુનું ચિંતન કર્યું; કેમ કે એનું મન એ વસ્તુના ચિંતનના સમયે અવશ્ય થનારી અમુક પ્રકારની આકૃતિઓથી યુક્ત છે.

પ્ર૦—ઋજુમતિ અને વિપુલમતિનો શો અર્થ છે?

ઉ૦—વિષયને જે સામાન્યરૂપે જાણે છે તે 'ઋજુમતિ મન.પર્યાય' અને જે વિશેષરૂપથી જાણે છે તે 'વિપુલમતિ મનપર્યાય.'

પ્ર૦—જો ઋજુમતિ સામાન્યગ્રાહી છે તો તો તે દર્શન જ થયું કહેવાય, એને જ્ઞાન શા માટે કહો છો?

ઉ૦—તે સામાન્યગ્રાહી છે એનો અર્થ એટલો જ છે કે તે વિશેષો જાણે છે પરંતુ વિપુલમતિ જેટલા વિશેષોને જાણતું નથી.

ઋજુમતિની અપેક્ષાએ વિપુલમતિ મનપર્યાયજ્ઞાન વિશુદ્ધતર હોય છે; કેમ કે તે ઋજુમતિ કરતાં સૂક્ષ્મતર અને અધિક વિશેષોને સ્ફુટ રીતે જાણી શકે છે. એ સિવાય એ બન્નેમાં એ પણ તફાવત છે કે ઋજુમતિ ઉત્પન્ન થયા

પછી કદાચિત્ ચાલ્યુ પણ જાય છે, પરંતુ વિપુલમતિ ચાલ્યું જતું નથી અને કેવલજ્ઞાનની પ્રાપ્તિ સુધી અવશ્ય રહે છે.

દિગં૦ ગ્રંથોમાં ૨૪મા સૂત્રમાં 'मन.पर्यय' શબ્દ છે, 'मनःपर्याय' નહિ. [૨૪-૨૫]

હવે અવધિ અને મનઃપર્યાયનો તફાવત કહે છે :

**विशुद्धिक्षेत्रस्वामिविषयेभ्योऽवधिमनःपर्याययोः ।२६।**

**વિશુદ્ધિ ક્ષેત્ર, સ્વામી અને વિષય દ્વારા અવધિ અને મનઃપર્યાયનો તફાવત જાણવો જોઈએ.**

જો કે અવધિ અને મનઃપર્યાય એ બન્ને પારમાર્થિક વિકલ–અપૂર્ણ પ્રત્યક્ષરૂપે સમાન છે, છતાં એ બન્નેમાં કેટલીક રીતે તફાવત છે. જેમ કે વિશુદ્ધિકૃત, ક્ષેત્રકૃત, સ્વામિકૃત અને વિષયકૃત. ૧. મનઃપર્યાયજ્ઞાન, અવધિજ્ઞાનની અપેક્ષાએ પોતાના વિષયને બહુ સ્પષ્ટરૂપે જાણે છે એથી તે વિશુદ્ધતર છે. ૨. અવધિજ્ઞાનનું ક્ષેત્ર અંગુલના અસંખ્યાતમા ભાગથી તે આખા લોક સુધી છે, જ્યારે મનઃપર્યાયજ્ઞાનનુ ક્ષેત્ર તો માનુષોત્તર પર્વત પર્યંત જ છે. ૩ અવધિજ્ઞાનનો સ્વામી ચારે ગતિવાળો હોઈ શકે છે પરંતુ મનઃપર્યાયનો સ્વામી ફક્ત સંયત મનુષ્ય હોઈ શકે છે. ૪. અવધિનો વિષય કેટલાક પર્યાયો સાથે સંપૂર્ણ રૂપી દ્રવ્ય છે, પરંતુ મનઃપર્યાયનો વિષય તો ફક્ત એનો અનંતમો ભાગ ( જુઓ સૂત્ર૦ ૨૯ ) છે; અર્થાત્ માત્ર મનોદ્રવ્ય છે.

પ્ર૦—વિષય ઓછો હોવા છતાં પણ મનઃપર્યાય અવધિથી વિશુદ્ધતર મનાયુ છે તેનું શું કારણ ?

ઉ૦—વિશુદ્ધિનો આધાર વિષયની ન્યૂનાધિકતા ઉપર નથી, કિંતુ વિષયમાં રહેલી ન્યૂનાધિક સૂક્ષ્મતાઓને જાણવા ઉપર છે. જેમ બે વ્યક્તિઓમાંથી એક એવી હોય કે જે અનેક શાસ્ત્રોને જાણે છે; અને બીજી ફક્ત એક શાસ્ત્રને જાણે છે. હવે જો અનેક શાસ્ત્રજ્ઞ કરતાં એક શાસ્ત્ર જાણતી વ્યક્તિ પોતાના વિષયની સૂક્ષ્મતાઓને અધિક જાણતી હોય, તો એનું જ્ઞાન પહેલી વ્યક્તિ કરતાં વિશુદ્ધ કહેવાય. એવી રીતે વિષય અલ્પ હોવા છતાં પણ એની સૂક્ષ્મતાઓને વિશેષ પ્રમાણમાં જાણતુ હોવાથી મનઃપર્યાય, અવધિ કરતાં વિશુદ્ધતર કહેવાય છે. [૨૬]

હવે પાંચે જ્ઞાનના ગ્રાહ્ય વિષયો કહે છે:

**मतिश्रुतयोर्निबन्धः सर्वद्रव्येष्वसर्वपर्यायेषु ।२७।**

**रूपिष्ववधेः ।२८।**

**तदनन्तभागे मनःपर्यायस्य ।२९।**

**सर्वद्रव्यपर्यायेषु केवलस्य ।३०।**

મતિ અને શ્રુતજ્ઞાનની પ્રવૃત્તિ – ગ્રાહ્યતા સર્વ-પર્યાયરહિત અર્થાત્ પરિમિત પર્યાયોથી યુક્ત સર્વ દ્રવ્યોમાં હોય છે.

અવધિજ્ઞાનની પ્રવૃત્તિ સર્વપર્યાયરહિત ફક્ત રૂપી – મૂર્ત દ્રવ્યોમાં હોય છે.

મનઃપર્યાયજ્ઞાનની પ્રવૃત્તિ એ રૂપી દ્રવ્યના સર્વપર્યાયરહિત અનંતમા ભાગમાં હોય છે.

કેવલજ્ઞાનની પ્રવૃત્તિ બધાં દ્રવ્યોમાં અને બધા પર્યાયોમાં હોય છે.

મતિ અને શ્રુતજ્ઞાન દ્વારા રૂપી. અરૂપી બધાં દ્રવ્યો જાણી શકાય છે, પરંતુ એના પર્યાય તો કેટલાક જ જાણી શકાય છે; બધા નહિ

પ્ર૦—ઉપરના કથનથી એમ સમજાય છે કે મતિ અને શ્રુતના ગ્રાહ્ય વિષયોમાં ન્યૂનાધિકતા છે જ નહિ એ ખરું છે?

ઉ૦—દ્રવ્યરૂપ ગ્રાહ્યની અપેક્ષાએ તો બંનેના વિષયોમાં ન્યૂનાધિકતા નથી. પરંતુ પર્યાયરૂપ ગ્રાહ્યની અપેક્ષાએ બંનેના વિષયોમાં ન્યૂનાધિકતા અવશ્ય છે. ગ્રાહ્ય પર્યાયોમાં ઓછાવત્તાપણું હોવા છતાં પણ ફક્ત એટલી સમાનતા છે કે તે બંને જ્ઞાન દ્રવ્યોના પરિમિત પર્યાયોને જ જાણી શકે છે, સંપૂર્ણ પર્યાયોને નહિ. મતિજ્ઞાન વર્તમાનગ્રાહી હોવાથી ઇંદ્રિયોની શક્તિ અને આત્માની યોગ્યતા પ્રમાણે દ્રવ્યોના કેટલાક વર્તમાન પર્યાયોને જ ગ્રહણ કરી શકે છે; પરંતુ શ્રુતજ્ઞાન ત્રિકાળગ્રાહી હોવાથી ત્રણે કાળના પર્યાયોને થોડાઘણા પ્રમાણમાં ગ્રહણ કરી શકે છે.

પ્ર૦—મતિજ્ઞાન ચક્ષુ આદિ ઇંદ્રિયોથી પેદા થાય છે અને ઇંદ્રિયોમાં ફક્ત મૂર્ત દ્રવ્યોને ગ્રહણ કરવાનું સામર્થ્ય હોય છે, તો પછી બધાં દ્રવ્યો મતિજ્ઞાનનાં ગ્રાહ્ય કેવી રીતે ગણાય?

ઉ૦—મતિજ્ઞાન ઇંદ્રિયોની માફક મનથી પણ થાય છે. અને મન, સ્વાનુભૂત અથવા શાસ્ત્રશ્રુત બધાં મૂર્ત, અમૂર્ત દ્રવ્યોનું ચિંતન કરે છે. આથી મનોજન્ય મતિજ્ઞાનની અપેક્ષાએ બધાં દ્રવ્યોને મતિજ્ઞાનનાં ગ્રાહ્ય માનવામાં કાંઈ વિરોધ નથી. [જો કે, દિગં૦ ગ્રંથોમાં ૨૭મા સૂત્રમાં सर्वद्रव्येः૦ ને બદલે માત્ર द्रव्येः૦ એટલું જ છે.]

પ્ર૦—સ્વાનુભૂત અથવા શાસ્ત્રશ્રુત વિષયોમાં મનની દ્વારા મતિજ્ઞાન પણ થાય છે અને શ્રુતજ્ઞાન પણ થાય છે. તો બન્નેમા ફરક શો રહ્યો ?

ઉ૦—જ્યારે માનસિક ચિંતન શબ્દોલ્લેખસહિત હોય ત્યારે શ્રુતજ્ઞાન, અને જ્યારે એનાથી રહિત હોય ત્યારે મતિજ્ઞાન.

પરમ પ્રકર્ષને પહોંચેલા જે પરમાવધિજ્ઞાનનુ અલોકમાં પણ લોકપ્રમાણ અસંખ્યાત ખંડોને જોવાનું સામર્થ્ય છે, તે પણ ફક્ત મૂર્ત દ્રવ્યોનો સાક્ષાત્કાર કરી શકે છે, અમૂર્તોનો નહિ. તેમ જ તે મૂર્ત દ્રવ્યોના પણ સમગ્ર પર્યાયોને જાણી શકતું નથી.

મનઃપર્યાયજ્ઞાન પણ મૂર્ત દ્રવ્યોનો જ સાક્ષાત્કાર કરે છે, પરંતુ અવધિજ્ઞાન જેટલો નહિ. કેમ કે અવધિજ્ઞાન દ્વારા સર્વપ્રકારનાં પુદ્ગલદ્રવ્ય ગ્રહણ કરી શકાય છે, પરંતુ મનઃપર્યાયજ્ઞાન દ્વારા તો ફક્ત મનરૂપ બનેલાં પુદ્ગલ અને તે પણ માનુષોત્તરક્ષેત્રની અંતર્ગત જ ગ્રહણ કરી શકાય છે. તેથી મનઃપર્યાયજ્ઞાનનો વિષય અવધિજ્ઞાનના વિષયનો અનંતમો ભાગ કહ્યો છે. મનઃપર્યાયજ્ઞાન ગમે તેટલું વિશુદ્ધ હોય છતાં પોતાનાં ગ્રાહ્ય દ્રવ્યોના સંપૂર્ણ પર્યાયોને જાણી શકતું નથી. જો કે મનઃપર્યાયજ્ઞાન દ્વારા સાક્ષાત્કાર તો ફક્ત ચિંતનશીલ મૂર્ત મનનો થાય છે, છતાં પછી થનાર અનુમાનથી તો એ મન દ્વારા ચિંતન કરેલાં મૂર્ત અમૂર્ત બધાં દ્રવ્યો જાણી શકાય છે.

મતિ આદિ ચારે જ્ઞાન ગમે તેટલાં શુદ્ધ હોય છતાં તે ચેતનાશક્તિના અપૂર્ણ વિકાસરૂપે હોવાથી એક પણ વસ્તુના સમગ્ર ભાવોને જાણવામાં અસમર્થ હોય છે. એવો નિયમ છે કે જે જ્ઞાન કોઈ એક વસ્તુના સંપૂર્ણ ભાવોને

જાણી શકે, તે બધી વસ્તુઓના સંપૂર્ણ ભાવોને પણ ગ્રહણ કરી શકે અને એ જ જ્ઞાન પૂર્ણ કહેવાય છે. એ જ કેવળજ્ઞાન કહેવાય છે. એ જ્ઞાન ચેતનાશક્તિના સંપૂર્ણ વિકાસ વખતે પ્રકટ થાય છે; તેથી એના અપૂર્ણતાજન્ય ભેદપ્રભેદ થતા નથી. કોઈ પણ એવી વસ્તુ નથી અથવા એવો ભાવ પણ નથી કે જે એની દ્વારા પ્રત્યક્ષ જાણી ન શકાય. એ કારણથી કેવળજ્ઞાનની પ્રવૃત્તિ બધાં દ્રવ્ય અને બધા પર્યાયોમાં મનાઈ છે. [૨૭–૩૦]

એક આત્મામાં એકી સાથે પ્રાપ્ત થતાં જ્ઞાનોનું વર્ણન :

**एकादीनि भाज्यानि युगपदेकस्मिन्ना चतुर्भ्यः । ३१ ।**

**એક આત્મામાં એક સાથે એકથી લઈ ચાર સુધી જ્ઞાન, ભજનાથી — અનિયત રૂપે થાય છે.**

કોઈ આત્મામાં એક વખતે એક, કેટલાકમાં બે, કેટલાકમાં ત્રણ અને કેટલાકમાં એક સાથે ચાર સુધી જ્ઞાન સંભવે છે, પરંતુ પાંચે જ્ઞાન એકી સાથે કોઈમાં હોતાં નથી. જ્યારે એક હોય ત્યારે કેવળજ્ઞાન સમજવું જોઈએ, કેમ કે કેવળજ્ઞાન પરિપૂર્ણ હોવાથી એ સમયે અન્ય અપૂર્ણ બીજાં જ્ઞાનોનો સંભવ જ નથી. જ્યારે બે હોય છે ત્યારે મતિ અને શ્રુત; કેમ કે પાંચ જ્ઞાનમાંથી નિયત સહચારી એ બે જ્ઞાન જ છે. બાકીનાં ત્રણ એક બીજાને છોડીને પણ હોઈ શકે છે. જ્યારે ત્રણ જ્ઞાન હોય છે ત્યારે મતિ, શ્રુત અને અવધિજ્ઞાન અથવા મતિ, શ્રુત અને મનઃપર્યાયજ્ઞાન હોય છે; કેમ કે ત્રણ જ્ઞાનનો સંભવ અપૂર્ણ અવસ્થામાં જ હોય છે અને એવે સમયે ભલે અવધિજ્ઞાન હોય અથવા તો મનઃપર્યાયજ્ઞાન હોય પણ મતિ અને શ્રુત બંને અવશ્ય હોય છે. જ્યારે

ચાર જ્ઞાન હોય છે ત્યારે મતિ, શ્રુત, અવધિ અને મન:પર્યાય હોય છે. કેમ કે એ ચારે જ્ઞાન અપૂર્ણ અવસ્થામાં થતાં હોવાથી એકી સાથે હોઈ શકે છે. કેવળજ્ઞાનનુ અન્ય કોઈ પણ જ્ઞાનની સાથે સાહચર્ય એટલા માટે નથી કે તે પૂર્ણ અવસ્થામાં પ્રકટે છે, અને બીજાં બધાં અપૂર્ણ અવસ્થામાં. પૂર્ણતા તથા અપૂર્ણતાનો પરસ્પર વિરોધ હોવાથી બન્ને અવસ્થાઓ એકી સાથે આત્મામાં હોતી નથી.

બે, ત્રણ અથવા ચાર જ્ઞાનોનો એકી સાથે સંભવ કહ્યો છે તે શક્તિની અપેક્ષાએ, પ્રવૃત્તિની અપેક્ષાએ નહિ.

પ્ર૦—એનો અર્થ શુ ?

ઉ૦—જેમ મતિ, શ્રુત એ બે જ્ઞાનવાળો અથવા અવધિજ્ઞાન સહિત ત્રણ જ્ઞાનવાળો કોઈ આત્મા જે સમયે મતિજ્ઞાનની દ્વારા કોઈ વિષયને જાણવામાં પ્રવૃત્ત થાય છે, તે સમયે તે આત્મા પોતાનામાં શ્રુતની શક્તિ અથવા અવધિની શક્તિ હોવા છતાં પણ એનો ઉપયોગ કરીને તે દ્વારા એમના વિષયોને જાણી શકતો નથી એવી જ રીતે તે શ્રુતજ્ઞાનની પ્રવૃત્તિને સમયે મતિ અથવા અવધિશક્તિને પણ કામમાં લઈ શકતો નથી. એ જ હકીકત મન:પર્યાયની શક્તિના વિષયમા સમજવી જોઈએ. સારાંશ એ છે કે, એક આત્મામાં એકી સાથે વધારેમાં વધારે ચાર જ્ઞાનશક્તિઓ હોય તો પણ એક સમયમાં કોઈ એક જ શક્તિ પોતાનું જાણવાનુ કામ કરે છે, અન્ય શક્તિઓ એ સમયે નિષ્ક્રિય રહે છે.

કેવળજ્ઞાનને સમયે મતિ આદિ ચારે જ્ઞાન હોતાં નથી. આ સિદ્ધાંત સામાન્ય હોવા છતા પણ એની ઉપપત્તિ બે રીતે કરવામાં આવે છે.

કેટલાક આચાર્યો કહે છે કે કેવળજ્ઞાનને સમયે મતિ આદિ ચારે જ્ઞાનશક્તિઓ હોય છે; પરંતુ તે સૂર્યના પ્રકાશ સમયે ગ્રહ, નક્ષત્ર આદિના પ્રકાશની માફક કેવળજ્ઞાનની પ્રવૃત્તિથી દબાઈ જવાને લીધે પોતપોતાનું જ્ઞાનરૂપ કાર્ય કરી શકતી નથી. તેથી શક્તિઓ હોવા છતાં પણ કેવળ-જ્ઞાનના સમયે મતિ આદિ જ્ઞાનપર્યાયો હોતા નથી.

બીજા આચાર્યોનું કથન એવું છે કે મતિ આદિ ચારે જ્ઞાનશક્તિઓ આત્મામાં સ્વાભાવિક નથી, પરતુ કર્મના ક્ષયોપશમરૂપ હોવાથી ઔપાધિક અર્થાત્ કર્મસાપેક્ષ છે, એથી જ્ઞાનાવરણીય કર્મનો સર્વથા અભાવ થઈ ગયા બાદ એટલે કે જ્યારે કેવળજ્ઞાન પ્રકટ થાય છે ત્યારે તે ઔપાધિક શક્તિઓનો સંભવ જ હોતો નથી. એને લીધે કેવળજ્ઞાન વખતે કૈવલ્યશક્તિ સિવાય નથી હોતી અન્ય કોઈ જ્ઞાન-શક્તિઓ, કે નથી હોતુ તેઓનું મતિ આદિ જ્ઞાનપર્યાયરૂપ કાર્ય. [૩૧]

વિપર્યય જ્ઞાનનુ નિર્ધારણ અને વિપર્યયતાનાં નિમિત્તો :

**मतिश्रुताऽवधयो विपर्ययश्च । ३२ ।**

**सदसतोरविशेषाद् यदृच्छोपलब्धेरुन्मत्तवत् । ३३ ।**

**મતિ, શ્રુત અને અવધિ એ ત્રણ વિપર્યય — અજ્ઞાનરૂપ પણ હોય છે.**

**વાસ્તવિક અને અવાસ્તવિકનો તફાવત ન જાણવાથી યદૃચ્છોપલબ્ધિ — વિચારશૂન્ય ઉપલબ્ધિના કારણથી ઉન્મત્તની પેઠે જ્ઞાન પણ અજ્ઞાન જ છે.**

મતિ, શ્રુત આદિ પાંચે, ચેતનાશક્તિના પર્યાય છે. એમનું કાર્ય પોતપોતાના વિષયને પ્રકાશિત કરવો એ છે. એથી તે બધાં જ્ઞાન કહેવાય છે, પરંતુ એમાંથી પહેલાં ત્રણ, જ્ઞાન અને અજ્ઞાન રૂપ મનાયાં છે; જેમ કે, મતિજ્ઞાન, મતિ-અજ્ઞાન, શ્રુતજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, અવધિજ્ઞાન, અવધિઅજ્ઞાન — વિભંગજ્ઞાન.

પ્ર૦—મતિ, શ્રુત, અને અવધિ એ ત્રણ પર્યાય પોતપોતાના વિષયનો બોધ કરાવતા હોવાથી જો તેઓ જ્ઞાન કહેવાય છે, તો પછી તેમને અજ્ઞાન કેમ કહેવામાં આવે છે? કેમ કે જ્ઞાન અને અજ્ઞાન એ બન્ને શબ્દ પરસ્પર વિરુદ્ધ અર્થના વાચક હોવાથી એક જ અર્થમાં પ્રકાશ અને અંધકાર શબ્દની માફક લાગુ પડી શકે નહિ.

ઉ૦—અલબત્ત એ ત્રણે પર્યાય લૌકિક સંકેત પ્રમાણે જ્ઞાન તો છે જ; પરંતુ અહીંયાં એમને જ્ઞાન અને અજ્ઞાન-રૂપ કહ્યા છે તે શાસ્ત્રીય સંકેત પ્રમાણે. આધ્યાત્મિક શાસ્ત્રનો એ સંકેત છે કે મિથ્યાદૃષ્ટિના મતિ, શ્રુત અને અવધિ એ ત્રણે જ્ઞાનાત્મક પર્યાયો અજ્ઞાન જ છે, અને સમ્યગ્દૃષ્ટિના ઉક્ત ત્રણે પર્યાયો જ્ઞાન જ માનવા જોઈએ.

પ્ર૦—એ અસંભવિત છે કે ફક્ત સમ્યગ્દૃષ્ટિ આત્મા જ પ્રામાણિક વ્યવહાર ચલાવે છે અને મિથ્યાદૃષ્ટિ ચલાવતા નથી. એ પણ અસંભવિત છે કે સમ્યગ્દૃષ્ટિને સંશય તેમ જ ભ્રમસ્વરૂપ મિથ્યાજ્ઞાન બિલકુલ ન જ હોય અને મિથ્યાદૃષ્ટિને તે હંમેશાં હોય જ. એ પણ બરાબર નથી કે ઇંદ્રિયાદિ સાધન સમ્યગ્દૃષ્ટિનાં તો પૂર્ણ તથા નિર્દોષ જ હોય અને મિથ્યા-દૃષ્ટિનાં અપૂર્ણ તથા દુષ્ટ જ હોય. એ પણ કોણ કહી શકે

એમ છે કે વિજ્ઞાન, સાહિત્ય આદિ વિષયો ઉપર અપૂર્વ પ્રકાશ નાખનારા અને એનો યથાર્થ નિર્ણય કરનારા બધા સમ્યગ્દૃષ્ટિ છે? તેથી એ પ્રશ્ન થાય છે કે અધ્યાત્મ-શાસ્ત્રના પૂર્વોક્ત જ્ઞાન અજ્ઞાન સંબંધી સંકેતનો શો આધાર છે?

ઉ૦—આધ્યાત્મિક શાસ્ત્રનો આધાર આધ્યાત્મિક દૃષ્ટિ છે; લૌકિક દૃષ્ટિ નથી. જીવ બે પ્રકારના છે: કેટલાક મોક્ષાભિમુખ અને કેટલાક સંસારાભિમુખ. મોક્ષાભિમુખ આત્માઓમાં સમભાવની માત્રા અને આત્મવિવેક હોય છે, એથી તે પોતાના બધા જ્ઞાનનો ઉપયોગ સમભાવની પુષ્ટિમાં જ કરે છે; સાંસારિક વાસનાની પુષ્ટિમાં નહિ. એ કારણથી લૌકિક દૃષ્ટિએ એમનું જ્ઞાન ગમે તેટલું અલ્પ હોય તો પણ તે જ્ઞાન કહેવાય છે. એનાથી ઊલટું સંસારાભિમુખ આત્માઓનું જ્ઞાન ગમે તેટલું વિશાળ અને સ્પષ્ટ હોય છતાં તે સમભાવનું પોષક ન હોવાથી જેટલા પરિમાણમાં સાંસારિક વાસનાનુ પોષક હોય છે એટલા પરિમાણમાં અજ્ઞાન કહેવાય છે. જેમ કોઈ ઉન્મત્ત મનુષ્ય સોનાને સોનું અને લોઢાને લોઢું સમજી યથાર્થ જ્ઞાન મેળવી લે છે; પરંતુ ઉન્માદના કારણથી તે સત્ય અસત્યનો તફાવત જાણવામાં અસમર્થ હોય છે, આથી એનું સાચું જૂઠું બધુ જ્ઞાન વિચારશૂન્ય અથવા અજ્ઞાન જ કહેવાય છે, તેમ સંસારાભિમુખ આત્મા ગમે તેટલા અધિક જ્ઞાન-વાળો હોય છતાં એ આત્માના વિષયમાં આંધળો હોવાથી એનું બધુ લૌકિક જ્ઞાન આધ્યાત્મિક દૃષ્ટિએ અજ્ઞાન જ છે.

સારાંશ કે, ઉન્મત્ત મનુષ્યને અધિક વિભૂતિ પણ મળી આવે અને કદાચિત્ વસ્તુનો યથાર્થ બોધ પણ થઈ જાય તોયે એનો ઉન્માદ વધ્યા જ કરે છે; એ રીતે જ

મિથ્યાદષ્ટિવાળો આત્મા રાગદ્વેષની તીવ્રતા અને આત્મા વિષેના અજ્ઞાનને લીધે પોતાના વિશાળ જ્ઞાનરાશિનો ઉપયોગ પણ ફક્ત સાંસારિક વાસનાની પુષ્ટિમાં કરે છે; એથી એના જ્ઞાનને અજ્ઞાન કહે છે. એનાથી ઊલટું સમ્યગ્દૃષ્ટિવાળો આત્મા રાગ-દ્વેષની તીવ્રતા ન હોવાથી અને આત્મજ્ઞાન હોવાથી પોતાના થોડા પણ લૌકિક જ્ઞાનનો ઉપયોગ આત્માની તૃપ્તિમાં કરે છે; એથી એના જ્ઞાનને જ્ઞાન કહે છે. આનુ નામ આધ્યાત્મિક દૃષ્ટિ. [૩૨-૩૩]

હવે નયના ભેદો કહે છે·

**नैगमसंग्रहव्यवहारर्जुसूत्रशब्दा नयाः । ३४ ।**
**आद्यशब्दौ द्वित्रिभेदौ । ३५ ।**

નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર અને શબ્દ એ પાંચ નય છે.

આદ્ય એટલે નૈગમના બે અને શબ્દના ત્રણ ભેદ છે.

નયના ભેદોની સંખ્યા વિષે કોઈ એક જ પરંપરા નથી. એની ત્રણ પરંપરાઓ જોવામાં આવે છે. એક પરંપરા સીધી રીતે પહેલેથી જ સાત ભેદો વર્ણવે છે. જેમ કે: ૧. નૈગમ ૨. સંગ્રહ ૩. વ્યવહાર ૪. ઋજુસૂત્ર ૫. શબ્દ ૬. સમભિરૂઢ અને ૭. એવંભૂત આ પરપરા આગમોમાં અને દિગંબરીય ગ્રંથોમાં છે. બીજી પરપરા સિદ્ધસેન દિવાકરની છે. તે નૈગમને છોડી બાકીના છ ભેદો સ્વીકારે છે. ત્રીજી પરંપરા પ્રસ્તુત સૂત્રો અને તેના ભાષ્યમાં છે.

તે પ્રમાણે નયના મૂળ પાંચ ભેદો અને પછી પાંચમા શબ્દનયના સાંપ્રત, સમભિરૂઢ અને એવંભૂત એવા ત્રણ ભેદો છે.

नयोंनुं निरूपण एटले शुं ?: કોઈ એક કે અનેક વસ્તુ વિષે એક જ કે અનેક મનુષ્યો અનેક પ્રકારના વિચારો કરે છે. એ બધા વિચારો વ્યક્તિરૂપે જોતાં અપરિમિત છે. તેથી તે બધાનું એક એક લઈને ભાન કરવુ અશક્ય હોવાથી તેનું અતિટૂંકાણુ કે અતિલંબાણુ છોડી મધ્યમ માર્ગે પ્રતિપાદન કરવુ એ જ નયોનું નિરૂપણ છે. નયોનુ નિરૂપણ એટલે વિચારોનું વર્ગીકરણ. નયવાદ એટલે વિચારોની મીમાંસા. આ વાદમાં માત્ર વિચારોનાં કારણો, તેનાં પરિણામો કે તેના વિષયોની જ ચર્ચા નથી આવતી, પણ એમાં પરસ્પર વિરોધી દેખાતા અને છતાં વાસ્તવિક રીતે જોતાં અવિરોધી એવા વિચારોના અવિરોધીપણાના કારણનું ગવેષણ મુખ્યપણે હોય છે. તેથી ટૂંકામાં નયવાદની વ્યાખ્યા એમ આપી શકાય કે વિરોધી દેખાતા વિચારોના વાસ્તવિક અવિરોધનું મૂળ તપાસનાર અને તેમ કરી તેવા વિચારોનો સમન્વય કરનાર શાસ્ત્ર. દાખલા તરીકે એક આત્માના જ વિષયમાં પરસ્પર વિરોધી મંતવ્યો મળે છે. ક્યાંક 'આત્મા એક છે' એવું કથન છે, તો ક્યાંક 'અનેક છે' એવુ કથન છે. એકપણું અને અનેકપણું પરસ્પર વિરોધી દેખાય છે. એવી સ્થિતિમાં આ વિરોધ વાસ્તવિક છે કે નહિ અને જો વાસ્તવિક ન હોય તો તેની સંગતિ શી છે ? એની શોધ નયવાદે કરીને એવો સમન્વય કર્યો છે કે વ્યક્તિની દૃષ્ટિએ આત્મતત્ત્વ અનેક છે, પણ શુદ્ધચૈતન્યની દૃષ્ટિએ તે એક જ છે. આવો

સમન્વય કરી નયવાદ પરસ્પર વિરોધી દેખાતાં વાક્યોનો અવિરોધ – એકવાક્યતા સાધે છે. એ જ રીતે આત્માના વિષયમાં નિત્યપણા અને અનિત્યપણા તેમ જ કર્તાપણા અને અકર્તાપણાના મતોનો અવિરોધ પણ નયવાદ ઘટાવે છે. આવા અવિરોધનું મૂળ વિચારકની દૃષ્ટિ – તાત્પર્યમાં રહેલું હોય છે. એ દૃષ્ટિને પ્રસ્તુત શાસ્ત્રમાં 'અપેક્ષા' નામથી ઓળખવામાં આવે છે, તેથી નયવાદ, અપેક્ષાવાદ પણ કહેવાય છે.

**नयवादनी जुदी जुदी देशना शा माटे अने तेने लीधे विशेषता शा माटे ?** : પ્રથમ કરવામાં આવેલા જ્ઞાનનિરૂપણમાં શ્રુતની[1] ચર્ચા આવી જાય છે. શ્રુત એ વિચારાત્મક જ્ઞાન છે અને નય પણ એક જાતનું વિચારાત્મક જ્ઞાન જ છે. તેથી નય એ શ્રુતજ્ઞાનમાં સમાઈ જાય છે. માટે જ પહેલો પ્રશ્ન ઉદ્‌ભવે છે કે શ્રુતનું નિરૂપણ કર્યા પછી નયોને તેથી જુદા પાડી નયવાદની જુદી દેશના શા માટે કરવામાં આવે છે ? જૈન તત્ત્વજ્ઞાનની એક વિશેષતા નયવાદને લીધે માનવામાં આવે છે; પણ નયવાદ એટલે તો શ્રુત અને શ્રુત એટલે આગમ પ્રમાણ. જૈનેતર દર્શનોમાં પણ પ્રમાણચર્ચા અને તેમાંયે વળી આગમ પ્રમાણનું નિરૂપણ છે જ. એટલે બીજો પ્રશ્ન સહજ રીતે જ ઉદ્‌ભવે છે કે જ્યારે ઇતર દર્શનોમાં આગમ પ્રમાણને સ્થાન છે ત્યારે આગમ પ્રમાણમાં સમાવેશ પામતા નયવાદની ફક્ત જુદી દેશનાને કારણે જૈન તત્ત્વજ્ઞાનની વિશેષતા કેમ માની શકાય ? અથવા એમ કહો કે જૈન દર્શનના

૧. જુઓ અધ્યાય ૧, સૂ૦ ૨૦

પ્રવર્તકોએ શ્રુત પ્રમાણ ઉપરાંત નયવાદની જુદી સ્વતંત્ર દેશના કરી તે શા ઉદ્દેશથી?

શ્રુત અને નય બન્ને વિચારાત્મક જ્ઞાન છે ખરાં, છતાં બન્નેમાં તફાવત છે; અને તે એ કે કોઈ પણ વિષયને સર્વાંશે સ્પર્શ કરનાર અથવા તેને સર્વાંશે સ્પર્શવાનો પ્રયત્ન કરનાર વિચાર તે શ્રુત; અને તે વિષયને માત્ર એક અંશે જ સ્પર્શ કરી બેસી રહેનાર વિચાર તે નય આ કારણથી નયને સ્વતંત્ર રીતે પ્રમાણ ન કહી શકાય; છતાં તે અપ્રમાણ પણ નથી જ. જેમ આંગળીનું ટેરવું એ આંગળી ન કહેવાય તેમ આંગળી નથી એમ પણ ન કહેવાય, છતાં એ અંગુલીનો અંશ તો છે જ. તેમ નય પણ શ્રુત પ્રમાણનો અંશ છે. વિચારની ઉત્પત્તિનો ક્રમ અને તેનાથી થતો વ્યવહાર એ બન્ને દૃષ્ટિએ નયનું નિરૂપણ શ્રુત પ્રમાણથી છૂટું પાડી કરવામાં આવેલું છે. કોઈ પણ વિષય પરત્વે અંશે અંશે વિચાર ઉત્પન્ન થઈને જ છેવટે તે વિશાળતા કે સમગ્રતામાં પરિણમે છે. જે ક્રમે વિચાર ઉત્પન્ન થાય છે તે જ ક્રમે તત્ત્વબોધના ઉપાય તરીકે તેનું વર્ણન કરવું જોઈએ, એમ માનતાં સ્વાભાવિક રીતે જ નયનું નિરૂપણ શ્રુત પ્રમાણથી જુદું કરવાનું પ્રાપ્ત થાય છે. વળી કોઈ પણ એક વિષયમાં ગમે તેટલું સમગ્ર જ્ઞાન હોય છતાં વ્યવહારમાં તેનો ઉપયોગ તો અંશે અંશે જ થવાનો, તેથી પણ સમગ્રવિચારાત્મક શ્રુત કરતાં અંશવિચારાત્મક નયનું નિરૂપણ જુદું કરવાનું પ્રાપ્ત થાય છે.

જો કે જૈનેતર દર્શનોમાં આગમ પ્રમાણની ચર્ચા છે. છતાં તે જ પ્રમાણમાં સમાઈ જતા નયવાદની જુદી પ્રતિષ્ઠા જૈન દર્શને કરી તેનું કારણ નીચે પ્રમાણે છે, અને એ જ

કારણુ તેની વિશેષતા માટે બસ છે. મનુષ્યની જ્ઞાનવૃત્તિ સામાન્ય રીતે અધૂરી હોય છે અને અસ્મિતા – અભિનિવેશ સામાન્ય રીતે વિશેષ હોય છે તેથી જ્યારે કોઈ પણુ બાબતમાં તે અમુક વિચાર કરે છે ત્યારે તે વિચારને છેવટનો અને સંપૂર્ણ માનવા તે પ્રેરાય છે. આ પ્રેરણાથી તે બીજાના વિચારને સમજવાની ધીરજ ખોઈ બેસે છે અને છેવટે પોતાના આંશિક જ્ઞાનમાં સંપૂર્ણતાનો આરોપ કરી લે છે. આવા આરોપને લીધે એક જ વસ્તુ પરત્વે સાચા પણુ જુદા જુદા વિચાર ધરાવનારાઓ વચ્ચે અથડામણી ઊભી થાય છે અને તેને લીધે પૂર્ણ અને સત્ય જ્ઞાનનું દ્વાર બંધ થઈ જાય છે.

એક દર્શન આત્મા વગેરે કોઈ પણુ વિષયમાં પોતે માન્ય રાખેલ પુરુષના એકદેશીય વિચારને જ્યારે સંપૂર્ણ માની લે છે, ત્યારે તે જ વિષયમાં વિરોધી પણુ યથાર્થ વિચાર ધરાવનાર બીજા દર્શનને તે અપ્રમાણુ કહી અવગણે છે. આ જ રીતે બીજુ દર્શન પહેલાને અને એ જ રીતે એ બન્ને ત્રીજાને અવગણે છે. પરિણામે સમતાની જગાએ વિષમતા અને વિવાદ ઊભાં થાય છે. તેથી સત્ય અને પૂર્ણ જ્ઞાનનુ દ્વાર ઉઘાડવા અને વિવાદ દૂર કરવા નયવાદની પ્રતિષ્ઠા કરવામાં આવી છે; અને તે દ્વારા એમ સૂચવવામા આવ્યું છે કે દરેક વિચારક પોતાના વિચારને આગમ પ્રમાણુ કહ્યા પહેલાં તપાસી જુએ કે તે વિચાર પ્રમાણુની કોટિએ મુકાય તેવો સર્વાંશી છે કે નહિ. આવું સૂચન કરવુ એ જ એ નયવાદ દ્વારા જૈન દર્શનની વિશેષતા છે.

સામાન્ય લક્ષણ : કોઈ પણ વિષયનું સાપેક્ષપણે નિરૂપણ કરનાર વિચાર એ નય.

નયના ટૂંકમાં બે ભેદ પાડવામાં આવે છે: ૧. દ્રવ્યાર્થિક અને ૨. પર્યાયાર્થિક.

જગતમાંની નાની મોટી બધી વસ્તુઓ એક બીજાથી છેક જ અસમાન નથી જણાતી. તેમ જ એ બધી છેક જ એકરૂપ પણ નથી અનુભવાતી. એમાં સમાનતા અને અસમાનતાના બન્ને અંશો દેખાય છે. તેથી જ વસ્તુમાત્રને સામાન્યવિશેષ ઉભયાત્મક કહેવામાં આવે છે. માનવી બુદ્ધિ પણ ઘણી વાર વસ્તુઓના માત્ર સામાન્ય અંશ તરફ ઢળે છે, તો ઘણી વાર વિશેષ અંશ તરફ. જ્યારે તે સામાન્યઅંશગામી હોય ત્યારે તેનો તે વિચાર 'દ્રવ્યાર્થિકનય' અને જ્યારે વિશેષઅંશગામી હોય ત્યારે તેનો તે વિચાર 'પર્યાયાર્થિકનય' કહેવાય છે. બધી સામાન્ય દૃષ્ટિઓ કે બધી વિશેષ દૃષ્ટિઓ પણ એકસરખી નથી હોતી. તેમાં પણ અંતર હોય છે. એ જણાવવા ખાતર આ બે દૃષ્ટિઓના પણ ટૂંકમાં ભાગો પાડવામાં આવ્યા છે. દ્રવ્યાર્થિકના ત્રણ અને પર્યાયાર્થિકના ચાર એમ એકંદર સાત ભાગો પડે છે, અને તે જ સાત નય છે. દ્રવ્યદૃષ્ટિમાં વિશેષ કે પર્યાયદૃષ્ટિમા દ્રવ્ય નથી આવતું એમ તો નથી જ; પણ એ દૃષ્ટિવિભાગ ગૌણપ્રધાનભાવની અપેક્ષાએ સમજવો જોઈએ.

પ્ર૦—ઉપર કહેલ બન્ને નયોને સરળ દાખલાથી સમજાવો.

ઉ૦—ગમે ત્યાં, ગમે ત્યારે અને ગમે તે સ્થિતિમાં રહી દરિયા તરફ નજર ફેંકતાં જ્યારે પાણીનો રંગ, સ્વાદ, તેનુ ઊંડાણ કે છીછરાપણું, તેનો વિસ્તાર કે સીમા વગેરે તેની

કોઈ પણ વિશેષતા તરફ જ ધ્યાન ન જાય અને માત્ર પાણી પાણી તરફ ધ્યાન જાય, ત્યારે તે માત્ર પાણીનો સામાન્ય વિચાર કહેવાય; અને તે જ, પાણી વિષે દ્રવ્યાર્થિકનય છે. આથી ઊલટું જ્યારે રંગ, સ્વાદ વગેરે વિશેષતાઓ તરફ ધ્યાન જાય, ત્યારે તે વિચાર પાણીની વિશેષતાઓનો હોવાથી તેને પાણી વિષે પર્યાયાર્થિકનય કહી શકાય. જેમ પાણીમાં, તેમ જ બીજી ભૌતિક વસ્તુઓમાં પણ એ જ પ્રમાણે ઘટાવી શકાય. જુદા જુદા સ્થળ ઉપર ફેલાયેલ એક જાતની પાણી જેવી બીજી અનેક વસ્તુઓ વિષે જેમ સામાન્યગામી અને વિશેષગામી વિચારો સભવે છે, તેમ જ ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રિકાળરૂપ અપાર પટ ઉપર પથરાયેલ કોઈ એક જ આત્માદિ વસ્તુ વિષે સામાન્યગામી અને વિશેષગામી વિચાર સંભવે છે. કાળ અને અવસ્થાભેદનાં ચિત્રો તરફ ધ્યાન ન આપતાં માત્ર શુદ્ધ ચેતના તરફ ધ્યાન અપાય ત્યારે તે, તે વિષયનો દ્રવ્યાર્થિકનય કહેવાય અને એ ચેતના ઉપરની દેશકાળાદિકૃત વિવિધ દશાઓ તરફ ધ્યાન જાય ત્યારે તે, તે વિષયનો પર્યાયાર્થિકનય સમજવો.

**विशेष भेदोंनुं स्वरूप :** ૧. જે વિચાર, લૌકિક રૂઢિ અને લૌકિક સંસ્કારના અનુસરણમાંથી જન્મે છે, તે नैगमनय.

૨. જે વિચાર જુદી જુદી અનેક પ્રકારની વસ્તુઓને અને અનેક વ્યક્તિઓને કોઈ પણ જાતના સામાન્ય તત્ત્વની ભૂમિકા ઉપર ગોઠવી એ બધાંને એકરૂપે સંકેલી લે છે, તે सग्रहनय

૩. જે વિચાર સામાન્ય તત્ત્વ ઉપર એકરૂપે ગોઠવાવાયેલી વસ્તુઓના વ્યાવહારિક પ્રયોજન પ્રમાણે ભેદ પાડે છે,

તે વ્યવહારનય. આ ત્રણે નયનો ઉદ્‌ગમ દ્રવ્યાર્થિકની ભૂમિકામાં રહેલો છે તેથી એ ત્રણ 'દ્રવ્યાર્થિક પ્રકૃતિ' કહેવાય છે

પ્ર૦—આગળના નયોની વ્યાખ્યા આપ્યા પહેલાં ઉપરના ત્રણ નયને દાખલાઓ આપી વધારે સ્પષ્ટ કરો.

ઉ૦—દેશકાળના અને લોકસ્વભાવના ભેદની વિવિધતાને લીધે લોકરૂઢિઓ તેમ જ તજ્જન્ય સંસ્કારો અનેક જાતના હોય છે. તેથી તેમાંથી જન્મેલો નૈગમનય પણ અનેક પ્રકારનો હોઈ તેના દાખલાઓ વિવિધ પ્રકારના મળી આવે છે, અને બીજા પણ તેવા જ કલ્પી શકાય. કંઈ કામ કરવાના સંકલ્પથી જતા કોઈ માણસને પૂછીએ કે તમે ક્યાં જાઓ છો? તો ઉત્તરમાં તે કહે છે કે, હું કુહાડો લેવા કે કલમ લેવા જાઉં છું. આવો ઉત્તર આપનાર ખરી રીતે હજી કુહાડાના હાથા માટેનું લાકડું લેવા અને કલમ માટે બરુ લેવા જતો હોય છે, ત્યારે પણ ઉપર પ્રમાણે જવાબ આપે છે; અને પૂછનાર એ ઉત્તર વગર વાંધે સમજી લે છે. આ એક લોકરૂઢિ છે. ન્યાત જાત છોડી ભિક્ષુ બનેલ કોઈ વ્યક્તિને જ્યારે પૂર્વાશ્રમના બ્રાહ્મણ વર્ણથી ઓળખવામાં આવે છે ત્યારે પણ આ બ્રાહ્મણશ્રમણ છે એ કથન વગર વાંધે સ્વીકારી લેવાય છે ચૈત્ર શુક્લ નવમી કે ત્રયોદશીનો દિવસ આવતાં હજારો વર્ષ અગાઉ વ્યતીત થઈ ગયેલ રામચંદ્ર કે મહાવીરના જન્મદિવસ તરીકે લોકો એ દિવસોને ઓળખે છે, અને જન્મદિવસ માની તે પ્રમાણે વ્યવહાર કરે છે એ પણ એક જાતની લોકરૂઢિ છે. જ્યારે કોઈ અમુક અમુક માણસો ટોળાબંધ થઈ લડતાં હોય ત્યારે લોકો તે માણસોની નિવાસભૂમિને લડનાર તરીકે ઓળખાવતાં ઘણી વાર કહે છે

કે, 'હિંદુસ્તાન લડે છે' 'ચીન લડે છે' ઇત્યાદિ, અને એ કથનનો ભાવ સાંભળનાર સમજી લે છે. આ પ્રમાણે વિવિધ લોકરૂઢિઓમાંથી પડેલા સંસ્કારને પરિણામે જે વિચારો જન્મે છે, તે બધા નૈગમનયને નામે પહેલી શ્રેણીમાં મૂકવામાં આવે છે.

જડ, ચેતન રૂપ અનેક વ્યક્તિઓમા જે સદ્રૂપ સામાન્યતત્ત્વ રહેલું છે તે તત્ત્વ ઉપર નજર રાખી બીજા વિશેષોને લક્ષ્યમાં ન લેતાં એ બધી વિવિધ વ્યક્તિઓને એકરૂપે સમજી એમ વિચારવામાં આવે કે વિશ્વ બધુ સદ્રૂપ છે, કારણ કે સત્તા વિનાની કોઈ વસ્તુ જ નથી, ત્યારે તે સંગ્રહનય થયો કહેવાય. એ જ પ્રમાણે કપડાંની વિવિધ જાતો અને વ્યક્તિઓને લક્ષમાં ન લઈ માત્ર કપડાંપણાનુ સામાન્ય તત્ત્વ નજર સામે રાખી વિચારવામાં આવે કે આ સ્થળે એક કાપડ જ છે, ત્યારે તે સંગ્રહનય થયો કહેવાય. સંગ્રહનયનાં સામાન્ય તત્ત્વ પ્રમાણે ચડતા ઊતરતા અનત દાખલાઓ કલ્પી શકાય. સામાન્ય જેટલુ વિશાળ તેટલો તે સંગ્રહનય વિશાળ, અને સામાન્ય જેટલું નાનું તેટલો તે સગ્રહનય ટૂંકો પણ જે જે વિચારો સામાન્ય તત્ત્વને લઈ વિવિધ વસ્તુઓનુ એકીકરણ કરવા તરફ પ્રવર્તતા હોય, તે બધા જ સંગ્રહનયની શ્રેણિમાં મૂકી શકાય.

વિવિધ વસ્તુઓને એકરૂપે સાંકળી લીધા પછી પણ જ્યારે તેમની વિશેષ સમજ આપવાની હોય છે કે તેમનો વ્યવહારુ ઉપયોગ કરવાનો પ્રસંગ આવે છે, ત્યારે તેમનો વિશેષરૂપે ભેદ કરી પૃથક્કરણ કરવુ પડે છે. કપડું કહેવાથી જુદી જુદી જાતનાં કપડાઓની સમજ નથી પડતી અને માત્ર ખાદી લેવા

ઇચ્છનાર, કપડાંનો વિભાગ કર્યા સિવાય તે મેળવી નથી શકતો, કેમકે કપડું અનેક જાતનું છે. તેથી ખાદીનું કપડું, મિલનું કપડું એવા ભેદો કરવા પડે છે. એ જ રીતે તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં સદ્રૂપ વસ્તુ જડ અને ચેતન એમ બે પ્રકારની છે અને ચેતન તત્ત્વ પણ સંસારી અને મુક્ત એમ બે પ્રકારનું છે વગેરે પૃથક્કરણ કરવું પડે છે. આ જાતના પૃથક્કરણોન્મુખ બધા વિચારો વ્યવહારનયની શ્રેણિમાં મૂકવામાં આવે છે.

ઉપર જણાવેલ દાખલાઓ ઉપરથી જોઈ શકાશે કે નૈગમનય એ લોકરૂઢિ ઉપર આધાર રાખતો હોવાથી અને લોકરૂઢિ આરોપ ઉપર નભતી હોવાથી તેમ જ આરોપ એ સામાન્ય તત્ત્વાશ્રયી હોવાથી નૈગમનયમાં સામાન્યગામીપણું સ્પષ્ટ છે. સંગ્રહનય તો સીધી રીતે જ એકીકરણ રૂપ બુદ્ધિ-વ્યાપાર હોવાથી સામાન્યગામી છે જ; વ્યવહારનય એ પૃથક્કરણોન્મુખ બુદ્ધિવ્યાપાર હોવા છતાં તે ક્રિયા સામાન્યની ભિત્તિ ઉપર થતી હોવાથી તે પણ સામાન્યગામી છે જ. આમ હોવાથી જ એ ત્રણે નયોને દ્રવ્યાર્થિકનયના ભેદ તરીકે વર્ણવવામાં આવે છે.

પ્ર૦—ઉક્ત ત્રણે નયોમાં અંદરોઅંદર તફાવત કે તેમનો સબંધ શો છે?

ઉ૦—નૈગમનયનો વિષય સૌથી વધારે વિશાળ છે; કારણ કે તે સામાન્ય વિશેષ બન્નેને લોકરૂઢિ પ્રમાણે ક્યારેક ગૌણભાવે તો ક્યારેક મુખ્યભાવે અવલંબે છે. સંગ્રહનો વિષય નૈગમથી ઓછો છે, કારણ તે માત્ર સામાન્યલક્ષી છે. અને વ્યવહારનો વિષય તો સંગ્રહથી પણ ઓછો છે, કેમ કે તે સંગ્રહનયે સંકલિત કરેલા વિષય ઉપર જ અમુક વિશેષતાઓને

આધારે પૃથક્કરણ કરતો હોવાથી માત્ર વિશેષગામી છે. આ રીતે ત્રણેનું વિષયક્ષેત્ર ઉત્તરોત્તર ટૂંકાતું જતું હોવાથી તેમનો અંદર અંદર પૌર્વાપર્ય સંબંધ છે જ. સામાન્ય, વિશેષ અને તે ઉભયના સંબંધનું ભાન નૈગમનય કરાવે છે. એમાંથી જ સંગ્રહનય જન્મ લે છે અને સંગ્રહની ભીત ઉપર જ વ્યવહારનું ચિત્ર ખેંચાય છે.

પ્ર૦—ઉપરની ઢબે બાકીના ચાર નયોની વ્યાખ્યા, તેના દાખલાઓ અને બીજી સમજૂતી આપો.

ઉ૦—૧. જે વિચાર ભૂત અને ભવિષ્ય કાળને બાજુએ મૂકી માત્ર વર્તમાનને સ્પર્શ કરે, તે ऋजुसूत्रनय.

૨. જે વિચાર શબ્દપ્રધાન બની કેટલાક શાબ્દિક ધર્મો તરફ ઢળી તે પ્રમાણે અર્થભેદ કલ્પે, તે शब्दनय.

૩. જે વિચાર શબ્દની વ્યુત્પત્તિને આધારે અર્થભેદ કલ્પે, તે समभिरूढनय.

૪. જે વિચાર, શબ્દથી ફલિત થતો અર્થ ઘટતો હોય ત્યારે જ તે વસ્તુને તે રૂપે સ્વીકારે; બીજી વખતે નહિ, તે एवंभूतनय.

જો કે માનવી કલ્પના ભૂત અને ભવિષ્યને છેક જ છોડી નથી ચાલી શકતી, છતાં ઘણી વાર મનુષ્યબુદ્ધિ તાત્કાલિક પરિણામ તરફ ઢળી માત્ર વર્તમાન તરફ વલણ પકડે છે. આવી સ્થિતિમાં તે એમ માનવા પ્રેરાય છે કે જે ઉપસ્થિત છે તે જ સત્ય છે, તે જ કાર્યકારી છે અને ભૂત કે ભાવી વસ્તુ અત્યારે કાર્યસાધક ન હોવાથી શૂન્યવત્ છે. વર્તમાન સમૃદ્ધિ સુખનું સાધન થતી હોવાથી તેને સમૃદ્ધિ કહી શકાય, પણ ભૂત સમૃદ્ધિનું સ્મરણ કે ભાવી સમૃદ્ધિની કલ્પના એ

વર્તમાનમાં સુખ સગવડ પૂરાં ન પાડતી હોવાથી એને સમૃદ્ધિ કહી ન શકાય. એ જ રીતે જે છોકરો હયાત હોઈ માતાપિતાની સેવા કરે, તે પુત્ર છે, પણ જે છોકરો ભૂત કે ભાવી હોઈ આજે નથી, તે પુત્ર જ નથી. આ જાતના માત્ર વર્તમાનકાળ પૂરતા વિચારો ઋજુસૂત્રનયની કોટિમાં મૂકવામાં આવે છે.

જ્યારે વિચારના ઊંડાણમાં ઊતરનાર બુદ્ધિ એક વાર ભૂત અને ભવિષ્ય કાળનો છેદ ઉડાડવા તૈયાર થાય છે ત્યારે તે બીજી વાર તેથીયે આગળ વધી બીજો પણ છેદ ઉડાડવા માંડે છે. તેથી જ કોઈ વાર તે શબ્દને સ્પર્શી ચાલે છે અને એમ વિચાર કરે છે કે જો વર્તમાનકાળ ભૂત કે ભાવીથી જુદો હોઈ માત્ર તે જ સ્વીકારાય તો એક અર્થમાં વપરાતા ભિન્ન ભિન્ન લિંગ, કાળ, સંખ્યા, કારક, પુરુષ, ઉપસર્ગવાળા શબ્દોના અર્થો પણ જુદા જુદા શા માટે માનવામા ન આવે? જેમ ત્રણે કાળમાં સૂત્રરૂપ એક વસ્તુ કોઈ નથી પણ વર્તમાનકાળસ્થિત જ વસ્તુ એકમાત્ર વસ્તુ છે, તેમ ભિન્ન ભિન્ન લિગવાળા, ભિન્ન ભિન્ન સંખ્યાવાળા અને ભિન્ન ભિન્ન કાળાદિવાળા શબ્દો વડે કહેવાતી વસ્તુ પણ ભિન્ન ભિન્ન જ માનવી ઘટે, આમ વિચારી બુદ્ધિ, કાળ અને લિંગ આદિ ભેદે અર્થભેદ માને છે. જેમ કે, શાસ્ત્રમાં એવું વાક્ય મળે છે કે 'રાજગૃહ નામનુ નગર હતું.' આ વાક્યનો અર્થ સ્થૂળ રીતે એમ થાય છે કે એ નામનુ નગર ભૂતકાળમાં હતું, પણ અત્યારે નથી. જ્યારે ખરી રીતે એ લેખકના સમયમાં પણ રાજગૃહ છે જ. હવે જો વર્તમાનમાં છે તો તેને 'હતુ' એમ લખવાનો શો ભાવ? એ સવાલનો જવાબ

શબ્દનય આપે છે. તે કહે છે કે વર્તમાન રાજગૃહ કરતાં ભૂતકાળનુ રાજગૃહ જુદું જ છે; અને તેનુ જ વર્ણન પ્રસ્તુત હોવાથી 'રાજગૃહ હતું' એમ કહેવામા આવે છે. આ કાળભેદે અર્થભેદનો દાખલો થયો. હવે લિંગભેદમાં અર્થભેદ: જેમ કે, કૂવો, કૂઈ. અહી પહેલો શબ્દ નરજાતિ અને બીજો નારીજાતિમા છે, એ બન્નેનો કલ્પાયેલો અર્થભેદ પણ વ્યવહારમાં જાણીતો છે. કેટલાક તારાઓને નક્ષત્રને નામે ઓળખાવવામાં આવે છે, પરતુ આ નય પ્રમાણે 'અમુક તારાઓ નક્ષત્ર છે' એવો અગર તો 'આ મઘા નક્ષત્ર છે' એવો વ્યવહાર નહિ કરી શકાય. કારણ કે તે નય લિંગભેદે અર્થભેદ સ્વીકારતો હોવાથી તારા અને નક્ષત્ર તેમ જ મઘા અને નક્ષત્ર એ બન્ને શબ્દોને એકસાથે એક અર્થ માટે નહિ વાપરી શકે. સંસ્થાન, પ્રસ્થાન, ઉપસ્થાન તથા તે જ પ્રમાણે આરામ, વિરામ વગેરે શબ્દોમાં એક જ ધાતુ હોવા છતાં જે અર્થભેદ દેખાય છે, તે જ આ શબ્દનયની ભૂમિકા તૈયાર કરે છે. આ પ્રકારના વિવિધ શાબ્દિક ધર્મોને આધારે જે અર્થભેદની અનેક માન્યતાઓ ચાલે છે, તે બધી શબ્દનયની શ્રેણિમાં સમાય છે.

શાબ્દિક ધર્મના ભેદને આધારે અર્થભેદ કલ્પવા તૈયાર થયેલ બુદ્ધિ તેથી આગળ વધી વ્યુત્પત્તિભેદ તરફ ઢળે છે, અને એમ માનવા પ્રેરાય છે કે જ્યાં અનેક જુદા જુદા શબ્દોનો એક અર્થ માનવામાં આવે છે ત્યા પણ ખરી રીતે એ બધા શબ્દોનો એક અર્થ નથી, પણ જુદો જુદો અર્થ છે. દલીલમા તે એમ કહે છે કે, જો લિંગભેદ અને સંખ્યાભેદ વગેરે અર્થભેદ માનવા માટે બસ હોય, તો શબ્દભેદ પણ અર્થભેદક કેમ ન મનાય? એમ કહી તે, રાજા, નૃપ, ભૂપતિ

આદિ એકાર્થક મનાતા શબ્દોનો વ્યુત્પત્તિ પ્રમાણે જુદો જુદો અર્થ કલ્પે છે, અને કહે છે કે, રાજચિહ્નોથી શોભે તે રાજા, મનુષ્યોનુ રક્ષણ કરે તે નૃપ અને પૃથ્વીનું પાલન–સંવર્ધન કરે તે ભૂપતિ. આ પ્રમાણે ઉક્ત ત્રણે નામોથી કહેવાતા એક જ અર્થમાં વ્યુત્પત્તિ પ્રમાણે અર્થભેદની માન્યતા ધરાવનાર વિચાર 'સમભિરૂઢનય' કહેવાય છે. પર્યાયભેદે કરવામાં આવતી અર્થભેદની બધી જ કલ્પનાઓ આ નયની શ્રેણિમાં આવી જાય છે.

ઊંડાણમાં સવિશેષ ટેવાયેલી બુદ્ધિ હવે છેવટના ઊંડાણમાં ઘૂસે છે અને કહે છે કે જો વ્યુત્પત્તિભેદથી અર્થભેદ માનવામાં આવે તો એમ પણ માનવું જોઈએ કે જ્યારે વ્યુત્પત્તિસિદ્ધ અર્થ ઘટતો હોય ત્યારે જ તે શબ્દનો તે અર્થ સ્વીકારવો અને તે શબ્દ વડે તે અર્થનું પ્રતિપાદન કરવુ, બીજી વખતે નહિ. આ કલ્પના પ્રમાણે રાજચિહ્નોથી ક્યારેક શોભવાની યોગ્યતા ધરાવવી કે ક્યારેક મનુષ્યરક્ષણની જવાબદારી રાખવી એટલું જ 'રાજા' અને 'નૃપ' કહેવડાવવા માટે બસ નથી, પણ તેથી આગળ વધી, જ્યારે ખરેખર રાજદંડ ધારણ કરી તે વડે શોભા પમાતી હોય, અગર ખરેખર મનુષ્યનું રક્ષણ કરાતું હોય ત્યારે જ અને તેટલી જ વાર રાજા અને નૃપ કહેવડાવી શકાય; અર્થાત્ ત્યારે જ તેવી વ્યક્તિ વિષે રાજા અને નૃપ શબ્દનો પ્રયોગ વાસ્તવિક ઠરે છે. આ જ રીતે જ્યારે કોઈ ખરેખરી સેવામાં લાગેલો હોય ત્યારે જ અને તેટલી જ વાર તે સેવક નામ ધરાવી શકે. જ્યારે ખરેખરું કામ થતું હોય ત્યારે જ તેને લગતું વિશેષણ કે વિશેષ્ય નામ વાપરવાની એ જાતની માન્યતાઓ 'એવંભૂતનય'ની શ્રેણિમાં આવે છે.

ઉપર કહેલ ચારે પ્રકારની વિચારશ્રેણિઓમાં જે તફાવત છે તે દાખલાઓ ઉપરથી સ્પષ્ટ થઈ શકે તેમ હોવાથી તેને જુદો જણાવવાની જરૂર નથી. અને એ પણ જાણી લેવું જોઈએ કે પૂર્વ પૂર્વ નય કરતાં પછી પછીનો નય સૂક્ષ્મ અને સૂક્ષ્મતર હોવાથી ઉત્તરોત્તર નયના વિષયનો આધાર પૂર્વ પૂર્વ નયના વિષય ઉપર રહેલો છે. આ ચારે નયોનુ મૂળ પર્યાયાર્થિક નયમાં છે એમ જે કહેવામાં આવે છે તેનુ કારણ એ છે કે, ઋજુસૂત્ર વર્તમાનકાળ સ્વીકારી ભૂત અને ભવિષ્યનો ઇનકાર કરે છે. અને તેથી તેનો વિષય સ્પષ્ટપણે એકદમ સામાન્ય મટી વિશેષરૂપે ધ્યાનમા આવે છે; એટલે ઋજુસૂત્રથી જ પર્યાયાર્થિકનયનો (વિશેષગામી દૃષ્ટિનો) આરંભ માનવામાં આવે છે. ઋજુસૂત્ર પછીના ત્રણ નયો તો ઉત્તરોત્તર વધારે ને વધારે વિશેષગામી થતા જતા હોવાથી પર્યાયાર્થિક સ્પષ્ટપણે છે જ. પણ અહીં એટલું સમજી લેવું જોઈએ કે આ ચાર નયોમાં પણ જ્યારે ઉત્તરને પૂર્વ કરતાં સૂક્ષ્મ કહેવામા આવે છે ત્યારે તે પૂર્વ તેટલે અંશે ઉત્તર કરતાં સામાન્યગામી તો છે જ. એ જ રીતે દ્રવ્યાર્થિકનયની ભૂમિકા ઉપર ગોઠવાયેલા નૈગમ આદિ ત્રણ નયોમાં પણ પૂર્વ કરતા ઉત્તર સૂક્ષ્મ હોવાથી તેટલે અંશે તે પૂર્વ કરતાં વિશેષગામી છે જ. તેમ છતાં પ્રથમના ત્રણને દ્રવ્યાર્થિક અને પછીના ચારને પર્યાયાર્થિક કહેવામાં આવે છે તેનો અર્થ એટલો જ સમજવો ઘટે કે પ્રથમના ત્રણમાં સામાન્ય તત્ત્વ અને તેનો વિચાર વધારે સ્પષ્ટ છે, કારણ કે તે ત્રણ વધારે સ્થૂલ છે. ત્યાર પછીના ચાર નયો વિશેપ સૂક્ષ્મ હોઈ તેમાં વિશેપ તત્ત્વ અને તેનો વિચાર વધારે સ્પષ્ટ છે. આટલી જ સામાન્ય અને વિશેષની

સ્પષ્ટતા કે અસ્પષ્ટતાને લીધે, તથા તેમની મુખ્યતા-ગૌણતા ધ્યાનમાં રાખી સાત નયોને દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એ બે ભાગમાં વહેંચી નાખવામાં આવ્યા છે. પણ ખરી રીતે વિચારવા જતાં સામાન્ય અને વિશેષ એ બંને એક વસ્તુની અવિભાજ્ય બે બાજુઓ હોવાથી એકાંતિકપણે એક નયના વિષયને બીજા નયના વિષયથી તદ્દન છૂટો પાડી શકાય જ નહિ.

નયદૃષ્ટિ, વિચારસરણી અને સાપેક્ષ અભિપ્રાય એ બધા શબ્દોનો એક જ અર્થ છે. ઉપરના વર્ણન ઉપરથી એટલું જાણી શકાશે કે કોઈ પણ એક જ વિષય પરત્વે વિચાર-સરણીઓ અનેક હોઈ શકે. વિચારસરણીઓ ગમે તેટલી હોય પણ તેમને ટૂંકાવી અમુક દૃષ્ટિએ સાત ભાગમાં ગોઠવી કાઢવામાં આવેલી છે. તેમાં એક કરતાં બીજીમાં અને બીજી કરતાં ત્રીજીમાં ઉત્તરોત્તર વધારે ને વધારે સૂક્ષ્મપણુ આવતું જાય છે. છેવટની એવંભૂત નામની વિચારસરણીમાં સૌથી વધારે સૂક્ષ્મપણું દેખાય છે. આ કારણથી ઉક્ત સાત વિચારસરણીઓને બીજી રીતે પણ બે ભાગમાં વહેંચી નાખવામાં આવી છે: व्यवहारनय અને निश्चयनय. વ્યવહાર એટલે સ્થૂલગામી અને ઉપચારપ્રધાન, તથા નિશ્ચય એટલે સૂક્ષ્મગામી અને તત્ત્વસ્પર્શી. ખરી રીતે એવંભૂત એ જ નિશ્ચયની પરાકાષ્ઠા છે. વળી ત્રીજી રીને પણ ઉક્ત સાત નયોને બે ભાગમા વહેંચી નાખવામાં આવે છે: शब्दनय અને अर्थनय જેમા અર્થની વિચારણા પ્રધાનપણે હોય તે અર્થનય અને જેમા શબ્દનું પ્રાધાન્ય હોય ને શબ્દનય. ઋજુસૂત્ર પર્યંત પહેલા ચાર અર્થનય છે અને બાકીના ત્રણ શબ્દનય છે.

ઉપર કહેલ દૃષ્ટિઓ ઉપરાંત બીજી પણ ઘણી દષ્ટિઓ છે. જીવનના બે ભાગ છે. એક સત્ય જોવાનો અને બીજો તે સત્યને પચાવવાનો. જે ભાગ માત્ર સત્યનો વિચાર કરે છે અર્થાત્ તત્ત્વને સ્પર્શે છે, તે જ્ઞાનદૃષ્ટિ–ज्ञाननय. અને જે ભાગ તત્ત્વાનુભવને પચાવવામાં જ પૂર્ણતા લેખે છે, તે ક્રિયાદૃષ્ટિ–क्रियानय ઉપર વર્ણવેલા સાત નયો તત્ત્વવિચારક હોવાથી જ્ઞાનનયમાં આવે, અને તે નયને આધારે જે સત્ય શોધાયુ હોય તે જીવનમાં મૂર્તિમંત કરવાની તરફેણ કરનાર દૃષ્ટિ તે ક્રિયાદૃષ્ટિ. ક્રિયા એટલે જીવનને સત્યમય બનાવવું. [૩૪–૩૫]

## અધ્યાય ૨

પહેલા અધ્યાયમાં સાત પદાર્થોનો નામનિર્દેશ કર્યો છે. આગળના નવ અધ્યાયોમાં ક્રમપૂર્વક એમનો વિશેષ વિચાર કરવાનો છે તેથી સૌથી પહેલાં આ અધ્યાયમાં જીવ પદાર્થનું તત્ત્વ-સ્વરૂપ બતાવવા સાથે એના અનેક ભેદ, પ્રભેદ આદિ વિષયોનુ વર્ણન ચોથા અધ્યાય સુધી કરે છે.

જીવના પાંચ ભાવો, એમના ભેદો અને ઉદાહરણો :

**औपशमिकक्षायिकौ भावौ मिश्रश्च जीवस्य स्वतत्त्वमौदयिकपारिणामिकौ च । १ ।**

**द्विनवाष्टादशैकविंशतित्रिभेदा यथाक्रमम् । २ ।**

**सम्यक्त्वचारित्रे । ३ ।**

**ज्ञानदर्शनदानलाभभोगोपभोगवीर्याणि च । ४ ।**

**ज्ञानाज्ञानदर्शनदानादिलब्धयश्चतुस्त्रित्रिपञ्चभेदाः यथाक्रमं सम्यक्त्वचारित्रसंयमासंयमाश्च । ५ ।**

**गतिकषायलिङ्गमिथ्यादर्शनाज्ञानासंयतासिद्धत्वलेश्याश्चतुश्चतुस्त्र्येकैकैकैकषड्भेदाः । ६ ।**

**जीवभव्याभव्यत्वादीनि च । ७ ।**

ઔપશમિક, ક્ષાયિક અને મિશ્ર (ક્ષાયોપશમિક) એ ત્રણ, તથા ઔદયિક અને પારિણામિક એ બે એમ કુલ પાંચ ભાવો છે; તે જીવનું સ્વરૂપ છે.

ઉપરના પાંચ ભાવોના અનુક્રમે બે, નવ, અઢાર, એકવીસ અને ત્રણ ભેદ થાય છે.

સમ્યક્ત્વ અને ચારિત્ર એ બંને ઔપશમિક છે.

જ્ઞાન, દર્શન, દાન, લાભ, ભોગ, ઉપભોગ, વીર્ય તથા સમ્યક્ત્વ અને ચારિત્ર એ નવ ક્ષાયિક છે.

ચાર જ્ઞાન, ત્રણ અજ્ઞાન, ત્રણ દર્શન, દાનાદિ પાંચ લબ્ધિઓ, સમ્યક્ત્વ, ચારિત્ર - સર્વવિરતિ અને સંયમાસંયમ - દેશવિરતિ એ અઢાર ક્ષાયોપશમિક છે.

ચાર ગતિઓ, ચાર કષાય, ત્રણ લિંગ - વેદ, એક મિથ્યાદર્શન, એક અજ્ઞાન, એક અસંયમ, એક અસિદ્ધત્વ અને છ લેશ્યાઓ એ એકવીસ ઔદયિક છે.

જીવત્વ, ભવ્યત્વ અને અભવ્યત્વ એ ત્રણ તથા બીજા પણ પારિણામિક ભાવો છે.

આત્માના સ્વરૂપની બાબતમાં જૈન દર્શનનો અન્ય દર્શનોની સાથે શો મતભેદ છે એ બતાવવા માટે પ્રસ્તુત સૂત્ર છે. સાંખ્ય અને વેદાંત દર્શન આત્માને કૂટસ્થનિત્ય માની એમાં કોઈ જાતનો પરિણામ માનતાં નથી. જ્ઞાન, સુખદુઃખાદિ પરિણામોને તેઓ પ્રકૃતિના જ માને છે. વૈશેષિક અને નૈયાયિક દર્શન જ્ઞાન આદિને આત્માનો ગુણ

માને છે ખરાં, પણ તેઓ આત્માને એકાંત નિત્ય-અપરિણામી માને છે. નવીન મીમાંસકોનો મત વૈશેષિક અને નૈયાયિક જેવો જ છે. બૌદ્ધ દર્શન પ્રમાણે આત્મા એકાંત ક્ષણિક અર્થાત્ નિરન્વયપરિણામો[૧]નો પ્રવાહ માત્ર છે. જૈન દર્શનનું કહેવું છે કે પ્રાકૃતિક-જડ-પદાર્થોમાં કૂટસ્થનિત્યતા[૨] નથી તેમ જ એકાંત ક્ષણિકતા પણ નથી; કિન્તુ પરિણામી નિત્યતા[૩] છે, તે પ્રમાણે આત્મા પણ પરિણામી નિત્ય છે. એથી જ જ્ઞાન, સુખ, દુઃખ આદિ પર્યાયો આત્માના જ સમજવા જોઈએ.

આત્માના બધા પર્યાયો એક જ અવસ્થાવાળા નથી હોતા. કેટલાક પર્યાયો કોઈ એક અવસ્થામા તો બીજા કેટલાક બીજી કોઈ અવસ્થામાં મળી આવે છે. પર્યાયોની તે ભિન્નભિન્ન અવસ્થાઓ ભાવ કહેવાય છે. આત્માના પર્યાયો અધિકમાં અધિક પાંચ ભાવવાળા હોઈ શકે છે. તે પાંચ ભાવો આ પ્રમાણે: ૧. ઔપશમિક, ૨. ક્ષાયિક, ૩. ક્ષાયોપશમિક, ૪. ઔદયિક અને ૫. પારિણામિક.

---

૧ ભિન્ન ભિન્ન ક્ષણોમાં સુખ, દુઃખ, ઓછુવત્તું ભિન્ન વિષયનું જ્ઞાન આદિ જે પરિણામો અનુભવાય છે, તે પરિણામો માત્ર માનવા અને તે બધા વચ્ચે અખંડ સૂત્રરૂપ કોઈ સ્થિર તત્ત્વનુ ન હોવું તે જ નિરન્વયપરિણામોનો પ્રવાહ.

૨. ગમે તેટલા હથોડાના ઘા પડે છતા જેમ એરણ સ્થિર રહે છે, તેમ દેશ, કાળ આદિના વિવિધ ફેરફારો થવા છતા જેમાં જરાયે ફેરફાર નથી થતો એ કૂટસ્થનિત્યતા.

૩. મૂળ વસ્તુ ત્રણેય કાળમાં સ્થિર રહ્યા છતા દેશ, કાળ આદિ નિમિત્ત પ્રમાણે ફેરફાર પામ્યા કરે એ પરિણામી નિત્યતા.

भावोंनुं स्वरूप: ૧. કર્મના ઉપશમથી પેદા થાય તે ભાવ 'ઔપશમિક' કહેવાય છે ઉપશમ એક પ્રકારની આત્મશુદ્ધિ છે, જે કચરો નીચે બેસી જવાથી પાણીમાં આવતી સ્વચ્છતાની પેઠે સત્તાગત કર્મનો ઉદય તદ્દન રોકાઈ જતાં ઉત્પન્ન થાય છે. ૨. કર્મના ક્ષયથી પેદા થાય તે 'ક્ષાયિક' ભાવ છે. ક્ષય એ આત્માની એક એવી પરમ વિશુદ્ધિ છે, જે સર્વથા કચરો કાઢી નાખવાથી જળમાં આવતી સ્વચ્છતાની જેમ કર્મનો સંબંધ અત્યંત છૂટી જતાં પ્રગટ થાય છે. ૩ ક્ષય અને ઉપશમથી પેદા થાય એ 'ક્ષાયોપશમિક' ભાવ છે. ક્ષયોપશમ એક પ્રકારની આત્માની શુદ્ધિ છે, કે જે કર્મના ઉદયમાં નહિ આવેલ અંશના ઉપશમથી અને ઉદયમાં આવેલ અંશના ક્ષયથી પ્રગટ થાય છે એ વિશુદ્ધિ, ધોવાને લીધે માદકશક્તિ કાંઈક નાશ પામવાથી અને કાંઈક રહી જવાથી કોદરાઓની વિશુદ્ધિની જેમ મિશ્રિત હોય છે. ૪. ઉદયથી પેદા થાય તે 'ઔદયિક' ભાવ. ઉદય એક પ્રકારની આત્માની કલુષિતતા છે, જે મેલ મળવાથી પાણીમાં આવતી મલિનતાની પેઠે કર્મના વિપાકાનુભવથી ઉત્પન્ન થાય છે. ૫. 'પારિણામિક' ભાવ દ્રવ્યનો એક પરિણામ છે, જે ફક્ત દ્રવ્યના અસ્તિત્વથી જ પોતાની જાતે જ ઉત્પન્ન થયા કરે છે અર્થાત્ કોઈ પણ દ્રવ્યનુ સ્વાભાવિક સ્વરૂપપરિણમન જ પારિણામિક ભાવ કહેવાય.

એ જ પાંચ ભાવો આત્માનું સ્વરૂપ છે, અર્થાત્ સંસારી અથવા મુક્ત કોઈ પણ આત્મા હોય એના સર્વ પર્યાયો ઉક્ત પાંચ ભાવોમાંથી કોઈ ને કોઈ ભાવવાળા અવશ્ય હોવાના. અજીવમાં ઉક્ત પાંચ ભાવવાળા પર્યાયોનો સંભવ નથી.

તેથી એ પાંચે અજીવનું સ્વરૂપ થઈ શકતા નથી. ઉપરના પાંચ ભાવ એકી સાથે બધા જીવોમાં હોય છે એવો નિયમ નથી. સમસ્ત મુક્ત જીવોમાં ફક્ત બે ભાવ હોય છે: ક્ષાયિક અને પારિણામિક. સંસારી જીવોમાં કોઈ ત્રણ ભાવવાળા, કોઈ ચાર ભાવવાળા અને કોઈ પાંચ ભાવવાળા હોય છે; પરન્તુ બે ભાવવાળું કોઈ હોતું નથી. અર્થાત્ મુક્ત આત્માના પર્યાયો ઉક્ત બે ભાવોમાં અને સંસારીના પર્યાયો ત્રણથી પાંચ ભાવોમાં પ્રાપ્ત થાય છે. એથી જ પાંચ ભાવોને જીવનું સ્વરૂપ કહ્યા છે. એ કથન જીવરાશિની અપેક્ષાએ .કે કોઈ જીવ-વિશેપમાં સંભવની અપેક્ષાએ સમજવુ.

જે પર્યાયો ઔદયિક ભાવવાળા છે તે 'વૈભાવિક' અને બાકીના ચારે ભાવવાળા પર્યાયો 'સ્વાભાવિક' છે.

ઉક્ત પાંચ ભાવોના કુલ ૫૩ ભેદ આ સૂત્રમાં ગણાવ્યા છે. કયા કયા ભાવવાળા કેટકેટલા પર્યાયો છે અને તે કયા કયા, તે આગળ બતાવવામાં આવે છે.

સર્વોપશમ માત્ર મોહનીયનો જ થાય છે. દર્શનમોહનીય કર્મના ઉપશમથી સમ્યક્ત્વ પ્રકટ થાય છે અને ચારિત્રમોહનીય કર્મના ઉપશમથી ચારિત્ર પ્રકટ થાય છે. માટે જ સમ્યક્ત્વ અને ચારિત્ર એ બન્ને પર્યાયો ઔપશમિક ભાવવાળા સમજવા જોઈએ.

કેવલજ્ઞાનાવરણના ક્ષયથી કેવલજ્ઞાન, કેવલદર્શનાવરણના ક્ષયથી કેવલદર્શન, પંચવિધ અંતરાયના ક્ષયથી દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય એ પાંચ લબ્ધિઓ, દર્શનમોહનીય કર્મના ક્ષયથી સમ્યક્ત્વ અને ચારત્રમોહનીય કર્મના ક્ષયથી

ચારિત્ર પ્રકટ થાય છે. માટે કેવલજ્ઞાનાદિ નવ પ્રકારના પર્યાયો ક્ષાયિક કહેવાય છે.

મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ, અને મનપર્યાયજ્ઞાનાવરણના ક્ષયોપશમથી મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યાય જ્ઞાન પ્રગટ થાય છે. મિથ્યાત્વયુક્ત મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અને અવધિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી મતિ-અજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાન પ્રગટ થાય છે. ચક્ષુર્દર્શનાવરણ, અચક્ષુર્દર્શનાવરણ અને અવધિદર્શનાવરણના ક્ષયોપશમથી ચક્ષુર્દર્શન, અચક્ષુર્દર્શન અને અવધિદર્શન પ્રગટ થાય છે. પંચવિધ અંતરાયના ક્ષયોપશમથી દાન, લાભ આદિ ઉક્ત પાંચ લબ્ધિઓ પ્રગટ થાય છે. અનતાનુબંધી ચતુષ્ક તથા દર્શનમોહનીયના ક્ષયોપશમથી સમ્યક્ત્વ પ્રગટ થાય છે. અપ્રત્યાખ્યાનાવરણીય કષાયના ક્ષયોપશમથી દેશવિરતિ પ્રગટ થાય છે. અને પ્રત્યાખ્યાનાવરણીય કષાયના ક્ષયોપશમથી સર્વવિરતિ ચારિત્ર પ્રગટ થાય છે. માટે જ્ઞાન આદિ ઉપરના અઢાર પ્રકારના પર્યાયો ક્ષાયોપશમિક છે.

ગતિનામ કર્મના ઉદયનુ ફળ નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચાર ગતિઓ છે. કપાયમોહનીયના ઉદયથી ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાય પેદા થાય છે. વેદ-મોહનીયના ઉદયથી સ્ત્રી, પુરુષ અને નપુસક વેદ પ્રાપ્ત થાય છે. મિથ્યાત્વમોહનીયના ઉદયથી મિથ્યાદર્શન — તત્ત્વ વિષે અશ્રદ્ધા — થાય છે. અજ્ઞાન-જ્ઞાનાભાવ જ્ઞાનાવરણીય તથા દર્શનાવરણીયનુ ફળ છે. અસંયતત્વ-વિરતિનો સર્વથા અભાવ અનતાનુબંધી આદિ બાર પ્રકારનાં ચારિત્રમોહનીયના ઉદયનું ફળ છે. અસિદ્ધત્વ-શરીરધારણ વેદનીય, આયુ,

નામ અને ગોત્ર કર્મના ઉદયથી થાય છે. કૃષ્ણ, નીલ, કાપોત, તેજ, પદ્મ અને શુક્લ એ છ પ્રકારની લેશ્યાઓ–કષાયોદયરંજિત યોગપ્રવૃત્તિ કે યોગપરિણામ–કષાયના ઉદયનુ અથવા યોગજનક શરીરનામ કર્મના ઉદયનું ફળ છે, તેથી જ ગતિ આદિ ઉપરના ૨૧ પર્યાયો ઔદયિક કહેવાય છે.

જીવત્વ (ચૈતન્ય), ભવ્યત્વ (મુક્તિની યોગ્યતા), અભવ્યત્વ (મુક્તિની અયોગ્યતા), એ ત્રણ ભાવો સ્વાભાવિક છે. અર્થાત્ તે, કર્મના ઉદયથી કે ઉપશમથી કે ક્ષયથી કે ક્ષયોપશમથી પેદા થતા નથી; કિન્તુ અનાદિસિદ્ધ આત્મદ્રવ્યના અસ્તિત્વથી જ સિદ્ધ છે, તેથી તે પારિણામિક છે.

પ્ર૦—શું પારિણામિક ભાવો ત્રણ જ છે?

ઉ૦—નહિ. બીજા પણ છે.

પ્ર૦—તે કયા?

ઉ૦—અસ્તિત્વ, અન્યત્વ, કર્તૃત્વ, ભોક્તૃત્વ, ગુણવત્ત્વ, પ્રદેશવત્ત્વ, અસંખ્યાતપ્રદેશત્વ, અસર્વગતત્વ, અરૂપત્વ આદિ અનેક છે.

પ્ર૦—તો પછી ત્રણ જ કેમ ગણાવ્યા?

ઉ૦—અહીંયાં જીવનું સ્વરૂપ બતાવવું છે અને તે એના અસાધારણ ભાવોથી બતાવી શકાય. માટે ઔપશમિક આદિની સાથે પારિણામિક ભાવો એવા જ બતાવ્યા છે કે જે જીવના અસાધારણ છે. અસ્તિત્વ આદિ ભાવો પારિણામિક છે ખરા, પરંતુ તે જીવની માફક અજીવમાં પણ છે; તેથી તે જીવના અસાધારણ ભાવ ન કહેવાય. માટે જ અહીંયાં એમનો નિર્દેશ કર્યો નથી. તેમ છતાં છેવટે જે આદિ શબ્દ

રાખ્યો છે તે, એ જ વસ્તુસૂચન કરવાને માટે છે. દિગંબર સંપ્રદાયમાં આ જ અર્થ 'ચ' શબ્દથી લીધો છે. [૧-૭]

હવે જીવનું લક્ષણ કહે છે:

**उपयोगो लक्षणम् ।८।**

**ઉપયોગ એ જીવનું લક્ષણ છે.**

જીવ કે જેને આત્મા અને ચેતન પણ કહે છે, તે અનાદિસિદ્ધ (સ્વતંત્ર) દ્રવ્ય છે. તાત્ત્વિક દૃષ્ટિએ અરૂપી હોવાથી એનું જ્ઞાન ઇંદ્રિયો દ્વારા થતું નથી, પરંતુ સ્વસંવેદન પ્રત્યક્ષ તથા અનુમાન આદિથી કરી શકાય છે. એમ હોવા છતાં પણ સાધારણ જિજ્ઞાસુઓ માટે એક એવું લક્ષણ બતાવવુ જોઈએ કે જેનાથી આત્માની પિછાન કરી શકાય. એ અભિપ્રાયથી પ્રસ્તુત સૂત્રમાં તેનુ લક્ષણ બતાવ્યું છે. આત્મા લક્ષ્ય-જ્ઞેય છે; અને ઉપયોગ લક્ષણ-જાણવાનો ઉપાય-છે. જગત અનેક જડ ચેતન પદાર્થોનુ મિશ્રણ છે. એમાંથી જડ અને ચેતનનો વિવેકપૂર્વક નિશ્ચય કરવો હોય તો ઉપયોગ દ્વારા થઈ શકે છે; કેમ કે તરતમભાવથી ઉપયોગ બધા આત્માઓમાં અવશ્ય મળી આવે છે, જ્યારે જડમાં તે બિલકુલ હોતો નથી.

પ્ર૦—ઉપયોગ એટલે શુ?

ઉ૦—ઉપયોગ એટલે બોધરૂપ વ્યાપાર.

પ્ર૦—આત્મામાં બોધની ક્રિયા થાય છે અને જડમાં કેમ થતી નથી?

ઉ૦—બોધનું કારણ ચેતનાશક્તિ છે· તે જેમાં હોય તેમાં બોધક્રિયા થઈ શકે છે, બીજામાં નહિ. ચેતનાશક્તિ આત્મામાં જ છે, જડમાં નહિ.

પ્ર૦—આત્મા સ્વતંત્ર દ્રવ્ય છે એથી એમાં અનેક ગુણ હોવા જોઈએ, તો પછી ઉપયોગને જ લક્ષણ કેમ કહ્યું ?

ઉ૦—સાચે જ આત્મામાં અનંત ગુણપર્યાય છે, પરંતુ તે બધામાં ઉપયોગ જ મુખ્ય છે. કેમ કે સ્વપરપ્રકાશરૂપ હોવાથી તે ઉપયોગ જ પોતાનુ તથા ઇતર પર્યાયોનું જ્ઞાન કરાવી શકે છે. એ સિવાય આત્મા જે કાંઈ અસ્તિ–નાસ્તિ જાણે છે, નનુ–ન ચ કરે છે, સુખ દુઃખનો અનુભવ કરે છે તે બધુ ઉપયોગને લીધે જ. એથી જ ઉપયોગ એ બધા પર્યાયોમાં મુખ્ય છે.

પ્ર૦—શુ લક્ષણ, સ્વરૂપથી ભિન્ન છે ?

ઉ૦—નહિ

પ્ર૦—તો તો પહેલા પાંચ ભાવોને જીવનું સ્વરૂપ કહ્યું છે એથી તે પણ લક્ષણ થયુ, તો પછી બીજું લક્ષણ બતાવવાનુ શુ પ્રયોજન ?

ઉ૦—અસાધારણ ધર્મ પણ બધા એકસરખા હોતા નથી. કેટલાક તો એવા હોય છે કે જે લક્ષ્યમાં હોય છે ખરા, પણ તે કોઈક વાર હોય છે અને કોઈક વાર નહિ; કેટલાક એવા પણ હોય છે કે જે સમગ્ર લક્ષ્યમાં રહેતા નથી; જ્યારે બીજા કેટલાક એવા હોય છે કે જે ત્રણે કાળમાં સમગ્ર લક્ષ્યમાં રહે છે. સમગ્ર લક્ષ્યમાં ત્રણે કાળમાં મળી આવે એવો અસાધારણ ધર્મ ઉપયોગ જ છે. એથી લક્ષણ-રૂપે એનું પૃથક્ કથન કર્યું છે અને તદ્દ્વારા એવુ સૂચિત

કર્યું છે કે ઔપશમિક આદિ ભાવો જીવનું સ્વરૂપ તો છે; પરંતુ તે બધા આત્માઓમાં મળતા નથી અને ત્રિકાળવર્તી પણ નથી. ત્રિકાળવર્તી અને બધા આત્માઓમાં પ્રાપ્ત થાય એવો એક જીવત્વરૂપ પારિણામિક ભાવ છે; જેનો ફલિત અર્થ ઉપયોગ જ થાય છે. એથી એને અલગ કરી લક્ષણરૂપે કહ્યો છે. બીજા બધા ભાવો કાદાચિત્ક - ક્યારેક મળે એવા અને ક્યારેક ન મળે એવા, કેટલાક લક્ષ્યાંશમાં જ રહેનારા અને કર્મસાપેક્ષ હોવાથી જીવના ઉપલક્ષણરૂપ થઈ શકે છે, લક્ષણ નહિ. ઉપલક્ષણ અને લક્ષણમાં તફાવત એ છે કે, જે પ્રત્યેક લક્ષ્યમાં સર્વાત્મભાવે ત્રણે કાળમાં પ્રાપ્ત થાય, તે લક્ષણ; જેમ કે, અગ્નિમાં ઉષ્ણત્વ. અને જે કોઈક લક્ષ્યમાં હોય અને કોઈકમાં ન હોય, કદાચિત્ હોય અને કદાચિત્ ન હોય અને સ્વભાવાસિદ્ધ ન હોય, તે ઉપલક્ષણ. જેમ કે, અગ્નિનું ઉપલક્ષણ ધુમાડો. જીવત્વને છોડીને ભાવોના બાવન ભેદ આત્માના ઉપલક્ષણરૂપ જ છે. [ ૮ ]

હવે ઉપયોગની વિવિધતા કહે છે:

**स द्विविधोऽष्टचतुर्भेदः । ९ ।**

**તે અર્થાત્ ઉપયોગ બે પ્રકારનો છે; તથા આઠ પ્રકારનો અને ચાર પ્રકારનો છે.**

જ્ઞાનની શક્તિ - ચેતના - સમાન હોવા છતાં પણ જાણવાની ક્રિયા - બોધવ્યાપાર અથવા ઉપયોગ - બધા આત્માઓમાં સમાન દેખાતી નથી. આ ઉપયોગની વિવિધતા બાહ્ય-આભ્યંતર કારણોના સમૂહની વિવિધતા ઉપર અવલંબિત છે. વિષયભેદ, ઇંદ્રિય આદિ સાધનભેદ, દેશકાળભેદ ઇત્યાદિ વિવિધતા

બાહ્ય સામગ્રીની છે. આવરણની તીવ્રતામંદતાનું તારતમ્ય આંતરિક સામગ્રીની વિવિધતા છે. એ સામગ્રીવૈચિત્ર્યને લીધે એક જ આત્મા ભિન્નભિન્ન સમયમાં ભિન્નભિન્ન પ્રકારની બોધક્રિયા કરે છે અને અનેક આત્મા એક જ સમયમાં ભિન્નભિન્ન બોધ કરે છે. આ બોધની વિવિધતા અનુભવસિદ્ધ છે, એને સંક્ષેપમાં વર્ગીકરણ દ્વારા બતાવવી એ જ આ સૂત્રનો ઉદ્દેશ છે. ઉપયોગરાશિના સામાન્યરૂપથી બે વિભાગ કરવામાં આવે છે: એક સાકાર અને બીજો નિરાકાર. વિશેષરૂપથી સાકારઉપયોગના આઠ અને નિરાકારઉપયોગના ચાર વિભાગ કરવામાં આવે છે. આ રીતે ઉપયોગના કુલ બાર ભેદ થાય છે.

સાકારના આઠ ભેદ આ પ્રમાણે છે. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મન:પર્યાયજ્ઞાન, કેવળજ્ઞાન, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાન.

નિરાકારઉપયોગના ચાર ભેદ આ પ્રમાણે છે: ચક્ષુર્દર્શન, અચક્ષુર્દર્શન, અવધિદર્શન અને કેવળદર્શન.

પ્ર૦—સાકાર અને નિરાકારનો શો અર્થ છે?

ઉ૦—જે બોધ ગ્રાહ્ય વસ્તુને વિશેષરૂપે જાણે તે 'સાકારઉપયોગ.' અને જે બોધ ગ્રાહ્ય વસ્તુને સામાન્યરૂપે જાણે તે 'નિરાકારઉપયોગ.' સાકારને 'જ્ઞાન' અથવા સવિકલ્પક બોધ કહે છે અને નિરાકારને 'દર્શન' અથવા નિર્વિકલ્પક બોધ કહે છે.

પ્ર૦—ઉપરના બાર ભેદોમાંથી કેટલા ભેદ પૂર્ણ વિકસિત ચેતનાશક્તિનુ કાર્ય છે અને કેટલા અપૂર્ણ વિકસિત ચેતનાશક્તિનું કાર્ય છે?

ઉ૦—કેવળજ્ઞાન અને કેવળદર્શન એ બન્ને પૂર્ણ વિકસિત ચેતનાના વ્યાપાર છે અને બાકીના બધા અપૂર્ણ વિકસિત ચેતનાના વ્યાપાર છે.

પ્ર૦—વિકાસની અપૂર્ણતા વખતે અપૂર્ણતાની વિવિધતાને લીધે ઉપયોગના ભેદ સંભવે છે; પરંતુ વિકાસની પૂર્ણતા વખતે ઉપયોગમાં ભેદ કેવી રીતે સંભવે ?

ઉ૦—વિકાસની પૂર્ણતાને સમયે પણ કેવળજ્ઞાન અને કેવળદર્શન રૂપથી જે ઉપયોગના ભેદો મનાયા છે, તેનું કારણ ફક્ત ગ્રાહ્ય વિષયની દ્વિરૂપતા છે; અર્થાત્ પ્રત્યેક વિષય સામાન્ય અને વિશેષ રૂપે ઉભયસ્વભાવ છે એથી એને જાણતો ચેતનાજન્ય વ્યાપાર પણ જ્ઞાનદર્શનરૂપથી બે પ્રકારનો થાય છે

પ્ર૦—સાકારના આઠ ભેદોમા જ્ઞાન અને અજ્ઞાનમાં શો તફાવત છે ?

ઉ૦—બીજો કાંઈ જ નહિ, ફક્ત સમ્યક્ત્વના સહભાવ કે અસહભાવનો તફાવત છે.

પ્ર૦—તો પછી બાકીનાં બે જ્ઞાનનાં પ્રતિપક્ષી અજ્ઞાન અને દર્શનનાં પ્રતિપક્ષી અદર્શન કેમ નહિ ?

ઉ૦—મનઃપર્યાય અને કેવળ એ બે જ્ઞાન સમ્યક્ત્વ વિના થઈ જ શકતા નથી; આથી એમના પ્રતિપક્ષીનો સંભવ નથી. દર્શનોમાં કેવળદર્શન સમ્યક્ત્વ સિવાય થતું નથી; પરંતુ બાકીનાં ત્રણ દર્શનો સમ્યક્ત્વનો અભાવ હોય તોપણ થાય છે, છતાં એમનાં પ્રતિપક્ષી ત્રણ અદર્શન ન કહેવાનું કારણ એ છે કે, દર્શન એ માત્ર સામાન્યનો બોધ છે, એથી

સમ્યક્ત્વી અને મિથ્યાત્વીનાં દર્શનો વચ્ચે કાંઈ પણ ભેદ વ્યવહારમાં બતાવી શકાતો નથી.

પ્ર૦—ઉપરના બાર ભેદોની વ્યાખ્યા શી છે?

ઉ૦—જ્ઞાનના આઠ ભેદોનુ સ્વરૂપ પહેલાં[1] જ બતાવ્યું છે. દર્શનના ચાર ભેદોનુ સ્વરૂપ આ પ્રમાણે છે: ૧. જે સામાન્ય બોધ નેત્રજન્ય હોય તે 'ચક્ષુર્દર્શન,' ૨. નેત્ર સિવાય બીજી કોઈ પણ ઇંદ્રિય અથવા મનથી થતો સામાન્ય બોધ તે 'અચક્ષુર્દર્શન,' ૩. અવધિલબ્ધિથી મૂર્ત પદાર્થોનો સામાન્ય બોધ તે 'અવધિદર્શન' અને ૪. કેવળલબ્ધિથી થતો સમસ્ત પદાર્થોનો સામાન્ય બોધ તે 'કેવળદર્શન' કહેવાય છે. [૯]

હવે જીવરાશિના વિભાગ કહે છે:

**संसारिणो मुक्ताश्च । १० ।**

**સંસારી અને મુક્ત એવા બે વિભાગ છે.**

જીવ અનંત છે. ચૈતન્યરૂપે તે બધા સમાન છે. અહીંયાં એમના બે વિભાગ કરવામાં આવ્યા છે તે અમુક વિશેષની અપેક્ષાએ; અર્થાત્ એક સંસારરૂપ પર્યાયવાળા અને બીજા સંસારરૂપ પર્યાયવિનાના. પહેલા પ્રકારના જીવો સંસારી અને બીજા પ્રકારના મુક્ત કહેવાય છે.

પ્ર૦—'સંસાર' શી વસ્તુ છે?

ઉ૦—દ્રવ્યબંધ અને ભાવબંધ એ જ સંસાર છે. કર્મદલનો વિશિષ્ટ સંબંધ 'દ્રવ્યબંધ' છે અને રાગદ્વેષ આદિ વાસનાઓનો સંબંધ 'ભાવબંધ' છે. [૧૦]

---

૧. જુઓ અધ્યાય ૧, સૂ૦ ૯ થી ૩૩.

હવે સંસારી જીવના ભેદપ્રભેદ કહે છે:

**समनस्काऽमनस्काः । ११ ।**

**संसारिणस्त्रसाः स्थावराः । १२ ।**

**पृथिव्यऽम्बुवनस्पतयः स्थावराः । १३ ।**

**तेजोवायू द्वीन्द्रियादयश्च त्रसाः । १४ ।**

મનયુક્ત અને મનરહિત એવા સંસારી જીવ હોય છે.

તેવી જ રીતે તે ત્રસ અને સ્થાવર છે.

પૃથ્વીકાય, જલકાય અને વનસ્પતિકાય એ ત્રણ સ્થાવર છે.

તેજ:કાય, વાયુકાય અને દ્વીન્દ્રિય આદિ ત્રસ છે.

સંસારી જીવો પણ અનંત છે. સંક્ષેપમાં એમના બે વિભાગ કર્યા છે; અને તે પણ બે રીતે. પહેલો વિભાગ મનના સંબંધ અને અસંબંધને લઈને છે; અર્થાત્ મનવાળા અને મનવિનાના એવા બે વિભાગ કર્યા છે, જેમાં સકળ સંસારીઓનો સમાવેશ થઈ જાય છે. બીજો વિભાગ ત્રસત્વ અને સ્થાવરત્વના આધાર ઉપર કર્યો છે, અર્થાત્ એક ત્રસ અને બીજા સ્થાવર. આ વિભાગમાં પણ બધા સંસારીઓનો સમાવેશ થઈ જાય છે.

પ્ર૦—'મન' કોને કહે છે?

ઉ૦—જેનાથી વિચાર કરી શકાય એવી આત્માની શક્તિ તે મન છે અને એ શક્તિ વડે વિચાર કરવામાં સહાયક

થનાર એક પ્રકારનાં સૂક્ષ્મ પરમાણુઓ પણ મન કહેવાય છે. પહેલું ભાવમન અને બીજું દ્રવ્યમન કહેવાય છે.

પ્ર૦—ત્રસત્વ અને સ્થાવરત્વનો અર્થ શો?

ઉ૦—ઉદ્દેશપૂર્વક એક સ્થાનથી બીજા સ્થાન ઉપર જવાની અથવા હાલવાચાલવાની શક્તિ એ ત્રસત્વ અને એવી શક્તિ ન હોવી તે સ્થાવરત્વ.

પ્ર૦—જે જીવ મનરહિત ગણાયા છે તેમને શું દ્રવ્ય કે ભાવ કોઈ પ્રકારનું મન નથી હોતુ?

ઉ૦—ફક્ત ભાવમન હોય છે.

પ્ર૦—ત્યારે તો બધા જ મનવાળા થયા, પછી મનવાળા અને મનરહિત એવો વિભાગ કઈ રીતે?

ઉ૦—દ્રવ્યમનની અપેક્ષાએ. અર્થાત્ જેમ બહુ ઘરડો માણસ પગ અને ચાલવાની શક્તિ હોવા છતાં પણ લાકડીના ટેકા સિવાય ચાલી શકતો નથી, એ રીતે ભાવમન હોવા છતાં પણ જીવ, દ્રવ્યમન સિવાય સ્પષ્ટ વિચાર કરી શકતો નથી. એ કારણથી દ્રવ્યમનની પ્રધાનતા માની એના ભાવ અને અભાવની અપેક્ષાએ મનવાળા અને મનરહિત એવો વિભાગ કર્યો છે.

પ્ર૦—બીજો વિભાગ કરવાનો શું એવો તો અર્થ નથી કે બધા ત્રસ સમનસ્ક અને બધા સ્થાવર અમનસ્ક છે?

ઉ૦—નહિ. ત્રસમાં પણ કેટલાક સમનસ્ક હોય છે, પણ બધા નહિ, જ્યારે સ્થાવર તો બધા અમનસ્ક જ હોય છે.

સ્થાવરના પૃથ્વીકાય, જલકાય અને વનસ્પતિકાય એવા ત્રણ ભેદ છે અને ત્રસના તેજ:કાય અને વાયુકાય એવા

બે ભેદ તથા દ્વીંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય અને પંચેંદ્રિય એવા પણ ચાર ભેદો છે.

પ્ર૦—ત્રસ અને સ્થાવરનો અર્થ શો છે?

ઉ૦—જેને ત્રસનામ કર્મનો ઉદય થયો હોય અર્થાત્ જે ત્રાસ પામવાથી ગતિ કરી શકે તે 'ત્રસ', અને જેને સ્થાવરનામ કર્મનો ઉદય થયો હોય અર્થાત્ ત્રાસ પામવા છતાં જે ગતિ ન જ કરી શકે તે 'સ્થાવર'.

પ્ર૦—ત્રસનામ કર્મના ઉદયની અને સ્થાવરનામ કર્મના ઉદયની પિછાન શી રીતે થાય?

ઉ૦—દુઃખને છોડી દેવાની અને સુખને મેળવવાની પ્રવૃત્તિ જ્યાં સ્પષ્ટ દેખાય, ત્યાં ત્રસનામ કર્મનો ઉદય સમજવો અને જ્યાં એ ન દેખાય ત્યા સ્થાવરનામ કર્મનો ઉદય સમજવો.

પ્ર૦—શું દ્વીંદ્રિયાદિની માફક તેજઃકાયિક અને વાયુકાયિક જીવે પણ ઉપરની પ્રવૃત્તિ કરતા સ્પષ્ટ દેખાય છે કે જેનાથી એમને ત્રસ મનાય?

ઉ૦—નહિ.

પ્ર૦—તો પછી પૃથ્વીકાયિક આદિની માફક એમને સ્થાવર કેમ ન કહ્યા?

ઉ૦—ઉક્ત લક્ષણ પ્રમાણે તે ખરી રીતે સ્થાવર જ છે. અહીંયાં દ્વીંદ્રિયાદિની સાથે ફક્ત ગતિનું સાદૃશ્ય જોઈ એમને ત્રસ કહ્યા છે. અર્થાત્ ત્રસ બે પ્રકારના છે: 'લબ્ધિત્રસ' અને 'ગતિત્રસ.' જેમને ત્રસનામ કર્મનો ઉદય થયો છે તે લબ્ધિત્રસ કહેવાય છે. એ જ મુખ્ય ત્રસ છે. જેમ કે, દ્વીંદ્રિયથી લઈને પંચેંદ્રિય સુધીના જીવો. સ્થાવરનામ

કર્મનો ઉદય હોવા છતાં પણ ત્રસના સરખી ગતિ હોવાથી ત્રસ કહેવાય છે તે ગતિત્રસ. એ કેવળ ઉપચારથી જ ત્રસ કહેવાય છે. જેમ કે, તેજઃકાયિક અને વાયુકાયિક. [૧૧–૧૪]

હવે ઇંદ્રિયોની સંખ્યા, એમના ભેદપ્રભેદ અને નામ કહે છે:

**पञ्चेन्द्रियाणि । १५ ।**

**द्विविधानि । १६ ।**

**निर्वृत्त्युपकरणे द्रव्येन्द्रियम् । १७ ।**

**लब्ध्युपयोगौ भावेन्द्रियम् । १८ ।**

**उपयोगः स्पर्शादिषु । १९ ।**

**स्पर्शनरसनघ्राणचक्षुःश्रोत्राणि । २० ।**

ઇંદ્રિયો પાંચ છે.

તે પ્રત્યેક બબ્બે પ્રકારની છે.

દ્રવ્યેંદ્રિય, નિર્વૃત્તિ અને ઉપકરણ રૂપ છે.

ભાવેંદ્રિય, લબ્ધિ અને ઉપયોગ રૂપ છે.

ઉપયોગ સ્પર્શાદિ વિષયોમાં થાય છે.

સ્પર્શન, રસન, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર એ ઇંદ્રિયોનાં નામ છે.

અહીંયાં ઇંદ્રિયોની સંખ્યા બતાવવાનો ઉદ્દેશ એ છે કે ઇંદ્રિયો ઉપરથી સંસારી જીવોના વિભાગ કરવા હોય તો માલૂમ પડી શકે કે તેમના કેટલા વિભાગ થાય. ઇંદ્રિયો પાંચ છે. બધા સંસારીઓને પાંચે ઇંદ્રિયો હોતી નથી. કેટલાકને એક, કેટલાકને બે, એ રીતે એક એક વધતાં વધતાં કેટલાકને પાંચ સુધી હોય છે. જેને એક ઇંદ્રિય હોય છે તે એકેંદ્રિય,

જેને બે ઇંદ્રિયો હોય છે તે દ્વીંદ્રિય આ રીતે ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય, અને પંચેંદ્રિય એવા પાંચ ભેદ સંસારી જીવના થાય છે.

પ્ર૦—ઇંદ્રિય એટલે શું ?

ઉ૦—જેનાથી જ્ઞાનનો લાભ થઈ શકે તે इन्द्रिय.

પ્ર૦—શું પાચથી અધિક ઇંદ્રિયો નથી હોતી ?

ઉ૦—નહિ. જ્ઞાનેંદ્રિયો પાંચ જ હોય છે. જો કે સાંખ્ય આદિ શાસ્ત્રોમાં વાક્, પાણિ, પાદ, પાયુ (ગુદા) અને ઉપસ્થ (લિંગ–જનનેંદ્રિય)ને પણ ઇંદ્રિયો કહી છે, પરંતુ તે 'કર્મેન્દ્રિયો છે. અહીંયા ફક્ત જ્ઞાનેંદ્રિયોને જ બતાવી છે, કે જે પાંચથી અધિક નથી.

પ્ર૦—જ્ઞાનેદ્રિય અને કર્મેંદ્રિયનો અર્થ શો ?

ઉ૦—જેનાથી મુખ્યતયા જીવનયાત્રાને ઉપયોગી જ્ઞાન થઈ શકે તે 'જ્ઞાનેંદ્રિય', અને જેનાથી જીવનયાત્રાને ઉપયોગી આહાર, વિહાર, નિહાર આદિ ક્રિયાઓ થઈ શકે તે 'કર્મેંદ્રિય.'

પાંચે ઇંદ્રિયોના દ્રવ્ય અને ભાવ રૂપે બબ્બે ભેદ થાય છે. પુદ્ગલમય જડ ઇંદ્રિય 'દ્રવ્યેદ્રિય' છે, અને આત્મિક પરિણામરૂપ ઇંદ્રિય 'ભાવેદ્રિય' છે.

દ્રવ્યેદ્રિય 'નિર્વૃત્તિ' અને 'ઉપકરણ' રૂપથી બે પ્રકારની છે. શરીર ઉપર દેખાતી ઇંદ્રિયોની આકૃતિઓ જે પુદ્ગલ-સ્કંધોની વિશિષ્ટ રચનાઓ છે, તે 'નિર્વૃત્તિઇંદ્રિય'; અને નિર્વૃત્તિઇંદ્રિયની બહાર અને અંદરની પૌદ્ગલિક શક્તિ કે જેના વિના નિર્વૃત્તિઇંદ્રિય જ્ઞાન પેદા કરવાને અસમર્થ છે, તે 'ઉપકરણેંદ્રિય' છે.

ભાવેંદ્રિય પણ ‘લબ્ધિ’ અને ‘ઉપયોગ’ રૂપે બે પ્રકારની છે. મતિજ્ઞાનાવરણીય કર્મ આદિનો ક્ષયોપશમ જે એક પ્રકારનો આત્મિક પરિણામ છે, તે ‘લબ્ધિઇંદ્રિય’ છે. અને લબ્ધિ, નિર્વૃત્તિ તથા ઉપકરણ એ ત્રણેના મળવાથી જે રૂપ આદિ વિષયોનો સામાન્ય અને વિશેષ બોધ થાય છે તે ‘ઉપયોગઇંદ્રિય, છે. ઉપયોગઇંદ્રિય, મતિજ્ઞાન તથા ચક્ષુ, અચક્ષુ દર્શન આદિ રૂપ છે.

મતિજ્ઞાનરૂપ ઉપયોગ જેને ભાવેંદ્રિય કહેલ છે તે અરૂપી–અમૂર્ત–પદાર્થને જાણી શકતો નથી; રૂપી પદાર્થોને જાણે છે ખરો, પરન્તુ એના બધા ગુણપર્યાયોને જાણી શકતો નથી; ફક્ત સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દ પર્યાયોને જ જાણી શકે છે.

પ્ર૦—પ્રત્યેક ઇંદ્રિયના દ્રવ્ય તથા ભાવ રૂપથી બબ્બે અને દ્રવ્યના તથા ભાવના પણ અનુક્રમે નિર્વૃત્તિ અને ઉપકરણ રૂપ તથા લબ્ધિ અને ઉપયોગ રૂપ બે બે ભેદ બતાવ્યા છે. તો હવે એ કહો કે એમનો પ્રાપ્તિક્રમ કેવો છે?

ઉ૦—લબ્ધિઇંદ્રિય હોય ત્યારે જ નિર્વૃત્તિનો સંભવ છે. નિર્વૃત્તિ વિના ઉપકરણઇંદ્રિય હોતી નથી, અર્થાત્ લબ્ધિ પ્રાપ્ત થયે છતે જ નિર્વૃત્તિ, ઉપકરણ અને ઉપયોગ હોઈ શકે છે. એ જ રીતે નિર્વૃત્તિ પ્રાપ્ત થયે છતે જ ઉપકરણ અને ઉપયોગ તથા ઉપકરણ પ્રાપ્ત થયે છતે જ ઉપયોગનો સંભવ છે. સારાંશ એ છે કે, પૂર્વપૂર્વ ઇંદ્રિયો પ્રાપ્ત થયે છતે જ ઉત્તર-ઉત્તર ઇંદ્રિયો પ્રાપ્ત થવાનો સંભવ છે. પરન્તુ એવો નિયમ નથી કે ઉત્તરઉત્તર ઇંદ્રિયોની પ્રાપ્તિ થયે છતે જ પૂર્વપૂર્વ ઇંદ્રિયો પ્રાપ્ત થાય.

ઇંદ્રિયોનાં નામ[1]: ૧. સ્પર્શનેંદ્રિય – ત્વચા, ૨. રસનેંદ્રિય – જીભ, ૩. ઘ્રાણેંદ્રિય – નાક, ૪. ચક્ષુરિંદ્રિય – આંખ, ૫. શ્રોત્રેંદ્રિય – કાન આ પાંચે લબ્ધિ, નિર્વૃત્તિ, ઉપકરણ અને ઉપયોગ રૂપ ચાર ચાર પ્રકારની છે અર્થાત્ આ ચાર ચાર પ્રકારોની સમષ્ટિ એ જ સ્પર્શનાદિ એક એક પૂર્ણ ઇંદ્રિય છે. એ સમષ્ટિમાં જેટલી ન્યૂનતા તેટલી જ ઇંદ્રિયની અપૂર્ણતા.

પ્ર૦—ઉપયોગ તો જ્ઞાનવિશેષ છે અને તે ઇંદ્રિયોનું ફળ છે. એને ઇંદ્રિય કેવી રીતે કહી ?

ઉ૦—જો કે વાસ્તવિક રીતે ઉપયોગ એ લબ્ધિ, નિર્વૃત્તિ અને ઉપકરણ એ ત્રણની સમષ્ટિનું કાર્ય છે, પરતુ અહીંયાં ઉપચારથી અર્થાત્ કાર્યમા કારણનો આરોપ કરી એને પણ ઇંદ્રિય કહી છે. [૧૫-૨૦]

હવે ઇંદ્રિયોનાં જ્ઞેયો — વિષયો કહે છે·

**स्पर्शरसगन्धवर्णशब्दास्तेषामर्थाः । २१ ।**

**श्रुतमनिन्द्रियस्य । २२ ।**

**સ્પર્શ, રસ, ગંધ, વર્ણ (રૂપ) અને શબ્દ એ પાંચ ક્રમથી એમના અર્થાત્ પૂર્વોક્ત પાંચ ઇંદ્રિયોના અર્થ — જ્ઞેય છે.**

**અનિંદ્રિય – મન – નો વિષય શ્રુત છે.**

જગતના બધા પદાર્થો એકસરખા નથી. કેટલાક મૂર્ત છે અને કેટલાક અમૂર્ત. જેમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ આદિ હોય તે મૂર્ત. મૂર્ત પદાર્થ જ ઇંદ્રિયોથી જાણી શકાય

---

૧. આના વિશેષ વિચાર માટે જુઓ હિંદી 'કર્મગ્રંથ' ચોથો, પૃ૦ ૩૬ ઇંદ્રિયશબ્દવિષયક પરિશિષ્ટ.

છે, અમૂર્ત નહિ. પાંચે ઇન્દ્રિયોના વિષયો જે જુદા જુદા બતાવ્યા છે, તે એકબીજાથી સર્વથા ભિન્ન અને મૂળ તત્ત્વ–દ્રવ્યરૂપ નહિ, પણ એક જ દ્રવ્યના ભિન્ન ભિન્ન અંશો–પર્યાયો છે; અર્થાત્ પાંચે ઇન્દ્રિયો એક જ દ્રવ્યની પરસ્પર ભિન્ન ભિન્ન અવસ્થાઓને જાણવામાં પ્રવૃત્ત થાય છે. એથી જ આ સૂત્રમાં પાંચ ઇન્દ્રિયોના જે પાંચ વિષયો બતાવ્યા છે, તે સ્વતંત્ર અલગ અલગ વસ્તુ ન સમજતાં એક જ મૂર્ત–પૌદ્ગલિક દ્રવ્યના અંશ સમજવા જોઈએ. જેમ કે, એક લાડુ છે, એને ભિન્ન ભિન્ન પ્રકારે પાંચે ઇન્દ્રિયો જાણી શકે છે. આંગળી સ્પર્શ કરી એનો શીતઉષ્ણાદિ સ્પર્શ બતાવી શકે છે; જીભ ચાખીને એનો ખાટો, મીઠો આદિ રસ બતાવે છે, નાક સૂંઘીને એની સુગંધ અથવા દુર્ગંધ બતાવે છે; આંખ જોઈને એનો લાલ, સફેદ આદિ રંગ બતાવે છે; કાન એ લાડુને ખાતાં ઉત્પન્ન થતો અવાજ બતાવે છે. એમ પણ નથી કે એ એક જ લાડુમાં સ્પર્શ, રસ, ગંધ આદિ ઉક્ત પાંચે વિષયોનું સ્થાન અલગ અલગ હોય, કિન્તુ તે બધા એના બધા ભાગોમાં એક સાથે રહે છે; કેમ કે તે બધા એક જ દ્રવ્યના અવિભાજ્ય પર્યાય છે. એમનો વિભાગ ફક્ત બુદ્ધિ દ્વારા કરી શકાય છે, જે ઇન્દ્રિયોથી થાય છે. ઇન્દ્રિયોની શક્તિ જુદી જુદી છે. તે ગમે તેટલી પટુ હોય તોપણ પોતાના ગ્રાહ્ય વિષય સિવાય અન્ય વિષયોને જાણવામાં સમર્થ થતી નથી. આ કારણથી પાંચે ઇન્દ્રિયોના પાંચે વિષય અસંકીર્ણ–પૃથક્ પૃથક્ છે.

પ્ર૦—સ્પર્શ આદિ પાંચે વિષયો સહચરિત છે તો પછી એમ કેમ કે કોઈ કોઈ વસ્તુમાં એ પાચેની ઉપલબ્ધિ ન હોઈ

ફક્ત એક અથવા બેની જ હોય છે? જે[illegible] સૂ[illegible]ાદિની, પ્રભાનું રૂપ માલૂમ પડે છે પરંતુ સ્પર્શ, રસ, ગંધ આદિ નહિ; એ રીતે પુષ્પાદિથી અમિશ્રિત વાયુનો સ્પર્શ માલૂમ પડતો હોવા છતાં પણ રસ, ગંધ આદિ માલૂમ પડતાં નથી.

ઉ૦—પ્રત્યેક ભૌતિક દ્રવ્યમાં સ્પર્શ આદિ ઉપરના બધા પર્યાયો હોય છે, પરંતુ જો પર્યાય ઉત્કટ હોય તો તે ઇંદ્રિયગ્રાહ્ય થાય છે. કેટલાકમાં સ્પર્શ આદિ પાંચે પર્યાય ઉત્કટ રીતે અભિવ્યક્ત થાય છે અને કેટલાકમાં એક, બે. બાકીના પર્યાયો અનુત્કટ અવસ્થામાં હોવાથી ઇંદ્રિયોથી જાણી શકાતા નથી; પરંતુ તેમાં હોય છે અવશ્ય. ઇંદ્રિયોની પટુતા-ગ્રહણશક્તિ-પણ બધી જાતનાં પ્રાણીઓની એક-સરખી હોતી નથી. એક જાતનાં પ્રાણીઓમાં પણ ઇંદ્રિયોની પટુતા વિવિધ પ્રકારની દેખાય છે. આથી સ્પર્શ આદિની ઉત્કટતા-અનુત્કટતાનો વિચાર ઇંદ્રિયની પટુતાના તરતમભાવ ઉપર નિર્ભર છે.

ઉપરની પાંચ ઇંદ્રિયો ઉપરાંત એક બીજી પણ ઇંદ્રિય છે, જેને મન કહે છે. મન એ જ્ઞાનનું સાધન છે. પરંતુ સ્પર્શન આદિની માફક બાહ્ય સાધન ન હોઈ એ આંતરિક સાધન છે; એથી તેને અંતઃકરણ પણ કહે છે. મનનો વિષય બાહ્ય ઇંદ્રિયોની માફક પરિમિત નથી. બાહ્ય ઇંદ્રિયો ફક્ત મૂર્ત પદાર્થોને ગ્રહણ કરે છે, અને તે પણ અંશરૂપે મન મૂર્ત, અમૂર્ત, બધા પદાર્થોનુ તેમનાં અનેકરૂપો સાથે ગ્રહણ કરે છે. મનનું કાર્ય વિચાર કરવાનું છે. ઇંદ્રિયો દ્વારા ગ્રહણ કરાયેલા અને નહિ કરાયેલા વિષયોમાં વિકાસ-યોગ્યતા પ્રમાણે તે વિચાર કરી શકે છે. આ વિચાર એ જ શ્રુત છે. એથી

જ એમ કહેવામાં આવ્યુ છે કે અનિંદ્રિયનો વિષય શ્રુત છે; અર્થાત્ મૂર્ત, અમૂર્ત બધાં તત્ત્વોનુ સ્વરૂપ મનનું પ્રવૃત્તિ-ક્ષેત્ર છે.

પ્ર૦—જેને શ્રુત કહે છે તે જો મનનુ કાર્ય હોય અને તે એક પ્રકારનુ સ્પષ્ટ તથા વિશેષગ્રાહી જ્ઞાન હોય તો પછી શુ મનથી મતિજ્ઞાન ન થાય ?

ઉ૦—થાય; પરતુ મનની દ્વારા પહેલવહેલું જે સામાન્યરૂપે વસ્તુનું ગ્રહણ થાય છે અને જેમાં શબ્દાર્થસંબંધ, પૌર્વાપર્ય – આગળપાછળનુ અનુસંધાન – અને વિકલ્પરૂપ વિશેષતા ન હોય તે 'મતિજ્ઞાન' છે. એની પછી થનારી ઉક્ત વિશેષતાવાળી વિચારધારા તે 'શ્રુતજ્ઞાન' છે. તાત્પર્ય કે મનોજન્ય જ્ઞાનવ્યાપારની ધારામાં પ્રાથમિક અલ્પ અંશ 'મતિજ્ઞાન' છે, અને પછીનો અધિક અંશ 'શ્રુતજ્ઞાન' છે. સારાંશ એ છે કે સ્પર્શન આદિ પાંચ ઇંદ્રિયોથી ફક્ત મતિજ્ઞાન થાય છે, પરંતુ મનથી મતિ અને શ્રુત બંને થાય છે. એમાં પણ મતિ કરતાં શ્રુત જ પ્રધાન છે, એથી અહીંયાં મનનો વિષય શ્રુત કહ્યો છે.

પ્ર૦—મનને અનિંદ્રિય કેમ કહ્યું છે ?

ઉ૦—જો કે તે પણ જ્ઞાનનું સાધન હોવાથી ઇંદ્રિય છે જ; પરંતુ રૂપ આદિ વિષયોમાં પ્રવૃત્ત થવા માટે તેને નેત્ર આદિ ઇંદ્રિયોનો આશ્રય લેવો પડે છે. આ પરાધીનતાના કારણે એને અનિંદ્રિય અથવા નોઇંદ્રિય – ઇષદ્ઇંદ્રિય જેવુ કહ્યું છે.

પ્ર૦—શું મન પણ નેત્ર આદિની માફક શરીરના કોઈ ખાસ સ્થાનમાં જ રહે છે કે સર્વત્ર ?

ઉ૦—તે શરીરની અંદર સર્વત્ર[1] વર્તમાન છે, કોઈ ખાસ સ્થાનમાં નથી, કેમ કે શરીરનાં ભિન્ન ભિન્ન સ્થાનોમાં વર્તમાન ઇંદ્રિયો દ્વારા ગ્રહણ કરેલા બધા વિષયોમાં મનની ગતિ થાય છે, જે તેને આખા દેહમાં માન્યા સિવાય ઘટી શકતી નથી; એથી એમ કહ્યું છે કે, 'यत्र पवनस्तत्र मन.।' [ ૨૧-૨૨ ]

હવે ઇંદ્રિયોના સ્વામી કહે છે :

**वाय्वन्तानामेकम् । २३ ।**
**कृमिपिपीलिकाभ्रमरमनुष्यादीनामेकैकवृद्धानि । २४ ।**
**संज्ञिनः समनस्काः । २५ ।**

**વાયુકાય સુધીના જીવોને એક ઇંદ્રિય હોય છે.**

**કૃમિ – કરમિયાં, પિપીલિકા – કીડી, ભ્રમર અને મનુષ્ય વગેરેને ક્રમે ક્રમે એક એક ઇંદ્રિય અધિક હોય છે.**

**સંજ્ઞી મનવાળાં હોય છે.**

તેરમા અને ચૌદમા સૂત્રમા સંસારી જીવોના સ્થાવર અને ત્રસ એવા બે વિભાગ બતાવ્યા છે, એમાં નવ નિકાય-જાતિઓ છે. જેમ કે, પૃથ્વીકાય, જલકાય, વનસ્પતિકાય, તેજઃકાય અને વાયુકાય એ પાંચ તથા દ્વીદ્રિયાદિ ચાર. એમાથી વાયુકાય સુધીના પાચ નિકાયોને ફક્ત એક ઇંદ્રિય હોય છે. અને તે પણ સ્પર્શનઇંદ્રિય.

---

૧. આ શ્વેતાંબર પરંપરાનો મત છે; દિગંબર પરંપરા પ્રમાણે દ્રવ્યમનનું સ્થાન સંપૂર્ણ શરીર નથી, કિન્તુ ફક્ત હૃદય છે.

કૃમિ, જળો, આદિને બે ઇંદ્રિયો હોય છે: એક સ્પર્શન અને બીજી રસન. કીડી, કંથવા, માંકડ આદિને ઉક્ત બે અને ઘ્રાણ એ ત્રણ ઇંદ્રિયો હોય છે. ભમરા, માખી, વીંછી, મચ્છર આદિને ઉક્ત ત્રણ તથા આંખ એ ચાર ઇંદ્રિયો હોય છે. મનુષ્ય, પશુ, પક્ષી, દેવ તથા નારકને ઉપરની ચાર અને કાન એ પાંચ ઇંદ્રિયો હોય છે.

પ્ર૦—શું આ સંખ્યા દ્રવ્યઇંદ્રિયની, ભાવઇંદ્રિયની કે ઉભયઇંદ્રિયની સમજવી?

ઉ૦—ઉપરની સંખ્યા ફક્ત દ્રવ્યઇંદ્રિયની સમજવી જોઈએ. કેટલાકમાં દ્રવ્યેન્દ્રિય ઓછી હોવા છતાં ભાવઇંદ્રિય તો પાંચે હોય છે.

પ્ર૦—તો શું કૃમિ આદિ જંતુઓ ભાવઇંદ્રિયના બળથી જોઈ અથવા સાંભળી શકે?

ઉ૦—નહિ. કેવળ ભાવઇંદ્રિય કામ કરવામાં સમર્થ નથી; એને કામ કરવામાં દ્રવ્યઇંદ્રિયની મદદની જરૂર છે. એથી બધી ભાવઇંદ્રિયો હોવા છતાં કૃમિ તથા કીડી આદિ જંતુઓ નેત્ર તથા કાન રૂપ દ્રવ્યઇંદ્રિય ન હોવાથી જોવા કે સાંભળવાના કામમાં અસમર્થ છે; તોયે તેઓ પોતપોતાની દ્રવ્યઇંદ્રિયની પટુતાના બળથી જીવનયાત્રાનો નિર્વાહ તો કરી જ લે છે.

પૃથ્વીકાયથી ચતુરિંદ્રિય સુધીના આઠ નિકાયોને તો મન હોતું જ નથી. પંચેંદ્રિયને મન હોય છે, પરન્તુ બધાને નહિ. પંચેંદ્રિયના ચાર વર્ગો છે: દેવ, નારક, મનુષ્ય અને તિર્યંચ. આમાંથી પહેલા બે વર્ગોમાં તો બધાને મન હોય છે, અને પાછલા બે વર્ગોમાં તો ફક્ત જેઓ ગર્ભોત્પન્ન હોય

તેઓને જ હોય છે. તાત્પર્ય એ છે કે, મનુષ્ય અને તિર્યંચ ગર્ભોત્પન્ન તથા સંમૂર્છિમ એમ બબ્બે પ્રકારના હોય છે, જેમાં સંમૂર્છિમ* મનુષ્ય અને તિર્યંચને મન હોતું નથી એકંદર જોતાં પંચેંદ્રિયોમાં દેવ, નારક અને ગર્ભજ મનુષ્ય તથા ગર્ભજ તિર્યંચોને જ મન હોય છે .

પ્ર૦—અમુકને મન છે અને અમુકને નથી એ જાણવું શી રીતે ?

ઉ૦—'સંજ્ઞા' હોય અથવા ન હોય એ ઉપરથી તે જાણી શકાય છે.

પ્ર૦—'સંજ્ઞા,' વૃત્તિને કહે છે અને વૃત્તિ તો ન્યૂનાધિક રૂપે કોઈ અને કોઈ પ્રકારની બધામાં દેખાય છે. જેમ કે, કૃમિ, કીડી આદિ જંતુઓમાં પણ આહાર, ભય, આદિની વૃત્તિઓ દેખાય છે. તો પછી એ જીવોમાં મન છે એમ કેમ મનાતું નથી ?

ઉ૦—અહીયાં 'સંજ્ઞા'નો અર્થ સાધારણ વૃત્તિ નથી; પરન્તુ વિશિષ્ટ વૃત્તિ[1] એવો છે. વિશિષ્ટ વૃત્તિ એટલે ગુણ-દોષની વિચારણા કે જેનાથી હિતની પ્રાપ્તિ અને અહિતનો પરિહાર થઈ શકે છે. એ વિશિષ્ટ વૃત્તિને શાસ્ત્રમાં 'સંપ્રધારણ સંજ્ઞા' કહે છે. એ સંજ્ઞા મનનું કાર્ય છે, જે દેવ, નારક, ગર્ભજ મનુષ્ય અને ગર્ભજ તિર્યંચમાં જ સ્પષ્ટરૂપે દેખાય છે. એથી જ તેમને મનવાળા માન્યા છે.

---

* અર્થ માટે જુઓ આગળ અ૦ ૨, સૂત્ર ૩૨

૧. વિશેષ ખુલાસામાટે જુઓ હિંદી 'કર્મગ્રંથ' ચોથો, પૃ. ૩૮, 'સંજ્ઞા' શબ્દનું પરિશિષ્ટ.

પ્ર૦—શું કૃમિ, કીડી આદિ જીવો પોતપોતાના ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટનો ત્યાગ કરવાનો પ્રયત્ન નથી કરતા?

ઉ૦—કરે છે.

પ્ર૦—તો પછી એમનામાં સંપ્રધારણ સંજ્ઞા અને મન કેમ નથી માન્યુ?

ઉ૦—કૃમિ આદિમાં પણ અત્યંત સૂક્ષ્મ[1] મન હોય છે અને તેથી તેઓ ઇષ્ટ તરફ પ્રવૃત્તિ અને અનિષ્ટમાંથી નિવૃત્તિ કરે છે; પરન્તુ તેઓનું તે કાર્ય ફક્ત દેહયાત્રાને જ ઉપયોગી છે, તેથી અધિક નથી. અહીયાં એવા પુષ્ટ મનની વિવક્ષા છે કે નિમિત્ત મળતાં જેનાથી દેહયાત્રા ઉપરાંત બીજો પણ વિચાર કરી શકાય. તાત્પર્ય કે જેનાથી પૂર્વજન્મનું સ્મરણ સુધ્ધાં થઈ શકે એટલી વિચારની યોગ્યતા તે 'સંપ્રધારણ સંજ્ઞા' કહેવાય છે. આ સજ્ઞાવાળા દેવ, નારક, ગર્ભજ મનુષ્ય અને ગર્ભજ તિર્યંચ જ હોય છે; એથી જ એમને અહીયાં સમનસ્ક કહ્યા છે. [૨૩–૨૫]

હવે અંતરાલગતિ સંબંધી વિશેષ માહિતી માટે યોગ વગેરે પાંચ બાબતોનું વર્ણન[2] કરે છે:

**विग्रहगतौ कर्मयोगः ।२६।**

**अनुश्रेणि गतिः ।२७।**

**अविग्रहा जीवस्य ।२८।**

---

૧. જુઓ 'જ્ઞાનબિંદુ પ્રકરણ', (યશોવિજય જૈન ગ્રંથમાળા) પૃ૦ ૧૪૪.

૨. આ વિષયને વધારે સ્પષ્ટતાથી સમજવા માટે જુઓ હિંદી 'કર્મગ્રંથ' ચોથો, પૃ. ૧૪૩, 'અનાહારકશબ્દ' ઉપરનું પરિશિષ્ટ.

**विग्रहवती च संसारिणः प्राक् चतुर्भ्यः ।२९।**

**एकसमयोऽविग्रहः । ३० ।**

**एकं द्वौ वानाहारकः । ३१ ।**

વિગ્રહગતિમાં કર્મયોગ – કાર્મણયોગ જ હોય છે.

ગતિ, શ્રેણિ – સરળ રેખા પ્રમાણે થાય છે.

જીવની – મોક્ષમાં જતા આત્માની – ગતિ વિગ્રહ-રહિત જ હોય છે.

સંસારી આત્માની ગતિ અવિગ્રહ અને સવિગ્રહ હોય છે. વિગ્રહ ચારથી પહેલાં સુધી અર્થાત્ ત્રણ સુધી હોઈ શકે છે.

એક વિગ્રહ એક જ સમયનો હોય છે.

એક અથવા બે સમય સુધી જીવ અનાહારક રહે છે.

પુનર્જન્મ માનતા દરેક દર્શનની સામે અંતરાલગતિ સંબંધી નીચે લખેલા પાંચ પ્રશ્નો ઉપસ્થિત થાય છે.

૧. જન્માંતર માટે અથવા મોક્ષ માટે જ્યારે જીવ ગતિ કરે છે ત્યારે, અર્થાત્ અંતરાલગતિના સમયે, સ્થૂલ શરીર ન હોવાથી જીવ કેવી રીતે પ્રયત્ન કરે છે ?

૨. ગતિશીલ પદાર્થ ગતિ કરે છે તે કયા નિયમથી ?

૩. ગતિક્રિયાના કેટલા પ્રકાર છે અને કયા કયા ? જીવ કઈ કઈ ગતિક્રિયાના અધિકારી છે ?

૪ અંતરાલગતિનું જઘન્ય અથવા ઉત્કૃષ્ટ કાલમાન કેટલું છે ? તે કાલમાન કયા નિયમ ઉપર અવલંબિત છે ?

૫. અંતરાલગતિના સમયે જીવ આહારગ્રહણ કરે છે કે નહિ ? અને જો નથી કરતો તો જઘન્ય અથવા ઉત્કૃષ્ટ કેટલા

સમય સુધી ? અને અનાહારક સ્થિતિનું કાલમાન કયા નિયમ ઉપર અવલંબિત છે ?

આત્માને વ્યાપક માનનારાં દર્શનોને પણ આ પાંચ પ્રશ્નો ઉપર વિચાર કરવો જરૂરનો છે, કેમ કે તેઓને પણ પુનર્જન્મની ઉપપત્તિ માટે છેવટે સૂક્ષ્મશરીરનું ગમન અને અંતરાલગતિ માનવાં પડે છે; પરન્તુ જૈન દર્શનને તો પોતે દેહવ્યાપી આત્મા માનતું હોવાથી ઉપરના પ્રશ્નો ઉપર અવશ્ય વિચાર કરવો પડે છે. તે જ વિચાર અહીંયાં ક્રમશઃ કરવામાં આવ્યો છે. તે આ પ્રમાણે :

યોગ · અંતરાલગતિ બે પ્રકારની છે : ઋજુ અને વક્ર. ઋજુગતિથી સ્થાનાંતરે જતા જીવને નવો પ્રયત્ન કરવો પડતો નથી, કેમ કે જ્યારે તે પૂર્વશરીર છોડે છે ત્યારે તેને તે પૂર્વશરીરજન્ય વેગ મળે છે; તેનાથી તે બીજા પ્રયત્ન સિવાય જ ધનુષથી છૂટેલા બાણની માફક સીધો જ નવા સ્થાન ઉપર પહોંચી જાય છે. બીજી ગતિ વક્ર–વાંકી હોય છે. આ ગતિથી જનાર જીવને નવો પ્રયત્ન કરવો પડે છે, કેમ કે પૂર્વશરીરજન્ય પ્રયત્ન જીવને જ્યાંથી વળવુ પડે છે ત્યાં સુધી જ કામ કરે છે; વળવાનું સ્થાન આવતાં જ પૂર્વદેહજનિત પ્રયત્ન મંદ પડે છે, માટે ત્યાંથી સૂક્ષ્મશરીર કે જે જીવની સાથે એ સમયે પણ હોય છે, તેનાથી પ્રયત્ન થાય છે. એ સૂક્ષ્મશરીરજન્ય પ્રયત્ન જ 'કાર્મણયોગ' કહેવાય છે. એ આશયથી મૂત્રમાં કહ્યું છે કે વિગ્રહગતિમાં કાર્મણયોગ જ છે. સારાંશ એ છે કે વક્રગતિથી જતો જીવ માત્ર પૂર્વશરીરજન્ય પ્રયત્નથી નવા સ્થાને પહોંચી શકતો નથી; એને માટે નવો પ્રયત્ન કાર્મણ–સૂક્ષ્મ–શરીરથી જ સાધ્ય છે, કેમ કે એ સમયે એને

બીજું કોઈ-સ્થૂલ - શરીર હોતુ નથી. સ્થૂલ શરીર ન હોવાથી એ સમયે એને મનોયોગ અને વચનયોગ પણ હોતો નથી. [૨૬]

**ગતિનો નિયમ :** ગતિશીલ પદાર્થ બે જ પ્રકારના છે : જીવ અને પુદ્ગલ. એ બન્નેમાં ગતિક્રિયાની શક્તિ છે. એથી તેઓ નિમિત્ત મળતાં ગતિક્રિયામાં પરિણત થઈ ગતિ કરવા લાગે છે. તેઓ બાહ્ય ઉપાધિથી ભલે વાંકી ગતિ કરે, પરંતુ એઓની સ્વાભાવિક ગતિ તો સીધી જ છે. સીધી ગતિનો અર્થ એ છે કે પહેલાં જે આકાશક્ષેત્રમાં જીવ અથવા પરમાણુ સ્થિત હોય ત્યાંથી ગતિ કરતાં કરતાં તે એ જ આકાશક્ષેત્રની સરળ રેખામાં ઊંચે, નીચે અથવા તીરછો ચાલ્યો જાય છે. આ સ્વાભાવિક ગતિને લઈને સૂત્રમાં કહ્યું છે કે ગતિ અનુશ્રેણિ હોય છે. શ્રેણિનો અર્થ પૂર્વસ્થાન જેટલી-ઓછી કે વધારે નહિ એવી-સરળ રેખા-સમાનાતર સીધી લીટી છે. આ સ્વાભાવિક ગતિના વર્ણનથી સૂચિત થાય છે કે કોઈ પ્રતિઘાતકારક કારણ હોય ત્યારે જીવ અથવા પુદ્ગલ શ્રેણિ-સરળ રેખા-ને છોડીને વક્રરેખાએ પણ ગમન કરે છે. સારાંશ એ છે કે ગતિશીલ પદાર્થોની ગતિક્રિયા પ્રતિઘાતક-અટકાયત કરનાર-નિમિત્ત ન હોય ત્યારે પૂર્વ-સ્થાન પ્રમાણ સરળ રેખાથી થાય છે, અને પ્રતિઘાતક નિમિત્ત હોય ત્યારે વક્રરેખાથી થાય છે. [૨૭]

**ગતિના પ્રકાર :** પહેલાં કહ્યું છે કે ગતિ ઋજુ અને વાંકી બે પ્રકારની છે. ઋજુગતિ એ છે કે જેમાં પૂર્વ સ્થાનથી નવા સ્થાન તરફ જતાં સરળરેખાનો ભંગ ન થાય, અર્થાત્ એક પણ વાંક ન લેવો પડે. વક્રગતિ એ છે કે જેમાં

પૂર્વસ્થાનથી નવા સ્થાન સુધી જતાં સરળરેખાનો ભંગ થાય; અર્થાત્ ઓછામાં ઓછો એક વાંક તો અવશ્ય લેવો પડે. એ પણ ઉપર કહેવામાં આવ્યુ છે કે જીવ અને પુદ્ગલ બન્ને ગતિના અધિકારી છે. અહીંયાં મુખ્ય પ્રશ્ન જીવનો છે. પૂર્વ-શરીર છોડી બીજે સ્થાને જતા જીવો બે પ્રકારના છે: ૧. સ્થૂલ અને સૂક્ષ્મ શરીરને સદાને માટે છોડી સ્થાનાંતર કરનારા જીવો. તેઓ 'મુચ્યમાન' – મોક્ષે જતા – કહેવાય છે. અને ૨. જેઓ પૂર્વ સ્થૂલ શરીરને છોડી નવા સ્થૂલ શરીરને પ્રાપ્ત કરે છે તે જીવો. તેઓ અંતરાલગતિના સમયે સૂક્ષ્મ શરીરથી અવશ્ય વીંટાયેલા હોય છે. એવા જીવો સંસારી કહેવાય છે. મુચ્યમાન જીવ મોક્ષના નિયત સ્થાન ઉપર ઋજુગતિથી જ જાય છે, વક્રગતિથી નહિ; કેમ કે તે પૂર્વસ્થાનની સરળરેખા-વાળા મોક્ષસ્થાનમાં ઉત્પન્ન થાય છે, જરા પણ આઘા પાછા નહિ. પરંતુ સંસારી જીવના ઉત્પત્તિસ્થાન માટે કોઈ નિયમ નથી. કોઈક વાર તો જે નવા સ્થાનમાં એને ઉત્પન્ન થવાનુ છે તે પૂર્વ સ્થાનની બિલકુલ સરળ રેખામાં હોય છે; અને ક્યારેક વક્રરેખામાં પણ. આનું કારણ એ છે કે પુનર્જન્મના નવીન સ્થાનનો આધાર પૂર્વે કરેલાં કર્મ ઉપર છે; અને કર્મ વિવિધ પ્રકારનાં હોય છે, એથી સંસારી જીવ ઋજુ અને વક્ર બન્ને ગતિના અધિકારી છે. સારાંશ એ છે કે, મુક્તિસ્થાનમાં જતા આત્માની જ માત્ર એક સરળગતિ હોય છે, અને પુનર્જન્મને માટે સ્થાનાંતર કરતા જીવોની સરળ તથા વક્ર બન્ને ગતિઓ હોય છે. ઋજુગતિનુ બીજું નામ 'ઇષુગતિ' પણ છે, કેમ કે તે ધનુષના વેગથી પ્રેરાયેલા બાણની ગતિની માફક પૂર્વશરીર-જનિત વેગથી માત્ર સીધી હોય છે. વક્રગતિનાં 'પાણિમુક્તા',

'લાંગલિકા' અને 'ગોમૂત્રિકા' એવાં ત્રણ નામ છે.[૧] જેમાં એક વાર સરળરેખાનો ભંગ થાય તે 'પાણિમુક્તા', જેમાં બે વાર થાય તે 'લાંગલિકા' અને જેમાં ત્રણ વાર થાય તે 'ગોમૂત્રિકા'. જીવની કોઈ પણ એવી વક્રગતિ નથી હોતી કે જેમાં ત્રણથી અધિક વાંક લેવા પડે; કેમ કે જીવનું નવું ઉત્પત્તિ-સ્થાન ગમે તેટલું વિશ્રેણિપતિત – વક્રરેખાસ્થિત – હોય તો પણ તે ત્રણ વાંકમાં તો અવશ્ય જ પ્રાપ્ત થઈ જાય છે. પુદ્ગલની વક્રગતિમાં વાંકની સંખ્યાનો કશોયે નિયમ નથી; એનો આધાર પ્રેરક નિમિત્ત ઉપર છે. [૨૮–૨૯]

૪. गतिनुं कालमान અંતરાલગતિનું કાલમાન જઘન્ય એક સમયનું અને ઉત્કૃષ્ટ ચાર સમયનું છે. જ્યારે ઋજુગતિ હોય ત્યારે એક જ સમય અને જ્યારે વક્રગતિ હોય ત્યારે બે, ત્રણ અથવા ચાર સમય સમજવા. સમયની સંખ્યાની વૃદ્ધિનો આધાર વાંકની સંખ્યાની વૃદ્ધિ ઉપર અવલંબિત છે. જે વક્રગતિમાં એક વાંક હોય એનું કાલમાન બે સમયનું, જેમાં બે હોય તેનું કાલમાન ત્રણ સમયનું અને જેમાં ત્રણ હોય તેનું કાલમાન ચાર સમયનું સમજવું. સારાંશ એ છે કે એક વિગ્રહની ગતિથી ઉત્પત્તિસ્થાનમાં જ્યારે જવાનું હોય છે, ત્યારે પૂર્વસ્થાનથી વાંકવાળા સ્થાન ઉપર પહોંચવા માટે એક સમય, અને વાંકવાળા સ્થાનથી ઉત્પત્તિસ્થાન સુધી જતાં બીજો સમય લાગે છે. આ નિયમ પ્રમાણે બે વિગ્રહની ગતિમાં ત્રણ સમય અને ત્રણ વિગ્રહની ગતિમાં ચાર સમય લાગે છે. અહીંયાં એ પણ જાણી લેવું જોઈએ કે ઋજુ-

૧. આ પાણિમુક્તા આદિ નામો દિગંબરીય ટીકાગ્રંથોમાં પ્રસિદ્ધ છે.

ગતિથી જન્માન્તર કરતા જીવને પૂર્વ શરીર ત્યાગતી વેળાએ જ નવીન આયુષ, અને ગતિકર્મનો ઉદય થઈ જાય છે; અને વક્રગતિવાળા જીવને પ્રથમ વક્ર સ્થાને નવીન આયુ, ગતિ અને આનુપૂર્વી નામકર્મનો યથાસંભવ ઉદય થઈ જાય છે, કારણ કે, પ્રથમ વક્રસ્થાન સુધી જ પૂર્વભવીય આયુ વગેરેનો ઉદય રહે છે. [૩૦]

**अनाहारनुं कालमान :** મુચ્યમાન જીવને માટે તો અંતરાલગતિમાં આહારનો પ્રશ્ન જ નથી; કેમ કે તે સૂક્ષ્મ, સ્થૂલ બધાં શરીરોથી રહિત છે; પરંતુ સંસારી જીવને માટે એ આહારનો પ્રશ્ન છે, કેમ કે એને અંતરાલગતિમાં પણ સૂક્ષ્મ શરીર અવશ્ય હોય છે. આહારનો અર્થ એ છે કે સ્થૂલ શરીરને યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરવાં. એવો આહાર સંસારી જીવોમાં અંતરાલગતિના સમયે હોય છે પણ ખરો અને નથી પણ હોતો. જે ઋજુગતિથી અથવા બે સમયની એક વિગ્રહવાળી ગતિથી જનાર હોય છે, તે અનાહારક નથી હોતા; કેમકે ઋજુગતિવાળા જીવો જે સમયે પૂર્વ શરીર છોડે છે, તે જ સમયે નવું સ્થાન પ્રાપ્ત કરે છે, તેમાં સમયાંતર થતો નથી. એથી એઓનો ઋજુગતિનો સમય ત્યાગ કરેલ પૂર્વભવના શરીર દ્વારા ગ્રહણ કરેલા આહારનો સમય છે, અથવા તો નવીન જન્મસ્થાનના ગ્રહણ કરેલ આહારનો સમય છે. એ જ સ્થિતિ એક વિગ્રહવાળી ગતિની છે; કેમ કે એના બે સમયોમાંથી પહેલો સમય પૂર્વ શરીર દ્વારા ગ્રહણ કરેલા આહારનો છે અને બીજો સમય નવા ઉત્પત્તિસ્થાનમાં પહોંચવાનો છે, જેમાં નવીન શરીરધારણ કરવા માટે આહાર કરવામાં આવે છે. પરંતુ ત્રણ સમયની

બે વિગ્રહવાળી અને ચાર સમયની ત્રણ વિગ્રહવાળી ગતિમાં અનાહારક સ્થિતિ મળી આવે છે; તે એટલા માટે કે એ બંને ગતિઓના ક્રમપૂર્વક ત્રણ અને ચાર સમયોમાંથી પહેલો સમય ત્યક્ત શરીર દ્વારા કરેલા આહારનો અને અંતિમ સમય ઉત્પત્તિસ્થાનમાં લીધેલા આહારનો છે પરંતુ એ પ્રથમ તથા અંતિમ બે સમયોને છોડીને વચલો કાલ આહાર-શૂન્ય હોય છે, એથી જ દ્વિવિગ્રહગતિમા એક સમય અને ત્રિવિગ્રહગતિમાં બે સમય સુધી જીવ અનાહારક માનવામાં આવે છે. એ જ ભાવ પ્રસ્તુત સૂત્રમાં પ્રગટ કર્યો છે. સારાશ એ છે કે, ઋજુગતિ અને એક વિગ્રહગતિમાં આહારક દશા જ રહે છે, અને દ્વિવિગ્રહ તથા ત્રિવિગ્રહગતિમાં પ્રથમ અને ચરમ બે સમયોને છોડીને અનુક્રમે મધ્યવર્તી એક તથા બે સમય પર્યંત અનાહારક દશા રહે છે કોઈ કોઈ સ્થળે ત્રણ સમય પણ અનાહારક દશાના માનવામાં આવે છે, તે પાંચ સમયની ચાર વિગ્રહવાળી ગતિના સંભવની અપેક્ષાએ સમજવું.

પ્ર૦—અંતરાલ ગતિમાં શરીરપોષક આહારરૂપે સ્થૂલ પુદ્ગલોના ગ્રહણનો અભાવ તો સમજાયો, પરન્તુ એ સમયે કર્મપુદ્ગલનુ ગ્રહણ કરાય છે કે નહિ ?

ઉ૦—કરાય છે.

પ્ર૦—કેવી રીતે ?

ઉ૦—અંતરાલગતિમાં પણ સંસારી જીવોને કાર્મણ શરીર અવશ્ય હોય છે, એથી એ શરીરજન્ય આત્મપ્રદેશનું કંપન, જેને કાર્મણયોગ કહે છે, તે પણ અવશ્ય હોય છે જ. જ્યારે યોગ હોય છે ત્યારે કર્મપુદ્ગલનુ ગ્રહણ પણ અનિવાર્ય હોય છે, કેમ કે યોગ જ કર્મવર્ગણાના આકર્ષણનું કારણ છે.

જેમ પાણીની વૃષ્ટિના સમયે ફેંકેલું સંતપ્ત બાણ જલકણોનું ગ્રહણ કરે છે અને તેમને શોષતુ ચાલ્યુ જાય છે, તેવી જ રીતે અંતરાલગતિના સમયે કાર્મણયોગથી ચચલ જીવ પણ કર્મવર્ગણાઓનું ગ્રહણ કરે છે; અને એમને પોતાની સાથે મેળવી લઈને સ્થાનાંતર કરે છે.' [૩૧]

હવે જન્મ અને યોનિના ભેદ તથા એમના સ્વામી વિષે કહે છે :

**संमूर्छनगर्भोपपाता जन्म । ३२ ।**

**सचित्तशीतसंवृताः सेतरा मिश्राश्चैकशस्तद्योनयः । ३३ ।**

**जराय्वण्डपोतजानां गर्भः । ३४ ।**

**नारकदेवानामुपपातः । ३५ ।**

**शेषाणां संमूर्छनम् । ३६ ।**

સંમૂર્છિમ, ગર્ભ અને ઉપપાત ભેદથી ત્રણ પ્રકારના જન્મ છે.

સચિત્ત, શીત, અને સંવૃત એ ત્રણ તથા એ ત્રણના પ્રતિપક્ષભૂત અચિત્ત, ઉષ્ણ અને વિવૃત તથા મિશ્ર અર્થાત્ સચિત્તાચિત્ત, શીતોષ્ણ અને સંવૃત-વિવૃત એમ કુલ નવ એની – જન્મની યોનિઓ છે.

જરાયુજ, અંડજ અને પોતજ પ્રાણીઓને ગર્ભજન્મ હોય છે.

નારકો અને દેવોને ઉપપાતજન્મ હોય છે.

બાકીનાં બધાં પ્રાણીઓને સંમૂર્છિમજન્મ હોય છે.

જન્મભેદ : પૂર્વભવ સમાપ્ત થતાં જ સંસારી જીવ નવો ભવ ધારણ કરે છે, એથી એને જન્મ લેવો પડે છે. પરંતુ

બધાનો જન્મ એક સરખો હોતો નથી એ વાત જ અહીયાં બતાવી છે. પૂર્વભવનુ સ્થૂલ શરીર છોડ્યા પછી અંતરાલ-ગતિથી ફક્ત કાર્મણશરીરની સાથે આવીને નવીન ભવને યોગ્ય સ્થૂલ શરીરને માટે યોગ્ય પુદ્ગલોનું પહેલવહેલાં ગ્રહણ કરવુ એ 'જન્મ' છે. એના સંમૂર્છિમ, ગર્ભ અને ઉપપાત એવા ત્રણ ભેદ છે. સ્ત્રીપુરુષના સબંધ સિવાય જ ઉત્પત્તિ-સ્થાનમા સ્થિત ઔદારિક પુદ્ગલોને પહેલવહેલાં શરીરરૂપમાં પરિણત કરવાં એ 'સંમૂર્છિમજન્મ' છે. ઉત્પત્તિસ્થાનમાં રહેલાં શુક્ર અને શોણિતનાં પુદ્ગલોને પહેલવહેલાં શરીરને માટે ગ્રહણ કરવાં એ 'ગર્ભજન્મ' છે. સ્ત્રીપુરુષના સબંધ સિવાય ઉત્પત્તિસ્થાનમાં રહેલાં વૈક્રિય પુદ્ગલોને પહેલવહેલાં શરીરરૂપમાં પરિણત કરવાં એ 'ઉપપાતજન્મ' છે. [૩૨]

યોનિભેદ જન્મને માટે કોઈ સ્થાન તો જોઈએ જ. જે સ્થાનમાં પહેલવહેલાં સ્થૂલ શરીરને માટે ગ્રહણ કરેલાં પુદ્ગલ, કાર્મણશરીરની સાથે તપેલા લોઢામાં પાણીની જેમ સમાઈ જાય છે, તે સ્થાન 'યોનિ' કહેવાય છે. યોનિના નવ પ્રકાર છે: સચિત્ત, શીત, સંવૃત, અચિત્ત, ઉષ્ણ, વિવૃત, સચિત્તાચિત્ત. શીતોષ્ણ અને સંવૃતવિવૃત. ૧. જે યોનિ જીવપ્રદેશોથી અધિષ્ઠિત–વ્યાપ્ત હોય તે 'સચિત્ત', ૨. જે અધિષ્ઠિત ન હોય તે 'અચિત્ત', ૩. જે કેટલાક ભાગમાં અધિષ્ઠિત હોય અને કેટલાક ભાગમાં ન હોય તે 'મિશ્ર', ૪. જે ઉત્પત્તિસ્થાનમા શીત સ્પર્શ હોય તે 'શીત', ૫. જેમાં ઉષ્ણ સ્પર્શ હોય તે 'ઉષ્ણ' ૬. જેના કેટલાક ભાગમાં શીત તથા કેટલાક ભાગમાં ઉષ્ણ સ્પર્શ હોય તે 'મિશ્ર', ૭. જે ઉત્પત્તિસ્થાન ઢંકાયેલુ અથવા દબાયેલુ હોય તે

'સંવૃત', ૮. જે ઢંકાયેલું ન હોય પણ ખુલ્લું હોય તે 'વિવૃત', અને ૯. જેનો થોડો ભાગ ઢંકાયેલો હોય તથા થોડો ખુલ્લો હોય તે 'મિશ્ર'.

કઈ કઈ યોનિમાં કયા કયા જીવ ઉત્પન્ન થાય છે તેનો કોઠો નીચે મુજબ છે:—

| જીવ | યોનિ |
|---|---|
| નારક અને દેવ | અચિત્ત |
| ગર્ભજ મનુષ્ય અને તિર્યંચ | મિશ્ર : સચિત્તાચિત્ત |
| બાકીના બધા, અર્થાત્ પાંચ સ્થાવર, ત્રણ વિકલેંદ્રિય અને અગર્ભજ પંચેંદ્રિય તિર્યંચ અને મનુષ્ય | ત્રિવિધ : સચિત્ત, અચિત્ત અને મિશ્ર |
| ગર્ભજ મનુષ્ય અને તિર્યંચ તથા દેવ[1] | મિશ્ર : શીતોષ્ણ |
| તેજઃકાયિક – અગ્નિકાય | ઉષ્ણ |
| બાકીના સર્વ અર્થાત્ ચાર સ્થાવર, ત્રણ વિકલેંદ્રિય, અગર્ભજ પંચેંદ્રિય મનુષ્ય અને તિર્યંચ તથા નારક | ત્રિવિધ : શીત, ઉષ્ણ અને શીતોષ્ણ |
| નારક, દેવ અને એકેંદ્રિય | સંવૃત |
| ગર્ભજ મનુષ્ય અને તિર્યંચ | મિશ્ર : સંવૃતવિવૃત |
| બાકીના સર્વ અર્થાત્ ત્રણ વિકલેંદ્રિય, અગર્ભજ પંચેંદ્રિય મનુષ્ય અને તિર્યંચ | વિવૃત |

---

૧. દિગંબરીય ટીકાગ્રંથોમાં શીત અને ઉષ્ણ યોનિના સ્વામી દેવ અને નારક માન્યા છે. તે પ્રમાણે ત્યાં શીત, ઉષ્ણ આદિ ત્રિવિધ યોનિઓના સ્વામીઓમાં નારકને ન ગણી ગર્ભજ મનુષ્ય અને તિર્યંચ આદિને ગણવા જોઈએ.

પ્ર૦—યોનિ અને જન્મમાં શો ભેદ છે?

ઉ૦—યોનિ આધાર છે અને જન્મ આધેય છે, અર્થાત્ સ્થૂલ શરીરને માટે યોગ્ય પુદ્ગલોનું પ્રાથમિક ગ્રહણ તે જન્મ; અને તે ગ્રહણ જે જગ્યા ઉપર થાય તે યોનિ.

પ્ર૦—યોનિઓ તો ચોરાસી લાખ કહી છે તો પછી નવ કેમ?

ઉ૦—ચોરાસી લાખનુ કથન છે તે વિસ્તારની દૃષ્ટિએ. પૃથ્વીકાય આદિમાં જે જે નિકાયને વર્ણ, ગંધ, રસ અને સ્પર્શનાં તરતમભાવવાળા જેટલાં જેટલાં ઉત્પત્તિસ્થાનો હોય તેટલી તેટલી યોનિઓ ચોરાસી લાખમાં તે તે નિકાયની ગણાય છે.

અહીંયાં તે ચોરાસી લાખના સચિત્તાદિરૂપે સક્ષેપમાં વિભાગ કરી નવ ભેદ બતાવ્યા છે. [૩૩]

જન્મના સ્વામીઓ · ઉપર કહેલા ત્રણ પ્રકારના જન્મમાંથી કયા કયા જન્મ કયા કયા જીવોમા હોય છે એનો વિભાગ નીચે લખ્યા પ્રમાણે છે:

જરાયુજ, અંડજ અને પોતજ પ્રાણીઓને ગર્ભજન્મ હોય છે. દેવ અને નારકોને ઉપપાતજન્મ હોય છે. બાકીના બધા અર્થાત્ પાચ સ્થાવર, ત્રણ વિકલેંદ્રિય અને અગર્ભજ પંચેંદ્રિય તિર્યંચ તથા મનુષ્યને સંમૂર્છિમજન્મ હોય છે

જે જરાયુથી પેદા થાય તે જરાયુજ. જેમ કે: મનુષ્ય, ગાય, ભેંસ, બકરી આદિ જાતિના જીવ. જરાયુ એક પ્રકારની જાળ જેવુ આવરણ હોય છે, જે માંસ અને લોહીથી ભરેલુ હોય છે, અને જેમાં પેદા થનારું બચ્ચું લપેટાઈ રહેલું હોય છે. જે ઈંડામાંથી પેદા થાય તે અંડજ.

જેમ કે: સાપ, મોર, કીડીઓ, કબૂતર આદિ જાતિના જીવો. જે કોઈ પણ પ્રકારના આવરણથી વીંટાયા વિના જ પેદા થાય છે તે પોતજ. જેમ કે: હાથી, સસલું, નોળિયો, ઉંદર આદિ જાતિના જીવો. આ જીવો જરાયુથી લપેટાઈને કે ઈંડામાંથી પેદા થતા નથી; કિન્તુ ખુલ્લા અંગે પેદા થાય છે. દેવો અને નારકોમાં જન્મને માટે ખાસ નિયત સ્થાન હોય છે; તે ઉપપાત કહેવાય છે. દેવશય્યાનો ઉપરનો ભાગ જે દિવ્ય વસ્ત્રથી ઢંકાયેલો રહે છે તે દેવોનું ઉપપાત-ક્ષેત્ર છે; અને વજ્રમય ભીતનો ગોખ જ નારકોનું ઉપપાત-ક્ષેત્ર છે. કેમ કે તેઓ તે શરીરને માટે એ ઉપપાતક્ષેત્રમાં રહેલાં વૈક્રિય પુદ્ગલોને ગ્રહણ કરે છે. [૩૪-૩૬]

હવે શરીરોને લગતું વર્ણન કરે છે:

**औदारिकवैक्रियाहारकतैजसकार्मणानि शरीराणि । ३७ ।**
**परं परं सूक्ष्मम् । ३८ ।**
**प्रदेशतो[1]ऽसंख्येयगुणं प्राक् तैजसात् । ३९ ।**
**अनन्तगुणे परे । ४० ।**
**अप्रतिघाते । ४१ ।**
**अनादिसम्बन्धे च । ४२ ।**
**सर्वस्य । ४३ ।**
**तदादीनि भाज्यानि युगपदेकस्या चतुर्भ्यः । ४४ ।**
**निरुपभोगमन्त्यम् । ४५ ।**

---

૧. અહીંયા પ્રદેશ શબ્દનો અર્થ 'अनन्ताणुस्कन्ध' એવો ભાષ્યની વૃત્તિમા કર્યો છે, પરંતુ 'સર્વાર્થસિદ્ધિ' આદિમાં 'परमाणु' અર્થ લીધો છે.

गर्भसम्मूर्छनजमाद्यम् । ४६ ।
वैक्रियमौपपातिकम् । ४७ ।
लब्धिप्रत्ययं[1] च । ४८ ।
शुभं विशुद्धमव्याघाति चाहारकं चतुर्दशपूर्वधरस्यैव । ४९।

ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ એ પાંચ પ્રકારનાં શરીરો છે.

ઉપરના પાંચ પ્રકારોમાં જે શરીર પછીપછી આવે છે તે, પૂર્વ કરતાં સૂક્ષ્મ છે.

તૈજસનાં પૂર્વવર્તી ત્રણ શરીરો પૂર્વપૂર્વનાં કરતાં ઉત્તરોત્તર શરીરના પ્રદેશો – સ્કંધોવડે અસંખ્યાતગુણ હોય છે.

અને પછીનાં બે અર્થાત્ તૈજસ અને કાર્મણ શરીર પ્રદેશો વડે અનંતગુણ હોય છે.

તૈજસ અને કાર્મણ બન્ને શરીરો પ્રતિઘાતરહિત છે.

આત્માની સાથે એ અનાદિ સંબંધવાળાં છે.

અને બધાયે સંસારી જીવોને એ હોય છે.

---

૧ 'तैजसमपि' દિ૦ પ૦. 'સર્વાર્થસિદ્ધિ' આદિમા એનો અર્થ આ પ્રમાણે છે: તૈજસશરીર પણ લબ્ધિજન્ય છે, અર્થાત્ જેમ વૈક્રિયશરીર લબ્ધિથી ઉત્પન્ન કરી શકાય છે, એવી જ રીતે લબ્ધિથી તૈજસશરીર પણ બનાવી શકાય છે. આ અર્થથી એવું ફલિત થતુ નથી કે તૈજસશરીર લબ્ધિજન્ય જ છે.

એકી સાથે એક જીવને તૈજસ અને કાર્મણથી લઈને ચાર સુધી શરીર, વિકલ્પથી હોય છે.

અંતિમ–કાર્મણશરીર જ ઉપભોગ – સુખદુઃખાદિના અનુભવ – રહિત છે.

પહેલું અર્થાત્ ઔદારિક શરીર સંમૂર્છિમ-જન્મથી અને ગર્ભજન્મથી જ પેદા થાય છે.

વૈક્રિયશરીર ઉપપાતજન્મથી પેદા થાય છે.

તથા તે લબ્ધિથી પણ પેદા થાય છે.

આહારકશરીર શુભ – પ્રશસ્ત પુદ્ગલદ્રવ્યજન્ય, વિશુદ્ધ – નિષ્પાપકાર્યકારી અને વ્યાઘાત – બાધા રહિત હોય છે; તથા તે ચૌદપૂર્વધારી મુનિને જ પ્રાપ્ત થાય છે.

જન્મ એ જ શરીરનો આરંભ છે. એથી જન્મની પછી શરીરનું વર્ણન કર્યું છે, જેમાં એની સાથે સબંધ રાખતા અનેક પ્રશ્નો વિષે નીચે લખ્યા પ્રમાણે ક્રમથી વિચાર કર્યો છે:

શરીરના પ્રકાર અને તેમની વ્યાખ્યા: દેહધારી જીવો અનંત છે; એમનાં શરીર પણ ભિન્નભિન્ન હોવાથી વ્યક્તિશ. અનંત છે. પરંતુ કાર્યકારણ આદિના સાદૃશ્યની દૃષ્ટિએ સંક્ષેપમાં વિભાગ કરી એમના પાંચ પ્રકાર બતાવ્યા છે. જેમ કે: ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ.

જીવનું ક્રિયા કરવાનું સાધન તે શરીર. ૧. જે શરીર બાળી શકાય અને જેનું છેદનભેદન થઈ શકે, તે ઔદારિક.

૨. જે શરીર ક્યારેક નાનું, ક્યારેક મોટું, ક્યારેક પાતળું, ક્યારેક જાડું, ક્યારેક એક, ક્યારેક અનેક ઇત્યાદિ વિવિધ રૂપોને – વિક્રિયાને ધારણ કરી શકે, તે वैक्रिय ૩. જે શરીર ફક્ત ચતુર્દશપૂર્વધારી મુનિથી જ રચી શકાય છે, તે आहारक ૪. જે શરીર તેજોમય હોવાથી ખાધેલા આહાર આદિને પચાવવામાં અને દીપ્તિમાં કારણભૂત થાય છે, તે तैजस ૫. કર્મસમૂહ એ જ कार्मणशरीर છે. [૩૭]

स्थूल अने सूक्ष्म भाव · ઉપરનાં પાચ શરીરોમાં સૌથી અધિક સ્થૂલ ઔદારિક શરીર છે; વૈક્રિય એનાથી સૂક્ષ્મ છે; આહારક વૈક્રિયથી પણ સૂક્ષ્મ છે. એ રીતે આહારકથી તૈજસ અને તૈજસથી કાર્મણ અનુક્રમે સૂક્ષ્મ સૂક્ષ્મતર છે.

પ્ર૦—અહીંયાં સ્થૂલ અને સૂક્ષ્મનો અર્થ શો છે?

ઉ૦—સ્થૂલ અને સૂક્ષ્મનો અર્થ રચનાની શિથિલતા અને સઘનતા એ છે, પરિમાણ નહિ. ઔદારિકથી વૈક્રિય સૂક્ષ્મ છે, પરંતુ એ આહારકથી સ્થૂલ છે આ રીતે જ આહારક આદિ શરીર પણ પૂર્વપૂર્વની અપેક્ષાએ સૂક્ષ્મ અને ઉત્તરઉત્તરની અપેક્ષાએ સ્થૂલ છે અર્થાત્ આ સ્થૂલ અને સૂક્ષ્મ ભાવ અપેક્ષાથી સમજવો જોઈએ. એનો ભાવાર્થ એ છે કે, જે શરીરની રચના બીજા શરીરની રચનાથી શિથિલ હોય છે, તે તેનાથી સ્થૂલ અને બીજું તેનાથી સૂક્ષ્મ રચનાની શિથિલતા અને સઘનતાનો આધાર પૌદ્ગલિક પરિણતિ ઉપર છે પુદ્ગલોમાં અનેક પ્રકારનાં પરિણામો પામવાની શક્તિ છે. એથી તે પરિમાણમાં થોડાં હોવા છતાં પણ જ્યારે શિથિલરૂપમાં પરિણત થાય છે, ત્યારે સ્થૂલ કહેવાય છે; અને પરિમાણમાં બહુ હોવા છતાં પણ જેમ જેમ

ગાઢ થતાં જાય છે તેમ તેમ તે સૂક્ષ્મ, સૂક્ષ્મતર કહેવાય છે. જેમ કે: ભીંડો અને હાથીનો દાંત એ બંને બરાબર પરિમાણવાળા લઈને તપાસો. ભીંડાની રચના શિથિલ છે અને હાથીના દાંતની રચના એનાથી ગાઢ છે. એથી પરિમાણ બરાબર હોવા છતાં પણ ભીંડાની અપેક્ષાએ દાંતનું પૌદ્ગલિક દ્રવ્ય અધિક છે. [૩૮]

**आरंभक – उपादान – द्रव्यनु परिमाण :** સ્થૂલ અને સૂક્ષ્મપણાની ઉપરની વ્યાખ્યા પ્રમાણે ઉત્તર-ઉત્તર શરીરનું આરંભક દ્રવ્ય પૂર્વ-પૂર્વ શરીર કરતાં પરિમાણમાં અધિક હોય છે એ વાત માલૂમ પડી જ જાય છે; છતાં તે પરિમાણ જેટજેટલું સંભવિત છે, એ બે સૂત્રોમાં બતાવ્યું છે.

પરમાણુઓથી બનેલા જે સ્કંધોથી શરીરનું નિર્માણ થાય છે, તે જ સ્કંધો શરીરનું આરંભક દ્રવ્ય છે. જ્યાં સુધી એક એક પરમાણુ અલગ અલગ હોય, ત્યાં સુધી એનાથી શરીર બનતું નથી. પરમાણુપુંજ જે સ્કંધ કહેવાય છે, એનાથી જ શરીર બને છે. તે સ્કંધ પણ અનંત પરમાણુઓનો બનેલો હોવો જોઈએ. ઔદારિકશરીરના આરંભક સ્કંધોથી વૈક્રિયશરીરના આરંભક સ્કંધો અસંખ્યાતગુણ છે; અર્થાત્ ઔદારિક શરીરના આરંભક સ્કંધો અનંત પરમાણુઓના બનેલા હોય છે અને વૈક્રિયશરીરના આરંભક સ્કંધો પણ અનંત પરમાણુઓના બનેલા હોય છે; છતાં પણ વૈક્રિયશરીરના સ્કંધગત પરમાણુઓની અનંત સંખ્યા ઔદારિકશરીરના સ્કંધગત પરમાણુઓની અનંત સંખ્યાથી અસંખ્યાતગુણી અધિક હોય છે. એ જ અધિકતા વૈક્રિય અને આહારક શરીરનાં સ્કંધગત પરમાણુઓની અનંત સંખ્યામાં

સમજવી જોઈએ. આહારકના સ્કંધગત પરમાણુઓની અનંત સંખ્યાથી તૈજસના સ્કંધગત પરમાણુઓની અનંત સંખ્યા અનંતગુણી હોય છે. આ રીતે તૈજસથી કાર્મણના સ્કંધગત પરમાણુ પણ અનંતગુણ અધિક હોય છે. એ રીતે જોતાં સ્પષ્ટ માલૂમ પડે છે કે પૂર્વ-પૂર્વ શરીર કરતાં ઉત્તર-ઉત્તર શરીરનું આરંભક દ્રવ્ય અધિક જ હોય છે; છતાંયે પરિણમનની વિચિત્રતાને લીધે ઉત્તર-ઉત્તર શરીર નિબિડ, નિબિડતર અને નિબિડતમ બનતું જાય છે; જે સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ કહેવાય છે.

પ્ર૦—ઔદારિકના સ્કંધ અનંત પરમાણુવાળા અને વૈક્રિય આદિના સ્કંધ પણ અનંત પરમાણુવાળા છે; તો પછી એ સ્કંધોમાં ઓછાવત્તાપણુ શી રીતે સમજવુ ?

ઉ૦—અનંત સંખ્યા અનંત પ્રકારની છે. એથી અનંત-રૂપે સમાનતા હોવા છતાં પણ ઔદારિક આદિના સ્કંધથી વૈક્રિય આદિના સ્કંધોનુ અસંખ્યાતગુણ અથવા અનંતગુણ અધિક હોવું અસંભવિત નથી. [૩૯-૪૦]

**છેલ્લા બે શરીરોના સ્વભાવ, કાળમર્યાદા અને સ્વામી :** ઉપરનાં પાંચ શરીરોમાંથી પહેલાં ત્રણ કરતાં પછીના બે શરીરોમાં જે કાંઈક ભિન્નતા છે, તે અહીં ત્રણ બાબતો દ્વારા બતાવી છે :

તૈજસ અને કાર્મણ એ બંને શરીરો આખા લોકમાં ક્યાંય પણ પ્રતિઘાત પામતાં નથી; અર્થાત્ વજ્ર જેવી કઠિન વસ્તુ પણ એમને પ્રવેશ કરતાં રોકી શકતી નથી, કેમ કે તે અત્યંત સૂક્ષ્મ છે. જો કે એક મૂર્ત વસ્તુનો બીજી મૂર્ત વસ્તુથી પ્રતિઘાત થતો દેખાય છે, તથાપિ આ પ્રતિઘાતનો નિયમ સ્થૂલ વસ્તુઓમાં લાગુ પડે છે, સૂક્ષ્મમા નહિ સૂક્ષ્મ

વસ્તુ રોકાયા વિના જ દરેક સ્થાને પ્રવેશ કરે છે, જેમ લોહપિંડમાં અગ્નિ.

પ્ર૦—તો પછી સૂક્ષ્મ હોવાથી વૈક્રિય અને આહારક પણ અપ્રતિઘાતી છે એમ કહેવું જોઈએ ?

ઉ૦—અવશ્ય. તે પણ પ્રતિઘાત વિના પ્રવેશ કરી શકે છે; પરતુ અહીયાં અપ્રતિઘાતનો અર્થ લોકાંતપર્યન્ત અવ્યાહત – અસ્ખલિત – ગતિ છે. વૈક્રિય અને આહારક અવ્યાહત ગતિવાળાં છે, પરંતુ તૈજસ અને કાર્મણની માફક આખા લોકમાં અવ્યાહત ગતિવાળાં નથી, કિંતુ લોકના ખાસ ભાગ – ત્રસનાડી – માં અવ્યાહત ગતિવાળાં છે.

તૈજસ અને કાર્મણનો સંબંધ આત્માની સાથે પ્રવાહરૂપે જેવો અનાદિ છે, તેવો પહેલાં ત્રણ શરીરોનો નથી; કેમ કે એ ત્રણે શરીરો અમુક સમય પછી કાયમ રહી શકતાં નથી. એથી ઔદારિક આદિ ત્રણ શરીરો કાદાચિત્ક – અસ્થાયી સંબંધવાળાં – કહેવાય છે; અને તૈજસ, કાર્મણ અનાદિ સંબંધવાળાં.

પ્ર૦—જો તેમનો જીવની સાથે અનાદિ સંબંધ છે, તો પછી એમનો અભાવ કદી પણ ન થવો જોઈએ.

ઉ૦—ઉપરનાં બન્ને શરીરો વ્યક્તિની અપેક્ષાએ નહિ, પરન્તુ પ્રવાહની અપેક્ષાએ અનાદિ છે, એથી જ એમનો પણ અપચય, ઉપચય થયા કરે છે. જે ભાવાત્મક પદાર્થ વ્યક્તિરૂપે અનાદિ હોય, તે જ નાશ નથી પામતો. જેમ કે: પરમાણુ.

તૈજસ અને કાર્મણ શરીરને બધા સંસારીઓ ધારણ કરે છે; પરંતુ ઔદારિક, વૈક્રિય અને આહારકને નહિ. એથી

જ તૈજસ અને કાર્મણના સ્વામી બધા સંસારીઓ છે અને ઔદારિક આદિના સ્વામી કેટલાક જ હોય છે.

પ્ર૦—તૈજસ અને કાર્મણની વચ્ચે કેટલો તફાવત છે તે સમજાવો.

ઉ૦—કાર્મણ એ બધાંય શરીરોનું મૂળ છે, કેમ કે તે કર્મસ્વરૂપ છે. અને કર્મ એ જ સર્વ કાર્યોનુ નિમિત્ત-કારણ-છે. તેવી જ રીતે તૈજસ બધાનુ કારણ નથી. તે સૌની સાથે અનાદિસંબદ્ધ રહીને ભુક્ત - લીધેલા - આહારના પાચન આદિમાં સહાયક થાય છે. [૪૧-૪૩]

एक साथे लभ्य शरीरोनी जघन्य तथा उत्कृष्ट संख्या : તૈજસ અને કાર્મણ એ બન્ને શરીરો સર્વ સંસારી જીવોને સસારકાળ પર્યંત અવશ્ય હોય છે; પરન્તુ ઔદારિક આદિ શરીર બદલાતાં રહે છે, એથી તે ક્યારેક હોય છે અને ક્યારેક નહિ. એથી જ એ પ્રશ્ન થાય છે કે પ્રત્યેક જીવને ઓછામાં ઓછાં અને અધિકમાં અધિક શરીર કેટલાં હોઈ શકે ? આનો ઉત્તર પ્રસ્તુત સૂત્રમાં આપ્યો છે. એકી સાથે એક સંસારી જીવને ઓછામાં ઓછાં બે અને અધિકમાં અધિક ચાર સુધી શરીર હોઈ શકે છે, પાંચ ક્યારે પણ હોતાં નથી. જ્યારે બે હોય છે ત્યારે તૈજસ અને કાર્મણ હોય છે; કેમ કે એ બન્ને યાવત્સંસારભાવી -જીવને સંસાર હોય ત્યાં સુધી રહેનારાં-છે. એવી સ્થિતિ અંતરાલગતિમાં જ પ્રાપ્ત થાય છે, કેમ કે એ સમયે અન્ય કોઈ પણ શરીર હોતું નથી. જ્યારે ત્રણ હોય છે ત્યારે તૈજસ, કાર્મણ અને ઔદારિક અથવા તો તૈજસ, કાર્મણ અને વૈક્રિય હોય છે. પહેલો પ્રકાર મનુષ્ય અને તિર્યંચોમાં

અને બીજો પ્રકાર દેવ અને નારકોમાં જન્મકાળથી લઈ મરણ પર્યંત હોય છે. જ્યારે ચાર હોય છે, ત્યારે તૈજસ, કાર્મણ, ઔદારિક અને વૈક્રિય અથવા તો તૈજસ, કાર્મણ, ઔદારિક અને આહારક હોય છે. પહેલો વિકલ્પ વૈક્રિયલબ્ધિના પ્રયોગના સમયે કેટલાંક મનુષ્યો તથા તિર્યંચોમાં મળી આવે છે; જ્યારે બીજો વિકલ્પ આહારકલબ્ધિના પ્રયોગના સમયે ચતુર્દશ-પૂર્વી મુનિમાં જ હોય છે. પાંચ શરીર એકી સાથે કોઈને પણ હોતાં નથી; કેમ કે વૈક્રિયલબ્ધિ અને આહારકલબ્ધિનો પ્રયોગ એકી સાથે સંભવતો નથી.

પ્ર૦—ઉક્ત રીતે ત્રણ અથવા ચાર શરીર જ્યારે હોય ત્યારે તેમની સાથે એક જ સમયમાં એક જીવનો સંબંધ કેવી રીતે ઘટી શકે?

ઉ૦—જેમ એક જ પ્રદીપનો પ્રકાશ એક સાથે અનેક વસ્તુઓ ઉપર પડી શકે છે, તેમ એક જ જીવના પ્રદેશો અનેક શરીરોની સાથે અખંડપણે સંબદ્ધ હોઈ શકે છે.

પ્ર૦—શું કોઈ વાર કોઈને એક જ શરીર હોતું નથી?

ઉ૦—ના. સામાન્ય સિદ્ધાંત એવો છે કે, તૈજસ અને કાર્મણ એ બંને શરીર ક્યારે પણ અલગ હોતાં નથી, એથી જ કોઈ એક શરીરનો ક્યારે પણ સંભવ હોતો નથી. પરંતુ કેટલાક આચાર્યોનો એવો મત[1] છે કે તૈજસશરીર કાર્મણની માફક યાવત્સંસારભાવી નથી; કિન્તુ તે આહારકની માફક લબ્ધિજન્ય જ છે. એ મત પ્રમાણે અંતરાલ-

૧. આ મત ભાષ્યમાં નિર્દિષ્ટ છે; જુઓ અ૦ ૨, સૂ૦ ૪૪.

ગતિમા ફક્ત કાર્મણશરીર હોય છે; તેથી એ સમયે એક જ શરીર હોવાનો સંભવ છે.

પ્ર૦—જે એમ કહ્યું કે વૈક્રિય અને આહારક એ બે લબ્ધિઓનો યુગપત્–એકી સાથે–પ્રયોગ થતો નથી તેનું કારણ શું ?

ઉ૦—વૈક્રિયલબ્ધિના પ્રયોગ સમયે અને લબ્ધિથી શરીર બનાવી લીધા પછી નિયમથી[1] પ્રમત્તદશા હોય છે, પરંતુ આહારકના વિષયમાં એમ નથી, કેમ કે આહારક-લબ્ધિનો પ્રયોગ તો પ્રમત્તદશામાં હોય છે, પરંતુ એનાથી શરીર બનાવી લીધા પછી શુદ્ધ અધ્યવસાયનો સંભવ હોવાથી અપ્રમત્ત ભાવ પેદા થાય છે, જેથી ઉપરની બન્ને લબ્ધિઓનો પ્રયોગ એકી સાથે થવો એ વિરુદ્ધ છે. સારાંશ કે, એકી સાથે પાંચે શરીર ન હોવાનું કહ્યું છે, તે આવિર્ભાવની અપેક્ષાએ, શક્તિરૂપે તો એ પાંચે હોઈ શકે છે, કેમ કે આહારકલબ્ધિવાળા મુનિને વૈક્રિયલબ્ધિનો પણ સંભવ છે. [૪૪]

પ્રયોજન : પ્રત્યેક વસ્તુનું કંઈ ને કંઈ પ્રયોજન તો હોય છે જ, એથી શરીર પણ સપ્રયોજન હોવું જોઈએ. તેથી એનું મુખ્ય પ્રયોજન શું છે અને તે બધા શરીરો માટે સમાન છે કે કોઈ વિશેષતા છે, એ પ્રશ્ન થાય છે. એનો ઉત્તર અહીંયાં આપ્યો છે. શરીરનું મુખ્ય પ્રયોજન ઉપભોગ છે. પહેલાં ચારે શરીરમાં તે સિદ્ધ થાય છે, ફક્ત અંતિમ–કાર્મણ–શરીરમાં તે સિદ્ધ થતો નથી, માટે તેને નિરુપભોગ–ઉપભોગ રહિત–કહ્યું છે.

---

૧. આ વિચાર અ૦ ૨, સૂ૦ ૪૪ ની ભાષ્યવૃત્તિમા છે

પ્ર૦—ઉપભોગનો અર્થ શો ?

ઉ૦—કાન આદિ ઇંદ્રિયોથી શુભ, અશુભ શબ્દ આદિ વિષયગ્રહણ કરી, સુખદુઃખનો અનુભવ કરવો; હાથ પગ આદિ અવયવોથી દાન, હિંસા આદિ શુભ અશુભ ક્રિયા દ્વારા શુભઅશુભ કર્મરૂપી બંધ કરવો, બદ્ધ કર્મના શુભ, અશુભ વિપાકનો અનુભવ કરવો, અને પવિત્ર અનુષ્ઠાન દ્વારા કર્મની નિર્જરા – ક્ષય – કરવી એ બધો ઉપભોગ કહેવાય છે.

પ્ર૦—ઔદારિક. વૈક્રિય અને આહારક શરીર સેંદ્રિય તથા સાવયવ છે, આથી ઉક્ત પ્રકારનો ઉપભોગ એમનાથી સાધ્ય થઈ શકે; પરંતુ તૈજસશરીર સેંદ્રિય પણ નથી અને સાવયવ પણ નથી, તો તેનાથી ઉક્ત ઉપભોગ હોવાનો સંભવ શી રીતે હોઈ શકે ?

ઉ૦—જો કે તૈજસશરીર સેંદ્રિય અને સાવયવ – હસ્ત પાદાદિ યુક્ત – નથી. તથાપિ એનો ઉપયોગ પાચન આદિ એવા કાર્યમાં થઈ શકે છે કે જેનાથી સુખદુઃખના અનુભવ આદિરૂપ ઉક્ત ઉપભોગ સિદ્ધ થાય છે; તેનુ અન્ય કાર્ય શાપ અને અનુગ્રહ પણ છે. અર્થાત્ અન્નપાચનાદિ કાર્યોમાં તૈજસ શરીરનો ઉપયોગ તો બધાયે કરી શકે છે, પરંતુ જે વિશિષ્ટ તપસ્વી તપસ્યાજન્ય ખાસ લબ્ધિ પ્રાપ્ત કરે છે, તે કુપિત થઈ એ શરીર દ્વારા પોતાના કોપપાત્રને બાળી પણ શકે છે, અને પ્રસન્ન થઈ તે શરીર દ્વારા પોતાના અનુગ્રહ-પાત્રને શાંતિ પણ આપી શકે છે. આ રીતે તૈજસ શરીરનો શાપ અનુગ્રહ આદિમાં ઉપયોગ થઈ શકવાથી, સુખદુ ખનો અનુભવ, શુભાશુભ કર્મનો બધ આદિ ઉપરના ઉપભોગો એના મનાયા છે

પ્ર૦—એવી બારીકીથી જોઈએ તો કાર્મણશરીર કે જે તૈજસની જેમ સેંદ્રિય અને સાવયવ નથી, તેને પણ ઉપભોગ ઘટી શકે; કેમ કે તે જ અન્ય સર્વ શરીરોનુ મૂળ છે. આથી અન્ય શરીરોના ઉપભોગ ખરુ જોતાં કાર્મણના જ ઉપભોગ માનવા જોઈએ; તો પછી એને નિરુપભોગ કેમ કહ્યું ?

ઉ૦—ઠીક છે, એ રીતે જોતાં તો કાર્મણ પણ સોપભોગ છે જ. અહીયાં એને નિરુપભોગ કહેવામાં અભિપ્રાય એટલો જ છે કે, જ્યાં સુધી અન્ય શરીર સહાયક ન હોય, ત્યાં સુધી એકલુ કાર્મણશરીર ઉપભોગને સાધી શકતુ નથી. અર્થાત્ ઉક્ત વિશિષ્ટ ઉપભોગને સિદ્ધ કરવામાં સાક્ષાત્ સાધન ઔદારિક આદિ ચાર શરીર છે. આથી તે ચાર સોપભોગ – ઉપભોગ સહિત – કહેવાય છે; અને પરંપરાથી સાધન હોવાને લીધે કાર્મણને નિરુપભોગ કહેવામાં આવ્યુ છે. [૪૫]

**જન્મસિદ્ધતા અને કૃત્રિમતા :** છેવટે એક એ પણ પ્રશ્ન થાય છે કે કેટલાં શરીર જન્મસિદ્ધ છે અને કેટલાં કૃત્રિમ છે? તથા જન્મસિદ્ધમાં કયું શરીર કયા જન્મથી પેદા થાય છે અને કૃત્રિમનું કારણ શું છે? આનો ઉત્તર ચાર સૂત્રોમાં આપ્યો છે.

તૈજસ અને કાર્મણ એ બે તો જન્મસિદ્ધ પણ નથી અને કૃત્રિમ પણ નથી; અર્થાત્ તે જન્મની પછી પણ થાય છે, છતાં છે અનાદિસંબદ્ધ. ઔદારિક જન્મસિદ્ધ જ છે, એ ગર્ભ તથા સંમૂર્છિમ એ બન્ને જન્મોમાં પેદા થાય છે. તેનો સ્વામી મનુષ્ય અને તિર્યંચ જ છે. વૈક્રિયશરીર જન્મસિદ્ધ અને કૃત્રિમ બે પ્રકારનુ છે. જે જન્મસિદ્ધ છે તે ઉપપાત-

જન્મ દ્વારા પેદા થાય છે, અને એ દેવો તથા નારકોને જ હોય છે. કૃત્રિમ વૈક્રિયનું કારણ 'લબ્ધિ' છે. 'લબ્ધિ' એક પ્રકારની તપોજન્ય શક્તિ છે; જેનો સંભવ કેટલાક જ ગર્ભજ મનુષ્ય અને તિર્યંચમાં હોય છે. આથી એવી લબ્ધિથી થનાર વૈક્રિયશરીરના અધિકારી ગર્ભજ મનુષ્ય અને તિર્યંચ જ હોઈ શકે છે. કૃત્રિમ વૈક્રિયની કારણભૂત એક બીજા પ્રકારની પણ લબ્ધિ માનવામાં આવે છે, એ તપોજન્ય ન હોઈ જન્મથી જ મળે છે. આવી લબ્ધિ કેટલાક બાદરવાયુકાયિક જીવોમાં જ માનવામાં આવે છે. આથી તે પણ લબ્ધિજન્ય – કૃત્રિમ – વૈક્રિયશરીરના અધિકારી છે. આહારકશરીર કૃત્રિમ જ છે. એનું કારણ વિશિષ્ટ લબ્ધિ જ છે; જે મનુષ્ય સિવાય અન્ય જાતિમાં હોતી નથી; અને મનુષ્યમાં પણ એ વિશિષ્ટ મુનિને જ હોય છે.

પ્ર૦—વિશિષ્ટ મુનિ કયા ?

ઉ૦—ચતુર્દશપૂર્વપાઠી.

પ્ર૦—તેઓ તે લબ્ધિનો પ્રયોગ ક્યારે અને શેના માટે કરે છે ?

ઉ૦—જ્યારે તેઓને કોઈ સૂક્ષ્મ વિષયમાં સંદેહ હોય છે, ત્યારે સંદેહનિવારણને માટે તેઓ તેનો ઉપયોગ કરે છે. અર્થાત્ જ્યારે કોઈ ચતુર્દશપૂર્વીને ગહન વિષયમાં સંદેહ થાય અને સર્વજ્ઞનું સંનિધાન ન હોય ત્યારે તે ઔદારિક-શરીર વડે અન્ય ક્ષેત્રમાં જવુ અસંભવિત સમજી પોતાની વિશિષ્ટ લબ્ધિનો પ્રયોગ કરે છે. અને તે દ્વારા હાથ જેવડું નાનું સરખું શરીર બનાવે છે. તે શુભ પુદ્ગલોથી ઉત્પન્ન થયેલુ હોવાથી સુંદર હોય છે, પ્રશસ્ત ઉદ્દેશથી બનાવેલું

હોવાથી નિરવદ્ય હોય છે, અને અત્યંત સૂક્ષ્મ હોવાથી અવ્યાઘાતી હોય છે, એટલે કે કોઈને રોકે એવું કે કોઈથી રોકાય એવુ હોતું નથી. આવા શરીરથી તે અન્ય ક્ષેત્રમાં સર્વજ્ઞની પાસે જઈ એમની પાસે સંદેહ દૂર કરે છે, પછી એ શરીર વીખરાઈ જાય છે. આ કાર્ય ફક્ત અંતર્મુહૂર્તમાં થઈ જાય છે.

પ્ર૦—બીજું કોઈ શરીર લબ્ધિજન્ય નથી ?

ઉ૦—નહિ.

પ્ર૦—શાપ અને અનુગ્રહ દ્વારા તૈજસનો જે ઉપભોગ બતાવ્યો, તેથી તો તે લબ્ધિજન્ય સ્પષ્ટ માલૂમ પડે છે, તો પછી બીજું કોઈ શરીર લબ્ધિજન્ય નથી એ કથન કેવી રીતે ઘટે ?

ઉ૦—અહીંયા લબ્ધિજન્યનો અર્થ ઉત્પત્તિ છે, પ્રયોગ નહિ. વૈક્રિય અને આહારકની જેમ તૈજસની ઉત્પત્તિ લબ્ધિથી નથી, પરંતુ એનો પ્રયોગ ક્યારેક લબ્ધિથી કરી શકાય છે. એ આશયથી અહીં તૈજસને લબ્ધિજન્ય-કૃત્રિમ-કહ્યુ નથી. [૪૬-૪૯]

હવે લિંગ-વેદ-વિભાગ કહે છે

**नारकसम्मूर्छिनो नपुंसकानि । ५० ।**

**न देवाः । ५१ ।**

**નારક અને સંમૂર્છિમ નપુંસક જ હોય છે.**

**દેવ નપુંસક હોતા નથી.**

શરીરોનુ વર્ણન થઈ ગયા પછી લિંગોનો પ્રશ્ન આવે છે. એનો ખુલાસો અહીંયા કર્યો છે. લિંગ ચિહ્નને કહે છે

તે ત્રણ પ્રકારનું છે, એ વાત પહેલાં ઔદયિક[1] આદિ ભાવોની સંખ્યા બતાવતી વખતે કહી છે. ત્રણ લિંગ આ પ્રમાણે છે: પુલ્લિંગ. સ્ત્રીલિંગ અને નપુંસકલિંગ. લિંગોનું બીજું નામ 'વેદ' પણ છે. એ ત્રણ વેદો દ્રવ્ય[2] અને ભાવ રૂપે બબ્બે પ્રકારના છે. દ્રવ્યવેદનો અર્થ ઉપરનું ચિહ્ન છે અને ભાવ-વેદનો અર્થ અમુક અભિલાષા–ઇચ્છા–છે. ૧. જે ચિહ્નથી પુરુષની પિછાન થાય છે, તે દ્રવ્ય પુરુષવેદ; અને સ્ત્રીના સંસર્ગસુખની અભિલાષા એ ભાવ પુરુષવેદ છે. ૨. સ્ત્રીને પિછાનવાનું સાધન દ્રવ્ય સ્ત્રીવેદ; અને પુરુષના સંસર્ગસુખની અભિલાષા ભાવ સ્ત્રીવેદ છે. ૩. જેનામાં કાંઈક સ્ત્રીનું ચિહ્ન અને કાંઈક પુરુષનું ચિહ્ન હોય તે દ્રવ્ય નપુંસકવેદ; અને સ્ત્રી-પુરુષ બન્નેના સંસર્ગસુખની અભિલાષા ભાવ નપુંસકવેદ છે. દ્રવ્યવેદ એ પૌદ્ગલિક આકૃતિરૂપ છે, જે નામકર્મના ઉદયનું ફળ છે. ભાવવેદ એક પ્રકારનો મનોવિકાર છે, જે મોહનીય-કર્મના ઉદયનું ફળ છે. દ્રવ્યવેદ અને ભાવવેદની વચ્ચે સાધ્ય સાધન અથવા પોષ્ય પોષકનો સંબંધ છે.

વિભાગ. નારક અને સંમૂર્છિમ જીવોને નપુંસકવેદ હોય છે. દેવોને નપુંસકવેદ હોતો નથી; અર્થાત્ બાકીના બે વેદ તેમનામાં હોય છે. બાકીના બધાઓને એટલે કે ગર્ભજ મનુષ્યો તથા તિર્યંચોને ત્રણે વેદ હોઈ શકે છે.

---

૧. જુઓ અ૦ ૨, સૂ૦ ૬.

૨. દ્રવ્ય અને ભાવ વેદનો પારસ્પરિક સંબંધ તથા અન્ય આવશ્યક બાબતો જાણવાને માટે જુઓ હિંદી 'કર્મગ્રંથ' ચોથો, પૃ. ૫૩નું ટિપ્પણ.

विकारनी तरतमता : પુરુષવેદનો વિકાર સૌથી ઓછો સ્થાયી હોય છે, સ્ત્રીવેદનો વિકાર એનાથી વધારે સ્થાયી, અને નપુંસકવેદનો વિકાર સ્ત્રીવેદના વિકારથી પણ અધિક સ્થાયી હોય છે. આ બાબત ઉપમા દ્વારા આ રીતે સમજાવવામાં આવે છે :

પુરુષવેદનો વિકાર ઘાસમાં સળગતા અગ્નિ સમાન છે; જે તેની વિશિષ્ટ શરીરરચનાને લીધે જલદી પ્રગટ થતો દેખાય છે અને જલદી શાંત થતો પણ દેખાય છે. સ્ત્રીવેદનો વિકાર અંગારાની સમાન છે, જે તેની વિશિષ્ટ રચનાને લીધે જલદી પ્રગટ થતો દેખાતો નથી અને જલદી શાંત પણ થતો દેખાતો નથી. નપુંસકવેદનો વિકાર તપેલી ઈંટના જેવો છે, જે બહુ જ સમય પછી શાંત થાય છે. સ્ત્રીમાં કોમળભાવ મુખ્ય છે, એથી તેને કઠોર તત્ત્વની અપેક્ષા રહે છે, પુરુષમાં કઠોરભાવ મુખ્ય હોવાથી એને કોમળ તત્ત્વની અપેક્ષા રહે છે, પરંતુ નપુંસકમાં બંને ભાવોનુ મિશ્રણ હોવાથી બંને તત્ત્વોની અપેક્ષા રહે છે. [૫૦–૫૧]

હવે આયુષ્યના પ્રકાર અને તેમના સ્વામી કહે છે :

**औपपातिकचरमदेहोत्तमपुरुषाऽसंख्येयवर्षाऽयुषोऽनपवर्त्यायुषः[1] । ५२ ।**

---

૧ દિગંબરીય પરંપરામાં 'औपपादिकचरमोत्तमदेहासङ्ख्येयवर्षायुषोऽनपवर्त्यायुषः' એવુ સૂત્ર છે. 'સર્વાર્થસિદ્ધ' આદિ ટીકાઓમાં 'चरमदेह' એવું પાઠાંતર પણ આપ્યુ છે; તદનુસાર 'चरमदेहोत्तमदेह' એવો પાઠ પણ માનવો જોઈએ

**ઔપપાતિક (નારક અને દેવ), ચરમશરીરી, ઉત્તમ પુરુષ અને અસંખ્યાતવર્ષજીવી એ અનપવર્ત્ય-નીય આયુષ્યવાળા જ હોય છે.**

યુદ્ધ આદિ વિપ્લવોમાં હજારો હૃષ્ટપુષ્ટ નવયુવાનોને મરતા જોઈ અને ઘરડા તથા જર્જર દેહવાળાઓને પણ ભયાનક આફતમાથી બચતા જોઈ એવો સંદેહ થાય છે કે શું અકાળ મૃત્યુ પણ છે કે જેનાથી અનેક વ્યક્તિઓ એકી સાથે મરી જાય છે અને કોઈ નથી પણ મરતું ? એનો ઉત્તર હા અને ના બનેમાં અહીં આપ્યો છે.

आयुषना बे प्रकार : આયુષ 'અપવર્તનીય' અને 'અનપવર્તનીય' એ બે પ્રકારે છે. જે આયુષ બંધના સમયની સ્થિતિ પૂર્ણ થયા પહેલાં જ શીઘ્ર ભોગવી શકાય છે, તે 'અપવર્તનીય'; અને જે આયુષ બંધકાળની સ્થિતિ પૂર્ણ થયા પહેલાં સમાપ્ત થતું નથી, તે 'અનપવર્તનીય.' તાત્પર્ય કે, જેનો ભોગકાળ બંધકાળની સ્થિતિની મર્યાદાથી ઓછો હોય, તે અપવર્તનીય; અને જેનો ભોગકાળ એ મર્યાદાની બરોબર જ હોય, તે 'અનપવર્તનીય' આયુષ કહેવાય છે.

અપવર્તનીય અને અનપવર્તનીય આયુષનો બંધ સ્વાભાવિક નથી; કેમ કે તે પરિણામના તારતમ્ય ઉપર અવલંબિત છે. ભાવી જન્મના આયુષનું નિર્માણ વર્તમાન જન્મમાં થાય છે. તે સમયે જો પરિણામ મંદ હોય તો આયુષનો બંધ શિથિલ થઈ જાય છે, તેથી નિમિત્ત મળતાં બંધકાળની કાળમર્યાદા ઘટી જાય છે. એનાથી ઊલટું જો

પરિણામ તીવ્ર હોય, તો આયુષનો બંધ ગાઢ થાય છે; તેથી નિમિત્ત મળવા છતાં પણ બંધકાળની કાળમર્યાદા ઘટતી નથી અને આયુષ પણ એકી સાથે ભોગવાતું નથી. જેમ કે, અત્યંત દૃઢ બની ઊભેલા પુરુષોની હાર અભેદ્ય - ભેદાય નહિ એવી, અને શિથિલ બની ઊભેલા પુરુષોની હાર ભેદ્ય હોય છે, અથવા જેમ સઘન વાવેલાં બીજોના છોડ પશુઓને માટે દુષ્પ્રવેશ - પ્રવેશ ન થાય એવા, અને છૂટાં છૂટાં વાવેલાં બીજોના છોડ એમને માટે સુપ્રવેશ થાય છે; તેવી જ રીતે તીવ્રપરિણામથી ઉત્પન્ન થયેલ ગાઢ બંધવાળું આયુષ શસ્ત્ર, વિષ આદિનો પ્રયોગ થયા છતાં પણ પોતાની નિયત કાળમર્યાદા પહેલાં પૂર્ણ થતુ નથી; અને મંદ પરિણામથી ઉત્પન્ન થયેલ શિથિલ બંધવાળું આયુષ ઉપર કહેલા પ્રયોગો થતા જ પોતાની નિયત કાળમર્યાદા સમાપ્ત થયા પહેલાં જ અંતર્મુહૂર્ત માત્રમાં ભોગવાઈ જાય છે. આયુષના આ શીઘ્ર ભોગને જ 'અપવર્તના', અથવા અકાળ મૃત્યુ કહે છે; અને નિયતસ્થિતિવાળા ભોગને 'અનપવર્તના' અથવા કાળમૃત્યુ કહે છે. અપવર્તનીય આયુષ સોપક્રમ - ઉપક્રમસહિત જ હોય છે. તીવ્ર શસ્ત્ર, તીવ્ર વિષ, તીવ્ર અગ્નિ આદિ જે નિમિત્તોથી અકાળ મૃત્યુ થાય છે, તે નિમિત્તોનું પ્રાપ્ત થવું તે 'ઉપક્રમ' છે; આવો ઉપક્રમ અપવર્તનીય આયુષને અવશ્ય હોય છે, કેમ કે તે આયુષ નિયમથી કાળમર્યાદા પૂરી થયા પહેલાં જ ભોગવવાને યોગ્ય હોય છે. પરન્તુ અનપવર્તનીય આયુષ સોપક્રમ અને નિરુપક્રમ બે પ્રકારનું હોય છે, અર્થાત્ એ આયુષને અકાળ મૃત્યુ કરે એવાં ઉક્ત નિમિત્તો પ્રાપ્ત થાય પણ ખરાં અને ન પણ થાય; અને ઉક્ત નિમિત્તોનુ સંનિધાન

હોવા છતા પણ અનપવર્તનીય આયુષ નિયત કાળમર્યાદાની પહેલાં પૂર્ણ થતુ નથી. સારાંશ એ છે કે અપવર્તનીય આયુષવાળાં પ્રાણીઓને શસ્ત્ર આદિ કોઈ ને કોઈ નિમિત્ત મળી જ રહે છે, જેથી તે અકાળ મૃત્યુ પામે છે, અને અનપવર્તનીય આયુષવાળાઓને ગમે તેવુ પ્રબળ નિમિત્ત આવે તોપણ તેઓ અકાળ મૃત્યુ પામતા નથી.

अधिकारी : ઉપપાતજન્મવાળા નારક અને દેવ જ છે. ચરમદેહ તથા ઉત્તમ પુરુષ મનુષ્ય જ હોય છે. જન્માંતર લીધા વિના એ જ શરીરથી મોક્ષ મેળવનાર ‘ચરમદેહ’ કહેવાય છે. તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ, પ્રતિવાસુદેવ આદિ ‘ઉત્તમ પુરુષ’ કહેવાય છે. ‘અસંખ્યાતવર્ષજીવી[1]’ કેટલાક મનુષ્યો અને કેટલાક તિર્યંચ જ હોય છે. ઔપપાતિક અને અસંખ્યાતવર્ષજીવી, નિરુપક્રમ અનપવર્તનીય આયુષવાળા જ હોય છે, ચરમદેહ અને ઉત્તમ પુરુષ, સોપક્રમ અનપવર્તનીય આયુષ અને નિરુપક્રમ અનપવર્તનીય આયુષવાળા હોય છે. એ સિવાય બાકીના બધા મનુષ્યો અને તિર્યંચો અપવર્તનીય તથા અનપવર્તનીય આયુષવાળા હોય છે.

પ્ર૦—નિયત કાળમર્યાદાની પહેલાં આયુષનો ભોગ થઈ જવાથી કૃતનાશ, અકૃતાગમ અને નિષ્ફળતાનો દોષ લાગશે; જે શાસ્ત્રમાં ઇષ્ટ નથી એનું નિવારણ કેવી રીતે કરશો ?

---

૧. અસંખ્યાતવર્ષજીવી મનુષ્યો ત્રીસ અકર્મભૂમિ, છપ્પન અંતરદ્વીપ અને કર્મભૂમિમા ઉત્પન્ન થતા યુગલિક જ છે; પરન્તુ અસંખ્યાતવર્ષજીવી તિર્યંચ તો ઉપરનાં ક્ષેત્રો ઉપરાત અઢી દ્વીપની બહારના દ્વીપ-સમુદ્રોમા પણ મળી આવે છે.

ઉ૦ - શીઘ્ર ભોગવી લેવામાં ઉપરનો દોષ નથી આવતો; કેમ કે જે કર્મ લાંબા કાળ સુધી ભોગવી શકાય છે તે જ એક સાથે ભોગવી લેવાય છે. એનો કોઈ પણ ભાગ વિપાકાનુભવ કર્યા વિના છૂટતો નથી; આથી કૃત કર્મનો નાશ કે બદ્ધ કર્મની નિષ્ફળતા પ્રાપ્ત થતાં નથી. એ જ રીતે કર્માનુસાર આવનાર મૃત્યુ પણ આવે છે, એથી જ અકૃત કર્મના આગમનો દોષ પણ આવતો નથી. જેમ ઘાસની ગાઢી ગંજીમા એક બાજુએથી નાની સરખી ચિણગારી મૂકી દેવામાં આવે, તો તે ચિણગારી એક એક તૃણને ક્રમશઃ બાળતી બાળતી તે આખી ગંજીને વિલંબથી બાળી શકે છે, તે જ ચિણગારી ઘાસની શિથિલ અને છૂટી-છવાઈ ગંજીમાં ચારે બાજુથી મૂકવામાં આવે, તો એકી સાથે એને બાળી નાખે છે

આ વાતને વિશેષ સ્ફુટ કરવા માટે શાસ્ત્રમાં બીજાં બે દૃષ્ટાંત આપ્યાં છે: ૧. ગણિતક્રિયાનું અને ૨. વસ્ત્ર સૂકવવાનું. જેમ કોઈ વિશિષ્ટ સંખ્યાનો લઘુતમછેદ કાઢવો હોય, તો તેને માટે ગણિતપ્રક્રિયામાં અનેક ઉપાયો છે. નિપુણ ગણિતજ્ઞ જવાબ લાવવાને માટે એક એવી રીતનો ઉપયોગ કરે છે કે જેથી બહુ જ ઉતાવળથી જવાબ નીકળી આવે છે, જ્યારે બીજો સાધારણ જાણનાર મનુષ્ય ભાગાકાર આદિ વિલંબસાધ્ય ક્રિયાથી તે જવાબને ધીમે ધીમે લાવી શકે છે. પરિણામ સરખું હોવા છતાં પણ કુશળ ગણિતજ્ઞ એનો શીઘ્ર નિકાલ લાવી શકે છે, જ્યારે સાધારણ ગણિતજ્ઞ વિલંબથી નિકાલ લાવી શકે છે. એ જ રીતે સમાનરૂપે ભીનાં થયેલાં બે કપડાંમાથી એકને વાળીને અને બીજાને છૂટું

કરીને સૂકવવામાં આવે, તો વાળેલું વિલંબથી અને છૂટું કરેલું જલદીથી સુકાઈ જશે. પાણીનું પરિમાણ અને શોષણક્રિયા સમાન હોવા છતાં પણ કપડાના સંકોચ અને વિસ્તારના કારણથી એના સુકાવામાં વિલંબ અને શીઘ્રતાનો ફરક પડે છે. એ જ રીતે સમાન પરિમાણના અપવર્તનીય અને અનપવર્તનીય આયુષને ભોગવવામાં પણ ફક્ત વિલંબ અને શીઘ્રતાનો જ તફાવત છે; બીજો કાંઈ નહિ. એથી કૃતનાશ આદિ ઉક્ત દોષો આવતા નથી. [૫૨]

# અધ્યાય ૩

બીજા અધ્યાયમાં ગતિની અપેક્ષાએ સંસારી જીવના નારક, મનુષ્ય, તિર્યંચ અને દેવ એ ચાર પ્રકાર કહ્યા છે. સ્થાન, આયુષ અને અવગાહના આદિનુ વર્ણન કરી તેમનું વિશેષ સ્વરૂપ ત્રીજા અને ચોથા અધ્યાયમા બતાવવાનુ છે. ત્રીજા અધ્યાયમાં નારક, તિર્યંચ અને મનુષ્યનું વર્ણન છે અને ચોથામાં દેવનું વર્ણન છે.

પ્રથમ નારકોનુ વર્ણન કરે છે :

**रत्नशर्करावालुकापङ्कधूमतमोमहातम प्रभाभूमयो घनाम्बुवाताकाशप्रतिष्ठाः सप्ताधोऽध. पृथुतराः । १ ।**

**तासु नरकाः । २ ।**

**नित्याशुभतरलेश्यापरिणामदेहवेदनाविक्रियाः ।३।**

**परस्परोदीरितदुःखाः । ४ ।**

**संक्लिष्टासुरोदीरितदुःखाश्च प्राक् चतुर्थ्याः । ५ ।**

**तेष्वेकत्रिसप्तदशसप्तदशद्वाविंशतित्रयस्त्रिंशत्साग-रोपमाः सत्त्वानां परा स्थितिः । ६ ।**

રત્નપ્રભા, શર્કરાપ્રભા, વાલુકાપ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, તમઃપ્રભા અને મહાતમઃપ્રભા એ સાત ભૂમિએ છે; જે ઘનાંબુ, વાત અને આકાશ ઉપર સ્થિત છે; એકબીજાની નીચે છે; અને નીચેનીચેની, એકબીજાથી અધિક વિસ્તારવાળી છે.

એ ભૂમિઓમાં નરક છે.

તે નરક નિત્ય–નિરંતર અશુભતર લેશ્યા, પરિણામ, દેહ, વેદના, અને વિક્રિયાવાળાં છે.

તથા પરસ્પર ઉત્પન્ન કરેલા દુઃખવાળાં હોય છે.

અને ચોથી ભૂમિથી પહેલાં અર્થાત્ ત્રણ ભૂમિઓ સુધી સંક્લિષ્ટ અસુરો દ્વારા ઉત્પન્ન કરેલા દુઃખવાળાં પણ હોય છે.

એ નરકોમાં વર્તમાન પ્રાણીઓની ઉત્કૃષ્ટ સ્થિતિ ક્રમથી એક, ત્રણ, સાત, દશ, સત્તર, બાવીશ અને તેત્રીસ સાગરોપમ પ્રમાણ છે.

લોકના અધો, મધ્યમ અને ઊર્ધ્વ એવા ત્રણ ભાગ છે. નીચેનો ભાગ મેરુ પર્વતની સમતલ ભૂમિની નીચે નવસો યોજનના ઊંડાણ પછી ગણાય છે, જેનો આકાર ઊંધા કરેલા શરાવ–શકોરા જેવો છે; અર્થાત્ નીચે નીચે વિસ્તીર્ણ છે. સમતલની નીચે નવસો યોજન તેમ જ તેની ઉપરના નવસો યોજન અર્થાત્ કુલ અઢારસો યોજનનો મધ્યમ લોક છે, જેનો આકાર ઝાલરની પેઠે બરાબર આયામવિષ્કંભ–લંબાઈ

અને પહોળાઈવાળો છે. મધ્યમ લોકની ઉપરનો સંપૂર્ણ લોક ઊર્ધ્વ લોક છે, જેનો આકાર પખાજ જેવો છે.

નારકોના નિવાસસ્થાનની ભૂમિઓ નરકભૂમિ કહેવાય છે, જે અધોલોકમાં છે. એવી ભૂમિઓ સાત છે. એ સાતે ભૂમિઓ સમશ્રેણિમાં ન હોઈ એક બીજાથી નીચે છે. એમનો આયામ – લંબાઈ અને વિષ્કંભ – પહોળાઈ પરસ્પર સમાન નથી; પરન્તુ નીચેનીચેની ભૂમિની લંબાઈ-પહોળાઈ અધિક અધિક છે; અર્થાત્ પહેલી ભૂમિથી બીજીની લંબાઈ-પહોળાઈ અધિક છે; બીજીથી ત્રીજીની. આ રીતે છઠ્ઠીથી સાતમી સુધીની લંબાઈ-પહોળાઈ અધિકઅધિક સમજવી જોઈએ.

આ સાતે ભૂમિઓ એક બીજાથી નીચે છે, પરન્તુ એક બીજાને અડીને રહેલી નથી, અર્થાત્ એક બીજાની વચમાં બહુ જ મોટુ અંતર છે. આ અંતરમાં ઘનોદધિ. ઘનવાત, તનુવાત અને આકાશ ક્રમથી નીચેનીચે છે. અર્થાત્ પહેલી નરકભૂમિની નીચે ઘનોદધિ છે, ઘનોદધિની નીચે ઘનવાત છે, ઘનવાતની નીચે તનુવાત અને તનુવાતની નીચે આકાશ[1] છે. આકાશની

---

૧. ભગવતીસૂત્રમા લોકસ્થિતિનું સ્વરૂપ સમજાવતા બહુ સ્પષ્ટ હકીકત નીચે પ્રમાણે આપેલી છે:

"ત્રસ, સ્થાવરાદિ પ્રાણીઓનો આધાર પૃથ્વી છે; પૃથ્વીનો આધાર ઉદધિ છે; ઉદધિનો આધાર વાયુ છે અને વાયુનો આધાર આકાશ છે. વાયુને આધારે ઉદધિ અને તેને આધારે પૃથ્વી રહી જ કેમ શકે? આ પ્રશ્નનો ખુલાસો નીચે પ્રમાણે છે.

કોઈ પુરુષ પવન ભરીને ચામડાની મસકને ફુલાવે. પછી વાધરીની મજબૂત ગાંઠથી મસકનુ મોઢું બાંધી લે. એ જ રીતે મસ-

પછી બીજી નરકભૂમિ છે. આ ભૂમિ અને ત્રીજી ભૂમિની વચમાં પણ ઘનોદધિ આદિનો એ જ ક્રમ છે; આ રીતે સાતમી ભૂમિ સુધી બધી ભૂમિઓની નીચે એ ક્રમથી ઘનોદધિ આદિ વર્તમાન છે. ઉપરની અપેક્ષાએ નીચેના પૃથ્વીપિંડ–ભૂમિની જાડાઈ અર્થાત્ ઉપરથી લઈ નીચેના તલ સુધીનો ભાગ ઓછો ઓછો છે. જેમ કે પ્રથમ ભૂમિની જાડાઈ એક લાખ એંશી હજાર યોજન, બીજીની એક લાખ બત્રીશ હજાર, ત્રીજીની એક લાખ અઠ્ઠાવીશ હજાર, ચોથીની એક લાખ વીસ હજાર, પાંચમીની એક લાખ અઢાર હજાર, છઠ્ઠીની એક લાખ સોળ હજાર તથા સાતમીની જાડાઈ એક લાખ આઠ હજાર યોજન છે. સાતે ભૂમિઓની નીચે જે સાત ઘનોદધિવલય છે, એ બધાની જાડાઈ એકસરખી છે એટલે કે વીસ વીસ હજાર યોજનની છે; અને જે સાત ઘનવાત તથા સાત તનુવાત વલયો છે એમની જાડાઈ સામાન્ય-

---

કના વચલા ભાગને પણ વાધરીથી બાંધી લે; એમ થવાથી મસકમાં ભરેલા પવનના બે વિભાગ થઈ જશે અને મસકનો આકાર ડાકલા જેવો લાગશે. હવે મસકનું મોઢું ઉઘાડી ઉપલા ભાગનો પવન કાઢી નાંખે અને તે જગ્યાએ પાણી ભરી દે અને પાછું મસકનું મોઢું બંધ કરે; અને પછી વચ્ચેનું બંધન છોડી નાખે, તો જણાશે કે જે પાણી મસકના ઉપલા ભાગમાં ભરેલું છે તે ઉપરના ભાગમા જ રહેશે–વાયુની ઉપર જ રહેશે–નીચે નહિ જાય. કારણ કે ઉપરના ભાગમા રહેલા પાણીને મસકની નીચેના ભાગમાં રહેલા પવનનો આધાર છે. અર્થાત્ જેમ મસકમા પવનને આધારે પાણી ઉપર જ રહે છે, તેમ પૃથિવી વગેરે પણ પવનને આધારે પ્રતિષ્ઠિત છે.” શતક ૧, ઉદ્દેશક ૬.

રૂપથી અસંખ્યાત યોજન પ્રમાણુ હોવા છતાં પણ પરસ્પર તુલ્ય નથી, અર્થાત્ પ્રથમ ભૂમિની નીચેના ઘનવાતવલય તથા તનુવાતવલયની અસંખ્યાત યોજન પ્રમાણુ જાડાઇથી બીજી ભૂમિની નીચેના ઘનવાતવલય તથા તનુવાતવલયની જાડાઈ વિશેષ છે. એ જ ક્રમથી ઉત્તરઉત્તર છઠ્ઠી ભૂમિના ઘનવાત, તનુવાત વલયથી સાતમી ભૂમિના ઘનવાત, તનુવાત વલયની જાડાઈ વિશેષ વિશેષ છે. એ રીતે આકાશનું પણ સમજવું.

પહેલી ભૂમિ રત્નપ્રધાન હોવાથી રત્નપ્રભા કહેવાય છે. એ રીતે શર્કરા એટલે કે કાંકરાની બહુલતાને લીધે બીજી શર્કરાપ્રભા, વાલુકા એટલે કે રેતીની મુખ્યતાને લીધે ત્રીજી વાલુકાપ્રભા, પંક એટલે કે કાદવની અધિકતાથી ચોથી પંકપ્રભા, ધૂમ એટલે કે ધુમાડાની અધિકતાથી પાચમી ધૂમપ્રભા, તમ: એટલે કે અંધારાની વિશેષતાથી છઠ્ઠી તમઃપ્રભા અને મહાતમ. એટલે ઘન અંધકારની પ્રચુરતાથી સાતમી ભૂમિ મહાતમઃપ્રભા કહેવાય છે. એ સાતેનાં નામ ક્રમપૂર્વક ઘર્મા, વંશા, શૈલા, અંજના, રિષ્ટા, માઘવ્યા અને માઘવી છે.

રત્નપ્રભા ભૂમિના ત્રણ કાંડ-ભાગ છે. પહેલો ખરકાંડ રત્નપ્રચુર છે; જે સૌથી ઉપર છે. તેની જાડાઈ ૧૬ હજાર યોજન પ્રમાણુ છે. એની નીચેનો બીજો કાંડ પંકબહુલ કાદવથી ભરેલો છે, જેની જાડાઈ ૮૪ હજાર યોજન છે. એની નીચેનો ત્રીજો ભાગ જલબહુલ-પાણીથી ભરેલો છે; જેની જાડાઈ ૮૦ હજાર યોજન છે. ત્રણે કાંડાની જાડાઈનો સરવાળો કરીએ તો એક લાખ એંશી હજાર યોજન થાય છે. આ પહેલી ભૂમિની જાડાઈ થઈ. બીજીથી લઈ સાતમી ભૂમિ સુધીમાં આવો વિભાગ નથી. કેમ કે એમા શર્કરા વાલુકા

આદિ જે જે પદાર્થો છે તે બધી જગ્યાએ એક સરખા છે. રત્નપ્રભાનો પ્રથમ કાંડ બીજા ઉપર અને બીજો કાંડ ત્રીજા ઉપર સ્થિત છે; ત્રીજો કાંડ ઘનોદધિવલય ઉપર, ઘનોદધિ ઘનવાતવલય ઉપર; ઘનવાત તનુવાતવલય ઉપર અને તનુવાત આકાશ ઉપર પ્રતિષ્ઠિત છે; પરન્તુ આકાશ કોઈના ઉપર સ્થિત નથી, તે આત્મપ્રતિષ્ટિત છે; કેમ કે આકાશનો સ્વભાવ જ એવો છે કે જેથી એને બીજા આધારની અપેક્ષા રહેતી નથી. બીજી ભૂમિનો આધાર એનો ઘનોદધિવલય છે; તે વલય પોતાની નીચેના ઘનવાતવલય ઉપર આશ્રિત છે; ઘનવાત પોતાની નીચેના તનુવાતનો આશ્રિત છે; તનુવાત નીચેના આકાશ ઉપર પ્રતિષ્ઠિત છે અને આકાશ સ્વાશ્રિત છે. એ જ ક્રમ સાતે ભૂમિઓ સુધી દરેક ભૂમિ અને એના ઘનોદધિ આદિ વલયની સ્થિતિના સંબંધમાં સમજી લેવો. ઉપરઉપરની ભૂમિથી નીચેનીચેની ભૂમિનુ બાહલ્ય ઓછુ હોવા છતાં પણ એનો વિષ્કંભ આયામ અધિકઅધિક વધતો જ જાય છે. એથી એનુ સંસ્થાન છત્રાતિછત્રની સમાન અર્થાત્ ઉત્તરોત્તર પૃથુ-વિસ્તીર્ણ, પૃથુતર કહેવાય છે. [૧]

સાતે ભૂમિઓની જેટજેટલી જાડાઈ પહેલાં કહી છે એની ઉપર તથા નીચેના એકએક હજાર યોજન છોડી દઈને બાકીના મધ્યભાગમાં નરકાવાસ છે. જેમ કે રત્નપ્રભાની એક લાખ એંશી હજાર યોજનની જાડાઈમાંથી ઉપર નીચેના એક-એક હજાર યોજન છોડીને વચલા એક લાખ અઠ્ઠોતેર હજાર યોજન પ્રમાણ ભાગમાં નરક છે. એ જ ક્રમ સાતે ભૂમિ સુધી સમજી લેવો. નરકોનાં રૌરવ, રૌદ્ર, ઘાતન, શોચન આદિ અશુભ નામ છે; જેમને સાંભળતાં જ ભય પેદા થાય

છે. રત્નપ્રભાગત સીમંતક નામના નરકાવાસથી લઈ મહાતમ-પ્રભાગત અપ્રતિષ્ઠાનનામક નરકાવાસ સુધીના બધા નરકાવાસ વજ્રના છરાના જેવાં તળવાળા છે; પણ બધાનાં સંસ્થાન – આકાર એક સરખા નથી. કેટલાક ગોળ, કેટલાક ત્રિકોણ, કેટલાક ચતુષ્કોણ, કેટલાક હાંલ્લાં જેવા, કેટલાક લોઢાના ઘડા જેવા, એ રીતે ભિન્નભિન્ન પ્રકારના હોય છે. પ્રસ્તર – પ્રતર જે માળવાળા ઘરના તળ સમાન છે, એમની સંખ્યા આ પ્રમાણે છે : રત્નપ્રભામાં તેર પ્રસ્તર છે અને શર્કરા-પ્રભામાં અગિયાર. આ પ્રકારે દરેક નીચેની ભૂમિમાં બબ્બે ઘટાડવાથી સાતમી મહાતમ:પ્રભા ભૂમિમા એક જ પ્રસ્તર છે. એ પ્રસ્તરોમાં નરક છે.

भूमिओमा नरकावासोनी सख्या : પ્રથમ ભૂમિમાં ત્રીસ લાખ, બીજીમા પચીસ લાખ, ત્રીજીમાં પંદર લાખ, ચોથીમા દસ લાખ, પાંચમીમાં ત્રણ લાખ, છઠ્ઠીમાં પાંચ ઓછા એક લાખ (૯૯,૯૯૫) અને સાતમી ભૂમિમાં ફક્ત પાંચ નરકાવાસ છે.

પ્ર૦—પ્રસ્તરોમાં નરક છે એમ કહેવાનો શો અર્થ ?

ઉ૦—એક પ્રસ્તર અને બીજા પ્રસ્તરની વચ્ચે જે અવકાશ એટલે કે અંતર છે, એમાં નરક નથી; કિન્તુ દરેક પ્રસ્તરની જાડાઈ જે ત્રણ ત્રણ હજાર યોજનની માનવામા આવે છે, એમાં એ વિવિધ સંસ્થાનવાળાં નરક છે.

પ્ર૦—નરક અને નારકનો શો સંબંધ ?

ઉ૦—નારક એ જીવ છે; અને નરક એના સ્થાનનું નામ છે. નરક નામના સ્થાનના સંબંધથી જ તેઓ નારક કહેવાય છે. [૨]

પહેલી ભૂમિથી બીજી અને બીજીથી ત્રીજી એ રીતે સાતમી ભૂમિ સુધીનાં નરક અશુભ, અશુભતર અને અશુભતમ રચનાવાળાં છે. એ પ્રકારે એ નરકોમાં રહેલ નારકોની લેશ્યા, પરિણામ, દેહ, વેદના અને વિક્રિયા પણ ઉત્તરઉત્તર અધિક-અધિક અશુભ છે.

લેશ્યા : રત્નપ્રભામાં કાપોત લેશ્યા છે; શર્કરાપ્રભામાં પણ કાપોત છે; પરંતુ તે રત્નપ્રભાથી અધિક તીવ્ર સંક્લેશવાળી છે. વાલુકાપ્રભામાં કાપોત અને નીલ લેશ્યા છે; પંકપ્રભામાં નીલલેશ્યા છે; ધૂમપ્રભામાં નીલ અને કૃષ્ણલેશ્યા છે; તમઃપ્રભામાં કૃષ્ણલેશ્યા છે, અને મહાતમઃપ્રભામાં કૃષ્ણલેશ્યા છે; પરંતુ તે તમઃપ્રભાથી તીવ્રતમ છે.

પરિણામ : વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ આદિ અનેક પ્રકારનાં પૌદ્ગલિક પરિણામો સાતે ભૂમિઓમાં ઉત્તરોત્તર અધિકઅધિક અશુભ હોય છે.

શરીર : સાતે ભૂમિઓના નારકોનાં શરીર અશુભ નામ-કર્મના ઉદયથી ઉત્તરોત્તર અધિકઅધિક અશુભ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ અને સંસ્થાનવાળાં તથા અધિકઅધિક અશુચિ અને બીભત્સ છે.

વેદના : સાતે ભૂમિઓના નારકોની વેદના ઉત્તરોત્તર અધિક તીવ્ર હોય છે. પહેલી ત્રણ ભૂમિઓમાં ઉષ્ણ વેદના, ચોથીમાં ઉષ્ણશીત, પાંચમીમાં શીતોષ્ણ, છઠ્ઠીમાં શીત અને સાતમીમાં શીતતર વેદના હોય છે. આ ઉષ્ણતાની અને શીતતાની વેદના એટલી સખત હોય છે કે. એ વેદનાઓને ભોગવનારા નારકો જો મર્ત્યલોકની સખત ગરમી અથવા

સખત શરદીમાં આવી જાય તો તેઓ ખૂબ આરામથી ઊંઘી શકે.

વિક્રિયા: એમની વિક્રિયા પણ ઉત્તરોત્તર અધિક અશુભ હોય છે. તેઓ દુઃખથી ગભરાઈને એનાથી છૂટવાને માટે પ્રયત્ન કરે છે, પરંતુ ઊલટી જ સ્થિતિ પ્રાપ્ત થાય છે. સુખનુ સાધન મેળવવા જતા એમને દુઃખનાં સાધન જ મળી જાય છે. તેઓ વૈક્રિયલબ્ધિથી બનાવવા જાય છે શુભ, પરંતુ બની જાય છે અશુભ.

પ્ર૦—લેશ્યા આદિ અશુભતર ભાવોને નિત્ય કહ્યા એનો શો અર્થ ?

ઉ૦—નિત્યનો અર્થ નિરંતર છે. ગતિ, જાતિ, શરીર અને અંગોપાંગ નામકર્મના ઉદયથી નરકગતિમાં લેશ્યા આદિ ભાવો જીવન પર્યંત અશુભ જ બની રહે છે; વચમાં એક પળને માટે ક્યારે પણ અંતર પડતું નથી, અને એક પળભર શુભ પણ થતા નથી. [૩]

પ્રથમ તો નરકમાં ક્ષેત્રસ્વભાવથી જ શરદી–ગરમીનું ભયંકર દુઃખ તો હોય છે જ, પરન્તુ ભૂખ અને તરસનું દુઃખ એનાથી પણ વધારે ભયંકર હોય છે. ભૂખનુ દુઃખ એટલુ અધિક હોય છે કે અગ્નિની માફક બધુ ખાતાં પણ શાંતિ થતી નથી, ઊલટુ ભૂખની જ્વાલા તેજ થતી જાય છે તરસનુ કષ્ટ એટલું અધિક છે કે ગમે તેટલું પાણી હોય તો પણ એનાથી તૃપ્તિ થતી જ નથી. આ દુઃખ ઉપરાંત વધારે મોટું દુઃખ તો એમને પરસ્પરમાં વૈર અને મારપીટથી થાય છે. જેમ બિલાડી અને ઉંદર તથા સાપ અને નોળિયો જન્મશત્રુ છે, તેમ જ નારક જીવો પણ જન્મશત્રુ છે.

આથી તેઓ એક બીજાને જોઈને કૂતરાની માફક પરસ્પર લડે છે. કરડે છે, અને ગુસ્સાથી બળે છે; આથી તેઓ પરસ્પરજનિત દુઃખવાળા કહેવાય છે. [૪]

નારકોની ત્રણ પ્રકારની વેદના મનાય છે; એમાંથી ક્ષેત્રસ્વભાવજન્ય અને પરસ્પરજન્ય વેદનાનું વર્ણન પાછળ કર્યું છે. ત્રીજી વેદના પરમાધાર્મિકજનિત છે. પહેલા બે પ્રકારની વેદનાઓ સાતે ભૂમિઓમાં સાધારણ છે, પરંતુ ત્રીજા પ્રકારની વેદના ફક્ત પહેલી ત્રણ ભૂમિઓમાં હોય છે; કેમ કે એ ભૂમિઓમાં પરમાધાર્મિક છે. પરમાધાર્મિક એક પ્રકારના અસુર દેવો છે, જે ઘણા જ ક્રૂર સ્વભાવવાળા અને પાપરત હોય છે. એમની અંબ, અંબરીષ આદિ પંદર જાતિઓ છે. તે સ્વભાવથી એટલા નિર્દય અને કુતૂહલી હોય છે કે એમને બીજાઓને સતાવવામાં જ આનંદ મળે છે, આથી તેઓ નારકોને અનેક પ્રકારના પ્રહારોથી દુઃખી કર્યા જ કરે છે. તેઓ કૂતરા, પાડા અને મલ્લોની માફક તેમને પરસ્પર લડાવે છે, અને તેઓને અંદરઅંદર લડતા કે મારપીટ કરતા જોઈને તેઓ બહુ ખુશી થાય છે. જો કે આ પરમાધાર્મિક એક પ્રકારના દેવો છે, અને તેઓને બીજાં પણ સુખનાં સાધન છે, તોપણ પૂર્વજન્મકૃત તીવ્ર દોષના કારણથી તેઓ બીજાને સતાવવામાં જ પ્રસન્ન રહે છે. નારકો પણ બિચારા કર્મવશ અશરણ હોઈને આખું જીવન તીવ્ર વેદનાઓના અનુભવમાં જ વ્યતીત કરે છે. વેદના કેટલીયે હોય પરંતુ નારકોને કોઈનું શરણ પણ નથી અને અનપવર્તનીય – વચમાં ઓછું નહિ થનાર આયુષના કારણથી તેમનું જીવન પણ જલદી સમાપ્ત થતુ નથી. [૫]

નારકોની સ્થિતિ. દરેક ગતિના જીવોની સ્થિતિ–આયુમર્યાદા જઘન્ય અને ઉત્કૃષ્ટ બે પ્રકારની બતાવવામાં આવી છે. જેનાથી ઓછું ન હોઈ શકે તે જઘન્ય અને જેનાથી અધિક ન હોઈ શકે તે ઉત્કૃષ્ટ. આ જગ્યાએ નારકોની ફક્ત ઉત્કૃષ્ટ સ્થિતિનું વર્ણન છે. જઘન્ય[1] સ્થિતિ આગળ બતાવવામા આવશે. પહેલીમાં એક સાગરોપમની, બીજીમાં ત્રણની, ત્રીજીમાં સાતની, ચોથીમાં દસની, પાંચમીમાં સત્તરની, છઠ્ઠીમાં બાવીસની અને સાતમીમા તેત્રીસ સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ છે.

અહીં સુધી સામાન્ય રીતે અધોલોકનુ વર્ણન પૂરું થાય છે. એમા બે બાબતો ખાસ જાણી લેવી જોઈએ: ગતિ-આગતિ અને દ્વીપ–સમુદ્ર આદિનો સભવ.

ગતિ: અસંજ્ઞી પ્રાણી મરીને પહેલી ભૂમિમાં ઉત્પન્ન થઈ શકે છે, આગળ નહિ, ભુજપરિસર્પ પહેલી બે ભૂમિ સુધી, પક્ષી ત્રણ ભૂમિ સુધી, સિંહ ચાર ભૂમિ સુધી, ઉરગ પાંચ ભૂમિ સુધી, સ્ત્રી છ ભૂમિ સુધી અને મત્સ્ય તથા મનુષ્ય મરીને સાત ભૂમિ સુધી જઈ શકે છે. સારાંશ કે તિર્યંચ અને મનુષ્ય જ નરક ભૂમિમાં પેદા થઈ શકે છે, દેવ અને નારક નહિ; કારણ કે એમનામાં એવા અધ્યવસાયનો અભાવ છે. નારક મરીને ફરી તરત જ નરક ગતિમાં પેદા થતો નથી; અને તરત જ દેવગતિમાં પણ પેદા થતો નથી, એ ફક્ત તિર્યંચ અને મનુષ્ય ગતિમાં પેદા થઈ શકે છે.

---

૧ જુઓ અ. ૪ સૂ૦ ૪૩–૪૪.

આગતિ : પહેલી ત્રણ ભૂમિઓના નારકો મનુષ્યજન્મ પ્રાપ્ત કરી તીર્થંકરપદ સુધી પહોંચી શકે છે; ચાર ભૂમિઓના નારકો મનુષ્યત્વ પ્રાપ્ત કરી નિર્વાણ પણ પ્રાપ્ત કરી શકે છે; પાંચ ભૂમિઓના નારકો મનુષ્યગતિમાં સંયમનો લાભ કરી શકે છે; છ ભૂમિઓમાંથી નીકળેલા નારકો દેશવિરતિ અને સાત ભૂમિમાંથી નીકળેલા સમ્યક્ત્વનો લાભ મેળવી શકે છે.

દ્વીપ, સમુદ્ર આદિનો સંભવ : રત્નપ્રભાને છોડીને બાકીની છ ભૂમિઓમાં નથી દ્વીપ, સમુદ્ર, પર્વત, સરોવર, કે નથી ગામ, શહેર આદિ; નથી વૃક્ષ લતા આદિ બાદર વનસ્પતિકાય કે નથી દ્વીન્દ્રિયથી લઈને પંચેન્દ્રિય પર્યંત તિર્યંચ; નથી મનુષ્ય કે નથી કોઈ પ્રકારના દેવ. રત્નપ્રભા છોડીને એમ કહેવાનું કારણ એ છે કે એની ઉપરનો થોડો ભાગ મધ્યલોક – તિર્યગ્લોકમાં સંમિલિત છે, તેથી એ ભાગમાં ઉપર જણાવેલા દ્વીપ, સમુદ્ર, ગ્રામ, નગર, વનસ્પતિ, તિર્યંચ, મનુષ્ય અને દેવ મળી આવે છે. રત્નપ્રભા સિવાયની બાકીની છ ભૂમિઓમાં ફક્ત નારક અને કેટલાક એકેંદ્રિય જીવો હોય છે. આ સામાન્ય નિયમનો અપવાદ પણ છે; કારણ કે એ ભૂમિઓમાં ક્યારેક કોઈ સ્થાન ઉપર કેટલાક મનુષ્ય, દેવ, અને પંચેંદ્રિય તિર્યંચનો પણ સંભવ છે. મનુષ્યનો સંભવ તો એ અપેક્ષાએ છે કે કેવલિસમુદ્‌ઘાત કરતો મનુષ્ય સર્વ-લોકવ્યાપી હોવાથી એ ભૂમિઓમાં પણ આત્મપ્રદેશ ફેલાવે છે. આ ઉપરાંત વૈક્રિયલબ્ધિવાળા મનુષ્યો પણ એ ભૂમિ સુધી પહોંચે છે. તિર્યંચો પણ એ ભૂમિ સુધી પહોંચે છે, પરંતુ તે ફક્ત વૈક્રિયલબ્ધિની અપેક્ષાએ જ માનવામાં આવે છે. દેવો ત્યાં સુધી પહોંચે છે એ વિષયમાં હકીકત આ

પ્રમાણે છે. કેટલાક દેવો ક્યારેક ક્યારેક પોતાના પૂર્વજન્મના મિત્ર નારકોની પાસે એમને દુઃખમુક્ત કરવાના ઉદ્દેશથી જાય છે. એ રીતે જનારા દેવો પણ ફક્ત ત્રણ ભૂમિઓ સુધી જઈ શકે છે; આગળ નહિ. પરમાધાર્મિક જે એક પ્રકારના દેવ છે, અને નરકપાલ કહેવાય છે, તે તો જન્મથી જ પહેલી ત્રણ ભૂમિઓમાં હોય છે. બીજા દેવો જન્મથી ફક્ત પહેલી ભૂમિમાં જ હોય છે [૬]

હવે મધ્યલોકનું વર્ણન કરે છે:

**जम्बूद्वीपलवणादयः शुभनामानो द्वीपसमुद्राः ।७।**

**द्विर्द्विर्विष्कम्भाः पूर्वपूर्वपरिक्षेपिणो वलयाकृतयः।८।**

**तन्मध्ये मेरुनाभिर्वृत्तो योजनशतसहस्रविष्कम्भो जम्बूद्वीपः ।९।**

**तत्र भरतहैमवतहरिविदेहरम्यकहैरण्यवतैरावतवर्षाः क्षेत्राणि ।१०।**

**तद्विभाजिनः पूर्वापरायता हिमवन्महाहिमवन्निषधनीलरुक्मिशिखरिणो वर्षधरपर्वताः ।११।**

**द्विर्धातकीखण्डे ।१२।**

**पुष्करार्धे च ।१३।**

**प्राङ् मानुषोत्तरान् मनुष्याः ।१४।**

**आर्या म्लेच्छाश्च ।१५।**

**भरतैरावतविदेहाः कर्मभूमयोऽन्यत्र देवकुरूत्तरकुरुभ्यः ।१६।**

**नृस्थिती परापरे त्रिपल्योपमान्तर्मुहूर्ते ।१७।**

**तिर्यग्योनीनां च ।१८।**

જંબૂદ્વીપ વગેરે શુભ નામવાળા દ્વીપ તથા લવણ વગેરે શુભ નામવાળા સમુદ્રો છે.

તે બધા દ્વીપ અને સમુદ્ર, વલય જેવી આકૃતિવાળા, પૂર્વપૂર્વને વેષ્ટિત કરવાવાળા અને બમણા બમણા વિષ્કંભ – વ્યાસ – વિસ્તારવાળા છે.

એ બધાની વચમાં જંબૂદ્વીપ છે; જે વૃત્ત એટલે કે ગોળ છે, લાખ યોજન વિષ્કંભવાળો છે અને જેની મધ્યમાં મેરુ પર્વત છે.

એમાં – જંબૂદ્વીપમાં ભરતવર્ષ, હૈમવતવર્ષ, હરિવર્ષ, વિદેહવર્ષ, રમ્યકવર્ષ, હૈરણ્યવતવર્ષ, ઐરાવતવર્ષ એ સાત ક્ષેત્રો છે. એ ક્ષેત્રોને જુદા કરતા અને પૂર્વથી પશ્ચિમ લંબાયેલા એવા હિમવાન, મહાહિમવાન, નિષધ, નીલ, રુક્મી અને શિખરી એ છ વર્ષધર – વંશધર પર્વતો છે.

ધાતકીખંડમાં પર્વત તથા ક્ષેત્રો જંબૂદ્વીપથી બમણાં છે.

પુષ્કરાર્ધદ્વીપમાં પણ એટલાં જ છે.

માનુષોત્તર નામક પર્વતના પૂર્વભાગ સુધી મનુષ્યો છે.

તે આર્ય અને મ્લેચ્છ છે.

દેવકુરુ અને ઉત્તરકુરુ બાદ કરી ભરત, ઐરાવત, તથા વિદેહ એ બધી કર્મભૂમિઓ છે.

**મનુષ્યોની સ્થિતિ – આયુષ્ય ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમ સુધી અને જઘન્ય અંતર્મુહૂર્ત પ્રમાણ હોય છે.**

**તથા તિર્યંચોની સ્થિતિ પણ એટલી જ છે.**

દ્વીપ અને સમુદ્રો : મધ્યમલોકની આકૃતિ ઝાલરની સમાન કહેવાય છે; આ જ હકીકત દ્વીપ-સમુદ્રના વર્ણન દ્વારા સ્પષ્ટ કરી છે. મધ્યમલોકમાં દ્વીપ અને સમુદ્ર અસંખ્યાત છે. તે ક્રમથી દ્વીપની પછી સમુદ્ર અને સમુદ્રની પછી દ્વીપ એ રીતે ગોઠવાયેલા છે. એ બધાનાં નામ શુભ જ છે. અહીં દ્વીપ-સમુદ્રના વિષયમાં વ્યાસ, રચના અને આકૃતિ એ ત્રણ બાબતો બતાવી છે, જેનાથી મધ્યમ લોકનો આકાર માલૂમ પડે છે

વ્યાસ : જંબૂદ્વીપનો પૂર્વ–પશ્ચિમ તથા ઉત્તર–દક્ષિણ વિસ્તાર લાખ લાખ યોજનનો છે. લવણસમુદ્રનો વિસ્તાર એનાથી બમણો છે ધાતકીખંડનો લવણસમુદ્રથી બમણો, કાલોદધિનો ધાતકીખંડથી બમણો, પુષ્કરવરદ્વીપનો કાલોદધિથી બમણો, અને પુષ્કરોદધિસમુદ્રનો પુષ્કરવરદ્વીપથી બમણો વિસ્તાર છે. આ જ વિસ્તારનો ક્રમ છેવટ સુધી સમજવો જોઈએ, અર્થાત્ છેવટના દ્વીપ સ્વયંભૂરમણથી છેવટના સમુદ્ર સ્વયંભૂરમણનો વિસ્તાર બમણો છે.

રચના : દ્વીપ-સમુદ્રોની રચના ઘંટીના પડ અને થાળાની સમાન છે; અર્થાત્ જંબૂદ્વીપ લવણસમુદ્રથી વેષ્ટિત છે, લવણસમુદ્ર ધાતકીખંડથી, ધાતકીખંડ કાલોદધિથી, કાલોદધિ પુષ્કરવરદ્વીપથી અને પુષ્કરવર પુષ્કરોદધિથી વેષ્ટિત છે આ જ ક્રમ સ્વયંભૂરમણ સમુદ્ર પર્યંત છે.

आकृति: જંબૂદ્વીપ થાળી જેવો ગોળ છે અને બીજા બધા દ્વીપ-સમુદ્રોની આકૃતિ વલયના જેવી એટલે કે ચૂડીના જેવી છે. [૭-૮]

जंबूद्वीप, एना क्षेत्रो अने प्रधान पर्वतो: જંબૂદ્વીપ એવો દ્વીપ છે કે જે સૌથી પ્રથમ તથા બધા દ્વીપ-સમુદ્રોની વચમાં છે. અર્થાત્ એનાથી કોઈ દ્વીપ અથવા સમુદ્ર વેષ્ટિત થયેલ નથી. જંબૂદ્વીપનો વિસ્તાર લાખ યોજન પ્રમાણ છે. તે ગોળ છે; પરન્તુ લવણાદિકની જેમ તે ચૂડીના આકારનો નથી, પણ કુંભારના ચાકની સમાન છે. એની વચમાં મેરુ પર્વત છે. મેરુનું વર્ણન સંક્ષેપમાં આ પ્રમાણે છે: મેરુની ઊંચાઈ એક લાખ યોજનની છે, જેમાં હજાર યોજન જેટલો ભાગ જમીનમાં અર્થાત્ અદૃશ્ય છે. નવ્વાણું હજાર યોજન પ્રમાણ ભાગ જમીનની ઉપર છે. જે હજાર યોજન પ્રમાણ ભાગ જમીનમાં છે, એની લંબાઈ-પહોળાઈ દરેક જગ્યાએ દશ હજાર યોજન પ્રમાણ છે, પરન્તુ બહારના ભાગનો ઉપરનો અંશ જેમાંથી ચૂલિકા નીકળે છે, તે હજાર હજાર યોજન પ્રમાણ લાંબો-પહોળો છે. મેરુના ત્રણ કાંડ છે. તે ત્રણે લોકમાં અવગાહિત થઈને રહેલો છે અને ચાર વનોથી ઘેરાયેલો છે. પહેલો કાંડ હજાર યોજન પ્રમાણ છે જે જમીનમાં છે, બીજો ત્રેસઠ હજાર યોજન અને ત્રીજો છત્રીસ હજાર યોજન પ્રમાણ છે.

પહેલા કાંડમાં શુદ્ધ પૃથ્વી તથા કાંકરા આદિ, બીજામાં ચાંદી, સ્ફટિક આદિ, અને ત્રીજામાં સોનું અધિક છે. ચાર વનોનાં નામ ક્રમપૂર્વક ભદ્રશાલ, નંદન, સૌમનસ, અને પાંડુક છે. લાખ યોજનની ઊંચાઈ પછી સૌથી ઉપર એક ચૂલિકા

–ચોટલી છે જે ચાલીસ યોજન ઊંચી છે; અને જે મૂળમાં બાર યોજન, વચમાં આઠ યોજન અને ઉપર ચાર યોજન પ્રમાણ લાંબી–પહોળી છે.

જંબૂદ્વીપમાં મુખ્યતયા સાત ક્ષેત્રો છે. તે 'વંશ', 'વર્ષ', અથવા 'વાસ્ય' કહેવાય છે. તેમાં પહેલું ભરત છે; તે દક્ષિણ તરફ છે. ભરતની ઉત્તરે હૈમવત, હૈમવતની ઉત્તરે હરિ, હરિની ઉત્તરે વિદેહ, વિદેહની ઉત્તરે રમ્યક, રમ્યકની ઉત્તરે હૈરણ્યવત અને હૈરણ્યવતની ઉત્તરે ઐરાવત છે. વ્યવહારસિદ્ધ દિશાઓના નિયમ[1] પ્રમાણે મેરુ પર્વત સાતે ક્ષેત્રોના ઉત્તર ભાગમાં રહેલો છે.

સાતે ક્ષેત્રોને એક બીજાથી જુદાં પાડવા માટે તેમની વચમાં છ પર્વતો છે, તે 'વર્ષધર' કહેવાય છે. તે બધા પૂર્વથી પશ્ચિમ લાંબા છે. ભરત અને હૈમવત ક્ષેત્રની વચ્ચે હિમવાન પર્વત છે, હૈમવત અને હરિવર્ષને જુદા પાડનાર મહાહિમવાન છે, હરિવર્ષ અને વિદેહને નિષધ પર્વત જુદા પાડે છે, વિદેહ અને રમ્યકવર્ષની વચમાં નીલ પર્વત છે, રમ્યક અને હૈરણ્યવતને રુક્મી પર્વત ભિન્ન કરે છે, હૈરણ્યવત અને ઐરાવતને જુદા પાડનાર શિખરી પર્વત છે. [૯–૧૧]

---

૧. દિશાનો નિયમ સૂર્યના ઉદયાસ્ત ઉપર અવલંબિત છે. સૂર્યની તરફ મોઢું કરી ઊભા રહેતા ડાબી બાજુએ ઉત્તર દિશામાં મેરુ પર્વત છે ભરત ક્ષેત્રમા સૂર્યાસ્તની જે દિશા છે, તે ઐરાવતમાં સૂર્યોદયની છે તેથી ત્યાં પણ સૂર્યોદય તરફ મોઢું કરતા મેરુ ઉત્તર દિશામા જ પડે છે આ રીતે બીજાં ક્ષેત્રોમા પણ મેરુનું ઉત્તરવર્તિપણું સમજી લેવું.

ધાતકીખંડ અને પુષ્કરાર્ધદ્વીપ: જંબૂદ્વીપની અપેક્ષાએ ધાતકીખંડમાં મેરુ. વર્ષ અને વર્ષધરની સંખ્યા બમણી છે; અર્થાત્ એમાં બે મેરુ, ચૌદ વર્ષ અને બાર વર્ષધર છે; પરન્તુ નામ એક સરખાં જ છે. તાત્પર્ય કે જંબૂદ્વીપમાં આવેલા મેરુ, વર્ષધર અને વર્ષના જે નામ છે, તે જ ધાતકીખંડમાં આવેલા મેરુ આદિનાં છે. વલયાકૃતિ ધાતકીખંડના પૂર્વાર્દ્ધ અને પશ્ચિમાર્દ્ધ એવા બે ભાગ છે. પૂર્વાર્દ્ધ અને પશ્ચિમાર્દ્ધનો વિભાગ બે પર્વતથી થઈ જાય છે; તે દક્ષિણથી ઉત્તર ફેલાયેલા છે અને ઇષ્વાકાર — બાણની સમાન સરળ છે. પ્રત્યેક ભાગમાં એક એક મેરુ, સાત સાત વર્ષ અને છ છ વર્ષધર છે. સારાંશ એ છે કે નદી, ક્ષેત્ર, પર્વત આદિ જે કાંઈ જંબૂદ્વીપમાં છે, તે ધાતકીખંડમાં બમણાં છે. ધાતકીખંડને પૂર્વાર્દ્ધ અને પશ્ચિમાર્દ્ધ રૂપે વિભક્ત કરતા દક્ષિણથી ઉત્તર ફેલાયેલા ઇષ્વાકાર — બાણના આકારના બે પર્વત છે, તથા પૂર્વાર્દ્ધ અને પશ્ચિમાર્દ્ધમાં પૂર્વથી પશ્ચિમ ફેલાયેલા છ છ વર્ષધર પર્વતો છે. તે બધા એક બાજુએ કાલોદધિને સ્પર્શ કરે છે અને બીજી બાજુએ લવણોદધિને સ્પર્શ કરે છે. પૂર્વાર્દ્ધ અને પશ્ચિમાર્દ્ધમાં રહેલા છ છ વર્ષધરોને પૈડાની નાભિમાં લાગેલા આરાની ઉપમા આપવામાં આવે, તો એ વર્ષધરોના કારણે વિભક્ત થયેલાં સાત ભરત આદિ ક્ષેત્રોને આરાની વચમાં રહેલા અંતરની ઉપમા આપવી જોઈએ.

મેરુ, વર્ષ અને વર્ષધરોની જે સંખ્યા ધાતકીખંડમાં છે, તે જ પુષ્કરાર્દ્ધદ્વીપમાં છે. એટલે કે એમાં પણ બે મેરુ, ચૌદ વર્ષ તથા બાર વર્ષધર છે. ને બાણાકાર પર્વતોથી

વિભક્ત થયેલા પૂર્વાર્દ્ધ અને પશ્ચિમાર્દ્ધમાં રહેલા છે. આ રીતે સરવાળો કરતાં અઢીદ્વીપમાં કુલ પાંચ મેરુ, ત્રીશ વર્ષધર, પાંત્રીસ ક્ષેત્રો, પાંચ દેવકુરુ, પાંચ ઉત્તરકુરુ, પાંચ મહાવિદેહની એકસો સાઠ વિજય અને પાંચ ભરત તેમ જ પાંચ ઐરાવતના બસો પંચાવન 'આર્યદેશ' છે. અંતરદ્વીપ ફક્ત લવણ-સમુદ્રમાં હોવાથી છપ્પન છે. પુષ્કરદ્વીપમા એક 'માનુષોત્તર' નામનો પર્વત છે, તે એની ઠીકઠીક મધ્યમાં શહેરના કિલ્લાની જેમ ગોળાકાર ઊભો છે અને મનુષ્યલોકને ઘેરે છે. જંબુદ્વીપ, ધાતકીખંડ અને અર્ધો પુષ્કરદ્વીપ એ અઢીદ્વીપ તથા લવણ અને કાલોદધિ એ બે સમુદ્ર એટલો જ ભાગ 'મનુષ્યલોક' કહેવાય છે. ઉક્ત ભાગનુ નામ મનુષ્યલોક અને ઉક્ત પર્વતનુ નામ માનુષોત્તર એટલા માટે પડ્યું છે કે, એની બહાર કોઈ મનુષ્ય જન્મ લેતો નથી અને કોઈ મરતો નથી. ફક્ત વિદ્યાસંપન્ન મુનિ અથવા વૈક્રિયલબ્ધિધારી કોઈ મનુષ્ય અઢીદ્વીપની બહાર જઈ શકે છે, પરન્તુ એનાં પણ જન્મ, મરણ માનુષોત્તરની અંદર જ થાય છે. [૧૨-૧૩]

**મનુષ્યજાતિનું સ્થિતિક્ષેત્ર અને પ્રકાર:** માનુષોત્તરની પૂર્વે જે અઢીદ્વીપ અને બે સમુદ્ર કહ્યા છે, એમાં માણસની સ્થિતિ છે. પરંતુ એનો એવો અર્થ નથી કે તે દરેક જગ્યાએ છે. એનો ભાવાર્થ એવો છે કે જન્મથી તો મનુષ્યજાતિનું સ્થાન ફક્ત અઢીદ્વીપની અંદર રહેલાં જે પાંત્રીસ ક્ષેત્રો અને છપ્પન અંતરદ્વીપ કહ્યાં છે એમાં છે; પરન્તુ સંહરણ, વિદ્યા અથવા લબ્ધિના નિમિત્તથી મનુષ્ય અઢીદ્વીપના તથા બે સમુદ્રના કોઈપણ ભાગમાં દેખાય છે. એટલું જ નહિ પણ મેરુપર્વતની ચૂલિકા – ચોટલી ઉપર પણ તે ઉક્ત નિમિત્તથી રહી શકે છે.

એમ હોવા છતાં પણ તેઓ ભારતીય છે, તેઓ હૈમવતીય છે ઇત્યાદિ વ્યવહાર તેમના ક્ષેત્રના સંબંધથી અને તેઓ જંબૂદ્વીપીય છે, તેઓ ધાતકીખંડીય છે ઇત્યાદિ વ્યવહાર તેમના દ્વીપના સંબંધથી સમજવો જોઈએ. [૧૪]

મનુષ્યજાતિના મુખ્યપણે બે ભાગ છે: 'આર્ય' અને 'મ્લેચ્છ'. નિમિત્તભેદથી છ પ્રકારના આર્ય માનવામાં આવે છે. જેમ કે, ક્ષેત્રથી, જાતિથી, કુલથી, કર્મથી, શિલ્પથી અને ભાષાથી. 'ક્ષેત્રઆર્ય' તે છે જે પંદર કર્મભૂમિઓમાં અને એમાંયે પણ આર્યદેશોમાં[૧] પેદા થાય છે. જે ઇક્ષ્વાકુ, વિદેહ, હરિ, જ્ઞાત, કુરુ, ઉગ્ર, આદિ વંશોમાં પેદા થાય છે, તે 'જાતિઆર્ય' કહેવાય છે. કુલકર, ચક્રવર્તી, બળદેવ. વાસુદેવ, અને બીજા પણ જે વિશુદ્ધ કુળવાળા છે, તે 'કુળઆર્ય' છે. યજન, યાજન, પઠન, પાઠન, કૃષિ, લિપિ, વાણિજ્ય આદિથી આજીવિકા કરનારા 'કર્મઆર્ય' છે. વણકર, હજામ, કુંભાર આદિ જે અલ્પ આરંભવાળા અને અનિંદ્ય આજીવિકાથી જીવે છે, તે 'શિલ્પઆર્ય' છે. જે શિષ્ટપુરુષમાન્ય[૨] ભાષામાં સુગમ

---

૧ પાચ ભરત અને પાંચ ઐરાવતમા સાડીપચીસ સાડીપચીસ આર્યદેશ ગણાવ્યા છે. આ રીતે એ બસો પંચાવન આર્યદેશ અને પાચ વિદેહની એકસો સાઠ ચક્રવર્તી-વિજય જે આર્યદેશ છે, તેમને છોડીને બાકીના પદર કર્મભૂમિઓના ભાગ આર્યદેશરૂપે માનવામાં આવતા નથી.

૨. તીર્થંકર, ગણધર આદિ જેઓ અતિશયસંપન્ન છે, તે શિષ્ટ. તેમની ભાષા સંસ્કૃત, અર્ધમાગધી ઇત્યાદિ.

રીતે બોલવા આદિનો વ્યવહાર કરે છે, તે 'ભાષાઆર્ય' છે. એ છ પ્રકારના આર્યોથી ઊલટાં લક્ષણવાળા બધા મ્લેચ્છ[1] છે. જેમ કે, શક, યવન, કંબોજ, શબર, પુલિંદ, આદિ. છપ્પન અંતરદ્વીપમાં રહેતા બધાયે અને કર્મભૂમિમાં પણ જે અનાર્યદેશોત્પન્ન છે તે પણ મ્લેચ્છ જ છે. [૧૫]

**कर्मभूमिओनो निर्देश.** જેમાં મોક્ષમાર્ગને જાણનારા અને તેનો ઉપદેશ કરનારા તીર્થંકર પેદા થઈ શકે છે, તે જ कर्मभूमि છે. અઢીદ્વીપમાં મનુષ્યની પેદાશવાળાં પાત્રીસ ક્ષેત્રો અને છપ્પન અંતરદ્વીપ કહેવાય છે; એમાંથી ઉક્ત પ્રકારની કર્મભૂમિઓ પંદર જ છે. જેમ કે, પાંચ ભરત, પાંચ ઐરાવત અને પાચ વિદેહ. એમને બાદ કરીને બાકીનાં વીસ ક્ષેત્ર તથા બધા અંતરદ્વીપ अकर्मभूमि જ છે. જો કે દેવકુરુ અને ઉત્તરકુરુ એ બે વિદેહની અંદર જ છે, તો પણ તે કર્મભૂમિઓ નથી; કેમ કે એમાં યુગલધર્મ હોવાને કારણે ચારિત્રનો સંભવ ક્યારેય પણ હોતો નથી, જેમ હૈમવત આદિ અકર્મભૂમિઓમાં નથી. [૧૬]

**मनुष्य अने तिर्यंचनी स्थिति:** મનુષ્યની ઉત્કૃષ્ટ સ્થિતિ– જીવિતકાળ ત્રણ પલ્યોપમ અને જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્ત પ્રમાણ જ છે; તિર્યંચોની પણ ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિ મનુષ્યની બરાબર એટલે કે ત્રણ પલ્યોપમ અને અંતર્મુહૂર્ત પ્રમાણ જ છે.

---

૧. આ વ્યાખ્યા પ્રમાણે હૈમવત આદિ ત્રીસ ભોગભૂમિઓમાં અર્થાત્ અકર્મભૂમિઓમાં રહેનારા મ્લેચ્છો જ છે.

ભવ અને કાય ભેદથી સ્થિતિ બે પ્રકારની છે. કોઈ પણ જન્મ પ્રાપ્ત કરી એમાં જઘન્ય અથવા ઉત્કૃષ્ટ જેટલા સમય સુધી જીવી શકાય છે, તે 'ભવસ્થિતિ'; અને વચમાં કોઈ બીજી જાતિમાં જન્મગ્રહણ ન કરતાં કોઈ એક જ જાતિમાં વારંવાર પેદા થવુ, તે 'કાયસ્થિતિ' છે. ઉપર જે મનુષ્યની, તિર્યંચની જઘન્ય તથા ઉત્કૃષ્ટ સ્થિતિ કહી છે તે એની ભવસ્થિતિ છે. કાયસ્થિતિનો વિચાર આ પ્રમાણે છે: મનુષ્ય હોય અથવા તિર્યંચ એ બધાની જઘન્ય કાયસ્થિતિ તો ભવસ્થિતિની માફક અંતર્મૂહૂર્ત પ્રમાણ જ છે. ઉત્કૃષ્ટ કાયસ્થિતિ મનુષ્યની સાત અથવા આઠ ભવગ્રહણ પરિમાણ છે; અર્થાત્ કોઈ પણ મનુષ્ય પોતાની મનુષ્યજાતિમાં લાગલાગટ સાત અથવા આઠ જન્મ સુધી રહીને પછી અવશ્ય એ જાતિને છોડી દે છે.

બધા તિર્યંચોની કાયસ્થિતિ અને ભવસ્થિતિ એક સરખી નથી. એથી એમની બન્ને સ્થિતિઓનુ વિસ્તારપૂર્વક વર્ણન આવશ્યક છે. તે આ પ્રમાણે: પૃથ્વીકાયની ભવસ્થિતિ બાવીસ હજાર વર્ષ, જયકાળની સાત હજાર વર્ષ, વાયુકાયની ત્રણ હજાર વર્ષ અને તેજ:કાયની ત્રણ અહોરાત્ર ભવસ્થિતિ છે. એ ચારેયની કાયસ્થિતિ અસંખ્યાત અવસર્પિણી–ઉત્સર્પિણી પ્રમાણ છે. વનસ્પતિકાયની ભવસ્થિતિ દશ હજાર વર્ષ અને કાયસ્થિતિ અનત ઉત્સર્પિણી–અવસર્પિણી પ્રમાણ છે. દ્વીન્દ્રિયની ભવસ્થિતિ બાર વર્ષ, ત્રીન્દ્રિયની ઓગણપચાસ અહોરાત્ર અને ચતુરિન્દ્રિયની છ માસ પ્રમાણ ભવસ્થિતિ છે. એ ત્રણેની કાયસ્થિતિ સંખ્યાત હજાર વર્ષની છે. પંચેંદ્રિય તિર્યંચોમાં ગર્ભજ અને સમૂર્છિમની ભવસ્થિતિ જુદી જુદી છે. ગર્ભજની

એટલે જળચર, ઉરગ અને ભુજગની કરોડ પૂર્વ, પક્ષીઓની પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ, અને ચારપગાં સ્થલચરની ત્રણ પલ્યોપમ ભવસ્થિતિ છે સંમૂર્છિમમાં જલચરની કરોડ પૂર્વ, ઉરગની ત્રેપન હજાર અને ભુજગની બેંતાલીસ હજાર વર્ષની ભવસ્થિતિ છે. પક્ષીઓની બોતેર હજાર અને સ્થલ-ચરોની ચોરાશી હજાર વર્ષ પ્રમાણ ભવસ્થિતિ છે. ગર્ભજ પંચેંદ્રિય તિર્યંચની કાયસ્થિતિ સાત અથવા આઠ જન્મગ્રહણ અને સંમૂર્છિમની સાત જન્મગ્રહણ પરિમાણ છે. [૧૭-૧૮]

# અધ્યાય ૪

ત્રીજા અધ્યાયમાં મુખ્યપણે નારક, મનુષ્ય અને તિર્યંચનું વર્ણન કર્યું છે. હવે આ અધ્યાયમાં મુખ્યપણે દેવનું વર્ણન કરે છે.

પ્રથમ, દેવોના પ્રકાર કહે છે:

**देवाश्चतुर्निकायाः । १ ।**

**દેવ ચાર નિકાયવાળા છે.**

નિકાયનો અર્થ અમુક સમૂહ એટલે જાતિ છે. દેવોના ચાર નિકાય છે; જેમ કે, ૧. ભવનપતિ, ૨. વ્યંતર, ૩. જ્યોતિષ્ક અને ૪. વૈમાનિક. [ ૧ ]

ત્રીજા નિકાયની લેશ્યા કહે છે:

**तृतीयः पीतलेश्यः[1] । २ ।**

---

૧. દિગંબરીય પરંપરા ભવનપતિ, વ્યંતર અને જ્યોતિષ્ક એ ત્રણ નિકાયોમા કૃષ્ણથી તેજઃ પર્યંત ચાર લેશ્યાઓ માને છે, પરન્તુ શ્વેતાંબરીય પરંપરા ભવનપતિ, વ્યંતર એ બે નિકાયોમાં

**ત્રીજો નિકાય પીતલેશ્યાવાળો છે.**

પૂર્વોક્ત ચાર નિકાયોમાં ત્રીજા નિકાયના દેવ જ્યોતિષ્ક છે, એમાં ફક્ત પીત-તેજોલેશ્યા છે. અહીંયાં લેશ્યાનો[1] અર્થ દ્રવ્યલેશ્યા એટલે કે શારીરિક વર્ણ છે, અધ્યવસાય-વિશેષરૂપ ભાવલેશ્યા નથી; કેમ કે ભાવલેશ્યા તો ચારે નિકાયોના દેવોમાં છયે હોય છે. [ ૨ ]

હવે ચાર નિકાયોના ભેદ કહે છે:

**दशाष्टपञ्चद्वादशविकल्पाः कल्पोपपन्नपर्यन्ताः । ३ ।**

**કલ્પોપપન્ન દેવ સુધીના ચતુર્નિકાયિક દેવોના અનુક્રમે દશ, આઠ, પાંચ અને બાર ભેદ છે.**

ભવનપતિનિકાયના દશ, વ્યંતરનિકાયના આઠ, જ્યોતિષ્કનિકાયના પાંચ અને વૈમાનિકનિકાયના બાર ભેદો છે. તે બધાનું વર્ણન આગળ કરે છે. વૈમાનિકનિકાયના બાર ભેદો કહ્યા છે તે કલ્પોપપન્ન વૈમાનિકદેવ સુધીના સમજવા જોઈએ; કેમ કે કલ્પાતીત દેવો વૈમાનિકનિકાયના હોવા છતાં પણ ઉપરના બાર ભેદોમા આવતા નથી. સૌધર્મથી અચ્યુત સુધીના બાર સ્વર્ગ-દેવલોક છે, તે કલ્પ કહેવાય છે. [ ૩ ]

---

જ ઉપરની ચાર લેશ્યાઓ માને છે, અને જ્યોતિષ્કનિકાયમાં ફક્ત તેજોલેશ્યા માને છે. આ મતભેદના કારણે શ્વે૦ પ૦માં આ બીજું અને આગળનુ સાતમું એ બન્ને સૂત્રો ભિન્ન છે; જ્યારે દિ૦ પ૦ મા આ બે સૂત્રોના સ્થાનમા ફક્ત એક સૂત્ર છે. જેમ કે, 'आदितस्त्रिषु पीतान्तलेश्याः ।'

૧. લેશ્યાનું વિશેષ સ્વરૂપ જાણવા માટે જુઓ હિંદી 'કર્મગ્રંથ' ચોથાનું લેશ્યાશબ્દવિષયક પરિશિષ્ટ પૃ. ૩૩.

હવે ચતુર્નિકાયના અવાન્તર ભેદો કહે છે:

**इन्द्रसामानिकत्रायस्त्रिंशपारिषद्यात्मरक्षलोकपाला-नीकप्रकीर्णकाभियोग्यकिल्बिषिकाश्चैकशः । ४ ।**

**त्रायस्त्रिंशलोकपालवर्ज्या व्यन्तरज्योतिष्काः । ५ ।**

**ચતુર્નિકાયના ઉપરના દશ આદિ એકેક ભેદ ઈંદ્ર, સામાનિક, ત્રાયસ્ત્રિંશ, પારિષદ્ય, આત્મરક્ષ, લોકપાલ, અનીક, પ્રકીર્ણક, આભિયોગ્ય અને કિલ્બિષિક રૂપે છે.**

**વ્યંતર અને જ્યોતિષ્ક ત્રાયસ્ત્રિંશ તથા લોકપાલ રહિત છે.**

ભવનપતિનિકાયના અસુરકુમાર આદિ દશ પ્રકારના દેવો છે; તે પ્રત્યેક દેવ ઇંદ્ર, સામાનિક આદિ દશ ભાગોમાં વિભક્ત છે. ૧. સામાનિક આદિ બધા પ્રકારના દેવોના સ્વામી इन्द्र કહેવાય છે. ૨. આયુષ આદિમાં ઇંદ્રની સમાન એટલે કે જે અમાત્ય, પિતા, ગુરુ આદિની માફક પૂજ્ય છે, પરન્તુ જેનામાં ફક્ત ઇંદ્રત્વ નથી, તે सामानिक કહેવાય છે. ૩. જે દેવો મંત્રી અથવા પુરોહિતનું કામ કરે છે, તે त्रायस्त्रिंश કહેવાય છે. ૪. જે મિત્રનું કામ કરે છે, તે पारिषद्य છે. ૫. જે શસ્ત્ર ઉગામીને આત્મરક્ષકરૂપે પીઠની પછવાડે ઊભા રહે છે, તે आत्मरक्षक કહેવાય છે. ૬. જે સરહદની રક્ષા કરે છે, તે लोकपाल છે. ૭. જે સૈનિકરૂપે અથવા સેનાધિપતિરૂપે છે, તે अनीक છે. ૮. જે નગરવાસી અને દેશવાસી જેવા છે, તે प्रकीर्णक કહેવાય છે. ૯ જે દાસની તુલ્ય છે, તે आभियोग्य —સેવક અને ૧૦. જે અંત્યજ સમાન છે, તે किल्बिषिक.

બારે દેવલોકમાં અનેક પ્રકારના વૈમાનિક દેવ પણ ઇંદ્ર, સામાનિક આદિ ભાગોમાં વિભક્ત છે

વ્યંતરનિકાયના આઠ અને જ્યોતિષ્કનિકાયના પાંચ ભેદો ફક્ત ઇંદ્ર આદિ આઠ વિભાગોમાં જ વિભક્ત છે, કેમ કે એ બન્ને નિકાયોમા ત્રાયસ્ત્રિંશ અને લોકપાલની જાતિના દેવો હોતા નથી. [૪–૫]

ઇંદ્રોની સખ્યાનો નિયમ કહે છે :

**पूर्वयोर्द्वीन्द्राः । ६ ।**

**પહેલા બે નિકાયોમાં બે બે ઇંદ્ર છે.**

ભવનપતિનિકાયના અસુરકુમાર આદિ દશે પ્રકારના દેવોમાં તથા વ્યંતરનિકાયના કિન્નર આદિ આઠે પ્રકારના દેવોમાં બે બે ઇંદ્ર છે. જેમ કે, ચમર અને બલિ અસુરકુમારોમા, ધરણ અને ભૂતાનદ નાગકુમારોમા, હરિ અને હરિસહ વિદ્યુત્કુમારોમાં, વેણુદેવ અને વેણુદારી સુપર્ણકુમારોમાં, અગ્નિશિખ અને અગ્નિમાણવ અગ્નિકુમારોમાં, વેલબ અને પ્રભજન વાયુકુમારોમાં, સુઘોષ અને મહાઘોષ સ્તનિતકુમારોમાં, જલકાંત અને જલપ્રભ ઉદધિકુમારોમાં, પૂર્ણ અને વાસિષ્ઠ દ્વીપકુમારોમાં તથા અમિતગતિ અને અમિતવાહન દિક્કુમારોમાં ઇંદ્ર છે. એ રીતે વ્યંતરનિકાયોમાં પણ, કિન્નરોમાં કિન્નર અને કિંપુરુષ, કિંપુરુષોમાં સત્પુરુષ અને મહાપુરુષ, મહોરગમાં અતિકાય અને મહાકાય, ગાંધર્વોમાં ગીતરતિ અને ગીતયશ, યક્ષોમાં પૂર્ણભદ્ર અને માણિભદ્ર, રાક્ષસોમાં ભીમ અને મહાભીમ, ભૂતોમાં પ્રતિરૂપ અને અપ્રતિરૂપ તથા પિશાચોમાં કાળ અને મહાકાળ એમ બે બે ઇંદ્રો છે.

ભવનપતિ અને વ્યંતર એ બે નિકાયોમાં બે બે ઇંદ્ર કહેવાથી બાકીના નિકાયોમા બે બે ઇંદ્રોનો અભાવ સૂચિત કર્યો છે. જ્યોતિષ્કમાં તો ચદ્ર અને સૂર્ય જ ઇંદ્ર છે. ચંદ્ર અને સૂર્ય અસંખ્યાત છે; એથી જ્યોતિષ્કનિકાયમાં ઇંદ્ર પણ એટલા જ હોય છે. વૈમાનિકનિકાયમાં પ્રત્યેક કલ્પમાં એક એક ઇંદ્ર છે સાધર્મકલ્પમાં શક્ર, ઐશાનમાં ઈશાન, અને સાનત્કુમારમાં સનત્કુમાર નામના ઇંદ્ર છે. આ રીતે ઉપર જણાવેલ દેવલોકોમાં તે તે દેવલોકના નામવાળો એક એક ઇંદ્ર છે. વિશેષતા ફક્ત એટલી જ છે કે આનત અને પ્રાણત એ બંનેનો ઇંદ્ર એક છે, અને તેનુ નામ પ્રાણત છે. આરણ અને અચ્યુત એ બે કલ્પોનો ઇંદ્ર પણ એક છે અને તેનુ નામ અચ્યુત છે. [૬]

હવે પહેલા બે નિકાયોમા લેશ્યા કહે છે:

**पीतान्तलेश्याः । ७ ।**

**પહેલા બે નિકાયના દેવ પીત–તેજો પર્યંત લેશ્યાવાળા છે.**

ભવનપતિ અને વ્યંતર જાતિના દેવોમાં શારીરિક વર્ણરૂપ દ્રવ્યલેશ્યા ચાર જ મનાય છે. જેમ કે, કૃષ્ણ, નીલ, કાપોત અને પીત–તેજ. [૭]

દેવોના કામસુખનું વર્ણન કરે છે.

**कायप्रवीचारा आ ऐशानात् । ८ ।**

**शेषाः स्पर्शरूपशब्दमनःप्रवीचारा द्वयोर्द्वयोः । ९ ।**

**परेऽप्रवीचाराः । १० ।**

**ઈશાન સુધીના દેવો કાયપ્રવીચાર એટલે કે શરીરથી વિષયસુખ ભોગવવાવાળા છે.**

**બાકીના દેવો બે બે કલ્પોમાં ક્રમથી સ્પર્શ, રૂપ, શબ્દ અને સંકલ્પ દ્વારા વિષયસુખ ભોગવે છે.**

**બીજા બધા દેવો પ્રવીચારરહિત અર્થાત્ વૈષયિક સુખભોગથી રહિત હોય છે.**

ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને પહેલા તથા બીજા સ્વર્ગના વૈમાનિક, આટલા દેવો મનુષ્યની માફક કામસુખનો અનુભવ કરીને પ્રસન્નતા મેળવે છે.

ત્રીજા સ્વર્ગથી માંડીને ઉપરના વૈમાનિક દેવો મનુષ્યની સમાન સર્વાંગોના શરીરસ્પર્શ દ્વારા કામસુખ ભોગવતા નથી; કિન્તુ બીજીબીજી રીતે તેઓ વૈષયિક સુખનો અનુભવ કરે છે. જેમ કે, ત્રીજા અને ચોથા સ્વર્ગના દેવો તો દેવીઓના માત્ર સ્પર્શથી કામતૃષ્ણાની શાંતિ કરી લે છે અને સુખનો અનુભવ કરે છે; પાંચમા અને છઠ્ઠા સ્વર્ગના દેવો, દેવીઓના સુસજ્જિત રૂપને જોઈને જ વિષયજન્ય સુખ સંતોષ મેળવી લે છે; સાતમા અને આઠમા સ્વર્ગના દેવોની કામવાસના દેવીઓના માત્ર વિવિધ શબ્દ સાંભળવાથી શાન્ત થઈ જાય છે, અને તેમને વિષયસુખના અનુભવનો આનંદ મળે છે; નવમા અને દશમા, અગિયારમા અને બારમા એ બે જોડીઓના અર્થાત્ ચાર સ્વર્ગોના દેવોની વૈષયિક તૃપ્તિ ફક્ત દેવીઓના ચિન્તન માત્રથી જ થઈ જાય છે; આ તૃપ્તિને માટે એમને દેવીઓના સ્પર્શની કે રૂપ જોવાની કે ગીત આદિ સાંભળવાની અપેક્ષા રહેતી નથી. સારાંશ એ છે કે બીજા

સ્વર્ગ સુધી જ દેવીઓની ઉત્પત્તિ છે, એની ઉપર નથી; એથી જ્યારે તેઓ ત્રીજા આદિ ઉપરના સ્વર્ગમાં રહેતા દેવોને વિષયસુખને માટે ઉત્સુક અને તે માટે તેઓને પોતા તરફ આદરશીલ જાણે છે, ત્યારે ઉપરના દેવોની પાસે પહોંચી જાય છે. ત્યાં પહોચતાંની સાથે જ એના હાથ આદિના માત્ર સ્પર્શથી ત્રીજા-ચોથા સ્વર્ગના દેવોની કામતૃપ્તિ થઈ જાય છે; એમના શણગારસજ્જિત મનોહર રૂપને જોઈને જ પાંચમા-છઠ્ઠા સ્વર્ગના દેવોની કામલાલસા પૂર્ણ થઈ જાય છે, આ રીતે એમના સુંદર સંગીતમય શબ્દને સાંભળીને જ સાતમા-આઠમા સ્વર્ગના દેવો વૈષયિક આનંદનો અનુભવ કરી લે છે. દેવીઓ આઠમા સ્વર્ગ સુધી જ પહોંચી શકે છે, આગળ નહિ. નવમાથી બારમા સ્વર્ગના દેવોની કામસુખતૃપ્તિ ફક્ત દેવીઓના ચિંતન માત્રથી જ થઈ જાય છે. બારમા સ્વર્ગથી ઉપરના દેવો શાંત અને કામલાલસા-રહિત હોય છે; એથી એમને દેવીઓના સ્પર્શ, રૂપ, શબ્દ અથવા ચિંતન દ્વારા કામસુખ ભોગવવાની અપેક્ષા રહેતી નથી; અને તેમ છતાંયે તે અન્ય દેવોથી અધિક સંતુષ્ટ અને અધિક સુખી હોય છે. તેનું કારણ સ્પષ્ટ છે. જેમ જેમ કામવાસનાની પ્રબળતા, તેમ તેમ ચિત્તનો ક્લેશ અધિક; તથા જેમ જેમ ચિત્તનો ક્લેશ અધિક તેમ તેમ તેને મટાડવા માટે વિષયભોગ પણ અધિકાધિક જોઈએ. બીજા સ્વર્ગ સુધીના દેવોની અપેક્ષાએ ત્રીજા, ચોથાની અને તેમની અપેક્ષાએ પાંચમા, છઠ્ઠાની એ રીતે ઉપરઉપરના સ્વર્ગના દેવોની કામવાસના મંદ હોય છે, એથી એમના ચિત્તસંક્લેશની માત્રા પણ કમ હોય છે, તેથી જ એમના કામભોગનાં સાધન

પણ અલ્પ કહ્યાં છે. બારમા સ્વર્ગની ઉપરના દેવોની કામ-વાસના શાંત છે એથી એમને સ્પર્શ, રૂપ, શબ્દ, ચિંતન આદિમાંથી કોઈ પણ ભોગની ઇચ્છા થતી નથી; સંતોષજન્ય પરમ સુખમાં તેઓ નિમગ્ન રહે છે. એ જ કારણથી નીચેનીચેના દેવોની અપેક્ષાએ ઉપરઉપરના દેવોનુ સુખ અધિકાધિક માનવામાં આવે છે. [૮–૧૦]

હવે ચતુર્નિકાયના દેવોના પૂર્વોક્ત ભેદોનું વર્ણન કરે છે·

**भवनवासिनोऽसुरनागविद्युत्सुपर्णाग्निवातस्तनितो-दधिद्वीपदिक्कुमाराः । ११ ।**

**व्यन्तराः किन्नरकिम्पुरुषमहोरगगान्धर्वयक्षराक्ष-सभूतपिशाचाः । १२ ।**

**ज्योतिष्काः सूर्याश्चन्द्रमसो ग्रहनक्षत्रप्रकीर्णतार-काश्च । १३ ।**

**मेरुप्रदक्षिणा नित्यगतयो नृलोके । १४ ।**

**तत्कृत. कालविभागः । १५ ।**

**बहिरवस्थिताः । १६ ।**

**वैमानिकाः । १७ ।**

**कल्पोपपन्नाः कल्पातीताश्च । १८ ।**

**उपर्युपरि । १९ ।**

**[१]सौधर्मैशानसानत्कुमारमाहेन्द्रब्रह्मलोकलान्तकम-**

---

૧ શ્વેતાંબર સંપ્રદાયમા બાર કલ્પો છે, પરંતુ દિગંબર સંપ્રદાય સોળ કલ્પોને માને છે એમાં બ્રહ્મોત્તર, કાપિષ્ઠ, શુક્ર અને શતાર નામના ચાર અધિક કલ્પો છે; જે ક્રમપૂર્વક છઠ્ઠા, આઠમા, નવમા અને અગિયારમા નંબર ઉપર આવે છે. દિગંબરીય સૂત્રપાઠ માટે સૂત્રોનું તુલનાત્મક પરિશિષ્ટ જુઓ.

हाशुक्रसहस्रारेष्वानतप्राणतयोरारणाच्युतयोर्नवसु ग्रैवेयकेषु विजयवैजयन्तजयन्तापराजितेषु सर्वार्थसिद्धे च ।२०।

અસુરકુમાર, નાગકુમાર, વિદ્યુત્કુમાર, સુપર્ણકુમાર, અગ્નિકુમાર, વાયુકુમાર, સ્તનિતકુમાર, ઉદધિકુમાર, દ્વીપકુમાર અને દિક્કુમાર, એ ભવનવાસિનિકાય છે.

કિંનર, કિંપુરુષ, મહોરગ, ગાંધર્વ, યક્ષ, રાક્ષસ, ભૂત અને પિશાચ એ વ્યંતરનિકાય છે.

સૂર્ય, ચંદ્ર તથા ગ્રહ, નક્ષત્ર અને પ્રકીર્ણ તારા એ જ્યોતિષ્કનિકાય છે.

તે મનુષ્યલોકમાં મેરુની ચારે બાજુએ પ્રદક્ષિણા કરવાવાળા તથા નિત્ય ગતિશીલ છે.

કાળનો વિભાગ એ ચર જ્યોતિષ્કો દ્વારા કરાયો છે.

મનુષ્યલોકની બહાર જ્યોતિષ્કો સ્થિર રહેલા હોય છે.

ચતુર્થ નિકાયવાળા વૈમાનિક દેવો છે.

તે કલ્પોપપન્ન અને કલ્પાતીત રૂપ છે.

અને ઉપર ઉપર રહે છે.

સૌધર્મ, ઐશાન, સાનત્કુમાર, માહેંદ્ર, બ્રહ્મલોક, લાન્તક, મહાશુક્ર, સહસ્રાર, આનત, પ્રાણુત અને આરણુ, અચ્યુત તથા નવ ગ્રૈવેયક અને વિજય,

**વૈજયંત, જયંત, અપરાજિત તથા સર્વાર્થસિદ્ધમાં એમનો નિવાસ છે.**

दशविध भवनपति. દશે પ્રકારના ભવનપતિ જંબૂદ્વીપમાં આવેલા સુમેરુ પર્વતની નીચે એના દક્ષિણ અને ઉત્તર ભાગમાં તીરછા અનેક કોટાકોટિ લક્ષ યોજન સુધી રહે છે. અસુરકુમાર મોટે ભાગે આવાસોમા અને ક્યારેક ભવનોમાં વસે છે, તથા નાગકુમાર આદિ બધા મોટે ભાગે ભવનોમાં જ વસે છે. રત્નપ્રભાના પૃથ્વીપિંડમાંથી ઊંચે, નીચે એક એક હજાર યોજન છોડી દઈને વચલા એક લાખ અઠ્ઠોતેર હજાર યોજનપરિમાણ ભાગમાં આવાસો દરેક જગ્યાએ છે; પરન્તુ ભવનો તો રત્નપ્રભામાં નીચે નેવુ હજાર યોજન-પરિમાણ ભાગમાં જ હોય છે. આવાસ મોટા મંડપ જેવા હોય છે અને ભવન નગર જેવા હોય છે. ભવન બહારથી ગોળ, અંદરથી સમચતુષ્ક અને તળિયે પુષ્કરકર્ણિકા જેવાં હોય છે.

બધા ભવનપતિ, કુમાર એટલા માટે કહેવાય છે કે તેઓ કુમારની માફક જોવામાં મનોહર તથા સુકુમાર હોય છે, અને મૃદુ, મધુરગતિવાળા તથા ક્રીડાશીલ હોય છે. દશે પ્રકારના ભવનપતિનાં ચિહ્ન આદિ સ્વરૂપસંપત્તિ જન્મથી જ પોતપોતાની જાતિમાં જુદી જુદી હોય છે. જેમ કે અસુર કુમારોને મુકુટમાં ચૂડામણિનું ચિહ્ન હોય છે. નાગકુમારોને નાગનુ, વિદ્યુત્કુમારોને વજ્રનું, સુપર્ણકુમારોને ગરુડનુ, અગ્નિકુમારોને ઘડાનુ, વાયુકુમારોને અશ્વનું[1], સ્તનિતકુમારોને

---

૧. 'સંગ્રહણી'માં ઉદધિકુમારને અશ્વનુ અને વાયુકુમારને મગરનું ચિહ્ન લખ્યુ છે; ગા૦ ૨૬

વર્ધમાન–શરાવની જોડીનું. ઉદધિકુમારોને મકરનું. દ્વીપકુમારોને સિંહનું અને દિક્કુમારોને હાથીનું ચિહ્ન હોય છે. નાગકુમાર આદિ બધાઓનાં ચિહ્ન એમના આભરણમાં હોય છે. બધાનાં વસ્ત્ર, શસ્ત્ર, ભૂષણ આદિ વિવિધ હોય છે. [ ૧૧ ]

વ્યન્તરના ભેદ-પ્રભેદ: બધા વ્યંતર દેવો ઊર્ધ્વ, તિરછા અને નીચે ત્રણે લોકમાં ભવન અને આવાસોમાં વસે છે. તે પોતાની ઇચ્છાથી અથવા બીજાની પ્રેરણાથી ભિન્નભિન્ન જગ્યાએ જાય છે. એમાંથી કેટલાક તો મનુષ્યોની પણ સેવા કરે છે. ને વિવિધ પ્રકારના પહાડોમાં, ગુફાઓ તથા વનોના આંતરાઓમાં વસવાના કારણથી વ્યંતર કહેવાય છે. એમાંથી કિંનર નામના વ્યંતરના દશ પ્રકાર છે. જેમકે, કિંનર, કિંપુરુષ, કિંપુરુષોત્તમ, કિંનરોત્તમ, હૃદયંગમ, રૂપશાલી, અનિંદિત, મનોરમ, રતિપ્રિય અને રતિશ્રેષ્ઠ. કિંપુરુષ નામના વ્યંતરના દશ પ્રકાર છે. જેમ કે, પુરુષ, સત્પુરુષ, મહાપુરુષ, પુરુષવૃષભ, પુરુષોત્તમ, અતિપુરુષ, મરુદેવ, મરુત, મેરુપ્રભ અને યશસ્વાન. મહોરગના દશ પ્રકાર આ પ્રમાણે છે: ભુજગ, ભોગશાલી, મહાકાય, અતિકાય, સ્કંધશાલી, મનોરમ, મહાવેગ, મહેશ્વક્ષ, મેરુકાંત, અને ભાસ્વાન. ગાંધર્વના બાર પ્રકાર આ પ્રમાણે છે: હાહા, હૂહૂ, તુંબુરવ, નારદ, ઋષિવાદિક, ભૂતવાદિક, કાદંબ, મહાકાદંબ, રૈવત, વિશ્વાવસુ, ગીતરતિ અને ગીતયશસ્. યક્ષોના તેર પ્રકાર આ પ્રમાણે છે: પૂર્ણભદ્ર, માણિભદ્ર, શ્વેતભદ્ર, હરિભદ્ર, સુમનોભદ્ર, વ્યતિપાતિકભદ્ર, સુભદ્ર, સર્વતોભદ્ર, મનુષ્યયક્ષ, વનાધિપતિ, વનાહાર, રૂપયક્ષ અને યક્ષોત્તમ. રાક્ષસોના સાત પ્રકાર આ પ્રમાણે છે: ભીમ, મહાભીમ, વિઘ્ન, વિનાયક, જળરાક્ષસ, રાક્ષસરાક્ષસ અને બ્રહ્મરાક્ષસ. ભૂતોના

નવ પ્રકાર આ પ્રમાણે છે : સુરૂપ, પ્રતિરૂપ, અતિરૂપ, ભૂતોત્તમ, સ્કંદિક, મહાસ્કંદિક, મહાવેગ, પ્રતિછન્ન અને આકાશગ. પિશાચોના પંદર ભેદ આ પ્રમાણે છે : કૂષ્માંડ, પટક, જોષ, આહ્નક, કાલ, મહાકાલ, ચૌક્ષ, અચૌક્ષ, તાલપિશાચ, મુખરપિશાચ, અધસ્તારક, દેહ, મહાવિદેહ, તૂષ્ણીક, અને વનપિશાચ. આઠ પ્રકારના વ્યંતરોનાં ચિહ્ન અનુક્રમે આ પ્રમાણે છે : અશોક, ચંપક, નાગ, તુબરુ, વટ, ખટ્વાંગ (યોગીઓ પાસેનો ખોપરીવાળો દંડ), સુલસ અને કદંબક. ખટ્વાંગ સિવાય બાકીનાં બધાં ચિહ્નો વૃક્ષ જાતિનાં છે, આ બધાં ચિહ્નો એમના આભૂષણ આદિમાં હોય છે [૧૨]

પંચવિધ જ્યોતિષ્ક : મેરુના સમતલ ભૂમિભાગથી સાતસો નેવુ યોજનની ઊંચાઈ ઉપર જ્યોતિશ્ચક્રના ક્ષેત્રનો આરંભ થાય છે; તે ત્યાંથી ઊંચાઈમાં એકસો દશ યોજનપરિમાણ છે, અને તીરછું અસંખ્યાત દ્વીપ-સમુદ્ર પરિમાણ છે. એમા દશ યોજનની ઊંચાઈ ઉપર અર્થાત્ ઉક્ત સમતલથી આઠસો યોજનની ઊંચાઈ ઉપર સૂર્યનુ વિમાન છે, ત્યાંથી એશી યોજનની ઊંચાઈ ઉપર અર્થાત્ સમતલથી આઠસો એંશી યોજનની ઊંચાઈ ઉપર ચદ્રનુ વિમાન છે, ત્યાંથી વીશ યોજનની ઊંચાઈ સુધીમાં અર્થાત્ સમતલથી નવસો યોજનની ઊંચાઈ સુધીમાં ગ્રહ, નક્ષત્ર અને પ્રકીર્ણ તારા છે. પ્રકીર્ણ તારા કહેવાની મતલબ એ છે કે બીજા કેટલાક તારાઓ એવા પણ છે કે જે અનિયતચારી હોવાથી ક્યારેક સૂર્ય-ચંદ્રની નીચે પણ ચાલ્યા જાય છે અને ક્યારેક ઉપર પણ ચાલ્યા જાય છે. ચંદ્રની ઉપર વીશ યોજનની ઊંચાઈમાં પહેલા ચાર યોજનની ઊંચાઈ ઉપર નક્ષત્ર છે, એની પછી

ચાર યોજનની ઊંચાઈ ઉપર બુધગ્રહ, બુધથી ત્રણ યોજન ઊંચે શુક્ર, શુક્રથી ત્રણ યોજન ઊંચે ગુરુ, ગુરુથી ત્રણ યોજન ઊંચે મંગળ અને મંગળથી ત્રણ યોજન ઊંચે શનૈશ્ચર છે. અનિયતચારી તારા જ્યારે સૂર્યની નીચે ચાલે છે, ત્યારે તે સૂર્યની નીચે દશ યોજનપ્રમાણ જ્યોતિષ ક્ષેત્રમાં ચાલે છે, જ્યોતિષ – પ્રકાશમાન વિમાનમાં રહેવાને કારણે સૂર્ય આદિ જ્યોતિષ્ક કહેવાય છે. એ બધાના મુકુટોમાં પ્રભામંડલ જેવું ઉજ્જ્વલ સૂર્યાદિના મંડળ જેવું ચિહ્ન હોય છે. સૂર્યને સૂર્ય-મંડળના જેવું, ચંદ્રને ચંદ્રમંડળના જેવું અને તારાને તારા-મંડળના જેવુ ચિહ્ન હોય છે. [૧૩]

चर ज्योतिष्क: માનુષોત્તર નામના પર્વત સુધી મનુષ્યલોક[૧] છે, એ વાત પહેલા કહેવાઈ ગઈ છે. એ મનુષ્યલોકમાં જે જ્યોતિષ્ક છે, તે સદા ભ્રમણ કરે છે. એમનું ભ્રમણ મેરુની ચારે બાજુએ થાય છે. મનુષ્યલોકમાં કુલ સૂર્ય અને ચંદ્ર એકસો બત્રીસ એકસો બત્રીસ છે. જેમ કે જંબૂદ્વીપમાં બે બે, લવણ સમુદ્રમા ચાર ચાર, ધાતકીખંડમાં બાર બાર, કાલોદધિમાં બેંતાલીસ બેંતાલીસ અને પુષ્કરાર્દ્ધમાં બોતેર બોતેર સૂર્ય તથા ચંદ્ર છે. એક એક ચદ્રનો પરિવાર અઠ્ઠાવીશ નક્ષત્ર, અઠ્ઠચાશી ગ્રહ, અને છાસઠ હજાર નવસો ને પંચોતેર કોટાકોટિ તારાઓ છે. જો કે લોકમર્યાદાના સ્વભાવથી જ જ્યોતિષ્ક વિમાન સદાયે પોતાની જાતે જ ફરે છે, તથાપિ વિશિષ્ટ સમૃદ્ધિ પ્રગટ કરવાને માટે અને આભિયોગ્ય – સેવક નામકર્મના ઉદયથી ક્રીડાશીલ કેટલાક દેવો એ વિમાનોને ઉપાડીને ફરે છે. પૂર્વ

---

૧ જુઓ અ૦ ૩, સૂ૦ ૧૪

દિશામાં સિંહાકૃતિ, દક્ષિણ દિશામાં ગજાકૃતિ, પશ્ચિમ દિશામાં બળદરૂપધારી અને ઉત્તર દિશામાં અશ્વરૂપધારી દેવ વિમાનની નીચે જોડાઈને ભ્રમણ કર્યા કરે છે. [૧૪]

મનુષ્યલોકમાં મુહૂર્ત, અહોરાત્ર, પક્ષ, માસ, આદિ; અતીત, વર્તમાન આદિ; તથા સંખ્યેય, અસંખ્યેય આદિ રૂપે અનેક પ્રકારનો કાળવ્યવહાર થાય છે; એની બહાર નહિ. મનુષ્યલોકની બહાર જો કોઈ કાળવ્યવહાર કરવાવાળું હોય અને એવો વ્યવહાર કરે તો પણ તે મનુષ્યલોકમાં પ્રસિદ્ધ વ્યવહાર પ્રમાણે જ; કેમ કે વ્યાવહારિક કાળવિભાગનો મુખ્ય આધાર માત્ર નિયત ક્રિયા છે. આવી ક્રિયા સૂર્ય, ચંદ્ર આદિ જ્યોતિષ્કોની ગતિ જ છે; ગતિ પણ સર્વ જ્યોતિષ્કોમાં સર્વત્ર હોતી નથી, ફક્ત મનુષ્યલોકમાં વર્તતા જ્યોતિષ્કોમાં જ હોય છે એથી માનવામાં આવે છે કે કાળનો વિભાગ જ્યોતિષ્કોની વિશિષ્ટ ગતિ ઉપર જ નિર્ભર છે. દિન, રાત, પક્ષ આદિ જે સ્થૂલસ્થૂલ કાળવિભાગ છે તે સૂર્ય આદિ જ્યોતિષ્કોની નિયત ગતિ ઉપર અવલંબિત હોવાથી એનાથી જાણી શકાય છે, સમય, આવલિકા આદિ સૂક્ષ્મ કાળવિભાગ એનાથી જાણી શકાતો નથી. અમુક નિયત સ્થાનમાં જે સૂર્યનુ પ્રથમ દર્શન થાય છે અને અમુક સ્થાનમાં જે તેનું અદર્શન થાય છે તે ઉદયાસ્ત છે. એ ઉદયાસ્ત વચ્ચેની સૂર્યની ક્રિયાથી દિવસનો વ્યવહાર થાય છે. આ રીતે જ સૂર્યના અસ્તથી તે ઉદય સુધીની ક્રિયાથી રાતનો વ્યવહાર થાય છે. દિન અને રાતનો ત્રીસમો ભાગ મુહૂર્ત છે, પંદર દિન, રાત એ પક્ષ કહેવાય છે, બે પક્ષનો માસ, બે માસની ઋતુ, ત્રણ ઋતુનુ અયન, બે અયનનું વર્ષ, પાંચ વર્ષોનો યુગ

ઇત્યાદિ અનેક પ્રકારનો લૌકિક કાળવિભાગ સૂર્યની ગતિ-ક્રિયાથી કરવામાં આવે છે. જે ક્રિયા ચાલુ હોય તે વર્તમાન-કાળ, જે થવાની છે તે અનાગતકાળ અને જે થઈ ચૂકી છે તે અતીતકાળ. જે કાળ ગણતરીમાં આવી શકે તે સંખ્યેય, જે ગણતરીમાં નથી આવી શકતો પણ ફક્ત ઉપમાન દ્વારા જાણી શકાય છે તે અસંખ્યેય, જેમ કે, પલ્યોપમ, સાગરોપમ આદિ; અને જેનો અંત નથી તે અનંત. [૧૫]

સ્થિર જ્યોતિષ્ક : મનુષ્યલોકની બહારનાં સૂર્ય આદિ જ્યોતિષ્ક વિમાનો સ્થિર છે. કેમ કે એમના વિમાન સ્વભાવથી એક જગ્યાએ જ કાયમ રહે છે, અહીંતહીં ભમતાં નથી. આ કારણથી એમની લેશ્યા અને એમનો પ્રકાશ પણ એક રૂપે સ્થિર છે; અર્થાત્ ત્યાં રાહુ આદિની છાયા ન પડવાથી જ્યોતિષ્કોનો સ્વાભાવિક પીળો રંગ જેમનો તેમ રહે છે, અને ઉદય અસ્ત ન હોવાથી લક્ષ યોજનપરિમાણ પ્રકાશ પણ એકસરખો સ્થિર રહે છે. [૧૬]

વૈમાનિક દેવો : ચતુર્થનિકાયના દેવ વૈમાનિક કહેવાય છે. એમનું વૈમાનિક એ નામ માત્ર પારિભાષિક છે; કેમ કે વિમા-નથી ચાલતા એવા તો બીજા નિકાયના દેવો પણ હોય છે.

વૈમાનિકના કલ્પોપપન્ન અને કલ્પાતીત એવા બે ભેદ હોય છે. જે કલ્પમાં રહે છે તે કલ્પોપપન્ન અને જે કલ્પની બહાર રહે છે તે કલ્પાતીત કહેવાય છે. આ બધા વૈમાનિક એક સ્થાનમાં હોતા નથી, કે તીરછા પણ હોતા નથી; કિન્તુ એક બીજાની ઉપર ઉપર રહેલા હોય છે. [૧૮-૧૯]

કલ્પના સૌધર્મ, ઐશાન આદિ બાર ભેદ છે. એમાંથી સૌધર્મ કલ્પ જ્યોતિશ્ચક્રની ઉપર અસંખ્યાત યોજન ચડ્યા

પછી મેરુના દક્ષિણ ભાગેથી ઉપલક્ષિત આકાશપ્રદેશમાં રહેલો છે. એની ઉપર કિન્તુ ઉત્તરની બાજુએ ઐશાનકલ્પ છે. સૌધર્મકલ્પની બહુ ઉપર સમશ્રેણીમાં સાનત્કુમાર કલ્પ છે, અને ઐશાનની ઉપર સમશ્રેણીમાં માહેંદ્ર કલ્પ છે. આ બેની વચ્ચે, કિન્તુ ઉપર બ્રહ્મલોક કલ્પ છે; એની ઉપર ક્રમથી લાંતક, મહાશુક્ર અને સહસ્રાર એ ત્રણ કલ્પો એક બીજાની ઉપરઉપર છે. એમની ઉપર સાધર્મ અને ઐશાનની માફક આનત અને પ્રાણત એ બે કલ્પ છે. એમની ઉપર સમશ્રેણીમા સાનત્કુમાર અને માહેંદ્રની માફક આરણ અને અચ્યુત કલ્પ છે. આ કલ્પોની ઉપર અનુક્રમે નવ વિમાન ઉપરઉપર છે. તે પુરુષાકૃતિ લોકના ગ્રીવાસ્થાનીય ભાગમાં હોવાથી ગ્રૈવેયક કહેવાય છે. એમની ઉપર વિજય, વૈજયંત, જયંત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ એ પાંચ વિમાન છે. તે સૌથી ઉત્તર–પ્રધાન હોવાથી અનુત્તર કહેવાય છે. સૌધર્મથી અચ્યુત સુધીના દેવો કલ્પોપપન્ન અને એમની ઉપરના બધા દેવો કલ્પાતીત કહેવાય છે. કલ્પોપપન્નમાં સ્વામીસેવકભાવ છે, પરન્તુ કલ્પાતીતમાં નથી, ત્યાં તો બધા ઇંદ્ર જેવા હોવાથી 'અહમિંદ્ર' કહેવાય છે. મનુષ્યલોકમાં કોઈ નિમિત્તથી જવાનું થાય તો કલ્પોપપન્ન દેવો જ જાય-આવે છે. કલ્પાતીત પોતાના સ્થાનને છોડીને ક્યાંય જતા નથી. [૨૦]

હવે કેટલીક બાબતોમાં દેવોની ઉત્તરોત્તર અધિકતા અને હીનતા કહે છે:

**स्थितिप्रभावसुखद्युतिलेश्याविशुद्धीन्द्रियाऽवधिविषयतोऽधिकाः ।२१।**

**गतिशरीरपरिग्रहाभिमानतो हीनाः ।२२।**

**સ્થિતિ, પ્રભાવ, સુખ, દ્યુતિ, લેશ્યાની વિશુદ્ધિ, ઇન્દ્રિયવિષય અને અવધિવિષયમાં ઉપરઉપરના દેવો અધિક હોય છે.**

**ગતિ, શરીર, પરિગ્રહ અને અભિમાનમાં ઉપરઉપરના દેવો હીન છે.**

નીચેનીચેના દેવોથી ઉપરઉપરના દેવો સાત વાતોમાં અધિક હોય છે. તે નીચે પ્રમાણે:

૧. **સ્થિતિ:** આનો વિશેષ ખુલાસો આગળ તેત્રીસમા સૂત્રમાં છે.

૨. **પ્રભાવ:** નિગ્રહ-અનુગ્રહ કરવાનું સામર્થ્ય; અણિમા મહિમા આદિ સિદ્ધિનું સામર્થ્ય, અને આક્રમણ કરી બીજાઓ પાસે કામ કરાવવાનું બળ, આ બધાનો પ્રભાવમાં સમાવેશ થાય છે. આવો પ્રભાવ જો કે ઉપરઉપરના દેવોમાં અધિક હોય છે તો પણ તેઓમાં ઉત્તરોત્તર અભિમાન અને સંક્લેશ ઓછા હોવાથી તેઓ પોતાના પ્રભાવનો ઉપયોગ ઓછો જ કરે છે.

૩,૪. **સુખ અને દ્યુતિ:** ઇન્દ્રિયો દ્વારા ગ્રાહ્ય વિષયોનો અનુભવ કરવો એ સુખ છે. શરીર, વસ્ત્ર અને આભરણ આદિનું તેજ એ દ્યુતિ છે. એ સુખ અને દ્યુતિ ઉપરઉપરના દેવોમાં અધિક હોવાનું કારણ ઉત્તરોત્તર ક્ષેત્રસ્વભાવજન્ય શુભ પુદ્ગલપરિણામની પ્રકૃષ્ટતા જ છે.

૫. **લેશ્યાની વિશુદ્ધિ:** લેશ્યાનો નિયમ આગળ તેવીસમા સૂત્રમાં સ્પષ્ટ થશે. અહીંયાં એટલું જાણી લેવુ જોઈએ કે જે દેવોની લેશ્યા સમાન છે તેઓમાં પણ નીચેની અપેક્ષાએ

ઉપરના દેવોની લેશ્યા, સંક્લેશના ઓછાપણાના કારણથી ઉત્તરોત્તર વિશુદ્ધ, વિશુદ્ધતર જ હોય છે.

૬. इंद्रियविषय: દૂરથી ઇષ્ટ વિષયોનુ ગ્રહણ કરવાનું જે ઇંદ્રિયોનું સામર્થ્ય તે પણ ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ અને સંક્લેશની ન્યૂનતાના કારણથી ઉપરઉપરના દેવોમાં અધિક હોય છે.

૭. अवधिज्ञाननो विषय: અવધિજ્ઞાનનું સામર્થ્ય પણ ઉપરઉપરના દેવોમાં વધારે જ હોય છે. પહેલા અને બીજા સ્વર્ગના દેવોને નીચેના ભાગમાં રત્નપ્રભા સુધી, તીરછા ભાગમાં અસંખ્યાત લાખ યોજન સુધી અને ઊંચા ભાગમાં પોતપોતાના વિમાન સુધી અવધિજ્ઞાનથી જાણવાનું સામર્થ્ય હોય છે. ત્રીજા અને ચોથા સ્વર્ગના દેવો નીચેના ભાગમાં શર્કરાપ્રભા સુધી, તીરછા ભાગમાં અસંખ્યાત લાખ યોજન સુધી અને ઊર્ધ્વભાગમાં પોતપોતાના ભવન સુધી અવધિજ્ઞાનથી જોઈ શકે છે. એ રીતે ક્રમશ વધતાં વધતાં અંતમાં અનુત્તરવિમાનવાસી દેવો સંપૂર્ણ લોકનાલીને અવધિજ્ઞાનથી જોઈ શકે છે. જે દેવોના અવધિજ્ઞાનનુ ક્ષેત્ર સમાન હોય છે, તેઓમાં પણ નીચેની અપેક્ષાએ ઉપરના દેવોને વિશુદ્ધ, વિશુદ્ધતર જ્ઞાનનું સામર્થ્ય હોય છે. [૨૧]

ચાર બાબતો એવી છે જે નીચેના દેવોની અપેક્ષાએ ઉપરઉપરના દેવોમાં ઓછી હોય છે. જેમકે:

૧. गमनक्रियानी शक्ति अने गमनक्रियामां प्रवृत्ति: એ બન્ને ઉપરઉપરના દેવોમાં ઓછાં હોય છે; કેમ કે ઉપરઉપરના દેવોમાં ઉત્તરોત્તર મહાનુભાવતા અને ઉદાસીનતા અધિક હોવાને કારણે દેશાતરવિષયક ક્રીડા કરવાની રતિ

ઓછીઓછી થતી જાય છે. સાનત્કુમાર આદિ દેવો જેમની જઘન્ય સ્થિતિ બે સાગરોપમ હોય છે, તે અધોભાગમાં સાતમા નરક સુધી અને તીરછા ભાગમાં અસંખ્યાત હજાર કોડાકોડિ યોજન પર્યંત જવાનું સામર્થ્ય રાખે છે. એમની પછીના દેવોનો ગતિવિષય ઘટતાંઘટતાં એટલો બધો ઘટી જાય છે કે ઉપરના દેવો વધારેમાં વધારે ત્રીજા નરક સુધી જ જઈ શકે છે. શક્તિ ગમે તેટલી હોય તો પણ કોઈ દેવ નીચેના ભાગમાં ત્રીજા નરકથી આગળ ગયો નથી અને જશે નહિ.

૨. શરીરનું પરિમાણ: એ અનુક્રમે પહેલા-બીજા સ્વર્ગમાં સાત હાથનું; ત્રીજા-ચોથા સ્વર્ગમાં છ હાથનું; પાંચમા-છઠ્ઠા સ્વર્ગમાં પાંચ હાથનું, સાતમા-આઠમા સ્વર્ગમાં ચાર હાથનું; નવમાથી બારમા સ્વર્ગ સુધીમાં ત્રણ હાથનું; નવ ગ્રૈવેયકમાં બે હાથનું અને અનુત્તર વિમાનમાં એક હાથનું હોય છે.

૩. પરિગ્રહ: પહેલા સ્વર્ગમાં બત્રીસ લાખ વિમાન, બીજામાં અઠ્ઠાવીસ લાખ, ત્રીજામાં બાર લાખ, ચોથામાં આઠ લાખ, પાંચમામાં ચાર લાખ, છઠ્ઠામાં પચાસ હજાર, સાતમામાં ચાળીસ હજાર, આઠમામાં છ હજાર, નવમાથી બારમા સુધી સાતસો, અધોવર્તી ત્રણ ગ્રૈવેયકમાં એક સો અગિઆર, મધ્યમ ત્રણ ગ્રૈવેયકમાં એક સો સાત, ઊર્ધ્વ ત્રણ ગ્રૈવેયકમાં સો અને અનુત્તરમાં પાંચ જ વિમાનનો પરિગ્રહ છે.

૪. અભિમાન: એનો અર્થ અહંકાર છે. સ્થાન, પરિવાર, શક્તિ, વિષય, વિભૂતિ, સ્થિતિ આદિમાં અભિમાન

પેદા થાય છે; આવુ અભિમાન, કષાય ઓછો હોવાથી ઉપરઉપરના દેવોમાં ઉત્તરોત્તર ઓછું જ હોય છે.

સૂત્રમાં કહી નથી એવી બીજી પણ પાચ બાબતો દેવોના સંબંધમાં જાણવા જેવી છે. ૧. ઉચ્છ્વાસ, ૨. આહાર, ૩ વેદના, ૪. ઉપપાત અને ૫. અનુભાવ

૧. **ઉચ્છ્વાસ:** જેમ જેમ દેવોની સ્થિતિ વધતી જાય છે, તેમ તેમ ઉચ્છ્વાસનુ કાલમાન પણ વધતું જાય છે. જેમ કે, દશ હજાર વર્ષના આયુષવાળા દેવોને એક એક ઉચ્છ્વાસ સાતસાત સ્તોકપરિમાણ કાળમાં થાય છે, એક પલ્યોપમના આયુષવાળા દેવોનો ઉચ્છ્વાસ એક દિવસમાં એક જ હોય છે, સાગરોપમના આયુષવાળા દેવોના વિષયમા એવો નિયમ છે કે જેનું આયુષ જેટલા સાગરોપમનું હોય તેનો એક એક ઉચ્છ્વાસ તેટતેટલા પખવાડિયે થાય છે.

૨. **આહાર:** એના સંબધમા એવો નિયમ છે કે દશ હજાર વર્ષના આયુષવાળા દેવો એક એક દિવસ વચમાં છોડીને આહાર લે છે; પલ્યોપમના આયુષવાળા દેવો દિનપૃથક્ત્વ[૧]ની પછી આહાર લે છે; સાગરોપમના આયુષ-વાળા દેવો માટે એવો નિયમ છે કે જેનું આયુષ જેટલા સાગરોપમનું હોય તે તેટલા હજાર વર્ષ પછી આહાર લે છે.

૩. **વેદના:** સામાન્ય રીતે દેવોને સાત – સુખ વેદના જ હોય છે; કયારેક અસાત – દુઃખ વેદના થઈ જાય તો તે, અંતર્મુહૂર્તથી વધારે સમય સુધી રહેતી નથી. સાત વેદના

---

૧. પૃથક્ત્વ શબ્દનો બેથી માડી નવની સંખ્યા સુધી વ્યવહાર થાય છે.

પણ લાગલાગટ ૭ મહિના સુધી એક સરખી રહીને પછી બદલાઈ જાય છે.

૪. उपपात : એનો અર્થ ઉત્પત્તિસ્થાનની યોગ્યતા છે. અન્ય–જૈનેતરલિંગિક મિથ્યાત્વી બારમા સ્વર્ગ સુધી જ ઉત્પન્ન થઈ શકે છે; સ્વ–જૈનલિંગિક મિથ્યાત્વી ગ્રૈવેયક સુધી જઈ શકે છે, અને સમ્યગ્દૃષ્ટિ પહેલા સ્વર્ગથી સર્વાર્થસિદ્ધ પર્યંત પણ જઈ શકે છે. પરન્તુ ચતુર્દશપૂર્વધારી સંયત પાંચમા સ્વર્ગથી નીચે ઉત્પન્ન જ થતા નથી.

૫. अनुभाव : એનો અર્થ લોકસ્વભાવ–જગદ્ધર્મ છે. એને લીધે બધાં વિમાન તથા સિદ્ધશિલા આદિ આકાશમાં નિરાધાર રહેલાં છે.

ભગવાન અરિહંતના જન્માભિષેક આદિ પ્રસંગો ઉપર દેવોના આસનનું કંપિત થવું એ પણ લોકાનુભાવનું જ કાર્ય છે. આસનકંપની પછી અવધિજ્ઞાનના ઉપયોગથી તીર્થંકરનો મહિમા જાણી કેટલાક દેવો પાસે આવી એમની સ્તુતિ, વંદના, ઉપાસના આદિથી આત્મકલ્યાણ કરે છે. કેટલાક દેવો પોતાના સ્થાનમાં જ રહી પ્રત્યુત્થાન, અંજલિકર્મ, પ્રણિપાત, નમસ્કાર, ઉપહાર આદિથી તીર્થંકરની અર્ચા કરે છે. આ પણ બધુ જ લોકાનુભાવનું જ કાર્ય છે. [ ૨૨ ]

હવે વૈમાનિકોમાં લેશ્યાનો નિયમ કહે છે :

**पीतपद्मशुक्ललेश्या द्वित्रिशेषेषु । २३ ।**

**બે, ત્રણ અને બાકીનાં સ્વર્ગોમાં ક્રમપૂર્વક પીત, પદ્મ અને શુક્લ લેશ્યાવાળા દેવો છે.**

પહેલા બે સ્વર્ગના દેવોમાં પીત–તેજોલેશ્યા હોય છે, ત્રીજાથી પાંચમા સ્વર્ગ સુધીના દેવોમાં પદ્મલેશ્યા અને છઠ્ઠાથી

સર્વાર્થસિદ્ધ પર્યંતના દેવોમાં શુક્લલેશ્યા હોય છે. આ નિયમ શરીરવર્ણરૂપ દ્રવ્યલેશ્યાને માટે જ છે, કેમ કે અધ્યવસાયરૂપ ભાવલેશ્યા તો બધાયે દેવોમાં છયે મળી આવે છે. [ ૨૩ ]

હવે કલ્પોની પરિગણના કરે છે:

**प्राग् ग्रैवेयकेभ्यः कल्पाः । २४ ।**

**ગ્રૈવેયકની પહેલાં કલ્પ છે.**

જેમાં ઇંદ્ર, સામાનિક, ત્રાયસ્ત્રિંશ આદિ રૂપે દેવોના વિભાગની કલ્પના છે, તે 'કલ્પ'. એવા કલ્પ ગ્રૈવેયકની પહેલાં, અર્થાત્ સૌધર્મથી અચ્યુત સુધી બાર છે. ગ્રૈવેયકથી લઈ બધા કલ્પાતીત છે કેમ કે એમાં ઇંદ્ર, સામાનિક, ત્રાયસ્ત્રિંશ આદિ રૂપે દેવોના વિભાગની કલ્પના નથી, અર્થાત્ તે બધા બરોબરીવાળા હોવાથી 'અહમિંદ્ર' કહેવાય છે. [૨૪]

હવે લોકાન્તિક દેવોનું વર્ણન કરે છે:

**ब्रह्मलोकालया लोकान्तिकाः । २५ ।**

**सारस्वतादित्यवह्न्यरुणगर्दतोयतुषिताव्याबाध-[1]मरुतोऽरिष्टाश्च । २६ ।**

---

૧. રૉયલ એશિયાટિક સોસાયટીના મુદ્રિત પુસ્તકમા 'अरिष्टाश्च' એવો અંશ નિશ્ચતરૂપે સૂત્રમા ન રાખતાં કોષ્ઠકમા રાખ્યો છે, પરંતુ મ. ભ. ના મુદ્રિત પુસ્તકમા તે અંશ 'रिष्टाश्च' પાઠ સૂત્રગત જ નિશ્ચિતરૂપે છાપ્યો છે. જો કે શ્વેતાંબર સંપ્રદાયના મૂળસૂત્રમા ऽरिष्टाश्च એવો પાઠ છે. છતા પણ એ સૂત્રના ભાષ્યની ટીકામાં જ "सूरिणोपात्ताः रिष्टविमानप्रस्तारवर्तिभिः." ઇત્યાદિ ઉલ્લેખ છે, એમા अरिष्ट ના સ્થાને रिष्ट હોવાનો પણ તર્ક થઈ શકે છે; પરંતુ

**બ્રહ્મલોક એ જ લોકાન્તિક દેવોનું આલય – નિવાસસ્થાન છે.**

**સારસ્વત, આદિત્ય, વહ્નિ, અરુણ, ગર્દતોય, તુષિત, અવ્યાબાધ, મરુત અને અરિષ્ટ એ લોકાન્તિક છે.**

લોકાંતિક દેવો વિષયરતિથી રહિત હોવાથી દેવર્ષિ કહેવાય છે. તેઓ પરસ્પર નાના મોટા ન હોવાથી બધા સ્વતંત્ર છે અને તિર્થંકરના નિષ્ક્રમણ એટલે કે ગૃહત્યાગના સમયે એમની સામે ઊભા રહી 'बुज्झह बुज्झह' શબ્દ દ્વારા પ્રતિબોધ કરવાના પોતાના આચારનું પાલન કરે છે. તે બ્રહ્મલોક નામના પાંચમા સ્વર્ગની ચારે બાજુની દિશાઓ-વિદિશાઓમાં રહે છે, બીજે ક્યાંય રહેતા નથી. તે બધા ત્યાંથી ચ્યુત થઈ મનુષ્યજન્મ લઈ મોક્ષ પ્રાપ્ત કરે છે.

દરેક દિશા, દરેક વિદિશા અને મધ્યભાગમાં એકએક જાતિ વસવાના કારણે એમની કુલ નવ જાતિઓ છે. જેમ કે, પૂર્વોત્તર એટલે કે ઈશાન ખૂણામાં સારસ્વત, પૂર્વમાં આદિત્ય, પૂર્વદક્ષિણ એટલે અગ્નિ ખૂણામાં વહ્નિ, દક્ષિણમાં અરુણ, દક્ષિણપશ્ચિમમાં એટલે નૈઋર્ત્ય ખૂણામાં ગર્દતોય, પશ્ચિમમાં તુષિત, પશ્ચિમોત્તર એટલે વાયવ્ય ખૂણામાં અવ્યાબાધ, ઉત્તરમાં મરુત અને વચમાં અરિષ્ટ નામના લોકાંતિક દેવો રહે છે. એમનાં સારસ્વત આદિ નામ વિમાનના નામથી પ્રસિદ્ધ

---

દિગંબર સંપ્રદાયમાં આ સૂત્રનો અંતિમ ભાગ 'ऽव्याबाधारिष्टाश्च' એ પાઠ છે તેથી અહીં સ્પષ્ટ રીતે અરિષ્ટ નામ જ ફલિત થાય છે, રિષ્ટ નહિ; તેમ જ મરુતનું વિધાન પણ નથી.

થયાં છે. અહીં એટલી વિશેષતા જાણી લેવી જોઈએ કે આ બન્ને સૂત્રોના મૂળ ભાષ્યમાં લોકાંતિક દેવના આઠ જ ભેદો બતાવ્યા છે; દિગમ્બર સૂત્રપાઠ પ્રમાણે પણ આઠ જ સંખ્યા જણાય છે, તેમા મરુતનો ઉલ્લેખ નથી. અલબત્ત, ઠાણાંગ આદિ સૂત્રોમાં નવ ભેદ દેખાય છે; (ઉત્તમ ચરિત્રમાં તો દશ ભેદોનો પણ ઉલ્લેખ છે) તેથી એમ જણાય છે કે મૂળસૂત્રમાં 'मरुतो' પાઠ પ્રક્ષિપ્ત થયેલો છે. [૨૫–૨૬]

હવે અનુત્તર વિમાનના દેવોનુ વિશેષત્વ કહે છે:

**विजयादिषु द्विचरमा: । २७ ।**

**વિજયાદિમાં દેવ, દ્વિચરમ – ફક્ત બે વાર મનુષ્ય જન્મ ધારણ કરવાવાળા – હોય છે.**

અનુત્તર વિમાનના પાંચ પ્રકાર છે. એમાંથી વિજય, વૈજયંત, જયંત અને અપરાજિત એ ચાર વિમાનોમાં જે દેવો રહે છે, તે દ્વિચરમ હોય છે. અર્થાત્ તે અધિકમાં અધિક બે વાર મનુષ્યજન્મ ધારણ કરી મોક્ષ પામે છે. એનો ક્રમ આ પ્રમાણે છે: ચાર અનુત્તર વિમાનથી ચ્યુત થયા પછી મનુષ્યજન્મ, એ જન્મની પછી અનુત્તર વિમાનમાં દેવજન્મ, ત્યાંથી પાછો મનુષ્યજન્મ અને તે જ જન્મમાં મોક્ષ. પરન્તુ સર્વાર્થસિદ્ધવિમાનવાસી દેવો ફક્ત એક જ વાર મનુષ્યજન્મ લે છે; ને એ વિમાનથી ચ્યુત થયા પછી મનુષ્યત્વ ધારણ કરી એ જન્મમાં જ મોક્ષ પ્રાપ્ત કરે છે. અનુત્તરવિમાનવાસી સિવાય બીજા કોઈ પણ પ્રકારના દેવો માટે કાંઈ નિયમ નથી; કેમ કે કોઈક તો એક જ વાર મનુષ્યજન્મ લઈ મોક્ષ પામે છે, કોઈ બે વાર, કોઈ ત્રણ વાર, કોઈ ચાર વાર અને કોઈ એથી પણ અધિક વાર જન્મ ધારણ કરે છે. [૨૭]

હવે તિર્યંચોનું સ્વરૂપ કહે છે:

**औपपातिकमनुष्येभ्यः शेषास्तिर्यग्योनयः । २८ ।**

**ઔપપાતિક અને મનુષ્ય સિવાયના જે જે બાકી રહ્યા તે તે તિર્યંચયોનિવાળા છે.**

તિર્યંચ કોણ કહેવાય છે એ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં આપ્યો છે. ઔપપાતિક અર્થાત્ દેવ તથા નારક અને મનુષ્યને છોડીને બાકીના બધા સંસારી જીવો તિર્યંચ જ કહેવાય છે. દેવ, નારક અને મનુષ્ય ફક્ત પંચેન્દ્રિય હોય છે; પરન્તુ તિર્યંચમાં એકેંદ્રિયથી પંચેંદ્રિય સુધીના બધા પ્રકારના જીવો આવી જાય છે. જેમ દેવ, નારક અને મનુષ્ય, લોકના ખાસ ખાસ વિભાગમાં જ મળી આવે છે તેવુ તિર્યંચો વિષે નથી; કેમ કે તેમનુ સ્થાન લોકના બધા ભાગમાં છે. [ ૨૮ ]

અધિકારસૂત્ર—

**स्थितिः । २९ ।**

**આયુષનું વર્ણન કરવામાં આવે છે.**

મનુષ્ય અને તિર્યંચનાં જઘન્ય અને ઉત્કૃષ્ટ આયુષ બતાવ્યાં છે. દેવ અને નારકનાં બતાવવાનાં બાકી છે. તે આ 'અધ્યાયની સમાપ્તિ સુધી બતાવાશે. [ ૨૯ ]

ભવનપતિનિકાયની ઉત્કૃષ્ટ સ્થિતિનુ વર્ણન:

**भवनेषु दक्षिणार्धाधिपतीनां पल्योपममध्यर्धम् । ३० ।**

**शेषाणां पादोने । ३१ ।**

**असुरेन्द्रयोः सागरोपममधिकं च । ३२ ।**

**ભવનોમાં દક્ષિણાર્ધના ઇન્દ્રોની સ્થિતિ દોઢ પલ્યોપમની છે.**

**શેષ ઇન્દ્રોની સ્થિતિ પોણા બે પલ્યોપમની છે.**

**બે અસુરેંદ્રોની સ્થિતિ ક્રમથી સાગરોપમ અને કંઈક અધિક સાગરોપમની છે.**

અહીંયાં ભવનપતિનિકાયની જે સ્થિતિ બતાવી છે, તે ઉત્કૃષ્ટ સમજવી જોઈએ; કેમ કે જઘન્ય સ્થિતિનું વર્ણન આગળના પિસ્તાળીસમા સૂત્રમાં આવવાનુ છે. ભવનપતિનિકાયના અસુરકુમાર, નાગકુમાર આદિ દશ ભેદો પહેલાં કહ્યા છે. દરેક ભેદના દક્ષિણાર્ધના અધિપતિ અને ઉત્તરાર્ધના અધિપતિરૂપે બે બે ઇંદ્ર છે; તેમનુ વર્ણન પહેલાં જ કરી દીધુ છે. એમાંથી દક્ષિણ અને ઉત્તરના બે અસુરેંદ્રોની ઉત્કૃષ્ટ સ્થિતિ આ પ્રમાણે છે: દક્ષિણાર્ધના અધિપતિ ચમર નામના અસુરેંદ્રની સ્થિતિ એક સાગરોપમની અને ઉત્તરાર્ધના અધિપતિ બલિ નામના અસુરેંદ્રની સ્થિતિ સાગરોપમથી કાંઈક અધિક છે. અસુરકુમારને છોડીને બાકીના નાગકુમાર આદિ નવ પ્રકારના ભવનપતિના દક્ષિણાર્ધના ધરણેન્દ્ર આદિ જે નવ ઇંદ્ર છે, એમની સ્થિતિ દોઢ પલ્યોપમની અને જે ઉત્તરાર્ધના ભૂતાનંદ આદિ નવ ઇંદ્ર છે, એમની સ્થિતિ પોણા બે પલ્યોપમની છે [૩૦-૩૨]

હવે વૈમાનિકની ઉત્કૃષ્ટ સ્થિતિનું વર્ણન કરે છે:

**सौधर्मादिषु यथाक्रमम् । ३३ ।**
**सागरोपमे । ३४ ।**
**अधिके च । ३५ ।**
**सप्त सानत्कुमारे । ३६ ।**

विशेषत्रिसप्तदशैकादशत्रयोदशपञ्चदशभिरधिकानि च । ३७ ।

आरणाच्युतादूर्ध्वमेकैकेन नवसु ग्रैवेयकेषुविजयादिषु सर्वार्थसिद्धे च । ३८ ।

સૌધર્મ આદિ દેવલોકમાં નીચે જણાવ્યા પ્રમાણે અનુક્રમે સ્થિતિ જાણવી.

સૌધર્મમાં બે સાગરોપમની સ્થિતિ છે.

ઐશાનમાં કાંઈક અધિક બે સાગરોપમની સ્થિતિ છે.

સાનત્કુમારમાં સાત સાગરોપમની સ્થિતિ છે.

માહેંદ્રથી આરણાચ્યુત સુધીમાં અનુક્રમે કાંઈક અધિક સાત સાગરોપમ, ત્રણથી અધિક સાત સાગરોપમ, સાતથી અધિક સાત સાગરોપમ, દશથી અધિક સાત સાગરોપમ, અગિયારથી અધિક સાત સાગરોપમ, તેરથી અધિક સાત સાગરોપમ, પંદરથી અધિક સાત સાગરોપમ પ્રમાણ સ્થિતિ છે.

આરણ અચ્યુતની ઉપર નવ ગ્રૈવેયક, ચાર વિજય આદિ અને સર્વાર્થસિદ્ધમાં અનુક્રમે એક એક સાગરોપમ અધિક સ્થિતિ છે.

અહીંયાં વૈમાનિક દેવોની જે સ્થિતિ ક્રમથી બતાવવામાં આવી છે, તે ઉત્કૃષ્ટ છે. તેમની જઘન્ય સ્થિતિ આગળ બતાવવામાં આવશે. પહેલા સ્વર્ગમાં બે સાગરોપમની, બીજા સ્વર્ગમાં બે સાગરોપમથી કાંઈક અધિક, ત્રીજામાં સાત સાગરોપમની, ચોથામાં સાત સાગરોપમથી કાંઈક અધિક,

પાંચમામાં દશ સાગરોપમની, છઠ્ઠામાં ચૌદ સાગરોપમની, સાતમામાં સત્તર સાગરોપમની, આઠમામાં અઢાર સાગરોપમની; નવમા-દશમામાં વીસ સાગરોપમની અને અગિયારમા-બારમા સ્વર્ગમાં બાવીસ સાગરોપમની સ્થિતિ છે. નવ ગ્રૈવેયકમાંના પહેલા ગ્રૈવેયકમાં તેવીસ સાગરોપમની, બીજામાં ચોવીસ સાગરોપમની, એ રીતે એકએક વધતાં નવમા ગ્રૈવેયકમાં એકત્રીસ સાગરોપમની સ્થિતિ છે. પહેલા ચાર અનુત્તર વિમાનમાં [1]બત્રીસ અને સર્વાર્થસિદ્ધમાં તેત્રીસ સાગરોપમની સ્થિતિ છે. [૩૩-૩૮]

હવે વૈમાનિકોની જઘન્ય સ્થિતિ કહે છે:

**अपरा पल्योपममधिकं च । ३९ ।**

**सागरोपमे । ४० ।**

**अधिके च । ४१ ।**

**परतः परतः पूर्वा पूर्वाऽनन्तरा । ४२ ।**

અપરા - જઘન્ય સ્થિતિ પલ્યોપમ અને કાંઈક અધિક પલ્યોપમની છે.

બે સાગરોપમની છે.

કાંઈક અધિક બે સાગરોપમની છે.

આગળઆગળની પૂર્વપૂર્વની પરા - ઉત્કૃષ્ટ સ્થિતિ અનંતરઅનંતરની જઘન્ય સ્થિતિ છે.

---

૧ દિગંબરોની ટીકાઓમા અને ક્યાંક ક્યાંક શ્વેતાંબર ગ્રંથોમા પણ વિજય આદિ ચાર વિમાનોમા ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીસ સાગરોપમની માની છે. જુઓ આ અધ્યાયના સૂ. ૪૨નું ભાષ્ય. 'સંગ્રહણી'મા ૩૩ સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ કહી છે.

સૌધર્માદિની જઘન્ય સ્થિતિ અનુક્રમે આ પ્રમાણે છે: પહેલા સ્વર્ગમાં એક પલ્યોપમની, બીજામાં પલ્યોપમથી કાંઈક અધિક, ત્રીજામાં બે સાગરોપમની, ચોથામાં બે સાગરોપમથી કાંઈક અધિક સ્થિતિ છે. પાંચમાથી આગળ બધા દેવલોકોમાં જઘન્ય સ્થિતિ તે જ છે જે પોતપોતાની અપેક્ષાએ પૂર્વપૂર્વ દેવલોકમાં ઉત્કૃષ્ટ સ્થિતિ હોય. આ નિયમ પ્રમાણે ચોથા દેવલોકની કાંઈક અધિક સાત સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ એ જ પાંચમા દેવલોકમાં જઘન્ય સ્થિતિ છે; પાંચમાની દશ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ એ છઠ્ઠામાં જઘન્ય સ્થિતિ છે, છઠ્ઠાની ચૌદ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ એ સાતમાની જઘન્ય સ્થિતિ છે. સાતમાની સત્તર સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ આઠમામાં જઘન્ય; આઠમાની અઢાર સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ નવમા-દશમામાં જઘન્ય, નવમા-દશમાની વીશ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ અગિયારમા-બારમાની જઘન્ય; અગિયારમા-બારમાની બાવીશ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રથમ ગ્રૈવેયકની જઘન્ય સ્થિતિ છે એ રીતે નીચેનીચેના ગ્રૈવેયકની ઉત્કૃષ્ટ સ્થિતિને ઉપર ઉપરના ગ્રૈવેયકની જઘન્ય સ્થિતિ સમજવી. આ ક્રમે નવમા ગ્રૈવેયકની જઘન્ય સ્થિતિ ત્રીસ સાગરોપમની થાય છે. ચાર અનુત્તર વિમાનની જઘન્ય સ્થિતિ એકત્રીસ 'સાગરોપમની છે. સર્વાર્થસિદ્ધમાં ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિમાં અંતર નથી; અર્થાત્ તેત્રીસ સાગરોપમની સ્થિતિ છે. [૩૯–૪૨]

હવે નારકોની જઘન્યસ્થિતિ કહે છે:

**नारकाणां च द्वितीयादिषु ।४३।**

दशवर्षसहस्राणि प्रथमायाम् ।४४।

બીજી આદિ ભૂમિઓમાં નારકોની જઘન્ય સ્થિતિ પૂર્વપૂર્વની ઉત્કૃષ્ટ સ્થિતિ છે.

પહેલી ભૂમિમાં જઘન્ય સ્થિતિ દશ હજાર વર્ષની છે.

જેમ બેતાળીસમા સૂત્રમાં દેવોની જઘન્ય સ્થિતિનો ક્રમ છે. તેવો જ બીજીથી લઈ સાતમી ભૂમિ સુધીના નારકોની જઘન્ય સ્થિતિનો ક્રમ છે. એ નિયમ પ્રમાણે પહેલી ભૂમિની એક સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ એ બીજીમાં જઘન્ય સ્થિતિ છે. બીજીની ત્રણ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીજીમાં જઘન્ય, ત્રીજીની સાત સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ ચોથીમાં જઘન્ય; ચોથીની દશ સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ પાંચમીમાં જઘન્ય, પાંચમીની સત્તર સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ છઠ્ઠીમાં જઘન્ય, અને છઠ્ઠીની બાવીશ સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ સાતમીમાં જઘન્ય છે. પહેલી ભૂમિમાં જઘન્ય સ્થિતિ દશ હજાર વર્ષ પ્રમાણ છે. [૪૩-૪૪]

હવે ભવનપતિની જઘન્યસ્થિતિ કહે છે:

भवनेषु च ।४५।

ભવનોમાં પણ દશ હજાર વર્ષ પ્રમાણની જઘન્ય સ્થિતિ છે.

હવે વ્યંતરોની સ્થિતિ કહે છે:

व्यन्तराणां च ।४६।

परा पल्योपमम् ।४७।

વ્યંતરોની જઘન્ય સ્થિતિ દશ હજાર વર્ષની છે. અને ઉત્કૃષ્ટ સ્થિતિ પલ્યોપમ પ્રમાણ છે. [૪૬-૪૭]

હવે જ્યોતિષ્કોની સ્થિતિ કહે છે:

**ज्योतिष्काणामधिकम् । ४८ ।**

**ग्रहाणामेकम् । ४९ ।**

**नक्षत्राणामर्धम् । ५० ।**

**तारकाणां चतुर्भागः । ५१ ।**

**जघन्या त्वष्टभागः । ५२ ।**

**चतुर्भागः शेषाणाम् । ५३ ।**

જ્યોતિષ્ક અર્થાત્ સૂર્ય, ચંદ્રની ઉત્કૃષ્ટ સ્થિતિ કાંઈક અધિક પલ્યોપમની છે.

ગ્રહોની ઉત્કૃષ્ટ સ્થિતિ એક પલ્યોપમની છે.

નક્ષત્રોની ઉત્કૃષ્ટ સ્થિતિ અર્ધ પલ્યોપમની છે.

તારાઓની ઉત્કૃષ્ટ સ્થિતિ પલ્યોપમનો ચોથો ભાગ છે.

અને જઘન્ય સ્થિતિ તો પલ્યોપમનો આઠમો ભાગ છે.

શેષ અર્થાત્ તારાઓને છોડીને બાકીના જ્યોતિષ્ક એટલે કે ગ્રહ-નક્ષત્રોની જઘન્ય સ્થિતિ પલ્યોપમનો ચોથો ભાગ છે. [૪૮-૫૩]

# અધ્યાય ૫

બીજાથી ચોથા અધ્યાય સુધીમાં જીવતત્ત્વનુ નિરૂપણ કર્યું છે. હવે આ અધ્યાયમાં અજીવતત્ત્વનુ નિરૂપણ થાય છે.

પ્રથમ અજીવના ભેદો કહે છે :

**अजीवकाया धर्माधर्माकाशपुद्गलाः । १ ।**

**ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય એ ચાર અજીવકાયો છે.**

નિરૂપણપદ્ધતિના નિયમ પ્રમાણે પહેલુ લક્ષણ અને પછી ભેદોનુ કથન કરવું જોઈએ; એમ છતાં પણ સૂત્રકારે અજીવતત્ત્વનુ લક્ષણ બતાવ્યા વિના એના ભેદોનું કથન કર્યું છે. એમ કરવાનુ કારણ એ છે કે, અજીવનું લક્ષણ જીવના લક્ષણથી જ જાણી જવાય છે. એને જુદું કહેવાની ખાસ જરૂર નથી, કારણ કે અ + જીવ જે જીવ નહિ તે અજીવ. ઉપયોગ એ જીવનું લક્ષણ છે, તો જેમાં ઉપયોગ ન હોય તે તત્ત્વ અજીવ, અર્થાત્ ઉપયોગનો અભાવ અજીવનું લક્ષણ થયું.

અજીવ એ જીવનું વિરોધી ભાવાત્મક તત્ત્વ છે. તે માત્ર અભાવાત્મક નથી.

ધર્મ આદિ ચાર અજીવ તત્ત્વોને अस्तिकाय કહેવાનો અભિપ્રાય એ છે કે, તે તત્ત્વ માત્ર એક પ્રદેશરૂપ અથવા એક અવયવરૂપ નથી કિન્તુ પ્રચય એટલે કે સમૂહરૂપ છે. ધર્મ, અધર્મ અને આકાશ એ ત્રણે તો પ્રદેશપ્રચયરૂપ છે અને પુદ્ગલ અવયવરૂપ તથા અવયવપ્રચયરૂપ છે.

અજીવ તત્ત્વના ભેદોમાં કાળની ગણના કરી નથી; કેમ કે કાળ તત્ત્વરૂપ છે કે નહિ એ વિષયમાં મતભેદ છે. જે આચાર્ય એને તત્ત્વ માને છે તે પણ તેને ફક્ત પ્રદેશાત્મક માને છે, પ્રદેશપ્રચયરૂપ નહિ. એથી એમના મતે પણ અસ્તિકાયોની સાથે કાળને ગણવો યુક્ત નથી; અને જે આચાર્ય કાળને સ્વતંત્ર તત્ત્વ માનતા નથી તેમના મતે તો તત્ત્વના ભેદોમાં કાળની ગણના થાય જ શા રીતે?

પ્ર૦—શું ઉપરનાં ચારે અજીવતત્ત્વો બીજાં દર્શનોને પણ માન્ય છે?

ઉ૦—નહિ, આકાશ અને પુદ્ગલ એ બન્ને તત્ત્વો તો વૈશેષિક, ન્યાય, સાંખ્ય આદિ દર્શનોને પણ માન્ય છે; પરન્તુ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બન્ને તત્ત્વો જૈનદર્શન સિવાય બીજું કોઈ પણ દર્શન માનતું નથી. જૈનદર્શન જેને આકાશાસ્તિકાય કહે છે, તેને બીજાં દર્શનો આકાશ કહે છે. પુદ્ગલાસ્તિકાય એ સંજ્ઞા પણ ફક્ત જૈનશાસ્ત્રમાં જ પ્રસિદ્ધ છે. બીજાં દર્શનોમાં એ તત્ત્વને સ્થાને પ્રકૃતિ, પરમાણુ આદિ શબ્દોનો ઉપયોગ થાય છે. [ ૧ ]

હવે મૂળ દ્રવ્યોનું કથન કરે છે:

**द्रव्याणि जीवाश्च[1] । २ ।**

ધર્માસ્તિકાય આદિ ઉક્ત ચાર અજીવ તત્ત્વ અને જીવ એ પાંચ દ્રવ્યો છે.

જૈનદૃષ્ટિ પ્રમાણે જગત માત્ર પર્યાય એટલે કે પરિવર્તનરૂપ જ નથી, કિન્તુ પરિવર્તનશીલ હોવા છતાંય તે અનાદિનિધન છે. આ જગતમાં જૈનમત પ્રમાણે મૂળ દ્રવ્ય પાંચ છે, તે જ આ સૂત્રમાં બતાવ્યાં છે.

આ સૂત્રથી લઈ આગળનાં કેટલાંક સૂત્રોમા દ્રવ્યોના સામાન્ય તથા વિશેષ ધર્મોનું વર્ણન કરીને એમનુ પરસ્પરનું સાધર્મ્ય વૈધર્મ્ય બતાવ્યું છે. સાધર્મ્યનો અર્થ સમાનધર્મ –સમાનતા; અને વૈધર્મ્યનો અર્થ વિરુદ્ધ ધર્મ – અસમાનતા.

આ સૂત્રમાં જે દ્રવ્યત્વનું વિધાન છે, તે ધર્માસ્તિકાય આદિ પાંચ પદાર્થોનું દ્રવ્ય તરીકે સાધર્મ્ય છે; અને જો તે વૈધર્મ્ય હોઈ શકે તો તે માત્ર ગુણ અથવા પર્યાયનુ જ હોઈ શકે; કેમ કે ગુણ અથવા પર્યાય સ્વયં દ્રવ્ય નથી. [૨]

હવે મૂળ દ્રવ્યોનું સાધર્મ્ય વૈધર્મ્ય કહે છે·

**नित्यावस्थितान्यरूपाणि । ३ ।**

**रूपिणः पुद्गलाः । ४ ।**

---

૧. શ્વે૦ પરંપરામા આ એક જ સૂત્ર ગણાય છે; પરંતુ દિગં૦ પરંપરામા 'द्रव्याणि' 'जीवाश्च' એવાં બે સૂત્ર અલગ અલગ મળે છે.

[1]आऽऽकाशादेकद्रव्याणि । ५ ।

निष्क्रियाणि च । ६ ।

ઉક્ત દ્રવ્ય નિત્ય છે, સ્થિર છે અને અરૂપી છે.

પુદ્‌ગલ રૂપી એટલે કે મૂર્ત છે.

ઉક્ત પાંચમાંથી આકાશ સુધીનાં દ્રવ્ય એક એક છે.

અને નિષ્ક્રિય છે.

ધર્માસ્તિકાય આદિ પાંચે દ્રવ્ય નિત્ય છે અર્થાત્ તે પોતપોતાના સામાન્ય તથા વિશેષરૂપથી કદાપિ પણ ચ્યુત થતાં નથી. પાંચે સ્થિર પણ છે; કેમ કે એમની સંખ્યામાં ક્યારે પણ ઓછાવત્તાપણું થતું નથી. અરૂપી દ્રવ્ય તો ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને જીવાસ્તિકાય એ ચાર જ છે; પરંતુ પુદ્‌ગલ દ્રવ્ય અરૂપી નથી. સારાંશ એ છે કે, નિત્યત્વ તથા અવસ્થિતત્વ એ બન્ને પાંચે દ્રવ્યોનું સાધર્મ્ય છે; પરંતુ અરૂપિત્વ પુદ્ગલને છોડીને બાકીનાં ચાર દ્રવ્યોનું સાધર્મ્ય છે.

પ્ર૦—નિત્યત્વ અને અવસ્થિતત્વના અર્થમાં શો તફાવત છે?

ઉ૦—પોતપોતાના સામાન્ય તથા વિશેષ સ્વરૂપથી ચ્યુત ન થવું એ નિત્યત્વ છે, અને પોતપોતાના સ્વરૂપમાં કાયમ રહેવા છતા પણ બીજા તત્ત્વના સ્વરૂપને પ્રાપ્ત ન

---

૧. ભાષ્યમાં 'आ आकाशात्' એવો સંધિરહિત પાઠ છે, દિગંબરીય પરંપરામાં તો સૂત્રમાં જ એવો સંધિરહિત પાઠ છે.

કરવું તે અવસ્થિતત્વ છે. જેમ જીવતત્ત્વ પોતાના દ્રવ્યાત્મક સામાન્યરૂપને અને ચેતનાત્મક વિશેષરૂપને ક્યારે પણ છોડતું નથી, એ તેનું નિત્યત્વ છે, અને ઉક્તસ્વરૂપને છોડયા વિના પણ તે અજીવતત્ત્વના સ્વરૂપને પ્રાપ્ત કરતું નથી એ એનું અવસ્થિતત્વ છે. સારાંશ એ છે કે પોતાના સ્વરૂપનો ત્યાગ ન કરવો અને પારકાના સ્વરૂપને પ્રાપ્ત ન કરવુ એ બન્ને અંશ – ધર્મ બધાં દ્રવ્યોમાં સમાન છે; એમાંથી પહેલો અંશ નિત્યત્વ અને બીજો અંશ અવસ્થિતત્વ કહેવાય છે. દ્રવ્યોના નિત્યત્વકથનથી જગતની શાશ્વતતા સૂચિત થાય છે અને અવસ્થિતત્વના કથનથી એમનો પરસ્પર સંકર – મિશ્રણ થતો નથી એમ સૂચવાય છે, અર્થાત્ તે બધાં દ્રવ્યો પરિવર્તનશીલ હોવા છતાં પણ પોતપોતાના સ્વરૂપમાં સ્થિત છે અને એક સાથે રહેતાં છતાં પણ એક બીજાના સ્વભાવ – લક્ષણ – થી અસ્પૃષ્ટ રહે છે. એથી જ આ જગત અનાદિનિધન પણ છે અને એનાં મૂળતત્ત્વોની સંખ્યા પણ એકસરખી રહે છે.

પ્ર૦—ધર્માસ્તિકાય આદિ અજીવ પણ જો દ્રવ્ય છે અને તત્ત્વ પણ છે તો પછી એમનું કોઈ ને કોઈ સ્વરૂપ અવશ્ય માનવુ પડશે, તો પછી એમને અરૂપી કેમ કહ્યાં ?

ઉ૦—અહીયાં અરૂપિત્વનો અર્થ સ્વરૂપનિષેધ નથી, સ્વરૂપ તો ધર્માસ્તિકાય આદિ તત્ત્વોને પણ અવશ્ય હોય છે; અને એમને જો કોઈ સ્વરૂપ જ ન હોય તો તો તે અશ્વશૃંગની માફક વસ્તુ તરીકે જ સિદ્ધ ન થાય. અહીયાં અરૂપિત્વના કથનથી રૂપ એટલે કે મૂર્તિનો નિષેધ કર્યો છે. રૂપનો અર્થ અહીયાં મૂર્તિ જ છે. રૂપ આદિ સંસ્થાનપરિણામને અથવા રૂપ, રસ, ગંધ અને સ્પર્શના સમુદાયને 'મૂર્તિ' કહે છે;

આવી મૂર્તિનો ધર્માસ્તિકાય આદિ ચાર તત્ત્વોમાં અભાવ હોય છે. આ જ બાબત અરૂપી પદથી કહી છે. [૩]

રૂપ, મૂર્તત્વ, મૂર્તિ એ બધા શબ્દો સમાનાર્થક છે. રૂપ, રસ આદિ જે ગુણો ઇંદ્રિયો દ્વારા ગ્રહણ કરી શકાય છે, તે ઇંદ્રિયગ્રાહ્ય ગુણ જ મૂર્તિ કહેવાય છે. પુદ્ગલોના ગુણ ઇંદ્રિયગ્રાહ્ય છે; એથી પુદ્ગલ એ મૂર્ત એટલે કે રૂપી છે. પુદ્ગલ સિવાય બીજું કોઈ પણ દ્રવ્ય મૂર્ત નથી, કેમ કે તે ઇંદ્રિયથી ગૃહીત થતું નથી; એથી જ રૂપિત્વ એ જ પુદ્ગલને ધર્માસ્તિકાય આદિ ચાર તત્ત્વોથી ભિન્ન કરતું વૈધર્મ્ય છે.

જો કે અતીંદ્રિય હોવાથી પરમાણુ આદિ અનેક સૂક્ષ્મ દ્રવ્યો અને એમના ગુણો ઇંદ્રિયગ્રાહ્ય નથી, છતાં પણ વિશિષ્ટ પરિણામરૂપ અમુક અવસ્થામાં તે જ ઇંદ્રિયો દ્વારા ગ્રહણ થવાની યોગ્યતા પ્રાપ્ત કરે છે; એ કારણથી તે અતીંદ્રિય હોવા છતાં પણ રૂપી અથવા મૂર્ત જ છે. અરૂપી કહેવાતા ધર્માસ્તિકાય આદિ ચાર દ્રવ્યોને તો ઇંદ્રિયના વિષય બનવાની યોગ્યતા જ હોતી નથી. આ જ અતીંદ્રિય પુદ્ગલ અને અતીંદ્રિય ધર્માસ્તિકાય આદિ દ્રવ્યોમાં તફાવત છે. [૪]

ઉપરનાં પાંચ દ્રવ્યોમાંથી આકાશ સુધીનાં ત્રણ દ્રવ્યો અર્થાત્ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એક એક વ્યક્તિ રૂપ છે. એમની બે અથવા એથી અધિક વ્યક્તિઓ હોતી નથી. એ રીતે જ એ ત્રણે નિષ્ક્રિય એટલે ક્રિયારહિત છે. એકવ્યક્તિત્વ અને નિષ્ક્રિયત્વ એ બે ધર્મો ઉક્ત ત્રણ દ્રવ્યોનું સાધર્મ્ય અને જીવાસ્તિકાય તથા પુદ્ગલાસ્તિકાયનું વૈધર્મ્ય છે. જીવ અને પુદ્ગલદ્રવ્યની અનેક વ્યક્તિઓ છે અને તે ક્રિયાશીલ પણ છે. જૈનદર્શન વેદાંતની માફક

આત્મદ્રવ્યને એક વ્યક્તિરૂપ માનતું નથી અને સાંખ્ય, વૈશેષિક આદિ બધાં વૈદિક દર્શનોની માફક એને નિષ્ક્રિય પણ માનતું નથી.

પ્ર૦—જૈન મત પ્રમાણે બધાં દ્રવ્યોમાં પર્યાયપરિણમન –ઉત્પાદવ્યય માનવામાં આવે છે. આ પરિણમન ક્રિયાશીલ દ્રવ્યોમાં જ થઈ શકે છે. ધર્માસ્તિકાય આદિ ત્રણ દ્રવ્યોને જો નિષ્ક્રિય માનવામાં આવે, તો તેઓમાં પર્યાયપરિણમન કેવી રીતે ઘટી શકે?

ઉ૦—અહીંયાં નિષ્ક્રિયત્વથી ગતિક્રિયાનો નિષેધ કરવામાં આવ્યો છે, ક્રિયામાત્રનો નહિ. જૈન મત પ્રમાણે નિષ્ક્રિય દ્રવ્યનો અર્થ ગતિશૂન્ય દ્રવ્ય એટલો જ છે. ગતિશૂન્ય ધર્માસ્તિકાય આદિ દ્રવ્યોમાં પણ સદૃશ પરિણમનરૂપ ક્રિયા જૈનદર્શન માને જ છે. [૫-૬]

હવે પ્રદેશોની સંખ્યાનો વિચાર કરે છે:

**असङ्ख्येयाः प्रदेशा धर्माधर्मयोः । ७ ।**

**जीवस्य च । ८ ।**

**आकाशस्यानन्ताः । ९ ।**

**सङ्ख्येयाऽसंख्येयाश्च पुद्गलानाम् । १० ।**

**नाणोः । ११ ।**

ધર્મ અને અધર્મના પ્રદેશ અસંખ્યાત છે.

એક જીવના પ્રદેશ અસંખ્યાત છે.

આકાશના પ્રદેશ અનંત છે.

પુદ્ગલદ્રવ્યના પ્રદેશ સંખ્યાત, અસંખ્યાત અને અનંત છે.

અણુ–પરમાણુને પ્રદેશ હોતા નથી.

ધર્મ અધર્મ આદિ ચાર અજીવ અને જીવ એ પાંચ દ્રવ્યો માટે 'કાય' શબ્દ વાપરી પહેલાં એ સૂચિત કર્યું છે કે પાંચ દ્રવ્યો અસ્તિકાય અર્થાત્ પ્રદેશપ્રચયરૂપ છે; પરંતુ એ પ્રદેશોની વિશેષ સંખ્યા પહેલાં બતાવી નથી. તે સંખ્યા અહીંયાં બતાવવામાં આવી છે.

ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ પ્રત્યેક દ્રવ્યના પ્રદેશ અસંખ્યાત છે. પ્રદેશનો અર્થ એક એવો સૂક્ષ્મ અંશ છે કે, જેના બીજા અંશોની કલ્પના સર્વજ્ઞની બુદ્ધિથી પણ થઈ શકતી નથી; એવા અવિભાજ્ય સૂક્ષ્માંશને નિરંશ અંશ પણ કહે છે. ધર્મ, અધર્મ એ બન્ને દ્રવ્ય એક એક વ્યક્તિ-રૂપ છે, અને એમના પ્રદેશ – અવિભાજ્ય અંશ અસંખ્યાત, અસંખ્યાત છે; એમ કહેવાથી એ ફલિત થાય છે કે ઉક્ત બન્ને દ્રવ્યો એક એવા અખંડ સ્કંધરૂપ છે કે જેના અસંખ્યાત અવિભાજ્ય સૂક્ષ્મ અંશ ફક્ત બુદ્ધિથી કલ્પિત કરી શકાય છે, તે વસ્તુભૂત સ્કંધથી અલગ કરી શકાતા નથી.

જીવ દ્રવ્ય વ્યક્તિરૂપે અનત છે. પ્રત્યેક જીવવ્યક્તિ એક અખંડ વસ્તુ છે, જે ધર્માસ્તિકાયની માફક અસંખ્યાત પ્રદેશપરિમાણ છે

આકાશ દ્રવ્ય બીજાં બધાં દ્રવ્યોથી મોટો સ્કંધ છે; કેમકે તે અનંતપ્રદેશપરિમાણ છે.

પુદ્ગલદ્રવ્યના સ્કંધ ધર્મ, અધર્મ આદિ બીજાં ચાર દ્રવ્યોની માફક નિયતરૂપ નથી. કેમ કે કોઈ પુદ્ગલસ્કંધ સંખ્યાત પ્રદેશોનો હોય છે, કોઈ અસંખ્યાત પ્રદેશોનો, કોઈ અનંત પ્રદેશોનો અને કોઈ અનંતાનંત પ્રદેશોનો પણ હોય છે.

પુદ્ગલ અને બીજાં દ્રવ્યોની વચમાં એટલો તફાવત છે કે પુદ્ગલના પ્રદેશ પોતાના સ્કંધથી જુદા જુદા થઈ શકે છે. પરન્તુ બીજાં ચાર દ્રવ્યોના પ્રદેશ પોતપોતાના સ્કંધથી અલગ થઈ શકતા નથી; કેમ કે પુદ્ગલથી ભિન્ન ચારે દ્રવ્યો અમૂર્ત છે, અને અમૂર્તનો સ્વભાવ ખંડિત ન થવું એ છે. પુદ્ગલદ્રવ્ય મૂર્ત છે, મૂર્તના ખંડ પણ હોઈ શકે છે, કેમ કે સંશ્લેષ અને વિશ્લેષ દ્વારા ભેગા થવાની તથા છૂટા થવાની શક્તિ મૂર્ત દ્રવ્યોમાં દેખાય છે. આ તફાવતના કારણથી પુદ્ગલસ્કંધના નાના મોટા બધા અંશોને અવયવ કહે છે. અવયવનો અર્થ જુદો થતો અંશ એવો છે.

જો કે પરમાણુ પણ પુદ્ગલ દ્રવ્ય હોવાના કારણથી મૂર્ત છે તો પણ તેનો વિભાગ થઈ શકતો નથી. કેમ કે તે આકાશના પ્રદેશની જેમ પુદ્ગલનો નાનામાં નાનો અંશ છે. પરમાણુનુ જ પરિમાણ સૌથી નાનામાં નાનું પરિમાણ છે; એથી તે માત્ર અવિભાજ્ય અંશ છે.

અહીંયાં પરમાણુના ખંડ એટલે કે અંશ થતા નથી એમ જે કહ્યું છે, તે દ્રવ્યવ્યક્તિરૂપે; પરન્તુ પર્યાયરૂપે નહિ. પર્યાયરૂપે તો એના પણ અંશોની કલ્પના કરવામાં આવી છે; કેમ કે એક જ પરમાણુવ્યક્તિમાં વર્ણ, ગંધ, રસ આદિ અનેક પર્યાય છે. તે બધા એ દ્રવ્યના ભાવરૂપ અંશો જ છે. એથી એક પરમાણુવ્યક્તિના પણ ભાવપરમાણુ અનેક માનવામાં આવે છે.

પ્ર૦-ધર્મ આદિના પ્રદેશ અને પુદ્ગલના પરમાણુ વચ્ચે શો તફાવત છે ?

ઉ૦–પરિમાણુની દૃષ્ટિએ કાંઈ તફાવત નથી. જેટલા ક્ષેત્રમાં પરમાણુ રહી શકે છે, એટલા ભાગને પ્રદેશ કહે છે. પરમાણુ અવિભાજ્ય અંશ હોવાથી એને સમાવવા માટેનું ક્ષેત્ર પણ અવિભાજ્ય જ હોવું જોઈએ, એથી પરમાણુ અને પ્રદેશ નામનું તત્પરિમિત ક્ષેત્ર બન્નેય પરિમાણુની દૃષ્ટિએ સમાન છે. તો પણ એમની વચમા એટલો તફાવત છે કે પરમાણુ પોતાના અંશીભૂત સ્કંધથી અલગ થઈ શકે છે; પરન્તુ ધર્મ આદિ દ્રવ્યોના પ્રદેશ પોતાના સ્કંધથી અલગ થઈ શકતા નથી.

પ્ર૦—નવમા સૂત્રમાં 'અનંત' પદ છે. એથી પુદ્ગલ દ્રવ્યના અનેક અનંત પ્રદેશ હોવાનો અર્થ તો નીકળી શકે છે; પરતુ અનંતાનંત પ્રદેશ હોવાનો જે અર્થ ઉપર કાઢ્યો છે તે કયા પદથી ?

ઉ૦—અનતપદ સામાન્ય છે, તે બધા પ્રકારની અનંત સંખ્યાઓનો બોધ કરાવી શકે છે. એથી જ એ પદથી અનંતાનંત અર્થ પણ કરી શકાય છે. [૭–૧૧]

હવે દ્રવ્યોના સ્થિતિક્ષેત્રનો વિચાર કરે છે:

**लोकाकाशेऽवगाहः । १२ ।**
**धर्माधर्मयोः कृत्स्ने । १३ ।**
**एकप्रदेशादिषु भाज्यः पुद्गलानाम् । १४ ।**
**असंख्येयभागादिषु जीवानाम् । १५ ।**
**प्रदेशसंहारविसर्गाभ्यां प्रदीपवत् । १६ ।**

આધેય – સ્થિતિ કરનારાં દ્રવ્યોની સ્થિતિ લોકાકાશમાં જ છે.

**ધર્મ અને અધર્મ દ્રવ્યની સ્થિતિ સમગ્ર લોકાકાશમાં છે.**

**પુદ્ગલદ્રવ્યોની સ્થિતિ લોકાકાશના એક પ્રદેશ-આદિમાં વિકલ્પે એટલે અનિયત રૂપે હોય છે.**

**જીવોની સ્થિતિ લોકના અસંખ્યાતમા ભાગાદિમાં હોય છે.**

**કેમ કે પ્રદીપની માફક એમના પ્રદેશોનો સંકોચ અને વિસ્તાર થાય છે.**

જગત પાંચ અસ્તિકાય રૂપ છે. એથી પ્રશ્ન થાય છે કે આ પાંચ અસ્તિકાયોનો આધાર – સ્થિતિક્ષેત્ર શું છે? શુ એમનો આધાર એમનાથી ભિન્ન એવુ બીજું કોઈ દ્રવ્ય છે? અથવા એ પાંચમાથી કોઈ એક દ્રવ્ય બાકીનાં દ્રવ્યોનો આધાર છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, આકાશ એ જ આધાર છે અને બાકીના બધાં દ્રવ્યો આધેય છે. આ ઉત્તર વ્યવહારદૃષ્ટિએ સમજવો જોઈએ; નિશ્ચયદૃષ્ટિએ નહિ. બધાં દ્રવ્યો સ્વપ્રતિષ્ઠ અર્થાત્ પોતપોતાના સ્વરૂપમાં સ્થિત છે; કોઈ એક દ્રવ્ય બીજા દ્રવ્યમાં તાત્ત્વિકદૃષ્ટિથી રહી શકતું નથી. હવે એ પ્રશ્ન થાય છે કે જેમ ધર્માદિ ચારે દ્રવ્યોનો આધાર વ્યવહારદૃષ્ટિએ આકાશ માનવામાં આવે છે તે રીતે આકાશનો આધાર શુ છે? આનો ઉત્તર એ જ છે કે આકાશને કોઈ બીજું દ્રવ્ય આધારરૂપ નથી કેમ કે એનાથી મોટા પરિમાણવાળું અથવો એની બરાબર પરિમાણવાળું બીજું કોઈ તત્ત્વ જ નથી. એથી વ્યવહારદૃષ્ટિએ અને નિશ્ચયદૃષ્ટિએ આકાશ સ્વપ્રતિષ્ઠ જ છે. આકાશને બીજાં

દ્રવ્યોનો આધાર કહેવાનુ કારણ એ છે કે આકાશ તે દ્રવ્યોથી મહાન છે.

આધેયભૂત ધર્મ આદિ ચાર દ્રવ્યો પણ સમગ્ર આકાશમાં રહેતાં નથી. તે આકાશના અમુક પરિમિત ભાગમાં જ સ્થિત છે. જેટલા ભાગમાં તે સ્થિત છે એટલો આકાશભાગ लोक કહેવાય છે. લોકનો અર્થ જ પાંચ અસ્તિકાય. આ ભાગની બહાર આસપાસ ચારે તરફ અનંત આકાશ વિદ્યમાન છે; એમાં બીજાં દ્રવ્યોની સ્થિતિ ન હોવાને લીધે એ अलोकाकाश કહેવાય છે. અહીંયાં અસ્તિકાયોના આધારઆધેય સંબંધનો જે વિચાર છે, તે લોકાકાશને લઈને જ સમજવો જોઈએ.

ધર્મ અને અધર્મ એ બન્ને અસ્તિકાય એવા અખંડ સ્કંધરૂપ છે કે, તે સંપૂર્ણ લોકાકાશમાં જ સ્થિર છે. એ બાબતને આમ પણ કહી શકાય: વસ્તુત: અખંડ આકાશના પણ જે લોક અને અલોક એવા બે ભાગની કલ્પના બુદ્ધિથી કરવામાં આવે છે, તે ધર્મ, અધર્મ દ્રવ્યના સંબંધથી છે. જ્યાં એ દ્રવ્યોનો સંબંધ ન હોય તે અલોક અને જેટલા ભાગમાં તેમનો સંબંધ હોય તે લોક.

પુદ્ગલ દ્રવ્યનો આધાર સામાન્ય રીતે લોકાકાશ જ નિયત છે. તથાપિ વિશેષરૂપે ભિન્ન ભિન્ન પુદ્ગલદ્રવ્યના આધારક્ષેત્રના પરિમાણમાં તફાવત હોય છે. પુદ્ગલદ્રવ્ય, કાંઈ ધર્મ, અધર્મ દ્રવ્યની માફક માત્ર એક વ્યક્તિ તો છે જ નહિ કે જેથી તે માટે એકરૂપ આધારક્ષેત્ર હોવાની સંભાવના કરી શકાય. ભિન્નભિન્ન વ્યક્તિ હોવાથી પુદ્ગલોના પરિમાણમાં વિવિધતા હોય છે, એકરૂપતા નથી. એથી અહીંયાં એના

આધારનું પરિમાણ વિકલ્પે-અનેક રૂપે બતાવવામાં આવ્યું છે. કોઈ પુદ્ગલ લોકાકાશના એક પ્રદેશમાં, તો કોઈ બે પ્રદેશમાં રહે છે. એ રીતે કોઈક પુદ્ગલ અસંખ્યાતપ્રદેશપરિમિત લોકાકાશમાં પણ રહે છે. સારાંશ એ છે કે આધારભૂત ક્ષેત્રના પ્રદેશોની સંખ્યા આધેયભૂત પુદ્ગલદ્રવ્યના પરમાણુની સંખ્યાથી ન્યૂન અથવા એની બરાબર હોઈ શકે છે, અધિક નહિ. એથી જ એક પરમાણુ એકસરખા આકાશપ્રદેશમાં સ્થિત રહે છે; પરંતુ દ્વયણુક[1] એક પ્રદેશમાં પણ રહી શકે છે અને બેમાં પણ. એ રીતે ઉત્તરોત્તર સંખ્યા વધતાં વધતાં ત્ર્યણુક, ચતુરણુક એમ સંખ્યાતાણુક સ્કંધ એક પ્રદેશ, બે પ્રદેશ, ત્રણ પ્રદેશ એમ સંખ્યાત પ્રદેશ સુધીના ક્ષેત્રમાં રહી શકે છે; સંખ્યાતાણુક દ્રવ્યની સ્થિતિને માટે અસંખ્યાત પ્રદેશવાળા ક્ષેત્રની આવશ્યકતા હોતી નથી. અસંખ્યાતાણુક સ્કંધ એક પ્રદેશથી લઈ અધિકમાં અધિક પોતાની બરોબરના અસંખ્યાત સંખ્યાવાળા પ્રદેશોના ક્ષેત્રોમાં રહી શકે છે. અનંતાણુક અને અનંતાનંતાણુક સ્કંધ પણ એક પ્રદેશ, બે પ્રદેશ ઇત્યાદિ ક્રમથી વધતાં વધતાં સંખ્યાત પ્રદેશ અને અસંખ્યાત પ્રદેશવાળા ક્ષેત્રમાં રહી શકે છે. એની સ્થિતિને માટે અનંત પ્રદેશાત્મક ક્ષેત્રની જરૂર નથી.

---

૧. બે પરમાણુઓનો બનેલો સ્કંધ-અવયવી-'દ્વયણુક' કહેવાય છે ત્રણ પરમાણુઓનો સ્કંધ 'ત્ર્યણુક' કહેવાય છે, એ રીતે ચાર પરમાણુઓનો 'ચતુરણુક,' સંખ્યાત પરમાણુઓનો 'સંખ્યાતાણુક,' અસંખ્યાતનો 'અસંખ્યાતાણુક,' અનંતનો 'અનંતાણુક' અને અનંતાનંત પરમાણુઓનો બનેલો સ્કંધ 'અનંતાનંતાણુક' કહેવાય છે.

પુદ્ગલ દ્રવ્યનો સૌથી મોટામાં મોટો સ્કંધ જેને અચિત્ત મહાસ્કંધ કહે છે અને જે અનંતાનંત અણુઓનો બનેલો હોય છે, તે પણ અસંખ્યાતપ્રદેશ લોકાકાશમાં જ સમાય છે.

જૈનદર્શનમાં આત્માનું પરિમાણ આકાશની માફક વ્યાપક નથી અને પરમાણુની માફક અણુ પણ નથી, કિન્તુ મધ્યમ પરિમાણ માનવામાં આવે છે; જો કે બધા આત્માઓનું મધ્યમ પરિમાણ પ્રદેશસંખ્યાની દૃષ્ટિએ સમાન છે, છતાં પણ બધાની લંબાઈ-પહોળાઈ આદિ એકસરખાં પણ નથી. એથી પ્રશ્ન થાય છે કે જીવ દ્રવ્યનું આધારક્ષેત્ર ઓછામાં ઓછું અને અધિકમાં અધિક કેટલું માનવામાં આવે છે? આ પ્રશ્નનો ઉત્તર અહીંયાં એ આપ્યો છે કે એક જીવનું આધારક્ષેત્ર લોકાકાશના અસંખ્યાતમા ભાગથી લઈને સંપૂર્ણ લોકાકાશ સુધી હોઈ શકે છે. જો કે લોકાકાશ અસંખ્યાત પ્રદેશ પરિમાણ છે, તો પણ અસંખ્યાત સંખ્યાના પણ અસંખ્યાત પ્રકારો હોવાથી લોકાકાશના એવા અસંખ્યાત ભાગોની કલ્પના કરી શકાય છે કે જે અંગુલાસંખ્યેય ભાગ પરિમાણ હોય છે. આટલો નાનો એક ભાગ પણ અસંખ્યાતપ્રદેશાત્મક જ હોય છે. એ એક ભાગમાં કોઈ એક જીવ રહી શકે છે. એટલા એટલા બે ભાગમાં પણ રહી શકે છે. એ રીતે એક એક ભાગ વધતાં વધતાં આખરના સર્વ લોકમાં પણ એક જીવ રહી શકે છે. અર્થાત્ જીવ દ્રવ્યનું નાનામાં નાનું આધારક્ષેત્ર અંગુલાસંખ્યેય ભાગ પરિમાણ લોકાકાશનો ખંડ હોય છે, જે સમગ્ર લોકાકાશનો એક અસંખ્યાતમો ભાગ જ હોય છે. એ જીવનું કાળાન્તરે, અથવા એ જ સમયે બીજા જીવનું, કંઈક મોટું

આધારક્ષેત્ર એ ભાગથી બમણું પણ માનવામાં આવે છે. આ રીતે એ જીવનું અથવા જીવાન્તરનું આધારક્ષેત્ર ત્રણગણું, ચારગણું, પાંચગણું આદિ ક્રમથી વધતાં વધતાં ક્યારેક અસંખ્યાતગણું અર્થાત્ સર્વ લોકાકાશ થઈ શકે છે. એક જીવનું આધારક્ષેત્ર સર્વ લોકાકાશ ત્યારે જ થઈ શકે છે જ્યારે તે જીવ કેવલિસમુદ્‌ઘાતની દશામાં હોય છે. જીવના પરિમાણની ન્યૂનાધિકતાને લીધે એના આધારક્ષેત્રના પરિમાણની જે ન્યૂનાધિકતા ઉપર કહી છે, તે એક જીવની અપેક્ષાએ સમજવી જોઈએ; સર્વ જીવરાશિની અપેક્ષાએ તો જીવતત્ત્વનું આધારક્ષેત્ર સંપૂર્ણ લોકાકાશ જ છે.

હવે પ્રશ્ન એ થાય છે કે, તુલ્ય પ્રદેશવાળા એક જીવ દ્રવ્યના પરિમાણમાં કાળભેદથી જે ન્યૂનાધિકતા દેખાઈ આવે છે, અથવા ભિન્નભિન્ન જીવોના પરિમાણમાં એક જ સમયમાં જે ન્યૂનાધિકતા દેખાય છે, એનું કારણ શું છે? એનો ઉત્તર અહીંયાં એ આપ્યો છે કે, કર્મ, જે અનાદિ કાળથી જીવની સાથે લાગેલાં છે અને જે અનંતાનંત અણુપ્રચયરૂપ હોય છે, એમના સંબંધથી એક જ જીવના પરિમાણમાં અથવા વિવિધ જીવોના પરિમાણમાં વિવિધતા આવે છે. કર્મો સદા એકસરખાં રહેતાં નથી. એમના સંબંધથી ઔદારિક આદિ જે અન્ય શરીર પ્રાપ્ત થાય છે, તે પણ કર્મ અનુસારે નાનાં-મોટાં હોય છે. જીવદ્રવ્ય વસ્તુત હોય છે તો અમૂર્ત, પરંતુ તે કર્મસંબંધને લીધે મૂર્તવત્ બની જાય છે. એથી જ્યારે જ્યારે જેટલું જેટલું ઔદારિકાદિ શરીર એને પ્રાપ્ત થાય છે, ત્યારે ત્યારે એનું પરિમાણ તેટલું જ હોય છે.

ધર્માસ્તિકાય આદિ દ્રવ્યની માફક જીવ દ્રવ્ય પણ અમૂર્ત છે. તો પછી એકનું પરિમાણ વધતું-ઘટતું નથી અને બીજાનું કેમ વધે-ઘટે છે? આ પ્રશ્નનો ઉત્તર સ્વભાવભેદ સિવાય બીજો કાંઈ નથી. જીવતત્ત્વનો સ્વભાવ જ એવો છે કે તે નિમિત્ત મળતાં જ પ્રદીપની જેમ સંકોચ અને વિકાસને પ્રાપ્ત કરે છે. જેમ ખુલ્લી જગ્યામાં રાખેલા પ્રદીપનો પ્રકાશ અમુક પરિમાણ હોય છે, પરન્તુ એને જ્યારે એક કોટડીમાં રાખવામાં આવે છે ત્યારે એનો પ્રકાશ કોટડીના જેટલો જ બની જાય છે, પછી એને એક કુંડા નીચે રાખીએ તો તે કુંડાની અંદરના ભાગને જ પ્રકાશિત કરે છે, લોટાની નીચે રાખીએ તો એનો પ્રકાશ એટલો જ થઈ જાય છે, તેમ – એ પ્રદીપની માફક જીવદ્રવ્ય પણ સંકોચ–વિકાસશીલ છે. એથી તે જ્યારે જ્યારે જે નાના અથવા મોટા શરીરને ધારણ કરે છે ત્યારે ત્યારે તે શરીરના પરિમાણ પ્રમાણે એના પરિમાણમાં સંકોચવિકાસ થાય છે.

અહીંયાં એ પ્રશ્ન થાય છે કે જો જીવ સંકોચસ્વભાવના કારણથી નાનો છે ત્યારે તે લોકાકાશના અસંખ્યાત પ્રદેશરૂપ અસંખ્યાતમા ભાગથી નાના ભાગમાં અર્થાત્ આકાશના એક પ્રદેશ ઉપર અથવા બે, ચાર, પાંચ આદિ પ્રદેશ ઉપર કેમ સમાઈ શકતો નથી? એ જ રીતે જો એનો સ્વભાવ વિકાસત થવાનો હોય તો તે વિકાસ દ્વારા સંપૂર્ણ લોકાકાશની માફક અલોકાકાશને વ્યાપ્ત કેમ નથી કરતો? એનો ઉત્તર એ છે કે, સંકોચની મર્યાદા કાર્મણ શરીર ઉપર નિર્ભર છે. કોઈ પણ કાર્મણ શરીર અંગુલાસંખ્યાત ભાગથી નાનું થઈ શકતું નથી; એથી જીવનું સંકોચકાર્ય પણ ત્યાં સુધી જ

પરિમિત રહે છે. વિકાસની મર્યાદા લોકાકાશ સુધીની જ માનવામાં આવી છે, એનાં બે કારણ બતાવી શકાય છે. પહેલુ તો એ કે જીવના પ્રદેશ એટલા જ છે કે, જેટલા લોકાકાશના છે. અધિકમાં અધિક વિકાસદશામાં જીવનો એક પ્રદેશ આકાશના એક પ્રદેશને વ્યાપીને રહી શકે છે, બે અથવા અધિકને નહિ. આથી સર્વોત્કૃષ્ટ વિકાસદશામાં પણ લોકાકાશના બહારના ભાગને તે વ્યાપ્ત કરી શકતો નથી. બીજું કારણ એ છે કે વિકાસ એ ગતિનુ કાર્ય છે અને ગતિ ધર્માસ્તિકાય સિવાય હોઈ શકતી નથી. એ કારણથી લોકાકાશની બહાર જીવને ફેલાવાનો પ્રસંગ જ આવતો નથી.

પ્ર૦—અસંખ્યાત પ્રદેશવાળા લોકાકાશમાં શરીરધારી અનત જીવો કેવી રીતે સમાઈ શકે છે ?

ઉ૦—સૂક્ષ્મભાવમા પરિણમેલા હોવાથી નિગોદશરીરથી વ્યાપ્ત એક જ આકાશક્ષેત્રમાં સાધારણ શરીરી અનંત જીવ એક સાથે રહે છે. તથા મનુષ્ય આદિના એક ઔદારિક શરીરની ઉપર તથા અંદર અનેક સંમૂર્છિમ જીવોની સ્થિતિ જોવામા આવે છે. એ કારણે લોકાકાશમાં અનંતાનંત જીવોનો સમાવેશ વિરુદ્ધ નથી.

જો કે પુદ્ગલદ્રવ્ય અનતાનંત અને મૂર્ત છે; તથાપિ લોકાકાશમાં એ સમાવાનું કારણ એ છે કે પુદ્ગલોમાં સૂક્ષ્મત્વ-રૂપે પરિણત થવાની શક્તિ છે. આવુ પરિણમન જ્યારે થાય છે ત્યારે એક જ ક્ષેત્રમાં એક બીજાનો વ્યાઘાત કર્યા વિના અનતાનત પરમાણુ અને અનતાનંત સ્કધ સ્થાન પ્રાપ્ત કરી શકે છે: જેમ એક જ સ્થાનમાં હજારો દીવાઓનો પ્રકાશ વ્યાઘાત વિના જ સમાઈ શકે છે. પુદ્ગલદ્રવ્ય મૂર્ત હોવા

છતાં પણ વ્યાઘાતશીલ ત્યારે જ થાય છે, જ્યારે સ્થૂલભાવમાં પરિણત થાય છે. સૂક્ષ્મત્વપરિણામ દશામાં તે કોઈને વ્યાઘાત પહોંચાડતાં નથી અને પોતે પણ કોઈથી વ્યાઘાત પામતાં નથી. [૧૨-૧૬]

હવે કાર્ય દ્વારા ધર્મ, અધર્મ અને આકાશનાં લક્ષણોનું કથન કરે છે:

**[1]गतिस्थित्युपग्रहो धर्माधर्मयोरुपकारः । १७ ।**

**आकाशस्यावगाहः । १८ ।**

**ગતિ અને સ્થિતિમાં નિમિત્ત થવું, એ જ અનુક્રમે ધર્મ અધર્મ દ્રવ્યોનું કાર્ય છે.**

**અવકાશમાં નિમિત્ત થવું એ આકાશનું કાર્ય છે.**

ધર્મ, અધર્મ, અને આકાશ એ ત્રણે અમૂર્ત હોવાથી ઇંદ્રિયગમ્ય નથી; એથી એમની સિદ્ધિ લૌકિક પ્રત્યક્ષ દ્વારા થઈ શકતી નથી. જો કે આગમ પ્રમાણથી એમનું અસ્તિત્વ મનાય છે, તો પણ આગમપોષક એવી યુક્તિ પણ છે, કે જે ઉક્ત દ્રવ્યોનું અસ્તિત્વ સિદ્ધ કરે છે. તે યુક્તિ એ છે કે, જગતમાં ગતિશીલ અને ગતિપૂર્વક સ્થિતિશીલ પદાર્થ જીવ અને પુદ્ગલ બે છે. જો કે ગતિ અને સ્થિતિ બન્ને ઉક્ત બે દ્રવ્યોનું પરિણામ અને કાર્ય હોવાથી એમાંથી જ પેદા થાય

---

૧. જો કે "गतिस्थित्युपग्रहौ" એવો પણ પાઠ ક્યાંક ક્યાંક દેખાય છે તો પણ ભાષ્ય જોવાથી "गतिस्थित्युपग्रहो" એ પાઠ વધારે સંગત જણાય છે. દિગંબરીય પરંપરામાં તો "गति-स्थित्युपग्रहौ" એવો પાઠ જ નિર્વિવાદ સિદ્ધ છે.

છે, અર્થાત્ ગતિ અને સ્થિતિનું ઉપાદાન કારણ જીવ અને પુદ્ગલ જ છે, તો પણ નિમિત્તકારણ, જે કાર્યની ઉત્પત્તિમાં અવશ્ય અપેક્ષિત છે, તે ઉપાદાન કારણથી ભિન્ન હોવુ જ જોઈએ. એથી જીવ-પુદ્ગલની ગતિમાં નિમિત્તરૂપે ધર્માસ્તિકાયની અને સ્થિતિમાં નિમિત્તરૂપે અધર્માસ્તિકાયની સિદ્ધિ થઈ જાય છે. આ અભિપ્રાયથી શાસ્ત્રમાં ધર્માસ્તિકાયનુ લક્ષણ જ 'ગતિશીલ પદાર્થોની ગતિમાં નિમિત્ત થવું' અને અધર્માસ્તિકાયનુ લક્ષણ 'સ્થિતિમાં નિમિત્ત થવુ' એટલુ જ બતાવ્યું છે,

ધર્મ, અધર્મ, જીવ અને પુદ્ગલ એ ચારે દ્રવ્ય ક્યાંક ને ક્યાક સ્થિત છે. અર્થાત્ આધેય થવુ અથવા અવકાશ મેળવવો એ એમનુ કાર્ય છે પરન્તુ પોતાનામાં અવકાશ — સ્થાન આપવુ એ આકાશનું કાર્ય છે. એથી જ અવગાહપ્રદાન એ જ આકાશનુ લક્ષણ મનાયુ છે.

પ્ર૦—સાંખ્ય, ન્યાય, વૈશેષિક આદિ દર્શનોમાં આકાશ દ્રવ્ય માનવામાં આવ્યુ છે, પરન્તુ ધર્મ, અધર્મ દ્રવ્યને બીજા કોઈએ માન્યાં નથી, તો પછી જૈનદર્શને એમનો સ્વીકાર કેમ કર્યો છે?

ઉ૦—જડ અને ચેતન દ્રવ્ય જે દૃશ્ય અને અદૃશ્ય વિશ્વનાં ખાસ અંગ છે, એમની ગતિશીલતા તો અનુભવસિદ્ધ છે. જો કોઈ નિયામક તત્ત્વ ન હોય તો તે દ્રવ્ય પોતાની સહજ ગતિશીલતાના કારણથી અનત આકાશમાં ક્યાંય પણ ચાલી જઈ શકે છે જો એ ખરેખર અનંત આકાશમાં ચાલ્યાં જ જાય, તો આ દૃશ્યાદૃશ્ય વિશ્વનું નિયતસ્થાન જે સદા સામાન્ય-

રૂપે એકસરખું નજરે પડે છે, તે કોઈ પણ રીતે ઘટી નહિ શકે. કેમ કે અનંત પુદ્ગલ અને અનંત જીવ વ્યક્તિઓ પણ અનતપરિમાણ વિસ્તૃત આકાશક્ષેત્રમાં રોકાયા વિના સંચાર કરશે; તેથી તે એવાં પૃથક્ થઈ જશે કે એમનું ફરીથી મળવું અને નિયત સૃષ્ટિરૂપે નજરે આવી પડવું અસંભવિત નહિ તો કઠિન તો જરૂર થશે. આ કારણથી ઉપરનાં ગતિશીલ દ્રવ્યોની ગતિમર્યાદાને નિયંત્રિત કરતા તત્ત્વનો સ્વીકાર જૈન દર્શન કરે છે. એ જ તત્ત્વ ધર્માસ્તિકાય કહેવાય છે. ગતિમર્યાદાના નિયામકરૂપે ઉપરના તત્ત્વનો સ્વીકાર કર્યા પછી પણ એ જ દલીલથી સ્થિતિમર્યાદાના નિયામકરૂપે અધર્માસ્તિકાય તત્ત્વનો સ્વીકાર પણ જૈનદર્શન કરે છે.

પૂર્વ, પશ્ચિમ આદિ વ્યવહાર જે દિગ્દ્રવ્યનું કાર્ય મનાય છે, તેની ઉપપત્તિ આકાશની દ્વારા થઈ શકવાને લીધે દિગ્-દ્રવ્યને આકાશથી જુદું માનવાની જરૂર નથી. પરંતુ ધર્મ-અધર્મ દ્રવ્યનુ કાર્ય આકાશથી સિદ્ધ થઈ શકતું નથી. કેમ કે આકાશને ગતિ અને સ્થિતિનુ નિયામક માનતાં તે અનંત અને અખંડ હોવાથી જડ તથા ચેતન દ્રવ્યને પોતાનામાં સર્વત્ર ગતિ અને સ્થિતિ કરતાં રોકી નહિ શકે. અને એમ થવાથી નિયત દશ્યાદશ્ય વિશ્વના સંસ્થાનની અનુપપત્તિ થઈ જશે. એથી ધર્મ-અધર્મ દ્રવ્યને આકાશથી જુદું – સ્વતંત્ર માનવુ એ ન્યાયપ્રાપ્ત છે. જ્યારે જડ અને ચેતન ગતિશીલ જ છે, ત્યારે મર્યાદિત આકાશ ક્ષેત્રમાં તેમની ગતિ નિયામક સિવાય જ પોતાના સ્વભાવથી માની શકાતી નથી. એથી ધર્મ-અધર્મ દ્રવ્યનુ અસ્તિત્વ યુક્તિસિદ્ધ છે. [૧૭–૧૮]

હવે કાર્ય દ્વારા પુદ્ગલનું લક્ષણ કહે છે :

**शरीरवाङ्मनःप्राणापानाः पुद्गलानाम् ।१९।**

**सुखदुःखजीवितमरणोपग्रहाश्च ।२०।**

**શરીર, વાણી, મન, નિઃશ્વાસ અને ઉચ્છ્વાસ એ પુદ્ગલોનો ઉપકાર – કાર્ય છે.**

**તથા સુખ, દુઃખ, જીવન અને મરણ એ પણ પુદ્ગલોનો ઉપકાર છે.**

અનેક પૌદ્ગલિક કાર્યોમાંથી કેટલાક કાર્ય અહીંયાં બતાવ્યાં છે, જે જીવો ઉપર અનુગ્રહ અથવા નિગ્રહ કરે છે. ઔદારિક આદિ બધાં શરીર પૌદ્ગલિક એટલે પુદ્ગલનાં જ બનેલાં છે; જો કે કાર્મણશરીર અતીંદ્રિય છે, તોપણ તે બીજાં ઔદારિકાદિ મૂર્ત દ્રવ્યના સંબંધથી સુખદુઃખાદિ વિપાક આપે છે, જેમ પાણી વગેરેના સંબંધથી ધાન્ય કણ. એથી જ એને પણ પૌદ્ગલિક સમજવું જોઈએ.

બે પ્રકારની ભાષામાંથી ભાવભાષા એ વીર્યાન્તરાય, મતિજ્ઞાનાવરણ અને શ્રુતજ્ઞાનાવરણના ક્ષયોપશમથી તથા અંગોપાંગનામકર્મના ઉદયથી પ્રાપ્ત થતી એક વિશિષ્ટ શક્તિ છે. તે પુદ્ગલસાપેક્ષ હોવાથી પૌદ્ગલિક છે, અને એવા શક્તિવાળા આત્મા દ્વારા પ્રેરિત થઈને વચનરૂપમાં પરિણત થતા ભાષાવર્ગણાના સ્કંધ દ્રવ્ય ભાષા છે.

લબ્ધિ તથા ઉપયોગરૂપ ભાવમન પુદ્ગલાવલંબિત હોવાથી પૌદ્ગલિક છે. જ્ઞાનાવરણ તથા વીર્યાન્તરાયના ક્ષયોપશમથી અને અંગોપાંગનામકર્મના ઉદયથી મનોવર્ગણાના જે સ્કંધો ગુણદોષવિવેચન, સ્મરણ આદિ કાર્યમાં અભિમુખ

આત્માના અનુગ્રાહક અર્થાત્ એના સામર્થ્યના ઉત્તેજક થાય છે તે દ્રવ્યમન છે. એ રીતે આત્મા દ્વારા ઉદરમાંથી બહાર કાઢવામાં આવતો નિશ્વાસ વાયુ – પ્રાણ અને ઉદરની અંદર જતો ઉચ્છ્વાસ વાયુ – અપાન એ બન્ને પૌદ્ગલિક છે અને જીવનપ્રદ હોવાથી આત્માને અનુગ્રહકારી છે.

ભાષા, મન, પ્રાણ અને અપાન એ બધાનો વ્યાઘાત અને અભિભવ દેખાય છે. એથી તે શરીરની માફક પૌદ્ગલિક જ છે. જીવનો પ્રીતિરૂપ પરિણામ એ સુખ છે, જે સાતવેદનીય કર્મરૂપ અંતરગ કારણ અને દ્રવ્ય; ક્ષેત્ર આદિ બાહ્ય કારણથી ઉત્પન્ન થાય છે. પરિતાપ એ જ દુઃખ છે. તે અસાતવેદનીય કર્મરૂપ અંતરંગ કારણ અને દ્રવ્ય આદિ બાહ્ય નિમિત્તથી ઉત્પન્ન થાય છે.

આયુષકર્મના ઉદયથી દેહધારી જીવના પ્રાણ અને અપાનનું ચાલુ રહેવું એ જીવિત છે, અને પ્રાણાપાનનો ઉચ્છેદ થવો એ મરણ છે. આ બધા સુખ, દુઃખ આદિ પર્યાયો જીવોમાં ઉત્પન્ન થાય છે ખરા, પરન્તુ તે પુદ્ગલો દ્વારા ઉત્પન્ન થાય છે. એથી તે જીવોના પ્રતિ પુદ્ગલના ઉપકાર મનાયા છે. [૧૯-૨૦]

હવે કાર્ય દ્વારા જીવનું લક્ષણ કહે છે:

**परस्परोपग्रहो जीवानाम् । २१ ।**

**પરસ્પરના કાર્યમાં નિમિત્ત થવું એ જીવોનો ઉપકાર છે.**

આ સૂત્રમાં જીવોના પારસ્પરિક ઉપકારનું વર્ણન છે. એક જીવ હિત અથવા અહિતના ઉપદેશ દ્વારા બીજા જીવ

ઉપર ઉપકાર કરે છે. માલિક પૈસા આપી નોકરની પ્રતિ ઉપકાર કરે છે અને નોકર હિત અથવા અહિતનું કામ કરી માલિક ઉપર ઉપકાર કરે છે. આચાર્ય સત્કર્મનો ઉપદેશ કરી એના અનુષ્ઠાન દ્વારા શિષ્યો ઉપર ઉપકાર કરે છે, અને શિષ્ય અનુકૂલ પ્રવૃત્તિ દ્વારા આચાર્ય ઉપર ઉપકાર કરે છે. [૨૧]

હવે કાર્ય દ્વારા કાળનું લક્ષણ કહે છે :

**वर्त्तना परिणामः क्रिया परत्वापरत्वे च कालस्य । २२ ।**

**વર્ત્તના, પરિણામ, ક્રિયા અને પરત્વાપરત્વ એ કાળના ઉપકારો છે.**

કાળને સ્વતંત્ર દ્રવ્ય માનીને અહીયાં એના ઉપકાર બતાવ્યા છે. પોતપોતાના પર્યાયની ઉત્પત્તિમાં સ્વયમેવ પ્રવર્ત્ત-માન ધર્મ આદિ દ્રવ્યોને નિમિત્તરૂપે પ્રેરણા કરવી એ વર્ત્તના કહેવાય છે. પોતાની જાતિનો ત્યાગ કર્યા વિના થતો દ્રવ્યનો અપરિસ્પંદરૂપ પર્યાય જે પૂર્વાવસ્થાની નિવૃત્તિ અને ઉત્તરાવસ્થાની ઉત્પત્તિરૂપે છે, એને પરિણામ સમજવો. આવો પરિણામ જીવમાં જ્ઞાનાદિ તથા ક્રોધાદિ, પુદ્ગલમાં નીલ, પીત વર્ણાદિ અને ધર્માસ્તિકાય આદિ બાકીનાં દ્રવ્યોમાં અગુરુલઘુ ગુણની હાનિ–વૃદ્ધિરૂપ છે. ગતિ (પરિસ્પંદ) જ ક્રિયા છે. પરત્વ એટલે જ્યેષ્ઠત્વ અને અપરત્વ એટલે કનિષ્ઠત્વ. જો કે વર્ત્તના આદિ કાર્ય યથાસંભવ ધર્માસ્તિકાય આદિ દ્રવ્યોનુ જ છે, તથાપિ કાળ બધામાં નિમિત્તકારણ હોવાથી અહીયાં તેનું કાળના ઉપકારરૂપે વર્ણન કર્યું છે. [૨૨]

હવે પુદ્‌ગલના અસાધારણ પર્યાય કહે છે:

**स्पर्शरसगन्धवर्णवन्तः पुद्‌गलाः । २३ ।**

**शब्दबन्धसौक्ष्म्यस्थौल्यसंस्थानभेदतमश्छायाऽऽतपोद्‌द्योतवन्तश्च । २४ ।**

**પુદ્‌ગલ સ્પર્શ, રસ, ગંધ અને વર્ણવાળા હોય છે.**

**તથા તે શબ્દ, બંધ, સૂક્ષ્મત્વ, સ્થૂલત્વ, સંસ્થાન, ભેદ, અંધકાર, છાયા, આતપ અને ઉદ્યોતવાળા પણ છે.**

બૌદ્ધ લોકો પુદ્ગલનો જીવ અર્થમાં વ્યવહાર કરે છે, તથા વૈશેષિક આદિ દર્શનોમાં પૃથિવી આદિ મૂર્ત દ્રવ્યોને સમાનરૂપે સ્પર્શ, રસ આદિ ચતુર્ગુણયુક્ત માન્યાં નથી, કિંતુ પૃથિવીને ચતુર્ગુણ, જળને ગંધરહિત ત્રિગુણ, તેજને ગંધ–રસરહિત દ્વિગુણ અને વાયુને માત્ર સ્પર્શગુણવાળો માન્યો છે. એ રીતે તેઓ મનમાં સ્પર્શ આદિ ચાર ગુણો માનતાં નથી. એથી એ બૌદ્ધ આદિથી મતભેદ બતાવવો એ પ્રસ્તુત સૂત્રનો ઉદ્દેશ છે. આ સૂત્રથી એ સૂચિત કરવામાં આવે છે કે, જૈનદર્શનમાં જીવ અને પુદ્ગલતત્ત્વ ભિન્ન છે. એથી જ પુદ્ગલ શબ્દનો વ્યવહાર જીવતત્ત્વને વિષે થતો નથી. એ રીતે પૃથિવી, જળ, તેજ અને વાયુ એ બધાં પુદ્ગલરૂપે સમાન છે. અર્થાત્ તે બધાં સ્પર્શાદિ ચતુર્ગુણયુક્ત છે. તે જ રીતે જૈનદર્શનમાં મન પણ પૌદ્ગલિક હોવાથી સ્પર્શાદિ ગુણવાળું જ છે. સ્પર્શ આઠ પ્રકારનો માનવામાં આવે છે, જેમ કે:

કઠિન, મૃદુ, ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ એટલે ચીકણો અને રૂક્ષ એટલે લૂખો. રસના પાંચ પ્રકાર છે: કડવો, તીખો, કષાય – તૂરો, ખાટો અને મીઠો. સુગંધ અને દુર્ગંધ એ બે ગંધ છે. વર્ણ પાંચ છે: કાળો, લીલો, લાલ, પીળો અને સફેદ. ઉક્ત પ્રકારોથી સ્પર્શ આદિના કુલ વીશ ભેદ થાય છે. પરંતુ એમના પ્રત્યેકના સંખ્યાત, અસંખ્યાત અને અનંત ભેદ તરતમભાવથી થાય છે. જે જે વસ્તુ મૃદુ હોય છે, તે બધાના મૃદુત્વમાં કાંઈ ને કાંઈ તારતમ્ય હોય છે જ. એ કારણથી સામાન્યરૂપે મૃદુત્વ સ્પર્શ એક હોવા છતાં પણ તેના તારતમ્ય પ્રમાણે સંખ્યાત, અસંખ્યાત અને અનંત સુધી ભેદો થઈ શકે છે; એ જ રીતે કઠિન આદિ અન્ય સ્પર્શોના વિષયમાં તથા રસ આદિ અન્ય પર્યાયના વિષયમાં સમજવું જોઈએ.

શબ્દ એ કોઈ ગુણ નથી; જેમ કે વૈશેષિક, નૈયાયિક આદિ માને છે. કિન્તુ તે ભાષાવર્ગણાના પુદ્ગલોનો એક પ્રકારનો વિશિષ્ટ પરિણામ છે. નિમિત્તભેદથી એના અનેક ભેદ કરાય છે. જે શબ્દ આત્માના પ્રયત્નથી ઉત્પન્ન થાય છે, તે 'પ્રયોગજ', અને જે કોઈના પ્રયત્ન સિવાય જ ઉત્પન્ન થાય છે, તે 'વૈસ્રસિક'. વાદળોની ગર્જના વૈસ્રસિક છે. પ્રયોગજ શબ્દના છ પ્રકાર બતાવવામાં આવ્યા છે. તે આ પ્રમાણે છે: ૧. 'ભાષા': મનુષ્ય આદિની વ્યક્ત અને પશુપક્ષી આદિની અવ્યક્ત, એવી અનેકવિધ ભાષાઓ, ૨. 'તત': ચામડું લપેટ્યું હોય એવાં વાદ્યનો એટલે કે મૃદંગ, પટહ આદિનો શબ્દ, ૩. 'વિતત': તારવાળાં વીણા, સારંગી આદિ વાદ્યોનો શબ્દ, ૪ 'ઘન': ઝાલર, ઘંટ આદિના શબ્દ, ૫. 'સુષિર': ફૂંકીને

વગાડવાના શંખ, બંસી આદિના શબ્દ, ૬. 'સંઘર્ષ' : લાકડી આદિના સંઘર્ષણથી થતા શબ્દ.

પરસ્પર આશ્લેષરૂપ બંધના પણ પ્રાયોગિક અને વૈસ્રસિક એવા બે ભેદ છે. જીવ અને શરીરનો સંબંધ તથા લાકડી અને લાખનો સંબધ પ્રયત્નસાપેક્ષ હોવાથી પ્રાયોગિકબંધ છે; વીજળી, મેઘ, ઇંદ્રધનુષ આદિનો પ્રયત્નનિરપેક્ષ પૌદ્ગલિક સશ્લેષ વૈસ્રસિક બધ છે.

સૂક્ષ્મત્વ અને સ્થૂલત્વના અંત્ય તથા આપેક્ષિક એવા બે બે ભેદો છે. જે સૂક્ષ્મત્વ અને સ્થૂલત્વ બન્ને એક જ વસ્તુમાં અપેક્ષાભેદથી ઘટી ન શકે તે અંત્ય, અને જે ઘટી શકે તે આપેક્ષિક. પરમાણુઓનું સૂક્ષ્મત્વ અને જગદ્વ્યાપી મહાસ્કંધનું સ્થૂલત્વ અંત્ય છે, કેમ કે અન્ય પુદ્ગલોની અપેક્ષાએ પરમાણુઓમાં સ્થૂલત્વ અને મહાસ્કધમાં સૂક્ષ્મત્વ ઘટી શકતું નથી દ્વ્યણુક આદિ મધ્યવર્તી સ્કંધોનું સૂક્ષ્મત્વ અને સ્થૂલત્વ બન્ને આપેક્ષિક છે; જેમ આંબળાનું સૂક્ષ્મત્વ અને બીલાનું સ્થૂલત્વ. આંબળું બીલાથી નાનું હોવાથી એનાથી સૂક્ષ્મ છે અને બીલું આંબળાથી સ્થૂલ છે, પરંતુ તે આંબળું બોરની અપેક્ષાએ સ્થૂલ પણ છે અને તે બીલું કોળા કરતાં સૂક્ષ્મ પણ છે. આ રીતે જેમ આપેક્ષિક હોવાથી એક જ વસ્તુમાં સ્થૂલત્વ અને સૂક્ષ્મત્વ બન્ને વિરુદ્ધ પર્યાયો હોઈ શકે છે, તેમ અંત્યસૂક્ષ્મત્વ અને સ્થૂલત્વ એક વસ્તુમાં હોઈ શકતાં નથી.

સસ્થાન ઇત્થંત્વરૂપ અને અનિત્થંત્વરૂપ બે પ્રકારનું છે. જે આકારની કોઈની સાથે તુલના કરી શકાય તે ઇત્થંત્વરૂપ; અને જેની કોઈની સાથે તુલના ન કરી શકાય તે અનિત્થં-

ત્વરૂપ. મેઘ આદિનુ સંસ્થાન એટલે કે રચના અનિત્થંત્વરૂપ છે; કેમ કે અનિયતરૂપ હોવાથી કોઈ એક પ્રકારે એનું નિરૂપણુ કરી શકાતું નથી, બીજા પદાર્થોનું સસ્થાન ઇત્થંત્વરૂપ છે; જેમ કે દડો, શિંગોડું આદિનુ. ગોળ, ત્રિકોણુ, ચતુષ્કોણુ, દીર્ઘ પરિમંડલ – વલયાકાર આદિ રૂપથી ઇત્થંત્વરૂપ સંસ્થાનના અનેક ભેદ છે.

એકત્વરૂપમાં પરિણુત પુદ્ગલપિંડનો વિશ્લેષ – વિભાગ થવો એ ભેદ છે. એના પાચ પ્રકાર છે. ૧. 'ઔત્કરિક': ચીરવાથી અથવા ફાડવાથી થતું લાકડાં, પથ્થર આદિનું ભેદન, ૨ 'ચૌર્ણિક': કણુ કણુ રૂપે ચૂર્ણ થવુ તે, જેમ જવ આદિનો સાથવો, આટો ઇત્યાદિ, ૩. 'ખંડ': ટુકડા ટુકડા થઈ છૂટી જવુ તે, જેમ ઘડાનાં ઠીંકરાં, ૪. 'પ્રતર': પડનું નીકળવુ તે, જેમ અબરખ, ભોજપત્ર આદિમાં, ૫. 'અનુતટ': છાલ નીકળવી, જેમ વાંસ, શેરડી આદિની.

તમ અંધકારને કહે છે, તે જોવામાં હરકત નાંખતો પ્રકાશનો વિરોધી એક પરિણામ છે

છાયા પ્રકાશના ઉપર આવરણુ આવવાથી થાય છે. એના બે પ્રકાર છે. દર્પણુ આદિ સ્વચ્છ પદાર્થોમાં મુખનું જે પ્રતિબિંબ પડે છે, જેમાં મુખનો વર્ણ, આકાર આદિ જેમના તેમ દેખાય છે તે વર્ણાદિવિકાર પરિણામરૂપ છાયા છે, અને અન્ય અસ્વચ્છ દ્રવ્યો ઉપર જે માત્ર પ્રતિબિંબ (પડછાયો) પડે છે તે પ્રતિબિંબરૂપ છાયા છે

સૂર્ય આદિનો ઉષ્ણુ પ્રકાશ આતપ અને ચંદ્ર આદિનો અનુષ્ણુ પ્રકાશ ઉદ્યોત કહેવાય છે

સ્પર્શ આદિ તથા શબ્દ આદિ ઉપર્યુક્ત બધા પર્યાય પુદ્ગલનું જ કાર્ય હોવાથી પૌદ્ગલિકપર્યાય મનાય છે.

તેવીસમા અને ચોવીસમા સૂત્રને જુદાં કરીને એ સૂચિત કર્યું છે કે, સ્પર્શ આદિ પર્યાય પરમાણુ અને સ્કંધ બંનેમાં હોય છે, પરંતુ શબ્દ, બંધ આદિ પર્યાય ફક્ત સ્કંધમાં હોય છે. જો કે સૂક્ષ્મત્વ પરમાણુ અને સ્કંધ બંનેનો પર્યાય છે, છતાં પણ એનું પરિગણન સ્પર્શાદિની સાથે ન કરતાં શબ્દાદિની સાથે કર્યું છે, તે પ્રતિપક્ષી સ્થૂલત્વ પર્યાયની સાથે એના કથનનું ઔચિત્ય સમજીને. [૨૩-૨૪]

હવે પુદ્ગલના મુખ્ય પ્રકાર કહે છે:

**अणवः स्कन्धाश्च । २५ ।**

**પુદ્ગલ પરમાણુરૂપ અને સ્કંધરૂપ છે.**

વ્યક્તિરૂપે પુદ્ગલ દ્રવ્ય અનંત છે અને એની વિવિધતા પણ અપરિમિત છે. તથાપિ આગળનાં બે સૂત્રોમાં પૌદ્ગલિક પરિણામની ઉત્પત્તિનાં ભિન્ન ભિન્ન કારણ બતાવવાને માટે અહીંયાં તદુપયોગી પરમાણુ અને સ્કંધ બંને પ્રકાર સક્ષેપમાં બતાવ્યા છે. સંપૂર્ણ પુદ્ગલરાશિ આ બે પ્રકારોમાં સમાઈ જાય છે.

જે પુદ્ગલદ્રવ્ય કારણરૂપ છે, અને કાર્યરૂપ નથી, તે અંત્ય દ્રવ્ય કહેવાય છે. એવું દ્રવ્ય પરમાણુ છે, તે નિત્ય છે, સૂક્ષ્મ છે અને કોઈ પણ એક રસ, એક ગંધ, એક વર્ણ અને બે સ્પર્શથી યુક્ત છે. એવા પરમાણુ દ્રવ્યનું જ્ઞાન ઇન્દ્રિયોથી તો થઈ જ શકતું નથી. એનુ જ્ઞાન આગમ અથવા અનુમાનથી સાધ્ય છે. પરમાણુનું અનુમાન, કાર્યહેતુથી માનવામાં આવે

છે. જે જે પૌદ્ગલિક કાર્ય દષ્ટિગોચર થાય છે, એ બધાં સકારણ હોય છે; એ રીતે જે અદશ્ય અંતિમ કાર્ય હોય છે, એનું પણ કારણ હોવું જોઈએ. તે કારણ પરમાણુ દ્રવ્ય છે. એનું કારણ બીજું કોઈ દ્રવ્ય ન હોવાથી એને અંતિમ કારણ કહ્યું છે. પરમાણુ દ્રવ્યનો કોઈ વિભાગ નથી અને થઈ પણ શકતો નથી, આથી તેનાં આદિ, મધ્ય અને અંત તે પોતે જ છે. પરમાણુ દ્રવ્ય અબદ્ધ - અસમુદાયરૂપ હોય છે.

પુદ્ગલદ્રવ્યનો બીજો પ્રકાર સ્કંધ છે. સ્કંધ બધા બદ્ધ - સમુદાયરૂપ હોય છે, અને તે પોતાના કારણદ્રવ્યની અપેક્ષાએ કાર્યદ્રવ્યરૂપ તથા પોતાના કાર્યદ્રવ્યની અપેક્ષાએ કારણદ્રવ્યરૂપ છે. જેમ દ્વિપ્રદેશ આદિ સ્કંધ એ પરમાણુ આદિનું કાર્ય છે અને ત્રિપ્રદેશ આદિનુ કારણ પણ છે. [૨૫]

હવે અનુક્રમથી સ્કંધ અને અણુની ઉત્પત્તિનાં કારણ કહે છે.

**संघातभेदेभ्य उत्पद्यन्ते । २६ ।**

**भेदादणु । २७ ।**

**સંઘાતથી, ભેદથી અને સંઘાત-ભેદ બન્નેથી સ્કંધ ઉત્પન્ન થાય છે.**

**અણુ ભેદથી જ ઉત્પન્ન થાય છે.**

સ્કંધ - અવયવી - દ્રવ્યની ઉત્પત્તિ ત્રણ પ્રકારની હોય છે. કોઈ સ્કંધ સંઘાત - એકત્વપરિણતિ - થી ઉત્પન્ન થાય છે; કોઈ ભેદથી બને છે, અને કોઈ એક સાથે ભેદ તેમ જ સંઘાત બને નિમિત્તથી બને છે. જ્યારે અલગ અલગ રહેલા બે પરમાણુઓના મળવાથી દ્વિપ્રદેશિક સ્કંધ થાય છે, ત્યારે તે

સંઘાતજન્ય કહેવાય છે. એ રીતે ત્રણ, ચાર, સંખ્યાત, અસંખ્યાત, અનંત અને અનંતાનત સુધી પરમાણુઓના મળવાથી ત્રિપ્રદેશ, ચતુષ્પ્રદેશ, સંખ્યાતપ્રદેશ, અસંખ્યાતપ્રદેશ, અનતપ્રદેશ, અને અનંતાનંતપ્રદેશ સુધી સ્કંધ બને છે. તે બધા સંઘાતજન્ય છે. કોઈક મોટા સ્કંધના તૂટવાથી જે નાના નાના સ્કંધ થાય છે, તે ભેદજન્ય છે. એ પણ બે પ્રદેશથી લઈને અનંતાનંત પ્રદેશ સુધી હોઈ શકે છે. જ્યારે કોઈ એક સ્કંધ તૂટતાં એના અવયવની સાથે એ સમયે બીજું કોઈ દ્રવ્ય મળવાથી નવો સ્કંધ બને છે, ત્યારે તે સ્કંધ, ભેદ તેમ જ સંઘાત બન્નેથી જન્ય છે. એવા સ્કંધ પણ દ્વિપ્રદેશથી લઈને અનંતાનંત પ્રદેશ સુધી થઈ શકે છે. બેથી અધિક પ્રદેશવાળા સ્કંધોને માટે એ બાબત સમજવી જોઈએ કે ત્રણ, ચાર આદિ અલગ અલગ પરમાણુઓના મળવાથી પણ ત્રિપ્રદેશ, ચતુષ્પ્રદેશ આદિ સ્કંધ થાય છે. અને દ્વિપ્રદેશ સ્કંધની સાથે એક પરમાણુ મળવાથી ત્રિપ્રદેશ, તથા દ્વિપ્રદેશ અથવા ત્રિપ્રદેશ સ્કંધની સાથે અનુક્રમે બે અથવા એક પરમાણુ મળવાથી ચતુષ્પ્રદેશ સ્કંધ બની શકે છે.

અણુ દ્રવ્ય કોઈ દ્રવ્યનું કાર્ય નથી. આથી એની ઉત્પત્તિમાં બે દ્રવ્યોના સઘાતનો સંભવ જ નથી. એ રીતે પરમાણુ નિત્ય મનાય છે. તથાપિ અહીંયાં એની જે ઉત્પત્તિ બતાવી છે તે પર્યાયદષ્ટિથી અર્થાત્ પરમાણુ દ્રવ્યરૂપે તો નિત્ય છે, પરંતુ પર્યાયદષ્ટિથી તે જન્ય પણ છે. ક્યારેક સ્કંધના અવયવોરૂપ બની સામુદાયિક અવસ્થામાં પરમાણુઓનું રહેવુ અને ક્યારેક સ્કંધથી અલગ થઈ વિશકલિત (છૂટીછવાઈ) અવસ્થામાં રહેવું એ બધા પરમાણુના પર્યાય – અવસ્થા – વિશેષ

જ છે. વિશકલિત અવસ્થા સ્કંધના ભેદથી જ ઉત્પન્ન થાય છે. એથી અહીંયાં ભેદથી અણુની ઉત્પત્તિના કથનનો અભિપ્રાય એટલો જ છે કે વિશકલિત અવસ્થાવાળા પરમાણુ ભેદનુ કાર્ય છે, શુદ્ધ પરમાણુ નહિ. [૨૬-૨૭]

હવે અચાક્ષુષ સ્કંધના ચાક્ષુષ બનવામાં હેતુ કહે છે :

**भेदसंघाताभ्यां चाक्षुषाः ।२८।**

**ભેદ અને સંઘાતથી ચાક્ષુષ સ્કંધ બને છે.**

અચાક્ષુષ સ્કંધ પણ નિમિત્ત પ્રાપ્ત કરી ચાક્ષુષ બની શકે છે, એ બતાવવુ એ આ સૂત્રનો ઉદ્દેશ છે.

પુદ્ગલના પરિણામ વિવિધ છે, એથી જ કોઈ પુદ્ગલસ્કંધ અચાક્ષુષ ( ચક્ષુથી અગ્રાહ્ય ) હોય છે, તો કોઈ ચાક્ષુષ ( ચક્ષુથી ગ્રાહ્ય ) હોય છે. જે સ્કંધ પહેલા સૂક્ષ્મ હોવાના કારણે અચાક્ષુષ હોય છે, તે પણ નિમિત્તવશ સૂક્ષ્મત્વ પરિણામ છોડીને બાદર ( સ્થૂલ ) પરિણામવિશિષ્ટ બનવાથી ચાક્ષુષ થઈ શકે છે. એ સ્કંધને એમ થવામાં ભેદ તથા સંઘાત બંને હેતુ અપેક્ષિત છે. જ્યારે કોઈ સ્કંધમાં સૂક્ષ્મત્વ પરિણામની નિવૃત્તિ થઈ સ્થૂલત્વ પરિણામ ઉત્પન્ન થાય છે, ત્યારે કેટલાંક નવાં અણુઓ તે સ્કંધમાં અવશ્ય મળી જાય છે. જ્યારે બીજા કેટલાંક અણુઓ એ સ્કંધમાંથી અલગ પણ થઈ જાય છે. સૂક્ષ્મત્વ પરિણામની નિવૃત્તિપૂર્વક સ્થૂલત્વ પરિણામની ઉત્પત્તિ કેવળ સંઘાત એટલે અણુઓના મળવા માત્રથી જ થતી નથી, અને કેવળ ભેદ એટલે કે અણુઓના જુદા થવાથી પણ થતી નથી. સ્થૂલત્વ-બાદરત્વ-રૂપ પરિણામ સિવાય કોઈ સ્કંધ ચાક્ષુષ તો થઈ શકતો જ નથી. એથી અહીંયાં નિયમપૂર્વક કહ્યું છે કે ચાક્ષુષ સ્કંધ ભેદ અને સંઘાત બનેથી થાય છે.

ભેદ શબ્દના બે અર્થ: (૧) સ્કંધનું તૂટવું અર્થાત્ એમાંથી અણુઓનુ અલગ થવું, અને (૨) પૂર્વપરિણામ નિવૃત્ત થઈ બીજા પરિણામનું ઉત્પન્ન થવું. તે બંને અર્થોમાંથી પહેલો અર્થ લઈ ઉપરનો સૂત્રાર્થ લખ્યો છે. બીજા અર્થ પ્રમાણે સૂત્રની વ્યાખ્યા આ રીતે થાય: જ્યારે કોઈ સૂક્ષ્મ સ્કંધ નેત્રથી ગ્રહણ કરવા યોગ્ય બાદર પરિણામ પ્રાપ્ત કરે છે અર્થાત્ અચાક્ષુષ મટી ચાક્ષુષ બને છે, ત્યારે એના એમ થવામાં સ્થૂલ પરિણામ અપેક્ષિત છે, જેને વિશિષ્ટ – અનંતાણુ – સંખ્યા (સંઘાત) ની અપેક્ષા છે. કેવળ સૂક્ષ્મત્વરૂપ પૂર્વ પરિણામની નિવૃત્તિપૂર્વક નવીન સ્થૂલત્વ પરિણામ ચાક્ષુપ બનવાનું કારણ નથી અને કેવળ વિશિષ્ટ અનંત સંખ્યા પણ ચાક્ષુષ બનવામાં કારણ નથી, કિંતુ પરિણામ (ભેદ) અને ઉક્ત સખ્યારૂપ સંઘાત બંનેય સ્કંધના ચાક્ષુપ બનવામાં કારણ છે.

જો કે સૂત્રગત ચાક્ષુષ પદથી તો ચક્ષુર્ગ્રાહ્ય સ્કંધનો જ બોધ થાય છે, તો પણ અહીંયાં ચક્ષુપદથી સમસ્ત ઇંદ્રિયોનો લાક્ષણિક બોધ વિવક્ષિત છે. તે પ્રમાણે સૂત્રનો અર્થ એ થાય છે કે બધા અતીંદ્રિય સ્કંધોના ઐંદ્રિયક (ઇંદ્રિયગ્રાહ્ય) બનવામાં ભેદ અને સઘાત બંને હેતુ અપેક્ષિત છે. પૌદ્ગલિક પરિણામની અમર્યાદિત વિચિત્રતાના કારણથી જેમ પહેલાંના અતીંદ્રિય સ્કંધ પણ પછીથી ભેદ તથા સંઘાતરૂપ નિમિત્તથી ઐંદ્રિયક બની શકે છે, તે જ રીતે સ્થૂલ સ્કંધ સૂક્ષ્મ પણ બની જાય છે; એટલું જ નહિ પણ પરિણામની વિચિત્રતાના કારણથી અધિક ઇંદ્રિયોથી ગ્રહણ કરાતો સ્કંધ અલ્પ ઇંદ્રિય-ગ્રાહ્ય બની જાય છે. જેમ મીઠું, હિંગ આદિ પદાર્થ નેત્ર,

સ્પર્શન, રસન અને ઘ્રાણ ચારે ઇંદ્રિયોથી ગ્રહણ કરી શકાય છે, પરન્તુ તે પાણીમા મળી જવાથી ફક્ત રસન અને ઘ્રાણ એ ઇંદ્રિયોથી ગ્રહણ કરી શકાય છે.

પ્ર૦—સ્કંધના ચાક્ષુષ બનવામાં બે કારણ બતાવ્યાં, પરંતુ અચાક્ષુષ સ્કંધની ઉત્પત્તિનુ કારણ કેમ ન બતાવ્યું ?

ઉ૦-છવ્વીસમા સૂત્રમાં સામાન્ય રૂપથી સ્કંધમાત્રની ઉત્પતિના ત્રણ હેતુઓનુ કથન કર્યું છે. અહીંયાં તો ફક્ત વિશેષ સ્કધની ઉત્પત્તિના અર્થાત્ અચાક્ષુષથી ચાક્ષુષ બનવાના હેતુઓનુ વિશેષ કથન છે. એથી એ સામાન્ય વિધાન પ્રમાણે અચાક્ષુપ સ્કંધની ઉત્પત્તિના હેતુ ત્રણ જ પ્રાપ્ત થાય છે. સારાંશ એ છે કે, છવ્વીસમા સૂત્રના કથન પ્રમાણે ભેદ, સંઘાત અને ભેદસંઘાત એ ત્રણે હેતુઓથી અચાક્ષુષ સ્કંધ બને છે. [૨૮]

હવે 'સત્' ની વ્યાખ્યા કહે છે:

[1]उत्पादव्ययध्रौव्ययुक्तं सत् ।२९।

**જે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય એ ત્રણેથી યુક્ત અર્થાત્ તદાત્મક છે તે સત્ કહેવાય છે.**

સતના સ્વરૂપ વિષે ભિન્ન ભિન્ન દર્શનોના ભિન્ન ભિન્ન મત છે. કોઈ દર્શન[2] સંપૂર્ણ સત્ પદાર્થને (બ્રહ્મને) કેવળ

---

૧ દિગબરીય પરપરામા આ સૂત્ર ત્રીસમા આક ઉપર છે. એમા ઓગણત્રીસમા નંબર ઉપર "सद् द्रव्यलक्षणम्" એવું સૂત્ર છે, જે શ્વેતાબરીય પરંપરામા નથી. ભાષ્યમા ફક્ત એનો ભાવ આવી જાય છે. ૨. વેદાન્ત-ઔપનિષદ શાંકરમત.

ધ્રુવ (નિત્ય) જ માને છે. કોઈ દર્શન[1] સત્ પદાર્થને નિરન્વય ક્ષણિક (માત્ર ઉત્પાદવિનાશશીલ) માને છે. કોઈ દર્શન[2] ચેતનતત્ત્વ રૂપ સતને તો કેવળ ધ્રુવ (કૂટસ્થ નિત્ય) અને પ્રકૃતિતત્ત્વરૂપ સતને પરિણામી નિત્ય (નિત્યાનિત્ય) માને છે. કોઈ દર્શન[3] અનેક સત્ પદાર્થોમાંથી પરમાણુ, કાળ, આત્મા આદિ કેટલાંક સત્ તત્ત્વોને કૂટસ્થનિત્ય અને ઘટ, વસ્ત્ર આદિ કેટલાંક સતને માત્ર ઉત્પાદવ્યયશીલ (અનિત્ય) માને છે. પરંતુ જૈનદર્શનનું સતના સ્વરૂપ સંબંધનું મંતવ્ય ઉક્ત બધા મતોથી ભિન્ન છે અને તે આ સૂત્રમાં બતાવ્યું છે.

જૈનદર્શનનું માનવું એ છે કે, જે સત્ – વસ્તુ – છે તે ફક્ત પૂર્ણરૂપે કૂટસ્થનિત્ય, અથવા ફક્ત નિરન્વય વિનાશી, અથવા એનો અમુક ભાગ કૂટસ્થનિત્ય અને અમુક ભાગ પરિણામીનિત્ય અથવા એનો કોઈ ભાગ તો ફક્ત નિત્ય અને કોઈ ભાગ તો માત્ર અનિત્ય એમ હોઈ શકતી નથી. એના મત પ્રમાણે ચેતન અથવા જડ, મૂર્ત અથવા અમૂર્ત, સૂક્ષ્મ અથવા સ્થૂલ બધી સત્ કહેવાતી વસ્તુઓ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય રૂપે ત્રિરૂપ છે.

પ્રત્યેક વસ્તુમાં બે અંશ છે. એક અંશ એવો છે કે જે ત્રણે કાળમાં શાશ્વત છે અને બીજો અંશ સદા અશાશ્વત છે. શાશ્વત અંશના કારણથી પ્રત્યેક વસ્તુ ધ્રૌવ્યાત્મક (સ્થિર) અને અશાશ્વત અંશના કારણથી ઉત્પાદવ્યયાત્મક (અસ્થિર) કહેવાય છે. આ બે અંશોમાંથી કોઈ એક બાજુએ

---

૧. બૌદ્ધ. ૨. સાંખ્ય. ૩. ન્યાય, વૈશેષિક.

દૃષ્ટિ જવાથી અને બીજી બાજુએ ન જવાથી વસ્તુ ફક્ત સ્થિરરૂપ અથવા ફક્ત અસ્થિરરૂપ માલૂમ પડે છે, પરંતુ બંને અંશોની બાજુએ દૃષ્ટિ આપવાથી વસ્તુનું પૂર્ણ અને યથાર્થ સ્વરૂપ માલૂમ પડે છે. એથી બંને દૃષ્ટિઓને અનુસારે જ આ સૂત્રમાં સત - વસ્તુ - નુ સ્વરૂપ પ્રતિપાદિત કર્યું છે. [ ૨૯ ]

હવે વિરોધનો પરિહાર કરી પરિણામી નિત્યત્વનુ સ્વરૂપ દર્શાવે છે:

**तद्भावाव्ययं नित्यम् । ३० ।**

**જે એના ભાવથી (પોતાની જાતિથી) ચ્યુત ન થાય તે નિત્ય છે.**

પાછલા સૂત્રમાં કહ્યું છે કે, વસ્તુ ઉત્પાદવ્યયધ્રૌવ્યાત્મક છે, અર્થાત્ સ્થિરાસ્થિર ઉભયરૂપ છે, પરંતુ અહીંયાં પ્રશ્ન થાય છે કે આ કેવી રીતે ઘટી શકશે? જે સ્થિર છે તે અસ્થિર કેવી રીતે? અને જે અસ્થિર છે તે સ્થિર કેવી રીતે? એક જ વસ્તુમાં સ્થિરત્વ, અસ્થિરત્વ બને અંશ શીતઉષ્ણની માફક પરસ્પર વિરુદ્ધ હોવાથી એક જ સમયમાં ઘટી ન શકે. એથી સતની ઉત્પાદ - વ્યય - ધ્રૌવ્યાત્મક એવી વ્યાખ્યા શું વિરુદ્ધ નથી? એ વિરોધનો પરિહાર કરવા માટે જૈનદર્શનસમત નિત્યત્વનુ સ્વરૂપ બતાવવુ એ જ આ સૂત્રનો ઉદ્દેશ છે

જો બીજાં કેટલાંક દર્શનોની માફક જૈનદર્શન વસ્તુનું સ્વરૂપ એવું માને કે 'કોઈ પણ પ્રકારથી પરિવર્તન પ્રાપ્ત કર્યા વિના જ સદા એક રૂપમાં વસ્તુ સ્થિર રહે,' તો એ કૂટસ્થ નિત્યમાં અનિત્યત્વનો સંભવ ન હોવાને લીધે એક જ વસ્તુમાં સ્થિરત્વ, અસ્થિરત્વનો વિરોધ આવે, એ રીતે જો જૈનદર્શન

વસ્તુને માત્ર ક્ષણિક માને અર્થાત્ પ્રત્યેક વસ્તુને ક્ષણક્ષણમાં ઉત્પન્ન થનારી તથા નષ્ટ થનારી માને અને એનો કોઈ સ્થિર આધાર ન માને, તો પણ ઉત્પાદવ્યયશીલ અનિત્ય પરિણામમાં નિત્યત્વનો સંભવ ન હોવાના કારણે ઉપરનો વિરોધ આવે. પરંતુ જૈનદર્શન કોઈ વસ્તુને કેવળ કૂટસ્થ નિત્ય અથવા કેવળ પરિણામી માત્ર ન માનતાં પરિણામી નિત્ય માને છે. એથી બધાં તત્ત્વો પોતપોતાની જાતિમાં સ્થિર રહ્યાં છતાં પણ નિમિત્ત પ્રમાણે પરિવર્તન ઉત્પાદ–વ્યય પ્રાપ્ત કરે છે. એથી જ પ્રત્યેક વસ્તુમાં મૂળજાતિ (દ્રવ્ય) ની અપેક્ષાએ ધ્રૌવ્ય, અને પરિણામની અપેક્ષાએ ઉત્પાદ, વ્યય એ બંને ઘટિત થવામાં કોઈ વિરોધ આવતો નથી. જૈનદર્શનનો પરિણામી નિત્યત્વવાદ સાંખ્યની માફક ફક્ત જડ પ્રકૃતિ સુધી જ નથી; કિંતુ ચેતનતત્ત્વમાં પણ તે લાગુ પડે છે.

બધાં તત્ત્વોમાં વ્યાપક રૂપે પરિણામી નિત્યત્વવાદનો સ્વીકાર કરવા માટે મુખ્ય સાધક પ્રમાણ અનુભવ છે. સૂક્ષ્મ-દૃષ્ટિથી જોતાં કોઈ એવું તત્ત્વ અનુભવમાં નથી આવતું કે જે ફક્ત અપરિણામી હોય, અથવા માત્ર પરિણામરૂપ હોય. બાહ્ય આભ્યંતર બધી વસ્તુઓ પરિણામી નિત્ય માલૂમ પડે છે. જો બધી વસ્તુઓ ક્ષણિક માત્ર હોય તો પ્રત્યેક ક્ષણમાં નવી નવી વસ્તુ ઉત્પન્ન થવા તથા નષ્ટ થવાને લીધે તેમ જ એનો કોઈ સ્થાયી આધાર ન હોવાને લીધે એ ક્ષણિકપરિણામપરંપરામાં સજાતીયતાનો અનુભવ ક્યારે પણ ન થાય. અર્થાત્ પહેલાં કોઈ વાર જોયેલી વસ્તુને ફરીથી જોતાં જે 'આ તે જ વસ્તુ છે' એવું પ્રત્યભિજ્ઞાન થાય છે, તે કોઈ પણ રીતે ન થાય. કેમ કે

પ્રત્યભિજ્ઞાનને માટે જેમ એની વિષયભૂત વસ્તુનું સ્થિરત્વ આવશ્યક છે, તેમ જ દ્રષ્ટા આત્માનું પણ સ્થિરત્વ આવશ્યક છે. એ રીતે જડ અથવા ચેતન તત્ત્વ માત્ર જો નિર્વિકાર હોય તો એ બંને તત્ત્વોના મિશ્રણરૂપ જગતમાં ક્ષણક્ષણમાં દેખા દેતી વિવિધતા ક્યારે પણ ઉત્પન્ન ન થાય. એથી જ પરિણામી નિત્યત્વવાદને જૈન દર્શન યુક્તિસંગત માને છે.

હવે બીજી વ્યાખ્યા વડે, પૂર્વોક્ત સત્‌ના નિત્યત્વનું વર્ણન કરે છે :

**"तद्भावाव्ययं नित्यम्"**

**સત્ પોતાના સ્વભાવથી ચ્યુત થતું નથી માટે નિત્ય છે.**

ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યાત્મક રહેવું એ જ વસ્તુમાત્રનું સ્વરૂપ છે. આ સ્વરૂપ જ સત્ કહેવાય છે. સત્સ્વરૂપ નિત્ય છે, અર્થાત્ તે ત્રણે કાળમાં એકસરખું અવસ્થિત રહે છે. એવું નથી કે કોઈક વસ્તુમાં અથવા વસ્તુમાત્રમાં ઉત્પાદ, વ્યય તથા ધ્રૌવ્ય ક્યારેક હોય અને ક્યારેક ન હોય. પ્રત્યેક સમયમાં ઉત્પાદાદિ ત્રણે અંશ અવશ્ય થાય છે, એ જ સત્‌નું નિત્યત્વ છે.

પોતપોતાની જાતિને ન છોડવી એ જ બધાં દ્રવ્યોનું ધ્રૌવ્ય છે અને પ્રત્યેક સમયમાં ભિન્નભિન્ન પરિણામરૂપે ઉત્પન્ન અથવા નષ્ટ થવું એ એમનો ઉત્પાદવ્યય છે. ધ્રૌવ્ય તથા ઉત્પાદવ્યયનું ચક્ર દ્રવ્યમાત્રમાં સદા દેખાય છે.

આ ચક્રમાંથી ક્યારે પણ કોઈ અંશ મુક્ત — લુપ્ત થતો નથી, એ જ આ સૂત્ર દ્વારા બતાવ્યું છે. પૂર્વ સૂત્રમાં

ધ્રૌવ્યનું કથન છે, તે દ્રવ્યના અન્વયી સ્થાયી અંશ માત્રને લઈને છે; અને અહીંયાં નિત્યત્વનું કથન છે તે ઉત્પાદ-વ્યય અને ધ્રૌવ્ય એ ત્રણે અંશોના અવિચ્છિન્નત્વને લઈને છે. આ જ પૂર્વસૂત્રમાં કથિત ધ્રૌવ્ય અને આ સૂત્રમાં કથિત નિત્યત્વની વચ્ચે અંતર છે. [૩૦]

હવે અનેકાંતના સ્વરૂપનું સમર્થન કરે છે:

अर्पितानर्पितसिद्धेः । ३१ ।

**પ્રત્યેક વસ્તુ અનેક ધર્માત્મક છે; કેમ કે અર્પિત એટલે કે અર્પણા અર્થાત્ અપેક્ષાથી અને અનર્પિત એટલે કે, અનર્પણા અર્થાત્ બીજી અપેક્ષાએ વિરુદ્ધ સ્વરૂપ સિદ્ધ થાય છે.**

પરસ્પર વિરુદ્ધ કિંતુ પ્રમાણસિદ્ધ ધર્મોનો સમન્વય એક વસ્તુમાં કેવી રીતે થઈ શકે છે, એ બતાવવું; તથા વિદ્યમાન અનેક ધર્મોમાંથી ક્યારેક એકનું અને ક્યારેક બીજાનું પ્રતિપાદન કેમ થાય છે એ બતાવવુ, એ આ સૂત્રનો ઉદ્દેશ છે.

આત્મા સત્ છે એવી પ્રતીતિ અથવા ઉક્તિમાં જે સત્ત્વનુ ભાન હોય છે, તે બધી રીતે ઘટિત થતું નથી. જો એમ હોય તો આત્મા, ચેતના આદિ સ્વ-રૂપની માફક ઘટાદિ પર-રૂપથી પણ સત્ સિદ્ધ થાય, અર્થાત્ એમાં ચેતનાની માફક ઘટત્વ પણ ભાસમાન થાય, જેથી એનું વિશિષ્ટ સ્વરૂપ સિદ્ધ જ ન થાય. વિશિષ્ટ સ્વરૂપનો અર્થ જ એ છે કે તે સ્વરૂપથી સત્ અને પરરૂપથી સત્ નહિ અર્થાત્ અસત્ છે. આ રીતે અમુક અપેક્ષાએ સત્ત્વ અને બીજી અપેક્ષાએ અસત્ત્વ એ બંને ધર્મ આત્મામાં સિદ્ધ થાય છે. જેમ સત્ત્વ-

અસત્ત્વનું છે, તે જ પ્રમાણે નિત્યત્વ-અનિત્યત્વ ધર્મ પણ એમાં સિદ્ધ છે. દ્રવ્ય (સામાન્ય) દૃષ્ટિએ નિત્યત્વ અને પર્યાય (વિશેષ) દૃષ્ટિએ અનિત્યત્વ સિદ્ધ થાય છે. આ રીતે પરસ્પર વિરુદ્ધ દેખાતા, પરંતુ અપેક્ષાભેદથી સિદ્ધ એવા બીજા પણ એકત્વ, અનેકત્વ આદિ ધર્મોનો સમન્વય આત્મા આદિ બધી વસ્તુઓમાં અબાધિત છે. આથી બધાય પદાર્થો અનેકધર્માત્મક માનવામાં આવે છે.

હવે બીજી વ્યાખ્યા કહે છે:

"अर्पितानर्पितसिद्धेः"

**પ્રત્યેક વસ્તુ અનેક પ્રકારે વ્યવહાર્ય છે, કેમ કે અર્પણા અને અનર્પણાથી અર્થાત્ વિવક્ષાને લીધે પ્રધાન-અપ્રધાન ભાવે વ્યવહારની સિદ્ધિ-ઉપપત્તિ થાય છે.**

અપેક્ષાભેદથી સિદ્ધ એવા અનેક ધર્મોમાંથી પણ ક્યારેક કોઈ એક ધર્મ દ્વારા અને ક્યારેક એના વિરુદ્ધ બીજા ધર્મ દ્વારા વસ્તુનો વ્યવહાર થાય છે, તે અપ્રામાણિક અથવા બાધિત નથી, કેમ કે વિદ્યમાન પણ બધા ધર્મો એકી સાથે વિવક્ષિત હોતા નથી. પ્રયોજન પ્રમાણે ક્યારેક એકની તો ક્યારેક બીજાની વિવક્ષા હોય છે. જ્યારે જેની વિવક્ષા ત્યારે તે પ્રધાન અને બીજા અપ્રધાન થાય છે. જે કર્મનો કર્તા છે તે જ એના ફળનો ભોક્તા થઈ શકે છે. આ કર્મ અને તજ્જન્ય ફળના સામાનાધિકરણ્યને બતાવવાને માટે આત્મામાં દ્રવ્યદૃષ્ટિએ સિદ્ધ એવા નિત્યત્વની અપેક્ષા કરાય છે. એ સમયે એનું પર્યાયદૃષ્ટિસિદ્ધ અનિત્યત્વ વિવક્ષિત ન હોવાને

કારણે ગૌણ છે; પરંતુ કર્તૃત્વકાળની અપેક્ષાએ ભોક્તૃત્વકાળમાં આત્માની અવસ્થા બદલાઈ જાય છે. આવો કર્મ અને ફળના સમયનો અવસ્થાભેદ બતાવવાને માટે જ્યારે પર્યાય-દૃષ્ટિસિદ્ધ અનિત્યત્વનું પ્રતિપાદન કરવામા આવે છે, ત્યારે દ્રવ્યદૃષ્ટિસિદ્ધ નિત્યત્વ મુખ્ય હોતું નથી. આ રીતે વિવક્ષા અને અવિવક્ષાના કારણે ક્યારેક આત્મા નિત્ય અને ક્યારેક અનિત્ય કહેવાય છે. જ્યારે બન્ને ધર્મોની વિવક્ષા એકી સાથે થાય છે, ત્યારે બન્ને ધર્મોનુ યુગપત્ પ્રતિપાદન કરે એવો વાચક શબ્દ ન હોવાથી આત્માને અવક્તવ્ય કહે છે. વિવક્ષા, અવિવક્ષા અને સહવિવક્ષાને લીધે ઉપરની ત્રણ વાક્યરચના-ઓના પારસ્પરિક વિવિધ મિશ્રણથી બીજી પણ ચાર વાક્ય-રચનાઓ બને છે, જેમ કે: નિત્યાનિત્ય, નિત્યઅવક્તવ્ય, અનિત્યઅવક્તવ્ય અને નિત્યઅનિત્યઅવક્તવ્ય. આ સાત વાક્યરચનાઓને સપ્તભંગી કહે છે. આમાં પહેલાં ત્રણ વાક્યો અને તેમાં પણ બે વાક્યો મૂળ છે. જેમ ભિન્ન ભિન્ન દૃષ્ટિએ સિદ્ધ નિત્યત્વ અને અનિત્યત્વને લઈને વિવક્ષાના કારણે કોઈ એક વસ્તુમાં સપ્તભંગી ઘટાવી શકાય છે; તેમ બીજા પણ ભિન્નભિન્ન દૃષ્ટિએ સિદ્ધ કિંતુ પરસ્પર વિરુદ્ધ દેખાતા સત્ત્વ–અસત્ત્વ, એકત્વ–અનેકત્વ, વાચ્યત્વ–અવાચ્યત્વ આદિ ધર્મ-યુગ્મોને લઈને સપ્તભંગી ઘટાવવી જોઈએ. આથી એક જ વસ્તુ અનેકધર્માત્મક અને અનેક પ્રકારના વ્યવહારનો વિષય મનાય છે. [૩૧]

હવે પૌદ્ગલિક બંધના હેતુનું કથન કહે છે.

**स्निग्धरूक्षत्वाद्बन्धः । ३२ ।**

સ્નિગ્ધત્વ અને રૂક્ષત્વથી બન્ધ થાય છે.

પૌદ્ગલિક સ્કંધની ઉત્પત્તિ એના અવયવભૂત પરમાણુ આદિના પારસ્પારિક સંયોગમાત્રથી થતી નથી. એને માટે સંયોગ ઉપરાંત બીજું પણ કાંઇક અપેક્ષિત છે, એ બતાવવું એ આ સૂત્રનો ઉદ્દેશ છે. અવયવોના પારસ્પરિક સંયોગ ઉપરાંત એમાં સ્નિગ્ધત્વ – ચીકણાપણું, રૂક્ષત્વ – લૂખાપણું એ ગુણ હોવા પણ જરૂરી છે. જ્યારે સ્નિગ્ધ અને રૂક્ષ અવયવ પરસ્પર મળે છે ત્યારે એમનો બંધ એટલે કે એકત્વપરિણામ થાય છે. આ બંધથી દ્વચણુક આદિ સ્કંધ બને છે.

સ્નિગ્ધ, રૂક્ષ અવયવોનો શ્લેષ બે પ્રકારે થઇ શકે છે: સદૃશ અને વિસદૃશ. સ્નિગ્ધનો સ્નિગ્ધની સાથે અને રૂક્ષનો રૂક્ષની સાથે શ્લેષ થવો એ સદૃશ કહેવાય છે. સ્નિગ્ધનો રૂક્ષની સાથે સંયોગ થવો એ વિસદૃશ શ્લેષ છે. [૩૨]

હવે બંધના સામાન્ય વિધાનમાં અપવાદ બતાવે છે

**न जघन्यगुणानाम् ।३३।**

**गुणसाम्ये सदृशानाम् ।३४।**

**द्वयधिकादिगुणानां तु ।३५।**

**જઘન્ય ગુણ – અંશ – વાળા સ્નિગ્ધ અને રૂક્ષ અવયવોનો બંધ થતો નથી.**

**સમાન અંશ હોય તો સદૃશ અર્થાત્ સરખે સરખા સ્નિગ્ધ-સ્નિગ્ધ અવયવોનો તથા સરખે સરખા રૂક્ષ-રૂક્ષ અવયવોનો બંધ થતો નથી.**

**બે અંશ અધિકવાળા આદિ અવયવોનો તો બંધ થાય છે.**

પ્રસ્તુત સૂત્રમાં પહેલું સૂત્ર બંધનો નિષેધ કરે છે. તે પ્રમાણે, જે પરમાણુઓમાં સ્નિગ્ધ અથવા રૂક્ષત્વનો અંશ જઘન્ય હોય, એ જઘન્યગુણવાળા પરમાણુઓનો પારસ્પરિક બંધ થતો નથી. આ નિષેધથી એ ફલિત થાય છે કે મધ્યમ અને ઉત્કૃષ્ટ સંખ્યા યુક્ત અંશવાળા સ્નિગ્ધ, રૂક્ષ બધા અવયવોનો પારસ્પરિક બંધ થઈ શકે છે. પરન્તુ એમાં પણ અપવાદ છે, જે આગલા સૂત્રમાં બતાવ્યો છે. એ પ્રમાણે સદૃશ અવયવ જે સમાન અંશવાળા હોય એમનો પારસ્પરિક બંધ થઈ શકતો નથી. તેથી સમાન અંશવાળા સ્નિગ્ધ સ્નિગ્ધ પરમાણુઓના તથા રૂક્ષ રૂક્ષ પરમાણુઓના સ્કંધ બનતા નથી. આ નિષેધનો પણ ફલિત અર્થ એ થાય છે કે, અસમાન ગુણવાળા સદૃશ અવયવોનો તો બંધ થઈ શકે છે. આ ફલિત અર્થનો સંકોચ કરી ત્રીજા સૂત્રમાં સદૃશ અવયવોના અસમાન અંશની બન્ધોપયોગી મર્યાદા નિયત કરવામાં આવી છે. તે પ્રમાણે, અસમાન અંશવાળા પણ સદૃશ અવયવોમાં જ્યારે એક અવયવના સ્નિગ્ધત્વ અથવા રૂક્ષત્વથી બીજા અવયવનુ સ્નિગ્ધત્વ અથવા રૂક્ષત્વ બે અંશ, ત્રણ અંશ, ચાર અંશ આદિ અધિક હોય તો, એ બે સદૃશ અવયવોનો બંધ થઈ શકે છે. તેથી જ જો એક અવયવના સ્નિગ્ધત્વ અથવા રૂક્ષત્વની અપેક્ષાએ બીજા અવયવનું સ્નિગ્ધત્વ અથવા રૂક્ષત્વ ફક્ત એક અંશ અધિક હોય તો તે બે સદૃશ અવયવોનો બંધ થઈ શકતો નથી.

શ્વેતાંબર અને દિગંબર બંનેની પરંપરાઓમાં પ્રસ્તુત ત્રણ સૂત્રોમાં પાઠભેદ નથી; પરન્તુ અર્થભેદ છે. અર્થભેદમાય ત્રણ બાબતો ધ્યાન આપવા યોગ્ય છે: ૧. જઘન્યગુણ પરમાણુ

એક સંખ્યાવાળો હોય ત્યારે બંધ થવો કે ન થવો, ૨. પાંત્રીસમા સૂત્રમાં આદિ પદથી ત્રણ આદિ સંખ્યા લેવી કે નહિ, ૩. પાંત્રીસમા સૂત્રનું બંધવિધાન ફક્ત સદૃશ સદૃશ અવયવોને માટે માનવું કે નહિ.

૧. ભાષ્યની વૃત્તિ પ્રમાણે બંને પરમાણુઓ જ્યારે જઘન્યગુણવાળા હોય છે, ત્યારે એમનો બંધ નિષિદ્ધ છે, અર્થાત્ એક પરમાણુ જઘન્યગુણવાળો હોય અને બીજો જઘન્યગુણવાળો ન હોય તો ભાષ્ય તથા વૃત્તિ પ્રમાણે એમનો બંધ થઈ શકે છે. પરન્તુ સર્વાર્થસિદ્ધિ આદિ બધી દિગંબરીય વ્યાખ્યાઓ પ્રમાણે જઘન્યગુણ યુક્ત બે પરમાણુઓના પારસ્પરિક બંધની માફક એક જઘન્યગુણ પરમાણુનો બીજા અજઘન્યગુણ પરમાણુની સાથે પણ બંધ થતો નથી.

૨. ભાષ્યની વૃત્તિ પ્રમાણે પાંત્રીસમા સૂત્રમાં આદિ પદનો ત્રણ આદિ સંખ્યા અર્થ લેવાય છે. આથી જ એમાં કોઈ એક અવયવથી બીજા અવયવમા સ્નિગ્ધત્વ અથવા રૂક્ષત્વના અંશ બે, ત્રણ, ચારથી તે સંખ્યાત, અસખ્યાત, અનંત સુધી અધિક હોય તો પણ બંધ માનવામાં આવે છે, ફક્ત એક અંશ અધિક હોય તો બંધ માનવામાં આવતો નથી. પરન્તુ દિગંબરીય બધી વ્યાખ્યાઓ પ્રમાણે ફક્ત બે અંશ અધિક હોય તો જ બધ માનવામાં આવે છે. અર્થાત્ એક અશની માફક ત્રણ, ચારથી તે સંખ્યાત, અસંખ્યાત, અનત અશ સુધી અધિક હોય તો પણ બંધ માનવામાં આવતો નથી.

૩. પાંત્રીસમા સૂત્રમાં ભાષ્યની વૃત્તિ પ્રમાણે બે, ત્રણ આદિ અશો અધિક હોય તો પણ જે બંધનું વિધાન છે તે

સદૃશ અવયવોમાં જ લાગુ પડે છે, પરન્તુ દિગંબરીય વ્યાખ્યાઓમાં તે વિધાન સદૃશ સદૃશની માફક અસદૃશ પરમાણુઓના બંધમાં પણ લાગુ પડે છે. આ અર્થભેદના કારણથી બંને પરંપરામાં બંધવિષયક જે વિધિનિષેધ ફલિત થાય છે, તે નીચેના કોઠામાં બતાવ્યો છે.

| ભાષ્યવૃત્ત્યનુસારી કોષ્ટક | સદૃશ | વિસદૃશ |
|---|---|---|
| ૧. જઘન્ય + જઘન્ય | નથી. | નથી. |
| ૨. જઘન્ય + એકાધિક | નથી. | છે. |
| ૩. જઘન્ય + દ્વયધિક | છે. | છે. |
| ૪. જઘન્ય + ત્ર્યાદિ અધિક | છે. | છે. |
| ૫. જઘન્યેતર + સમ જઘન્યેતર | નથી. | છે. |
| ૬. જઘન્યેતર + એકાધિક જઘન્યેતર | નથી. | છે. |
| ૭. જઘન્યેતર + દ્વયધિક જઘન્યેતર | છે. | છે. |
| ૮. જઘન્યેતર + ત્ર્યાદિઅધિક જઘન્યેતર | છે. | છે. |

| સર્વાર્થસિદ્ધિ આદિના અનુસારે કોષ્ટક | સદૃશ | વિસદૃશ |
|---|---|---|
| ૧. જઘન્ય + જઘન્ય | નથી. | નથી. |
| ૨. જઘન્ય + એકાધિક | નથી. | નથી. |
| ૩. જઘન્ય + દ્વયધિક | નથી. | નથી. |
| ૪. જઘન્ય + ત્ર્યાદિ અધિક | નથી. | નથી. |
| ૫. જઘન્યેતર + સમ જઘન્યેતર | નથી. | નથી. |
| ૬. જઘન્યેતર + એકાધિક જઘન્યેતર | નથી. | નથી. |
| ૭. જઘન્યેતર + દ્વયધિક જઘન્યેતર | છે. | છે. |
| ૮. જઘન્યેતર + ત્ર્યાદિઅધિક જઘન્યેતર | નથી. | નથી. |

સ્નિગ્ધત્વ, રૂક્ષત્વ બંને સ્પર્શવિશેષો છે. તે પોતપોતાની જાતિની અપેક્ષાએ એકએક રૂપ હોવા છતાં પણ પરિણમનની તરતમતાના કારણે અનેક પ્રકારના થાય છે. તરતમતા ત્યાં સુધી થાય છે કે નિકૃષ્ટ સ્નિગ્ધત્વ અને નિકૃષ્ટ રૂક્ષત્વ તથા ઉત્કૃષ્ટ સ્નિગ્ધત્વ અને ઉત્કૃષ્ટ રૂક્ષત્વની વચમાં અનંતાનંત અંશોનો તફાવત હોય છે. ઉદાહરણ તરીકે બકરી અને ઊંટડીના દૂધમાં સ્નિગ્ધત્વનો તફાવત. બંનેમાં સ્નિગ્ધત્વ હોય છે જ પરંતુ એકમાં ઘણુ ઓછુ અને બીજામા ઘણુ જ વધારે. તરતમતાવાળા સ્નિગ્ધત્વ અને રૂક્ષત્વ પરિણામોમા જે પરિણામ સૌથી નિકૃષ્ટ અર્થાત્ અવિભાજ્ય હોય, તે જઘન્ય અંશ કહેવાય છે, જઘન્યને છોડીને બાકીના બધા જઘન્યેતર કહેવાય છે. જઘન્યેતરમાં મધ્યમ અને ઉત્કૃષ્ટ સંખ્યા આવી જાય છે. જે સ્નિગ્ધત્વ પરિણામ સૌથી અધિક હોય તે ઉત્કૃષ્ટ, અને જઘન્ય તથા ઉત્કૃષ્ટની વચમાં હોય તે બધા પરિણામો મધ્યમ હોય છે. જઘન્ય સ્નિગ્ધત્વની અપેક્ષાએ ઉત્કૃષ્ટ સ્નિગ્ધત્વ અનતાનતગુણ અધિક હોવાથી જો જઘન્ય સ્નિગ્ધત્વને એક અંશ કહેવામા આવે તો ઉત્કૃષ્ટ સ્નિગ્ધત્વને અનતાનત અશપરિમિત સમજવો જોઈએ. બે, ત્રણથી તે સંખ્યાત, અસંખ્યાત, અનત અને એક ઓછા ઉત્કૃષ્ટ સુધી બધા અંશો મધ્યમ સમજવા જોઈએ.

અહીંયાં સદૃશનો અર્થ એ છે કે સ્નિગ્ધનો સ્નિગ્ધની સાથે અથવા રૂક્ષનો રૂક્ષની સાથે બધ થવો અને વિસદૃશનો અર્થ એ છે કે સ્નિગ્ધનો રૂક્ષની સાથે બધ થવો. એક અશ જઘન્ય અને એનાથી એક અધિક અર્થાત્ બે અંશો

એકાધિક છે. બે અંશ અધિક હોય તો દ્વયધિક અને ત્રણ અંશ અધિક હોય તો ત્ર્યધિક. આ રીતે ચાર અંશ અધિક હોય તો ચતુરધિક, એ રીતે અનંતાનંત અધિક સુધી જાય છે. 'સમ'નો અર્થ સમસંખ્યા છે; બંને તરફના અંશોની સંખ્યા બરાબર હોય તો તે સમ છે. બે અંશ જઘન્યેતરના સમ જઘન્યેતર બે અંશ છે. બે અંશ જઘન્યેતરના એકાધિક જઘન્યેતર ત્રણ અંશ છે, બે અંશ જઘન્યેતરના ચાર અંશ દ્વયધિક જઘન્યેતર છે, બે અંશ જઘન્યેતરના ત્ર્યધિક જઘન્યેતર પાંચ અંશ છે અને ચતુરધિક જઘન્યેતર છ અંશ છે; આ રીતે ત્રણ આદિથી તે અનંતાંશ જઘન્યેતર સુધીના સમ, એકાધિક, દ્વયધિક અને ત્રિઆદિ અધિક જઘન્યેતરને સમજી લેવા. [૩૩-૩૫]

હવે પરિણામનું સ્વરૂપ કહે છે :

**[1]बन्धे समाधिकौ पारिणामिकौ । ३६ ।**

**બંધના સમયે સમ અને અધિક ગુણ, સમ અને હીનગુણના પરિણમન કરાવવાવાળા હોય છે.**

બંધનો વિધિ અને નિષેધ બતાવતાં પ્રશ્ન થાય છે કે જે સદૃશ પરમાણુઓનો અથવા વિસદૃશ પરમાણુઓનો બંધ થાય છે એમાં કોણ કોને પરિણત કરે છે. એનો ઉત્તર અહીંયાં આપ્યો છે.

---

૧. દિગંબરીય પરંપરામા 'बन्धेऽधिकौ पारिणामिकौ च' એવો સૂત્રપાઠ છે; તે પ્રમાણે એમા એક સમનું બીજા સમને પોતાના સ્વરૂપમાં મેળવવું ઇષ્ટ નથી; ફક્ત અધિક પોતાના સ્વરૂપમા હીનને મેળવી લે એટલું જ ઇષ્ટ છે.

સમાંશ સ્થલમાં સદૃશ બંધ તો થતો જ નથી, વિસદૃશ થાય છે. જેમ કે, બે અંશ સ્નિગ્ધના બે અંશ રૂક્ષની સાથે અથવા ત્રણ અંશ સ્નિગ્ધના ત્રણ અંશ રૂક્ષની સાથે. એવા સ્થળમાં કોઈ એક સમ બીજા સમને પોતાના રૂપમા પરિણત કરી લે છે. અર્થાત દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે કયારેક સ્નિગ્ધત્વ જ રૂક્ષત્વને સ્નિગ્ધત્વરૂપમાં બદલી નાંખે છે અને કયારેક રૂક્ષત્વ, સ્નિગ્ધત્વને રૂક્ષત્વરૂપમાં બદલી નાખે છે; પરંતુ અધિકાંશ સ્થળમાં અધિકાંશ જ હીનાંશને પોતાના સ્વરૂપમાં બદલી શકે છે. જેમ પંચાંશ સ્નિગ્ધત્વ ત્રણ અંશ સ્નિગ્ધત્વને પોતાના સ્વરૂપમાં પરિણત કરે છે અર્થાત્ ત્રણ અંશ સ્નિગ્ધત્વ પણ પાંચ અંશ સ્નિગ્ધત્વના સંબંધથી પાંચ અંશ પરિમાણ થઈ જાય છે. આ રીતે પાંચ અશ સ્નિગ્ધત્વ ત્રણ અશ રૂક્ષત્વને પણ સ્વસ્વરૂપમાં મેળવી લે છે. અર્થાત્ રૂક્ષત્વ, સ્નિગ્ધત્વરૂપમાં બદલાઈ જાય છે, જ્યારે રૂક્ષત્વ અધિક હોય ત્યારે તે પણ પોતાનાથી ઓછા સ્નિગ્ધત્વને પોતાના સ્વરૂપ અર્થાત્ રૂક્ષત્વસ્વરૂપ બનાવી લે છે. [૩૬]

હવે દ્રવ્યનું લક્ષણ કહે છે ·

**गुणपर्यायवद् द्रव्यम् । ३७ ।**

**દ્રવ્ય, ગુણપર્યાયવાળું છે.**

દ્રવ્યનો ઉલ્લેખ તો પહેલાં કેટલીયે વાર આવી ગયો છે તેથી એનું લક્ષણ અહીંયાં બતાવવામાં આવે છે.

જેમાં ગુણ અને પર્યાય હોય, તે દ્રવ્ય કહેવાય છે. પ્રત્યેક દ્રવ્ય પોતાના પરિણામી સ્વભાવના કારણથી સમયે સમયે નિમિત્ત પ્રમાણે ભિન્નભિન્ન રૂપમા પરિણત રહે છે,

અર્થાત્ વિવિધ પરિણામોને પ્રાપ્ત કરે છે. દ્રવ્યમાં પરિણામ ઉત્પન્ન કરવાની જે શક્તિ છે, તે જ એનો ગુણ કહેવાય છે, અને ગુણજન્ય પરિણામ પર્યાય કહેવાય છે. ગુણ કારણ છે અને પર્યાય કાર્ય છે. એક દ્રવ્યમાં શક્તિરૂપ અનંત ગુણ છે; જે વસ્તુતઃ આશ્રયભૂત દ્રવ્યથી અથવા પરસ્પર અવિભાજ્ય છે. પ્રત્યેક ગુણ-શક્તિના ભિન્ન ભિન્ન સમયમાં થતા ત્રૈકાલિક પર્યાયો અનંત છે. દ્રવ્ય અને એના અંશરૂપ શક્તિઓ ઉત્પન્ન તથા વિનષ્ટ ન થવાને કારણે નિત્ય અર્થાત્ અનાદિઅનત છે. પરંતુ બધા પર્યાયો પ્રતિક્ષણ ઉત્પન્ન તથા નષ્ટ થતા રહેવાને કારણે વ્યક્તિશ: અનિત્ય અર્થાત્ સાદિસાંત છે, અને પ્રવાહની અપેક્ષાએ પર્યાયો પણ અનાદિઅનત છે. કારણભૂત એક શક્તિ દ્વારા દ્રવ્યમાં થતો ત્રૈકાલિક પર્યાયપ્રવાહ સજાતીય છે. દ્રવ્યમાં અનંત શક્તિઓથી તજ્જન્યપર્યાયપ્રવાહ પણ અનત જ એકી સાથે ચાલુ રહે છે. ભિન્નભિન્ન શક્તિજન્ય વિજાતીય પર્યાયો એક સમયમાં એક દ્રવ્યમાં મળી આવે છે, પરંતુ એક શક્તિજન્ય ભિન્નભિન્ન સમયભાવી સજાતીય પર્યાયો એક દ્રવ્યમાં એક સમયમાં હોતા નથી.

આત્મા અને પુદ્ગલ દ્રવ્ય છે; કેમ કે એમનામાં ચેતના આદિ તથા રૂપ આદિ અનુક્રમે અનત ગુણ છે અને જ્ઞાન, દર્શનરૂપ વિવિધ ઉપયોગ આદિ તથા નીલપીતાદિ વિવિધ અનત પર્યાયો છે. આત્મા ચેતનાશક્તિ દ્વારા ઉપયોગ રૂપમાં અને પુદ્ગલ રૂપશક્તિ દ્વારા ભિન્નભિન્ન નીલપીતઆદિ રૂપમાં પરિણત થયા કરે છે. ચેતનાશક્તિ આત્મદ્રવ્યથી અને આત્મગત અન્ય શક્તિઓથી અલગ થઈ શકતી નથી. આ રીતે રૂપશક્તિ પુદ્ગલ દ્રવ્યથી અને પુદ્ગલગત અન્ય શક્તિઓથી

પૃથક્ થઈ શકતી નથી જ્ઞાન, દર્શન આદિ ભિન્ન ભિન્ન સમયવર્તી વિવિધ ઉપયોગોના ત્રૈકાલિકપ્રવાહની કારણભૂત એક ચેતનાશક્તિ છે અને એ શક્તિના કાર્યભૂત પર્યાયપ્રવાહ ઉપયોગાત્મક છે. પુદ્ગલમાં પણ કારણભૂત રૂપશક્તિ છે, અને નીલપીત આદિ વિવિધ વર્ણપર્યાયપ્રવાહ તે રૂપશક્તિનું કાર્ય છે. આત્મામાં ઉપયોગાત્મક પર્યાયપ્રવાહની માફક સુખદુઃખ વેદનાત્મક પર્યાયપ્રવાહ, પ્રવૃત્ત્યાત્મક પર્યાયપ્રવાહ વગેરે અનંત પર્યાયપ્રવાહ એક સાથે ચાલુ રહે છે. આથી એમાં ચેતનાની માફક તે તે સજાતીય પર્યાયપ્રવાહની કારણભૂત આનંદ, વીર્ય આદિ એક એક શક્તિ માનવાથી અનંત શક્તિઓ સિદ્ધ થાય છે. આ રીતે પુદ્ગલમાં પણ રૂપપર્યાયપ્રવાહની માફક ગંધ, રસ, સ્પર્શ વગેરે અનત પર્યાયપ્રવાહ સદા ચાલુ રહે છે. આથી પ્રત્યેક પ્રવાહની કારણભૂત એક એક શક્તિ માનવાથી એમાં રૂપશક્તિની માફક ગધ, રસ, સ્પર્શ આદિ અનંત શક્તિઓ સિદ્ધ થાય છે. આત્મામાં ચેતના, આનંદ, વીર્ય આદિ શક્તિઓના ભિન્ન ભિન્ન વિવિધ પર્યાયો એક સમયમાં થાય છે, પરંતુ એક ચેતનાશક્તિના અથવા એક આનંદશક્તિના વિવિધ ઉપયોગપર્યાયો અથવા વિવિધ વેદનાપર્યાયો એક સમયમાં થતા નથી; કેમ કે પ્રત્યેક શક્તિનો એક સમયમાં એક જ પર્યાય વ્યક્ત થાય છે. આ રીતે પુદ્ગલોમાં પણ રૂપ, ગંધ આદિ ભિન્ન ભિન્ન શક્તિઓના ભિન્ન ભિન્ન પર્યાયો એક સમયમાં થાય છે; પરંતુ એક રૂપશક્તિના નીલ, પીત આદિ વિવિધ પર્યાયો એક સમયમાં થતા નથી. જેમ આત્મા અને પુદ્ગલ દ્રવ્ય નિત્ય છે, તેમ એમની ચેતના આદિ તથા રૂપ આદિ શક્તિઓ પણ નિત્ય છે. પરંતુ ચેતનાજન્ય ઉપયોગપર્યાય

અથવા રૂપશક્તિજન્ય નીલપીતપર્યાય નિત્ય નથી, કિંતુ સદૈવ ઉત્પાદ–વિનાશશાલી હોવાથી વ્યક્તિશઃ અનિત્ય છે, અને ઉપયોગપર્યાયપ્રવાહ તથા રૂપપર્યાયપ્રવાહ ત્રૈકાલિક હોવાથી નિત્ય છે.

અનંત ગુણોનો અખંડ સમુદાય તે જ દ્રવ્ય છે. તથાપિ આત્માના ચેતના, આનંદ, ચારિત્ર, વીર્ય આદિ પરિમિત ગુણો જ સાધારણ બુદ્ધિવાળા છદ્મસ્થની કલ્પનામાં આવે છે. બધા ગુણો આવતા નથી. આ રીતે પુદ્ગલના પણ રૂપ, રસ, ગંધ, સ્પર્શ આદિ કેટલાક જ ગુણ કલ્પનામાં આવે છે, બધા નહિ. એનુ કારણ એ છે કે આત્મા અથવા પુદ્ગલ દ્રવ્યના બધા પ્રકારના પર્યાયપ્રવાહ વિશિષ્ટ જ્ઞાન સિવાય જાણી શકાતા નથી. જે જે પર્યાયપ્રવાહ સાધારણ બુદ્ધિથી જાણી શકાય છે, એમના કારણભૂત ગુણોનો વ્યવહાર કરાય છે. આથી તે ગુણો વિકલ્પ્ય છે. આત્માના ચેતના, આનંદ, ચારિત્ર, વીર્ય આદિ ગુણો વિકલ્પ્ય અર્થાત્ વિચાર અને વાણીમાં આવી શકે છે, અને પુદ્ગલના રૂપ આદિ ગુણો વિકલ્પ્ય છે, બાકીના બધા અવિકલ્પ્ય છે અને તે ફક્ત કેવળીગમ્ય છે.

ત્રૈકાલિક અનંત પર્યાયોના એક એક પ્રવાહની કારણભૂત એક એક શક્તિ (ગુણ), તથા એવી અનત શક્તિઓનો સમુદાય દ્રવ્ય છે; આ કથન પણ ભેદસાપેક્ષ છે. અભેદ દૃષ્ટિથી પર્યાય પોતપોતાના કારણભૂત ગુણસ્વરૂપ, અને ગુણ દ્રવ્યસ્વરૂપ હોવાથી, દ્રવ્ય ગુણપર્યાયાત્મક જ કહેવાય છે. દ્રવ્યમાં બધા ગુણો એકસરખા નથી હોતા. કેટલાક સાધારણ અર્થાત્ બધાં દ્રવ્યોમાં હોય એવા હોય છે, જેમ કે અસ્તિત્વ, પ્રદેશવત્ત્વ, જ્ઞેયત્વ આદિ; અને કેટલાક અસાધારણ

અર્થાત્ અમુક અમુક દ્રવ્યમાં હોય એવા હોય છે, જેમ કે ચેતના, રૂપ આદિ. અસાધારણ ગુણ અને તજ્જન્ય પર્યાયને લીધે જ પ્રત્યેક દ્રવ્ય એકબીજાથી જુદુ પડે છે.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય દ્રવ્યના ગુણ તથા પર્યાયોનો વિચાર ઉપર પ્રમાણે કરી લેવો જોઈએ. અહી એ વાત પણ સમજી લેવી જોઈએ કે, પુદ્ગલ દ્રવ્ય મૂર્ત હોવાથી એના ગુણ 'ગુરુલઘુ' તથા પર્યાય પણ 'ગુરુલઘુ' કહેવાય છે, પરંતુ બાકીના બધાં દ્રવ્યો અમૂર્ત હોવાથી એમના ગુણ અને પર્યાય 'અગુરુલઘુ' કહેવાય છે. [૩૭]

હવે કાળ વિષે વિચાર રજૂ કરે છે.

[1]**कालश्चेत्येके । ३८ ।**

**सोऽनन्तसमयः । ३९ ।**

**કોઈ આચાર્ય કહે છે કે કાળ પણ દ્રવ્ય છે અને તે અનંત સમય (પર્યાય)વાળો છે.**

પહેલાં કાળના વર્તના આદિ અનેક પર્યાયો બતાવ્યા છે, પરંતુ ધર્માસ્તિકાય આદિની માફક એમાં દ્રવ્યત્વનુ વિધાન

---

૧. દિગંબરીય પરંપરામા 'कालश्च' એવો સૂત્રપાઠ છે તે પ્રમાણે તે લોકો કાળને સ્વતંત્ર દ્રવ્ય માને છે પ્રસ્તુત સૂત્રને એક-દેશીય મતવાળુ ન માનતા તેઓ સિદ્ધાતરૂપે જ કાળને સ્વતંત્ર દ્રવ્ય માનનારા સૂત્રકારનું તાત્પર્ય બતાવે છે. જેઓ કાળને સ્વતંત્ર દ્રવ્ય નથી માનતા અને જેઓ માને છે, તે બધા પોતપોતાના મંતવ્યની પુષ્ટિ કયે પ્રકારે કરે છે, કાળનું સ્વરૂપ કેવું બતાવે છે, એમા બીજા કેટલા મતભેદો છે, ઇત્યાદિ બાબતોને સવિશેષ જાણવાને માટે જુઓ હિન્દી 'કર્મગ્રંથ' ચોથામાથી કાળવિષયક પરિશિષ્ટ, પૃ૦ ૧૫૭

કર્યું નથી. આથી પ્રશ્ન થાય છે કે પહેલાં એવું વિધાન ન કરવાનો હેતુ કાળ દ્રવ્ય નથી એ છે? એ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રોમાં આપ્યો છે.

સૂત્રકારનું કહેવુ એમ છે કે, કોઈ આચાર્ય કાળને દ્રવ્યરૂપ માને છે. આ કથનથી સૂત્રકારનું તાત્પર્ય એમ સમજાય છે કે, વસ્તુતઃ કાળ સ્વતંત્ર દ્રવ્યરૂપે સર્વસંમત નથી.

કાળને અલગ દ્રવ્ય માનતા આચાર્યના મતનું નિરાકરણ સૂત્રકારે કર્યું નથી. ફક્ત એનું વર્ણન માત્ર કર્યું છે. આ વર્ણનમાં સૂત્રકાર કહે છે કે, કાળ અનંત પર્યાયવાળો છે. વર્તના[1] આદિ પર્યાય તો પહેલાં કહી ચૂક્યા છીએ. સમયરૂપ પર્યાય પણ કાળના જ છે. વર્તમાન કાલરૂપ સમયપર્યાય તો ફક્ત એક જ હોય છે, પરંતુ અતીત, અનાગત સમયના પર્યાય અનંત હોય છે, આથી કાળને અનંત સમયવાળો કહ્યો છે. [૩૮-૩૯]

હવે ગુણનુ સ્વરૂપ વર્ણવે છે:

**द्रव्याश्रया निर्गुणा गुणाः । ४० ।**

**જે દ્રવ્યમાં હંમેશાં રહે છે અને ગુણરહિત છે, તે ગુણ છે.**

દ્રવ્યના લક્ષણમાં ગુણનું કથન[2] કર્યું છે, એથી એનુ સ્વરૂપ અહીંયાં બતાવ્યું છે.

જો કે પર્યાય પણ દ્રવ્યને જ આશ્રિત છે, અને નિર્ગુણ છે, તથાપિ તે ઉત્પાદવિનાશવાળા હોવાથી દ્રવ્યમાં સદા રહેતા

1. જુઓ અ ૫ સૂ. ૨૨.
2. જુઓ અ. ૫ સૂ. ૩૭.

નથી; પરંતુ ગુણ તો નિત્ય હોવાથી સદાયે દ્રવ્યને આશ્રિત છે. ગુણ અને પર્યાય વચ્ચે તફાવત આ જ છે.

દ્રવ્યમાં સદા વર્તમાન શક્તિઓ કે જે પર્યાયની જનક રૂપે માનવામાં આવે છે, તેમનુ નામ જ ગુણ. આ ગુણોમાં વળી બીજા ગુણો માનવાથી અનવસ્થાનો દોષ આવે છે. માટે દ્રવ્યનિષ્ઠ શક્તિરૂપ ગુણને નિર્ગુણ માન્યા છે. આત્માના ગુણ ચેતના, સમ્યક્ત્વ, ચારિત્ર. આનંદ, વીર્ય આદિ છે. અને પુદ્ગલના ગુણ રૂપ, રસ, ગંધ અને સ્પર્શ આદિ છે. [૪૦]

હવે પરિણામનુ સ્વરૂપ વર્ણવે છે:

**तद्भावः परिणामः । ४१ ।**

**'તે થવું' અર્થાત્ સ્વરૂપમાં સ્થિત રહી ઉત્પન્ન તથા નષ્ટ થવું તેનું નામ પરિણામ.**

[1]પહેલાં કેટલેક સ્થાને પરિણામનુ કથન કર્યુ છે. તેનુ અહીંયાં સ્વરૂપ બતાવે છે.

બૌદ્ધ લોકો વસ્તુમાત્રને ક્ષણસ્થાયી–નિરન્વયવિનાશી માને છે, આથી એમના મત પ્રમાણે પરિણામનો અર્થ, ઉત્પન્ન થઈ સર્વથા નષ્ટ થઈ જવુ અર્થાત્ નાશની પછી કોઈ પણ તત્ત્વનુ કાયમ ન રહેવુ, એવો થાય છે.

નૈયાયિક આદિ ભેદવાદી દર્શન કે જે ગુણ અને દ્રવ્યનો એકાંત ભેદ માને છે, એમના મત પ્રમાણે, સર્વથા અવિકૃત દ્રવ્યમા ગુણોનુ ઉત્પન્ન થવુ તથા નષ્ટ થવુ, એવો પરિણામનો અર્થ ફલિત થાય છે. આ બંને પક્ષની સામે પરિણામના

---

૧. જુઓ અ ૫. સૂ. ૨૨, ૩૬.

સ્વરૂપના સંબંધમાં જૈન દર્શનનો મંતવ્યભેદ આ સૂત્રમાં બતાવ્યો છે.

કોઈ દ્રવ્ય અથવા કોઈ ગુણ એવા નથી કે જે સર્વથા અવિકૃત રહી શકે. વિકૃત અર્થાત્ અન્ય અવસ્થાઓને પ્રાપ્ત કરવા છતાં પણ કોઈ દ્રવ્ય અથવા કોઈ ગુણ પોતાની મૂળ જાતિનો–સ્વભાવનો ત્યાગ કરતા નથી. સારાંશ એ છે કે, દ્રવ્ય હોય અથવા ગુણ, દરેક પોતપોતાની જાતિનો ત્યાગ કર્યા વિના જ પ્રતિસમય નિમિત્ત પ્રમાણે ભિન્ન ભિન્ન અવસ્થાઓને પ્રાપ્ત કર્યા કરે છે. આ જ દ્રવ્યોનો તથા ગુણોનો પરિણામ કહેવાય છે

આત્મા મનુષ્યરૂપે હોય અથવા પશુપક્ષીરૂપે હોય, પરંતુ તે ભિન્ન ભિન્ન અવસ્થાઓને પ્રાપ્ત થતો હોવા છતાં પણ તેનામાં આત્મત્વ કાયમ રહે છે. એ જ રીતે જ્ઞાનરૂપ સાકાર ઉપયોગ હોય અથવા દર્શનરૂપ નિરાકાર ઉપયોગ હોય; ઘટ-વિષયક જ્ઞાન હોય અથવા પટવિષયક જ્ઞાન હોય; પરંતુ એ બધા ઉપયોગપર્યાયોમાં ચેતના તો કાયમ રહે છે. દ્વ્યણુક અવસ્થા હોય અથવા ત્ર્યણુક આદિ અવસ્થા હોય, પરંતુ એ અનેક અવસ્થાઓમા પણ પુદ્ગલ પોતાનું પુદ્ગલત્વ છોડતું નથી. એ રીતે ધોળાશ છોડી કાળાશ ધારણ કરે, કાળાશ છોડી પીળાશ ધારણ કરે, તો પણ તે બધા વિવિધ પર્યાયોમાં રૂપત્વસ્વભાવ કાયમ રહે છે. એ રીતે દરેક દ્રવ્ય અને એના દરેક ગુણના વિષયમાં ઘટાવી લેવું જોઈએ. [૪૧]

હવે પરિણામના ભેદ તથા આશ્રયવિભાગ કહે છે :

**अनादिरादिमांश्च । ४२ ।**

रूपिष्वादिमान् । ४३ ।

योगोपयोगौ जीवेषु । ४४ ।

તે અનાદિ અને આદિમાન બે પ્રકારના છે.

રૂપી અર્થાત્ પુદ્ગલ દ્રવ્યમાં આદિમાન છે.

જીવોમાં યોગ અને ઉપયોગ આદિમાન છે.

જેના કાળની પૂર્વકોટિ જાણી ન શકાય તે અનાદિ, અને જેના કાળની પૂર્વકોટિ જાણી શકાય તે આદિમાન કહેવાય છે. અનાદિ અને આદિમાન શબ્દનો ઉપરનો અર્થ જે સામાન્ય રીતે સર્વત્ર પ્રસિદ્ધ છે, એને માની લઈને દ્વિવિધ પરિણામના આશ્રયનો વિચાર કરતી વેળાએ એ સિદ્ધાંત સ્થિર થાય છે કે, દ્રવ્ય ગમે તો રૂપી હોય અથવા અરૂપી હોય, દરેકમા અનાદિ અને આદિમાન એવા બે પ્રકારના પરિણામ હોય છે પ્રવાહની અપેક્ષાએ અનાદિ અને વ્યક્તિની અપેક્ષાએ આદિમાન પરિણામ બધામાં સમાનરૂપે ઘટાવી શકાય છે એમ હોવા છતા પણ પ્રસ્તુત સૂત્રોમાં તથા એના ભાષ્ય સુધ્ધામાં ઉક્ત અર્થ સંપૂર્ણ તથા સ્પષ્ટ કેમ નથી કર્યો ? આ પ્રશ્ન ભાષ્યની વૃત્તિમાં વૃત્તિકારે ઉઠાવ્યો છે અને અંતમાં કબૂલ કર્યું છે કે, વસ્તુતઃ બધાં દ્રવ્યોમાં અનાદિ તથા આદિમાન બને પરિણામો હોય છે.

સર્વાર્થસિદ્ધિ આદિ દિગંબરોના વ્યાખ્યાગ્રંથોમાં બંને પ્રકારના પરિણામ હોવાનુ સ્પષ્ટ કથન છે. અને તેનું આ રીતે સમર્થન પણ કર્યું છે કે, દ્રવ્યસામાન્યની અપેક્ષાએ અનાદિ અને પર્યાયવિશેષની અપેક્ષાએ આદિમાન પરિણામ સમજવા જોઈએ.

દિગંબર વ્યાખ્યાકારોએ બેતાળીસથી ચુંવાળીસ સુધીનાં ત્રણ સૂત્રો સૂત્રપાઠમાં ન રાખી "तद्भावः परिणामः" એ સૂત્રની વ્યાખ્યામાં જ પરિણામના ભેદ અને એમના આશ્રયનું કથન જે સંપૂર્ણ રીતે તથા સ્પષ્ટ રીતે કર્યું છે, એથી જાણી શકાય છે કે એમને પણ પરિણામના આશ્રયવિભાગની ચર્ચા કરતાં પ્રસ્તુત સૂત્રોમાં તથા એમના ભાષ્યમાં અર્થની ત્રુટિ કિંવા અસ્પષ્ટતા અવશ્ય માલૂમ પડી હશે. આથી તેઓએ અપૂર્ણાર્થક સૂત્રોને પૂર્ણ કરવા કરતાં પોતાના વક્તવ્યને સ્વતંત્ર રૂપે જ કહેવુ ઉચિત ધાર્યું. ગમે તે હોય. પરંતુ અહીંયાં એક પ્રશ્ન થાય છે કે આટલા સૂક્ષ્મદર્શી અને સંગ્રાહક સૂત્રકારના ધ્યાનમાં એ વાત ન આવી કે જે વૃત્તિકારના ધ્યાનમાં આવી? અથવા સર્વાર્થસિદ્ધિ આદિ વ્યાખ્યાઓમાં પરિણામનો જે આશ્રયવિભાગ સંપૂર્ણ રીતે દેખાય છે, તે શું સૂત્રકારને ન સૂઝ્યો? ભગવાન ઉમાસ્વાતિને માટે આવી બાબતના વિષયમાં ત્રુટિની કલ્પના કરવી યોગ્ય નથી. એના કરતાં તો એમના કથનના તાત્પર્યનું પોતાનું અજ્ઞાન જ કબૂલ કરવુ વધારે યોગ્ય છે. એમ પણ હોઈ શકે છે કે, અનાદિ અને આદિમાન શબ્દના જે અર્થ આજે સર્વત્ર પ્રસિદ્ધ છે અને જે અર્થ વ્યાખ્યાકારોએ લીધા છે, તે સૂત્રકારને ઇષ્ટ ન હોય. શબ્દના અનેક અર્થમાંથી કોઈ એક અર્થ ક્યારેક એટલો પ્રસિદ્ધ થઈ જાય છે અને બીજો અર્થ એટલો અપ્રસિદ્ધ થઈ જાય છે કે, કાળાંતરે તે અપ્રસિદ્ધ અર્થને સાંભળતાં પહેલવહેલાં એ ધ્યાનમાં પણ નથી આવતું કે તે શબ્દનો એવો પણ અર્થ થઈ શકે. એમ દેખાય છે કે અનાદિ અને આદિમાન શબ્દના કાંઈક બીજા જ અર્થો સૂત્રકારના સમયમાં પ્રસિદ્ધ હશે; અને

એ અર્થ એમને વિવક્ષિત હશે. જો આ કલ્પના ઠીક હોય તો કહેવું જોઈએ કે, સૂત્રકારને અનાદિ શબ્દનો 'આગમપ્રમાણગ્રાહ્ય' અને આદિમાન શબ્દનો 'પ્રત્યક્ષગ્રાહ્ય' એવો અર્થ ઇષ્ટ હશે જો આ કલ્પના વાસ્તવિક હોય, તો પરિણામના આશ્રયવિભાગના સંબંધમાં જે કાંઈ ત્રુટિ માલમ પડે છે, તે રહેશે નહિ. તે અર્થ પ્રમાણે સીધો અને સરળ વિભાગ એવો થઈ જાય છે કે, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને જીવાસ્તિકાય એ અરૂપી દ્રવ્યોનો પોતાનો પરિણામ અનાદિ એટલે કે આગમપ્રમાણગ્રાહ્ય છે, અને પુદ્ગલનો પરિણામ આદિમાન અર્થાત્ પ્રત્યક્ષગ્રાહ્ય છે, તથા અરૂપી હોવા છતાં પણ જીવના યોગ–ઉપયોગ પરિણામ આદિમાન અર્થાત્ પ્રત્યક્ષગ્રાહ્ય છે, અર્થાત્ એના શેષ પરિણામ આગમગ્રાહ્ય છે.

## અધ્યાય ૬

જીવ અને અજીવનું નિરૂપણ થઈ ગયું, હવે ક્રમશઃ આસ્રવનું નિરૂપણ આવે છે.

પ્રથમ યોગના વર્ણન દ્વારા આસ્રવનુ સ્વરૂપ કહે છે:

**कायवाङ्मनःकर्म योगः ।१।**

**स आस्रवः ।२।**

**કાય, વચન અને મનની ક્રિયા યોગ છે.**

**તે જ આસ્રવ અર્થાત્ કર્મનો સંબંધ કરાવનાર હોવાથી આસ્રવ કહેવાય છે.**

વીર્યાંતરાયના ક્ષયોપશમ અથવા ક્ષયથી તથા પુદ્ગલોના આલંબનથી થતો આત્મપ્રદેશોનો પરિસ્પંદ – કંપનવ્યાપાર યોગ કહેવાય છે. તેના આલંબનભેદથી ત્રણ ભેદો છે: કાયયોગ, વચનયોગ અને મનોયોગ. ઔદારિકાદિ શરીરવર્ગણાના પુદ્ગલોના આલંબનથી જે યોગ પ્રવર્તમાન થાય છે, તે ‘કાયયોગ’. મતિજ્ઞાનાવરણ, અક્ષરશ્રુતાવરણ આદિ કર્મના ક્ષયોપશમથી આંતરિક વાગ્લબ્ધિ ઉત્પન્ન થતાં વચનવર્ગણાના આલંબનથી

ભાષાપરિણામ તરફ અભિમુખ આત્માનો જે પ્રદેશપરિસ્પંદ થાય છે, તે 'વાગ્યોગ' છે. નોઇંદ્રિય મતિજ્ઞાનાવરણના ક્ષયોપશમરૂપ આંતરિક મનોલબ્ધિ થતા મનોવર્ગણાના આલંબનથી મનઃપરિણામ તરફ આત્માનુ જે પ્રદેશકંપન થાય છે, તે 'મનોયોગ' છે

ઉક્ત ત્રણ પ્રકારના યોગ જ आस्रव કહેવાય છે. યોગને આસ્રવ કહેવાનુ કારણ એ છે કે, યોગ દ્વારા જ આત્મામાં કર્મવર્ગણાનુ 'આસ્રવણ' – કર્મરૂપે સબધ – થાય છે. જેમ જળાશયમા પાણી વહેવડાવનાર નાળાં આદિના મુખ અથવા દ્વાર આસ્રવ – વહનનુ નિમિત્ત હોવાથી આસ્રવ કહેવાય છે, તે જ રીતે કર્માસ્રવનુ નિમિત્ત થવાથી યોગને આસ્રવ કહે છે [૧–૨]

હવે યોગના ભેદ અને એમના કાર્યભેદ કહે છે :

[1]शुभः पुण्यस्य । ३ ।

अशुभः पापस्य । ४ ।

---

૧. ત્રીજા અને ચોથા સૂત્રના સ્થાનમા "शुभ पुण्यस्याऽशुभः पापस्य' એવું એક જ સૂત્ર ત્રીજા સૂત્ર તરીકે દિગંબરીય ગ્રંથોમા છપાયેલુ છે; પરંતુ રાજવાર્તિકમા "तत सूत्रद्वयमनर्थकम्" એવો ઉલ્લેખ પ્રસ્તુત સૂત્રોની ચર્ચામા મળે છે (જૂઓ પૃ ૨૪૮, વાર્તિક ૭ ની ટીકા). આ ઉલ્લેખથી સમજાય છે કે વ્યાખ્યાકારોએ બન્ને સૂત્રોને સાથે લખી એના ઉપર એકી સાથે જ વ્યાખ્યા કરી હશે, અને લખનારાઓ તથા છાપનારાઓ એ સૂત્રપાઠને તથા તેની ટીકાને પણ એક સાથે જ જોઈને, બન્ને સૂત્રોને અલગ અલગ ન માનતાં એક જ સૂત્ર સમજ્યા હશે અને એના ઉપર એક જ સંખ્યા લખી હશે.

**શુભ યોગ પુણ્યનો આસ્રવ અર્થાત્ બંધહેતુ છે. અને અશુભ યોગ પાપનો આસ્રવ છે.**

કાયયોગ આદિ ઉક્ત ત્રણે યોગ શુભ પણ હોય છે અને અશુભ પણ હોય છે. યોગના શુભત્વ અને અશુભત્વનો આધાર ભાવનાની શુભાશુભતા છે. શુભ ઉદ્દેશથી પ્રવૃત્ત યોગ શુભ અને અશુભ ઉદ્દેશથી પ્રવૃત્ત યોગ અશુભ છે. કાર્ય – કર્મબંધની શુભાશુભતા ઉપર યોગની શુભાશુભતા અવલંબિત નથી; કેમકે એમ માનવાથી બધા યોગ અશુભ જ કહેવાશે, કોઈ શુભ કહેવાશે જ નહિ; કેમકે શુભ યોગ પણ આઠમા આદિ [1]ગુણસ્થાનોમાં અશુભ જ્ઞાનાવરણીય આદિ કર્મોના બંધનું કારણ થાય છે.

હિંસા. ચોરી. અબ્રહ્મ આદિ કાયિક વ્યાપાર અશુભ કાયયોગ, અને દયા. દાન, બ્રહ્મચર્યપાલન આદિ શુભ કાયયોગ છે. સત્ય કિન્તુ સાવદ્ય ભાષણ, મિથ્યાભાષણ. કઠોર ભાષણ આદિ અશુભ વાગ્યોગ છે અને નિરવદ્ય સત્ય ભાષણ, મૃદુ તથા સભ્ય આદિ ભાષણ શુભ વાગ્યોગ છે. બીજાના અહિતનું તથા વધનું ચિંતન આદિ કર્મ એ અશુભ મનોયોગ છે અને બીજાની ભલાઈનું ચિંતન તથા એનો ઉત્કર્ષ જોઈને પ્રસન્ન થવું આદિ શુભ મનોયોગ છે.

શુભયોગનું કાર્ય પુણ્યપ્રકૃતિનો બંધ અને અશુભ યોગનું કાર્ય પાપપ્રકૃતિનો બંધ છે, એવું પ્રસ્તુત સૂત્રોનું વિધાન, અપેક્ષાએ સમજવું જોઈએ. કેમકે સંક્લેશ – કષાયની મંદતાના

---

૧. આને માટે જુઓ હિંદી 'કર્મગ્રંથ' ચોથો : "ગુણસ્થાનોમાં બંધવિચાર"; તથા હિંદી 'કર્મગ્રંથ' બીજો.

સમયે થતો યોગ શુભ અને સંક્લેશની તીવ્રતાના સમયે થતો યોગ અશુભ કહેવાય છે. જેમ અશુભયોગના સમયે પ્રથમ આદિ ગુણસ્થાનોમાં જ્ઞાનાવરણીય આદિ બધી પુણ્ય-પાપ પ્રકૃતિઓનો યથાસંભવ બંધ હોય છે, તેમ જ છઠ્ઠા આદિ ગુણસ્થાનોમાં શુભના સમયે પણ બધી પુણ્ય-પાપ પ્રકૃતિઓનો યથાસભવ બધ હોય છે જ. તો પછી શુભયોગનું પુણ્યબંધના કારણરૂપે અને અશુભયોગનુ પાપબધના કારણરૂપે અલગ અલગ વિધાન કેવી રીતે સંગત થઈ શકશે? તેથી પ્રસ્તુત વિધાનને મુખ્યતયા અનુભાગબધની અપેક્ષાએ સમજવુ જોઈએ. શુભયોગની તીવ્રતાના સમયે પુણ્ય પ્રકૃતિઓના અનુભાગ – રસ – ની માત્રા અધિક, અને પાપ પ્રકૃતિઓના અનુભાગની માત્રા હીન નિષ્પન્ન થાય છે, એનાથી ઊલટુ અશુભયોગની તીવ્રતાના સમયે પાપ પ્રકૃતિઓનો અનુભાગબંધ અધિક, અને પુણ્યપ્રકૃતિઓનો અનુભાગ બધ અલ્પ હોય છે એમાં શુભયોગજન્ય પુણ્યાનુભાગની અધિક માત્રાનુ અને અશુભયોગજન્ય પાપાનુભાગની અધિક માત્રાનું પ્રાધાન્ય માનીને સૂત્રોમાં અનુક્રમે શુભયોગને પુણ્યનું અને અશુભયોગને પાપનુ બધકારણ કહ્યો છે; શુભયોગજન્ય પાપાનુભાગની હીન માત્રા અને અશુભયોગજન્ય પુણ્યાનુભાગની હીન માત્રા વિવક્ષિત નથી, કેમકે લોકની માફક શાસ્ત્રમાં પણ [1]પ્રધાનતાથી વ્યવહાર કરવાનો નિયમ પ્રસિદ્ધ છે. [૩-૪]

---

૧. प्राधान्येन व्यपदेशा भवन्ति એ ન્યાય. જેમ, જ્યા બ્રાહ્મણોની પ્રધાનતા હોય અથવા સંખ્યા અધિક હોય, એવું ગામ બીજા વર્ણના લોકો હોય તો પણ, બ્રાહ્મણોનુ ગામ કહેવાય છે

હવે સ્વામીભેદથી યોગના ફલભેદ કહે છે :

**सकषायाकषाययोः साम्परायिकेर्यापथयोः ।५।**

**કષાયસહિત અને કષાયરહિત આત્માનો યોગ અનુક્રમે સાંપરાયિક કર્મ અને ઈર્યાપથ કર્મનો બંધહેતુ — આસ્રવ — થાય છે.**

જેનામાં ક્રોધ, લોભ આદિ કષાયોનો ઉદય હોય તે કષાયસહિત, અને જેનામાં ન હોય તે કષાયરહિત છે. પહેલાથી દશમા ગુણસ્થાન સુધીના બધા જીવો ન્યૂનાધિક પ્રમાણમાં સકષાય છે. અને અગિયારમા આદિ આગળના ગુણસ્થાનવાળા અકષાય છે.

આત્માનો સંપરાય — પરાભવ — કરતું કર્મ સાંપરાયિક કહેવાય છે. જેમ ભીના ચામડા ઉપર હવાથી પડેલી રજ એની સાથે ચોંટી જાય છે, તેમ યોગ દ્વારા આકૃષ્ટ જે કર્મ કષાયોદયના કારણથી આત્માની સાથે સંબદ્ધ થઈને સ્થિતિ પ્રાપ્ત કરે છે, તે કર્મ સાંપરાયિક છે. સૂકી ભીતની ઉપર લાગેલા લાકડાના ગોળાની માફક યોગથી આકૃષ્ટ જે કર્મ કષાયોદય ન હોવાના કારણે આત્માની સાથે લાગીને તરત જ છૂટી જાય છે, તે ઈર્યાપથ કર્મ કહેવાય છે. ઈર્યાપથ કર્મની સ્થિતિ ફક્ત બે સમયની માનવામાં આવે છે.

કષાયોદયવાળો આત્મા કાયયોગ આદિ ત્રણ પ્રકારે શુભ–અશુભ યોગથી જે કર્મ બાંધે છે, તે સાંપરાયિક કહેવાય છે. અર્થાત્ તે કષાયની તીવ્રતા–મંદતા પ્રમાણે અધિક અથવા ઓછી સ્થિતિવાળું થાય છે. અને યથાસંભવ શુભાશુભ વિપાકનું કારણ પણ થાય છે. પરંતુ કષાયમુક્ત આત્મા ત્રણે

પ્રકારના યોગથી જે કર્મ બાંધે છે, તે કષાયના અભાવના કારણે નથી તો વિપાકનું જનક થતું, કે નથી બે સમયથી અધિક સ્થિતિ પ્રાપ્ત કરતું આવા બે સમયની સ્થિતિવાળા કર્મને ઈર્યાપથિક નામ આપવાનું કારણ એ છે કે, તે કર્મ કષાય ન હોવાથી ફક્ત ઈર્યા-ગમનાગમનાદિ પ્રવૃત્તિ દ્વારા બંધાય છે. સારાંશ એ છે કે, ત્રણે પ્રકારના યોગ સમાન હોય છતાં પણ જો કષાય ન હોય, તો ઉપાર્જિત કર્મમાં સ્થિતિ અથવા રસનો બંધ થતો નથી. સ્થિતિ અને રસ બન્નેનું બંધકારણ કષાય જ છે. આથી કષાય જ સંસારની ખરી જડ છે. [૫]

હવે સાંપરાયિક કર્માસ્રવના ભેદ કહે છે:

**अव्रतकषायेन्द्रियक्रियाः पञ्चचतुःपञ्च पञ्चविंशतिसंख्याः पूर्वस्य भेदाः ।६।**

**પૂર્વના અર્થાત્ બેમાંથી સાંપરાયિક કર્માસ્રવના અવ્રત, કષાય, ઇંદ્રિય અને ક્રિયા રૂપ ભેદ છે; તે અનુક્રમે સંખ્યામાં પાંચ, ચાર, પાંચ અને પચીસ છે.**

જે હેતુઓથી સાંપરાયિક કર્મનો બંધ થાય છે, તે સાંપરાયિક કર્મનો આસ્રવ સકષાય જીવોમાં જ હોઈ શકે છે. પ્રસ્તુત સૂત્રમાં જે આસ્રવભેદોનું કથન છે, તે સાંપરાયિક કર્માસ્રવ છે, કેમકે તે કષાયમૂલક છે

હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ એ પાંચ અવ્રત છે; તેમનું વર્ણન અધ્યાય ૭ ના સૂ૦ ૮-૧૨ સુધીમાં છે. ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાય છે; તેમનું વિશેષ સ્વરૂપ અ૦ ૮ સૂ૦ ૧૦ માં છે. સ્પર્શન આદિ પાંચ

ઇંદ્રિયોનું વર્ણન અ૦ ૨ સૂ૦ ૨૦ માં આવી ગયું છે. અહીંયાં ઇંદ્રિયોનો અર્થ એમની રાગદ્વેષયુક્ત પ્રવૃત્તિ છે; કેમકે સ્વરૂપમાત્રથી કોઈ ઇંદ્રિય કર્મબંધનું કારણ થઈ શકતી નથી, અને ઇંદ્રિયોની રાગદ્વેષરહિત પ્રવૃત્તિ પણ કર્મબંધનુ કારણ થઈ શકતી નથી.

પચીસ ક્રિયાઓનાં નામ અને એમનાં લક્ષણ આ પ્રમાણે છે: ૧. 'સમ્યક્ત્વક્રિયા': અર્થાત્ દેવ, ગુરુ અને શાસ્ત્રની પૂજાપ્રતિપત્તિ રૂપ હોઈ સમ્યક્ત્વની પોષક ક્રિયા. ૨. 'મિથ્યાત્વક્રિયા': અર્થાત્ મિથ્યાત્વમોહનીય કર્મના બળથી થતી સરાગદેવની સ્તુતિ–ઉપાસના આદિરૂપ ક્રિયા. ૩. શરીર આદિ દ્વારા જવા આવવા આદિ સકષાય પ્રવૃત્તિ કરવી તે 'પ્રયોગક્રિયા' છે. ૪. ત્યાગી થઈને ભોગવૃત્તિ તરફ ઝૂકવું એ 'સમાદાનક્રિયા' છે. ૫. ઈર્યાપથકર્મના બંધનનું કારણ થયેલી ક્રિયા 'ઈર્યાપથક્રિયા' કહેવાય છે.

૧. દુષ્ટભાવ યુક્ત થઈને પ્રયત્ન કરવો અર્થાત્ કોઈ કામવાસનાને માટે તત્પર થવું એ 'કાયિકી ક્રિયા' છે ૨. હિંસાકારી સાધનોને ગ્રહણ કરવાં એ 'આધિકરણિકી ક્રિયા' છે. ૩. ક્રોધના આવેશથી થતી ક્રિયા 'પ્રાદોષિકી' છે. પ્રાણીઓને સતાવવાની ક્રિયા 'પારિતાપનિકી' કહેવાય છે. ૫. પ્રાણીઓને [1]પ્રાણથી વિખૂટા કરવાની ક્રિયા 'પ્રાણાતિપાતિકી' છે.

૧. રાગવશ થઈ રૂપ જોવાની વૃત્તિ 'દર્શનક્રિયા' છે. ૨. પ્રમાદવશ થઈ સ્પર્શ કરવા લાયક વસ્તુઓના સ્પર્શનો

---

૧. પાંચ ઇંદ્રિયો, મન-વચન-કાયબલ, ઉચ્છ્વાસનિઃશ્વાસ, અને આયુ, એ દશ પ્રાણ છે.

અનુભવ કરવો એ 'સ્પર્શનક્રિયા' છે. ૩. નવાં શસ્ત્રો બનાવવાં તે 'પ્રાત્યયિકી ક્રિયા' છે. ૪. સ્ત્રી, પુરુષ અને પશુઓને જવા-આવવાની જગ્યા ઉપર મળમૂત્રાદિનો ત્યાગ કરવો એ 'સમંતાનુપાતનક્રિયા' છે. ૫. જોયા વિનાની અથવા સાફ કર્યા વિનાની જગ્યા ઉપર શરીર રાખવું એ 'અનાભોગ ક્રિયા' છે.

૧. જે ક્રિયા બીજાને કરવાની હોય તે પોતે કરી લેવી એ 'સ્વહસ્તક્રિયા' છે. ૨. પાપકારી પ્રવૃત્તિને માટે અનુમતિ આપવી તે 'નિસર્ગ ક્રિયા' છે. ૩. બીજાએ જે પાપ-કાર્ય કર્યું હોય એને પ્રકાશિત કરવું એ 'વિદારણ ક્રિયા' છે. ૪. પાલન કરવાની શક્તિ ન હોવાથી શાસ્ત્રોક્ત આજ્ઞાની વિપરીત પ્રરૂપણા કરવી તે 'આજ્ઞાવ્યાપાદિકી' અથવા 'આનયની ક્રિયા' છે ૫. ધૂર્તતા અને આળસથી શાસ્ત્રોક્ત વિધિ કરવાનો અનાદર 'અનવકાંક્ષ ક્રિયા' છે.

૧. ભાંગવા, ફોડવા અને ઘાત કરવામાં સ્વયં રત રહેવું અને બીજાની એવી પ્રવૃત્તિ જોઈને ખુશી થવું, તે 'આરંભ-ક્રિયા' છે. ૨ જે ક્રિયા પરિગ્રહનો નાશ ન થવાને માટે કરવામાં આવે, તે 'પારિગ્રહિકી' ૩. જ્ઞાન, દર્શન આદિના વિષયમાં બીજાને ઠગવા, તે 'માયા ક્રિયા' ૪. મિથ્યાદૃષ્ટિને અનુકૂળ પ્રવૃત્તિ કરવા–કરાવવામાં પડેલા માણસને 'તું ઠીક કરે છે' ઇત્યાદિ કહી, પ્રશંસા આદિ દ્વારા મિથ્યાત્વમાં વધારે દૃઢ કરવો, તે 'મિથ્યાદર્શન ક્રિયા.' ૫. સંયમઘાતી કર્મના પ્રભાવના કારણે પાપવ્યાપારથી નિવૃત્ત ન થવું, એ 'અપ્રત્યાખ્યાન ક્રિયા' છે.

પાચ પાંચ ક્રિયાનું એક એવાં ઉપરનાં પાચ પંચકોમાંથી ફક્ત ઈર્યાપથિકી ક્રિયા સાંપરાયિક કર્મનો આસ્રવ નથી. અહીં

બધી ક્રિયાઓને કષાયપ્રેરિત હોવાના કારણે સાંપરાયિક કર્માસ્રવ કહ્યો છે, તે બાહુલ્યની દૃષ્ટિએ સમજવું. જો કે અવ્રત, ઇંદ્રિયની પ્રવૃત્તિ અને ઉક્ત ક્રિયાઓનું બંધમાં કારણ થવાપણું રાગદ્વેષ ઉપર જ અવલંબિત છે. અને એથી વસ્તુતઃ રાગદ્વેષ (કષાય) જ સાંપરાયિક કર્મનું બંધકારણ છે; તથાપિ કષાયથી અલગ અવ્રત આદિનું બંધકારણરૂપે સૂત્રમાં જે કથન કર્યું છે, તે કષાયજન્ય કઈ કઈ પ્રવૃત્તિ વ્યવહારમાં મુખ્યપણે દેખાય છે, અને સંવરના અભિલાષીએ કઈ કઈ પ્રવૃત્તિને રોકવી જોઈએ અને કોના ઉપર ધ્યાન આપવું જોઈએ એ સમજાવવાને માટે છે. [૬]

હવે બંધકારણ સમાન હોવા છતાં પણ પરિણામભેદથી કર્મબંધમા આવતી વિશેષતા જણાવે છે:

**तीव्रमन्दज्ञाताज्ञातभाववीर्याधिकरणविशेषेभ्यस्तद्विशेषः ।७।**

**તીવ્રભાવ, મંદભાવ, જ્ઞાતભાવ, અજ્ઞાતભાવ, વીર્ય અને અધિકરણના ભેદથી એની એટલે કે કર્મબંધની વિશેષતા થાય છે.**

પ્રાણાતિપાત, ઇંદ્રિયવ્યાપાર અને સમ્યક્ત્વક્રિયા આદિ ઉપરના આસ્રવ (બંધકારણ) સમાન હોવા છતાં પણ તજ્જન્ય કર્મબંધમાં કયા કયા કારણથી વિશેષતા આવે છે, તે આ સૂત્રમા બતાવ્યું છે.

બાહ્ય બંધકારણ સમાન હોવા છતાં પણ પરિણામની તીવ્રતા અને મંદતાના કારણે કર્મબંધ ભિન્નભિન્ન થાય છે. જેમકે એક જ દૃશ્યને જોતી બે વ્યક્તિઓમાંથી મંદ આસક્તિપૂર્વક જોનાર કરતાં તીવ્ર આસક્તિપૂર્વક જોનાર વ્યક્તિ

કર્મને તીવ્ર જ બાંધે છે. ઇરાદાપૂર્વક પ્રવૃત્તિ કરવી એ 'જ્ઞાતભાવ' છે, અને ઇરાદા સિવાય કૃત્ય થઈ જાય એ 'અજ્ઞાતભાવ' છે. જ્ઞાત અને અજ્ઞાત ભાવમાં બાહ્ય વ્યાપાર સમાન હોવા છતાંપણ કર્મબંધમાં ફરક પડે છે. જેમકે, કોઈ એક વ્યક્તિ હરણને હરણ સમજી બાણથી વીંધી નાંખે, અને બીજો કોઈ નિર્જીવ નિશાન ઉપર બાણ તાકતા ભૂલથી હરણને વીંધી નાંખે, આ બેમા ભૂલથી મારનાર કરતાં સમજપૂર્વક મારનારનો કર્મબંધ ઉત્કટ થાય છે.

વીર્ય (શક્તિવિશેષ) પણ કર્મબંધની વિચિત્રતાનુ કારણ થાય છે. જેમ દાન, સેવા આદિ કોઈ શુભ કામ હોય અથવા હિંસા, ચોરી આદિ અશુભ કામ હોય તે બધાં શુભાશુભ કામોને બળવાન મનુષ્ય સહેલાઈથી અને ઉત્સાહથી કરી શકે છે, પણ નબળો માણસ તે જ કામોને મુશ્કેલી તેમ જ ઓછા ઉત્સાહથી કરે છે, માટે જ બળવાન કરતાં નિર્બળનો શુભાશુભ કર્મબંધ મંદ જ હોય છે. જીવ અજીવ રૂપ અધિકરણના અનેક ભેદ કહેવામાં આવશે, એમની વિશેષતાથી પણ કર્મબંધમાં વિશેષતા આવે છે જેમકે હત્યા, ચોરી આદિ અશુભ અને પારકાનું રક્ષણ આદિ શુભ કામ કરતા બે માણસોમાથી એકની પાસે અધિકરણ એટલે કે શસ્ત્ર ઉગ્ર હોય અને બીજાની પાસે સાધારણ હોય, તો સાધારણ શસ્ત્રવાળાના કરતાં ઉગ્ર શસ્ત્રધારીનો કર્મબંધ તીવ્ર થવાનો સભવ છે, કેમકે ઉગ્ર શસ્ત્ર પાસે હોવાથી એનામાં એક પ્રકારનો અધિક આવેશ રહે છે.

જો કે બાહ્ય આસ્રવની સમાનતા હોવા છતાં કર્મબંધમાં જે અસમાનતા આવી જાય છે, એના કારણરૂપે વીર્ય,

અધિકરણ આદિની વિશેષતાનું કથન સૂત્રમાં કર્યું છે; તથાપિ કર્મબંધની વિશેષતાનું ખાસ નિમિત્ત કાષાયિક પરિણામનો તીવ્ર-મંદ-ભાવ જ છે. સજ્ઞાન પ્રવૃત્તિ. અજ્ઞાન પ્રવૃત્તિ, અને શક્તિની વિશેષતાને કર્મબંધની વિશેષતાનું કારણ કહ્યું છે, તે પણ કાષાયિક પરિણામની વિશેષતા દ્વારા જ. આ રીતે કર્મબંધની વિશેષતામાં શસ્ત્રની વિશેષતાના નિમિત્તભાવનું કથન પણ કાષાયિક પરિણામની તીવ્રમંદતા દ્વારા જ સમજવું જોઈએ. [૭]

હવે અધિકરણના બે ભેદ કહે છે:

**अधिकरणं जीवाजीवाः ।८।**

**आद्यं संरम्भसमारम्भारम्भयोगकृतकारितानुमतकषायविशेषैस्त्रिस्त्रिस्त्रिश्चतुश्चैकशः ।९।**

**निर्वर्तनानिक्षेपसंयोगनिसर्गा द्विचतुर्द्वित्रिभेदाः परम् ।१०।**

અધિકરણ, જીવ અને અજીવ રૂપ છે.

આદ્ય – પહેલું જીવરૂપ અધિકરણ ક્રમશઃ સંરંભ, સમારંભ અને આરંભ ભેદથી ત્રણ પ્રકારનું; યોગભેદથી ત્રણ પ્રકારનું; કૃત, કારિત અને અનુમત-ભેદથી ત્રણ પ્રકારનું, તથા કષાયભેદથી ચાર પ્રકારનું છે.

પર અર્થાત્ અજીવાધિકરણ અનુક્રમે બે ભેદ, ચાર ભેદ, બે ભેદ અને ત્રણ ભેદવાળા નિર્વર્તના, નિક્ષેપ, સંયોગ અને નિસર્ગ રૂપ છે.

શુભ, અશુભ બધાં જ કાર્ય જીવ અને અજીવની દ્વારા જ સિદ્ધ થાય છે, એકલો જીવ અથવા એકલું અજીવ કાંઈ કરી શકતાં નથી આથી જીવ અને અજીવ બંને 'અધિકરણ' અર્થાત્ કર્મબંધનુ સાધન, ઉપકરણ અથવા શસ્ત્ર કહેવાય છે. ઉપરનાં બને અધિકરણ દ્રવ્ય અને ભાવરૂપે બે બે પ્રકારનાં છે. જીવ વ્યક્તિ અથવા અજીવ વસ્તુ 'દ્રવ્યાધિકરણ' છે; અને જીવગત કષાય આદિ પરિણામ તથા છરી આદિ નિર્જીવ વસ્તુની તીક્ષ્ણતારૂપ શક્તિ આદિ 'ભાવાધિકરણ' છે. [૮]

સંસારી જીવ શુભ અથવા અશુભ પ્રવૃત્તિ કરતી વેળા એકસો ને આઠ અવસ્થાઓમાંથી કોઈ ને કોઈ અવસ્થામાં અવશ્ય હોય છે, આથી તે અવસ્થાઓ ભાવાધિકરણ છે. જેમકે ક્રોધકૃત કાયસંરભ, માનકૃત કાયસંરંભ, માયાકૃત કાયસંરંભ, અને લોભકૃત કાયસંરંભ એ ચાર, અને એ રીતે કૃતપદના સ્થાનમાં 'કારિત' તથા 'અનુમત'પદ લગાવવાથી ક્રોધકારિત કાયસંરંભ આદિ ચાર તથા ક્રોધઅનુમત કાયસંરભ આદિ ચાર એમ બાર ભેદ થાય છે. એ રીતે કાયના સ્થાનમાં વચન અને મન પદ લગાવવાથી બાર, બાર ભેદ થાય છે; જેમકે, ક્રોધકૃત વચનસંરભ આદિ તથા ક્રોધકૃત મનસંરંભ આદિ. આ છત્રીશ ભેદોમાંથી સંરંભ પદના સ્થાનમાં સમારંભ અને આરંભ પદ મૂકવાથી બીજા પણ છત્રીશ-છત્રીશ ભેદો થાય છે. એ બધાનો સરવાળો કરીએ તો કુલ ૧૦૮ ભેદ થાય.

પ્રમાદી જીવનો હિંસા આદિ કાર્યને માટે પ્રયત્નનો આવેશ 'સરંભ' કહેવાય છે; એ કાર્યને માટે સાધનોને ભેગાં કરવાં એ 'સમારંભ,' અને છેવટે કાર્યને કરવુ એ

'આરંભ' કહેવાય છે. અર્થાત્ કાર્યની સંકલ્પાત્મક સૂક્ષ્મ અવસ્થાથી લઈને એને પ્રગટ રૂપે પૂરું કરી દેવા સુધીમાં જે ત્રણ અવસ્થાઓ થાય છે, તે અનુક્રમે સંરંભ, સમારંભ, અને આરંભ કહેવાય છે. યોગના ત્રણ પ્રકાર પહેલાં કહેલા છે. 'કૃત'નો અર્થ પોતે કરવુ તે, 'કારિત'નો અર્થ બીજા પાસે કરાવવું તે, અને 'અનુમત'નો અર્થ કોઈના કાર્યમાં સંમત થવુ તે, છે. ક્રોધ, માન આદિ ચારે કષાય પ્રસિદ્ધ છે.

જ્યારે કોઈ સંસારી જીવ દાન આદિ શુભ અથવા હિંસા આદિ અશુભ કાર્યની સાથે સંબંધ રાખે છે, ત્યારે તે ક્રોધ અથવા માન આદિ કોઈ કષાયથી પ્રેરિત થાય છે. કષાયપ્રેરિત થઈને પણ તે ક્યારેક તે કામને પોતે કરે છે, અથવા બીજા પાસે કરાવે છે, અથવા બીજાએ કરેલા કામમાં સંમત થાય છે. આ રીતે તે ક્યારેક તે કામને માટે કાયિક, વાચિક અથવા માનસિક સંરભ, સમારભ અથવા આરભથી યુક્ત અવશ્ય થાય છે. [૯]

પરમાણુ આદિ મૂર્ત વસ્તુ, દ્રવ્ય અજીવાધિકરણ છે. જીવની શુભાશુભ પ્રવૃત્તિમાં ઉપયોગી થતું મૂર્ત દ્રવ્ય જે જે અવસ્થામાં વર્તમાન હોય છે, તે બધુ ભાવ અજીવાધિકરણ કહેવાય છે. અહીંયાં આ ભાવ અધિકરણના મુખ્ય ચાર ભેદ બતાવ્યા છે. જેમકે નિર્વર્તના (રચના), નિક્ષેપ (મૂકવુ), સયોગ (એકઠું કરવુ), અને નિસર્ગ (પ્રવર્તાવવું). નિર્વર્તનાના 'મૂલગુણનિર્વર્તના' અને 'ઉત્તરગુણનિર્વર્તના' એવા બે ભેદ છે. પુદ્ગલ દ્રવ્યની જે ઔદારિક આદિ શરીરરૂપ રચના અંતરંગ સાધનરૂપે જીવની શુભાશુભ પ્રવૃત્તિમાં ઉપયોગી થાય છે, તે 'મૂલગુણનિર્વર્તના'; અને પુદ્ગલદ્રવ્યની લાકડી,

પથ્થર આદિરૂપે જે રચના બહિરંગ સાધનરૂપે જીવની શુભાશુભ પ્રવૃત્તિમાં ઉપયોગી થાય છે, તે 'ઉત્તરગુણનિર્વર્તના' છે. નિક્ષેપના 'અપ્રત્યવેક્ષિતનિક્ષેપ,' 'દુષ્પ્રમાર્જિતનિક્ષેપ,' 'સહસાનિક્ષેપ' અને 'અનાભોગનિક્ષેપ' એવા ચાર ભેદ છે. પ્રત્યવેક્ષણ કર્યા વિના જ અર્થાત્ બરાબર જોયા વિના જ કોઈ વસ્તુને ક્યાંય પણ મૂકી દેવી, એ 'અપ્રત્યવેક્ષિત નિક્ષેપ' છે. પ્રત્યવેક્ષણ કરીને પણ સારી રીતે સાફસૂફ કર્યા વિના જ કોઈ વસ્તુને જેમતેમ મૂકી દેવી, તે 'દુષ્પ્રમાર્જિતનિક્ષેપ' છે. પ્રત્યવેક્ષણ અને પ્રમાર્જન કર્યા વિના જ સહસા એટલે કે ઉતાવળથી વસ્તુને મૂકી દેવી, એ 'સહસાનિક્ષેપ' છે. ઉપયોગ સિવાય જ કોઈ વસ્તુને ક્યાંય મૂકી દેવી, તે 'અનાભોગ નિક્ષેપ' છે. 'સંયોગ'ના બે ભેદ છે· અન્ન જળ આદિનું સંયોજન કરવુ તથા વસ્ત્રપાત્ર આદિ ઉપકરણોનુ સંયોજન કરવું, તે અનુક્રમે 'ભક્તપાનસંયોગાધિકરણ,' અને 'ઉપકરણ-સંયોગાધિકરણ' કહેવાય છે શરીરની, વચનની અને મનની પ્રવર્તના અનુક્રમે કાયનિસર્ગ, વચનનિસર્ગ અને મનોનિસર્ગ એ ત્રણરૂપે નિસર્ગ કહેવાય છે. [૧૦]

હવે આઠ પ્રકારોમાથી પ્રત્યેક સાંપરાયિક કર્મના ભિન્ન ભિન્ન બંધહેતુઓનુ કથન કરે છે :

**तत्प्रदोषनिह्नवमात्सर्यान्तरायासादनोपघाता ज्ञान-दर्शनावरणयोः । ११ ।**

**दुःखशोकतापाक्रन्दनवधपरिदेवनान्यात्मपरोभय-स्थान्यसद्वेद्यस्य । १२ ।**

**भूतव्रत्यनुकम्पा दानं सरागसंयमादियोगः क्षान्तिः शौचमिति सद्वेद्यस्य । १३ ।**

केवलिश्रुतसंघधर्मदेवावर्णवादो दर्शनमोहस्य ।१४।

कषायोदयात्तीव्रात्मपरिणामश्चारित्रमोहस्य । १५।

बह्वारम्भपरिग्रहत्वं च नारकस्यायुषः । १६ ।

माया तैर्यग्योनस्य । १७ ।

अल्पारम्भपरिग्रहत्वं स्वभावमार्दवार्जवं च मानुषस्य । १८ ।

निःशीलव्रतत्वं च सर्वेषाम् । १९ ।

सरागसंयमसंयमासंयमाकामनिर्जराबालतपांसि देवस्य । २० ।

योगवक्रता विसंवादनं चाशुभस्य नाम्नः । २१ ।

विपरीतं शुभस्य । २२ ।

दर्शनविशुद्धिर्विनयसंपन्नता शीलव्रतेष्वनतिचारोऽभीक्ष्णं ज्ञानोपयोगसंवेगौ शक्तितस्त्यागतपसी संघसाधुसमाधिवैयावृत्यकरणमर्हदाचार्यबहुश्रुतप्रवचनभक्तिरावश्यकापरिहाणिर्मार्गप्रभावना प्रवचनवत्सलत्वमिति तीर्थकृत्त्वस्य । २३ ।

परात्मनिन्दाप्रशंसे सदसद्गुणाच्छादनोद्भावने च नीचैर्गोत्रस्य । २४ ।

तद्विपर्ययो नीचैर्वृत्त्यनुत्सेकौ चोत्तरस्य । २५ ।

विघ्नकरणमन्तरायस्य । २६ ।

તત્પ્રદોષ, નિહ્નવ, માત્સર, અંતરાય, આસાદન, અને ઉપઘાત, એ જ્ઞાનાવરણકર્મ તથા દર્શનાવરણકર્મના બંધહેતુ – આસ્રવ છે.

પોતાના આત્મામાં, પારકાના આત્મામાં અથવા બંનેના આત્મામાં રહેલાં દુઃખ, શોક, તાપ, આક્રંદન, વધ અને પરિદેવન, એ અસાતવેદનીય કર્મના બંધહેતુ છે.

ભૂતઅનુકંપા, વ્રતીઅનુકંપા, દાન, સરાગસંયમ આદિ યોગ, ક્ષાન્તિ અને શૌચ, એ સાતવેદનીય કર્મના બંધહેતુ છે.

કેવળજ્ઞાની, શ્રુત, સંઘ, ધર્મ અને દેવનો અવર્ણવાદ, એ દર્શનમોહનીય કર્મના બંધહેતુ છે.

કષાયના ઉદયથી થતો તીવ્ર આત્મપરિણામ ચારિત્રમોહનીય કર્મનો બંધહેતુ છે.

બહુ આરંભ અને બહુ પરિગ્રહ, એ નરકાયુના બંધહેતુ છે.

માયા, તિર્યંચાયુષનો બંધહેતુ છે.

અલ્પ આરંભ, અલ્પ પરિગ્રહ, સ્વભાવની મૃદુતા અને સ્વભાવની સરળતા, એ મનુષ્યાયુષના [1]બંધહેતુ છે.

---

૧ આ સૂત્રના સ્થાનમાં દિ૦ ૫૦માં "अल्पारम्भपरिग्रहत्वं मानुषस्य" એવુ સૂત્ર સત્તરમા નંબર ૯૫૨ છે અને બીજુ અઢારમા નંબર ૯૫૨ स्वभावमार्दवं च" એવું સૂત્ર છે. આ બંને સૂત્રો એ પરંપરા પ્રમાણે મનુષ્યઆયુષના આસ્રવપ્રતિપાદક છે.

શીલરહિત અને વ્રતરહિત થવું તથા પૂર્વોક્ત અલ્પ આરંભ આદિ, એ બધાં આયુષોના [1]બંધહેતુ છે.

સરાગસંયમ, સંયમાસંયમ, અકામનિર્જરા અને બાલતપ, એ દેવાયુષના [2]બંધહેતુ છે.

યોગની વક્રતા અને વિસંવાદ, એ અશુભ નામકર્મના બંધહેતુ છે.

એનાથી ઊલટું, અર્થાત્ યોગની અવક્રતા અને અવિસંવાદ, એ શુભ નામકર્મના બંધહેતુ છે.

---

૧. દિ૦ ૫૦ પ્રમાણે આ સૂત્રનો અર્થ એવો છે કે નિઃશીલપણું અને નિર્વ્રતપણુ એ બંને નારક આદિ ત્રણ આયુષના આસ્રવો છે; તેમજ ભોગભૂમિમાં જન્મેલા મનુષ્યોની અપેક્ષાએ નિઃશીલપણ અને નિર્વ્રતપણુ ને દેવઆયુષના પણ આસ્રવો છે. આ અર્થમાં દેવ-આયુષના આસ્રવોનો સમાવેશ થાય છે, જે શ્વેતાંબરીય ભાષ્યમાં વર્ણવવામાં નથી આવ્યા પરન્તુ એ ભાષ્યની વૃત્તિમા વૃત્તિકાર વિચારપૂર્વક ભાષ્યની એ ત્રુટિ જાણી લઈ તેની પૂર્તિ આગમાનુસાર કરી લેવા વિદ્વાનોને સૂચવે છે.

૨. દિગંબરીય પરંપરામાં દેવઆયુષના પ્રસ્તુત સૂત્રમા આ આસ્રવો ઉપરાંત બીજો પણ એક આસ્રવ ગણાવેલ છે, અને તે માટે આ પછી બીજું એક જુદું સૂત્ર "सम्यक्त्वं च" એવું છે. તે પરંપરા પ્રમાણે તે સૂત્રનો અર્થ એમ છે કે, સમ્યક્ત્વ એ સૌધર્મ આદિ કલ્પવાસી દેવોના આયુષનો આસ્રવ છે. શ્વેતાંબરીય પરંપરા પ્રમાણે ભાષ્યમાં એ વાત નથી· છતાં વૃત્તિકારે ભાષ્યવૃત્તિમાં બીજા કેટલાક આસ્રવો ગણાવતા સમ્યક્ત્વને પણ લીધેલ છે.

દર્શનવિશુદ્ધિ, વિનયસંપન્નતા, શીલ અને વ્રતોમાં અત્યંત અપ્રમાદ, જ્ઞાનમાં સતત ઉપયોગ તથા સંવેગ, શક્તિ પ્રમાણે ત્યાગ અને તપ, સંઘ અને સાધુનું સમાધાન તથા વૈયાવૃત્ત્ય કરવાં, અરિહંત, આચાર્ય, બહુશ્રુત તથા પ્રવચનની ભક્તિ કરવી, આવશ્યકક્રિયાઓને ન છોડવી, મોક્ષમાર્ગની પ્રભાવના અને પ્રવચનવાત્સલ્ય, એ તીર્થંકર નામકર્મના બંધહેતુ છે.

પરનિંદા, આત્મપ્રશંસા, સદ્ગુણોનું આચ્છાદન અને અસદ્ગુણોનું પ્રકાશન, એ નીચ ગોત્રના બંધહેતુ છે.

એનાથી ઊલટું, અર્થાત્ પરપ્રશંસા, આત્મનિંદા આદિ તથા નમ્ર વૃત્તિ અને નિરભિમાનતા, એ ઉચ્ચ ગોત્રકર્મના બંધહેતુ છે.

દાનાદિમાં વિઘ્ન નાંખવું તે અંતરાયકર્મનો બંધહેતુ છે.

અહીંથી લઈ અધ્યાયના અંત સુધીમાં દરેક મૂળ કર્મ-પ્રકૃતિના બંધહેતુઓનુ ક્રમશઃ વર્ણન છે. જો કે બધી કર્મ-પ્રકૃતિઓના બંધહેતુ સામાન્ય રૂપે યોગ અને કષાય જ છે, તથાપિ કષાયજન્ય અનેક પ્રકારની પ્રવૃત્તિઓમાંથી કઈ કઈ પ્રવૃત્તિ કયા કયા કર્મના બંધનો હેતુ થઈ શકે છે એ વિભાગપૂર્વક બતાવવુ, એ પ્રસ્તુત પ્રકરણનો ઉદ્દેશ છે.

**જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મના બંધહેતુઓનું સ્વરૂપ:** ૧. જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનનાં સાધનો પ્રત્યે દ્વેષ ધારણ કરવો અર્થાત્ તત્ત્વજ્ઞાનનુ નિરૂપણ થતુ હોય ત્યારે કોઈ પોતાના મનમા જ એ તત્ત્વજ્ઞાન પ્રત્યે, તેના વક્તા પ્રત્યે કે તેનાં સાધનો પ્રત્યે બળ્યા કરે. એ 'તત્પ્રદોષ – જ્ઞાનપ્રદ્વેષ' કહેવાય છે. ૨. કોઈ કાંઈ પૂછે અગર જ્ઞાનનુ કંઈ સાધન માગે, ત્યારે જ્ઞાન અને સાધન પાસે હોવા છતા કલુષિત ભાવે એમ કહેવુ કે, હુ નથી જાણતો, અગર મારી પાસે તે વસ્તુ નથી, તે 'જ્ઞાનનિહ્નવ' છે. ૩. જ્ઞાન અભ્યસ્ત અને પાકું કર્યું હોય, તે દેવા યોગ્ય પણ હોય, છતાં કોઈ તેનો ગ્રાહક અધિકારી મળે ત્યારે તેને ન આપવાની કલુષિત વૃત્તિ, તે 'જ્ઞાનમાત્સર્ય'. ૪. કોઈને જ્ઞાન મેળવવામાં કલુષિત ભાવે અડચણ કરવી, તે 'જ્ઞાનાંતરાય'. ૫. બીજો કોઈ જ્ઞાન આપતો હોય ત્યારે વાણી અને શરીરથી તેનો નિષેધ કરવો, તે 'જ્ઞાનાસાદન'. ૬. કોઈએ વ્યાજબી કહ્યુ હોય છતાં પોતાની અવળી મતિને લીધે અયુક્ત ભાસવાથી તેના દોષો પ્રગટ કરવા, તે 'ઉપઘાત'.

જ્યારે ઉપર જણાવેલા પ્રદ્વેષ નિહ્નવ આદિ, જ્ઞાન, જ્ઞાની કે તેના સાધન આદિ સાથે સંબંધ ધરાવતા હોય, ત્યારે તે જ્ઞાનપ્રદ્વેષ, જ્ઞાનનિહ્નવ રૂપે ઓળખાય છે; અને તે જ પ્રદ્વેષ, નિહ્નવ આદિ, દર્શન (સામાન્ય બોધ), દર્શની અથવા દર્શનના સાધન સાથે સંબંધ ધરાવે, ત્યારે દર્શનપ્રદ્વેષ, દર્શનનિહ્નવ આદિ રૂપે સમજવા.

પ્ર૦—આસાદન અને ઉપઘાતમાં શો ફેર?

ઉ૦—છતે જ્ઞાને તેનો વિનય ન કરવો, બીજા સામે તે ન પ્રકાશવુ, તેના ગુણો ન જણાવવા, એ 'આસાદન' છે; અને

'ઉપઘાત' એટલે જ્ઞાનને જ અજ્ઞાન માની તેને નષ્ટ કરવાનો ઇરાદો રાખવો. આ બે વચ્ચે એટલો તફાવત છે. [૧૧]

**असातवेदनीय कर्मना बंधहेतुओनु स्वरूप**: ૧. બાહ્ય કે આતરિક નિમિત્તથી પીડા થવી, તે 'દુ.ખ'. ૨. કોઈ હિતૈષીનો સંબંધ તૂટતા જે ચિંતા કે ખેદ થાય છે, તે 'શોક.' ૩. અપમાન થવાથી મન કલુષિત થવાને લીધે જે તીવ્ર સંતાપ થાય છે, તે 'તાપ'. ૪. ગદ્ગદ સ્વરે આસુ સારવા સાથે રડવુ, તે 'આક્રંદન' ૫. પ્રાણ લેવો, તે 'વધ'. ૬. વિયોગી પાત્રના ગુણો યાદ આવવાથી ઉત્પન્ન થતું કરુણાજનક રુદન, તે 'પરિદેવન'.

ઉક્ત દુખ આદિ છ અને બીજાં તેના જેવાં તાડન, તર્જન આદિ અનેક નિમિત્તો જ્યારે પોતામા કે બીજાની અંદર કે બંનેમાં ઉત્પન્ન કરવામાં આવે, ત્યારે તે ઉત્પન્ન કરનારને અસાતવેદનીય કર્મના બધહેતુ થાય છે.

પ્ર૦—જો દુઃખ આદિ ઉપર કહેલા નિમિત્તો પોતામાં કે પરમાં ઉત્પન્ન કરવાથી તે અસાતવેદનીય કર્મનાં બધક થતા હોય, તો પછી લોચ, ઉપવાસ, વ્રત અને બીજા તેવા નિયમો દુ.ખકારી હોવાથી તે પણ અસાતવેદનીયના બંધક થવા જોઈએ; અને જો તેમ હોય તો તે વ્રત-નિયમોનું અનુષ્ઠાન કરવાને બદલે તેમનો ત્યાગ જ કરવો કેમ ન ઘટે ?

ઉ૦—ઉક્ત દુઃખ આદિ નિમિત્તો જ્યારે ક્રોધ આદિ આવેશથી ઉત્પન્ન થયેલાં હોય, ત્યારે જ આસ્રવ બને છે; નહિ કે માત્ર સામાન્ય રીતે. ખરા ત્યાગી કે તપસ્વીને ગમે તેવા કઠોર વ્રત નિયમો પાળવા છતા અસાતવેદનીયનો બધ નથી થતો, તેના બે કારણો છે. પહેલું તો એ કે, ખરા

ત્યાગીઓ ગમે તેવું કઠોર વ્રત પાળી દુઃખ વહોરે છે પણ તે ક્રોધ કે બીજી તેવી દુષ્ટ લાગણીથી નહિ પણ સદ્‌વૃત્તિ અને સદ્‌બુદ્ધિથી પ્રેરાઈને જ. તેઓ કઠણ વ્રત લે છે ખરા; પણ ગમે તેવા દુઃખનો પ્રસંગ આવવા છતાં તેમનામાં ક્રોધ, સંતાપાદિ કષાયો ન થતા હોવાથી એ પ્રસંગો તેમને માટે બંધક નથી બનતા. બીજું કારણ એ છે કે, ઘણીવાર તો એવા ત્યાગીઓને કઠોરતમ વ્રતનિયમો પાળવામાં પણ વાસ્તવિક પ્રસન્નતા હોય છે અને તેથી તેવા પ્રસંગોમાં તેમને દુઃખ કે શોક આદિનો સંભવ જ નથી. એ તો જાણીતું છે કે, એકને જે પ્રસંગમાં દુઃખ થાય. તે જ પ્રસંગમાં બીજાને દુઃખ થાય જ એવો નિયમ નથી. તેથી એવાં વિષમ વ્રતો પાળવામાં પણ માનસિક રતિ હોવાથી એમને માટે એ દુઃખરૂપ ન હોતાં સુખરૂપ જ હોય છે.

જેમ કોઈ દયાળુ વૈદ્ય વાઢકાપથી કોઈને દુઃખ અનુભવાવવામાં નિમિત્ત થવા છતાં તે કરુણાવૃત્તિથી પ્રેરાયેલો હોવાને લીધે પાપભાગી નથી થતો, તેમ સાંસારિક દુઃખ દૂર કરવા તેના ઉપાયોને પ્રસન્નતાપૂર્વક અજમાવતો ત્યાગી પણ સદ્‌વૃત્તિને લીધે પાપબંધક નથી થતો. [૧૨]

सातवेदनीय कर्मना बंधहेतुओनुं स्वरूप : ૧. પ્રાણીમાત્ર ઉપર અનુકંપા કરવી, તે 'ભૂતાનુકંપા' (બીજાના દુઃખને પોતાનુ માનવાથી થતી લાગણી તે 'અનુકંપા'). ૨. 'વ્રત્યનુકંપા' એટલે અલ્પાંશે વ્રતધારી ગૃહસ્થ અને સર્વાંશે વ્રતધારી ત્યાગી એ બંને ઉપર વિશેષ પ્રકારે અનુકંપા કરવી તે. ૩. પોતાની વસ્તુનુ બીજા માટે નમ્રપણે અર્પણ કરવુ, તે 'દાન'. ૪. 'સરાગસંયમાદિ યોગ' એટલે સરાગસંયમ,

સંયમાસંયમ, અકામનિર્જરા અને બાલતપ, એ બધામાં યથોચિત ધ્યાન આપવું તે. [સંસારની કારણરૂપ તૃષ્ણાને દૂર કરવા તત્પર થઈ સંયમ સ્વીકાર્યા છતાં પણ જ્યારે મનમાં રાગના સંસ્કારો ક્ષીણ થયા હોતા નથી, ત્યારે તે સંયમ 'સરાગસંયમ' કહેવાય છે. થોડો સંયમ સ્વીકારવો તે 'સંયમાસંયમ'. સ્વેચ્છાથી નહિ પણ પરતંત્રપણે કરવામાં આવતો ભોગોનો ત્યાગ, તે 'અકામનિર્જરા.' બાલ એટલે યથાર્થ જ્ઞાન વિનાના મિથ્યાદષ્ટિવાળાઓનું જે અગ્નિપ્રવેશ, જળપતન, છાણભક્ષણ, અનશન વગેરે તપ, તે 'બાલતપ.'] ૫. 'ક્ષાંતિ' એટલે ધર્મદષ્ટિથી ક્રોધાદિ દોષનું શમન ૬. લોભ-વૃત્તિ અને તેના જેવા દોષોનું શમન, તે 'શૌચ'. [૧૩]

दर्शनमोहनीय कर्मना बंधहेतुओनुं स्वरूप : ૧. 'કેવળીનો અવર્ણવાદ' એટલે દુર્બુદ્ધિથી કેવળીના અસત્ય દોષોને પ્રગટ કરવા તે. જેમકે, સર્વજ્ઞપણાના સંભવનો સ્વીકાર ન કરવો અને એમ કહેવું કે સર્વજ્ઞ છતાં તેમણે મોક્ષના સરલ ઉપાયો ન બતાવતાં ન આચરી શકાય તેવા દુર્ગમ ઉપાયો શા માટે બતાવ્યા? ઇત્યાદિ. ૨. 'શ્રુતનો અવર્ણવાદ' એટલે શાસ્ત્રના ખોટા દોષો દ્વેષબુદ્ધિથી વર્ણવવા તે. જેમકે, એમ કહેવું કે, આ શાસ્ત્ર અભણ લોકોની પ્રાકૃતભાષામાં કે પંડિતોની જટિલ સંસ્કૃત આદિ ભાષામાં રચાયેલું હોવાથી તુચ્છ છે, અથવા આમાં વિવિધ વ્રતો, નિયમો અને પ્રાયશ્ચિત્ત વગેરેનું જ નકામું તેમજ કંટાળા-ભરેલું વર્ણન છે વગેરે ૩. સાધુ, સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકા રૂપ ચાર પ્રકારના સંઘના મિથ્યા દોષો પ્રગટ કરવા તે 'સંઘઅવર્ણવાદ.' જેમકે, એમ કહેવું કે, સાધુઓ વ્રતનિયમ

આદિમાં નકામો ક્લેશ વેઠે છે, સાધુપણું સંભવતું જ નથી, અને તેનું કશું સારું પરિણામ પણ નથી; શ્રાવકો માટે એમ કહેવું કે. તેઓ સ્નાન, દાન વગેરે શિષ્ટ પ્રવૃત્તિ નથી કરતા, પવિત્રતામાં નથી માનતા ઇત્યાદિ. ૪. 'ધર્મનો અવર્ણવાદ' એટલે અહિંસા વગેરે મહાન ધર્મોના ખોટા દોષો બતાવવા તે. જેમકે, એમ કહેવુ કે, ધર્મ ક્યાં પ્રત્યક્ષ દેખાય છે? અને જે પ્રત્યક્ષ ન દેખાય તેનું અસ્તિત્વ કેમ સંભવે? તથા એમ કહેવું કે અહિંસાથી મનુષ્યજાતિનું કે રાષ્ટ્રનું પતન થયુ ઇત્યાદિ ૫. 'દેવોનો અવર્ણવાદ' એટલે તેમની નિંદા કરવી તે. જેમકે, એમ કહેવું કે, દેવો નથી જ અને હોય તો નકામા જ છે, કારણ કે તેઓ શક્તિશાળી હોવા છતાં શા માટે અહીં આવી આપણને મદદ નથી કરતા, કે પોતાના સંબંધીઓનું દુઃખ દૂર નથી કરતા? વગેરે. [૧૪]

चारित्रमोहनीय कर्मना बंधहेतुओनुं स्वरूप : ૧. પોતે કષાય કરવા અને બીજામાં પણ કષાય પ્રગટાવવા તથા કષાયને વશ થઈ અનેક તુચ્છ પ્રવૃત્તિઓ કરવી, તે કષાયમોહનીય કર્મના બંધનું કારણ છે. ૨. સત્યધર્મનો ઉપહાસ કરવો, ગરીબ કે દીન માણસની મશ્કરી કરવી, ઠઠ્ઠાબાજીની ટેવ રાખવી વગેરે હાસ્યની વૃત્તિઓ. હાસ્યમોહનીય કર્મના બંધનું કારણ છે. ૩. વિવિધ ક્રીડાઓમાં પરાયણ રહેવું. વ્રતનિયમ આદિ યોગ્ય અંકુશોમાં અણગમો રાખવો વગેરે રતિમોહનીયના આસ્રવ છે. ૪. બીજાઓને બેચેની ઉપજાવવી, કોઈના આરામમાં ખલેલ નાંખવી, હલકા જનની સોબત કરવી વગેરે અરતિમોહનીયના આસ્રવ છે. ૫. પોતે શોકાતુર રહેવું અને બીજાની શોકવૃત્તિને ઉત્તેજવી વગેરે શોકમોહનીયના આસ્રવ છે. ૬. પોતે ડરવું

અને બીજાને ડરાવવા, એ ભયમોહનીયના આસ્રવ છે. ૭. હિતકર ક્રિયા અને હિતકર આચારની ઘૃણા કરવી વગેરે જુગુપ્સામોહનીયના આસ્રવ છે. ૮-૧૦. ઠગવાની ટેવ, પરદોષ-દર્શન વગેરે, સ્ત્રીવેદના આસ્રવ છે. સ્ત્રીજાતિને યોગ્ય, પુરુષ-જાતિને યોગ્ય અને નપુંસકજાતિને યોગ્ય સંસ્કારો કેળવવા, તે અનુક્રમે સ્ત્રી, પુરુષ અને નપુંસકવેદના આસ્રવ છે. [૧૫]

नारक आयुषकर्मना बंधहेतुओनुं स्वरूप: ૧. પ્રાણીઓને દુઃખ થાય તેવી કષાયપૂર્વક પ્રવૃત્તિ કરવી, તે 'આરંભ'. ૨. આ વસ્તુ મારી છે અને હુ આનો માલિક છુ એવો સંકલ્પ રાખવો, તે 'પરિગ્રહ' જ્યારે આરંભ અને પરિગ્રહવૃત્તિ બહુ જ તીવ્ર હોય અને હિંસાદિ ક્રૂર કામોમાં સતત પ્રવૃત્તિ થાય, બીજાના ધનનુ અપહરણ કરવામાં આવે, તથા ભોગોમાં અત્યંત આસક્તિ રહે, ત્યારે તે નારકઆયુષના આસ્રવ થાય છે. [૧૬]

तिर्यंच आयुषकर्मना बंधहेतुओनुं स्वरूप: છળપ્રપંચ કરવો કે કુટિલ ભાવ રાખવો તે 'માયા'. જેમકે, ધર્મતત્ત્વના ઉપદેશમાં ધર્મને નામે ખોટું તત્ત્વ મેળવી તેનો સ્વાર્થબુદ્ધિથી પ્રચાર કરવો અને જીવનને શીલથી દૂર રાખવુ વગેરે માયા છે. તે તિર્યંચઆયુષનો આસ્રવ છે. [૧૭]

मनुष्य आयुषकर्मना बंधहेतुओनु स्वरूप: આરંભવૃત્તિ અને પરિગ્રહબુદ્ધિ ઓછી રાખવી, સ્વભાવથી જ અર્થાત્ વગર કહ્યે મૃદુતા અને સરળતા હોવી, એ મનુષ્યઆયુષના આસ્રવો છે. [૧૮]

નારક, તિર્યંચ, મનુષ્ય એ ત્રણે આયુષના જુદા જુદા બંધહેતુઓ જે પહેલાં કહેવામાં આવ્યા છે, તે ઉપરાંત એ

ત્રણે આયુષના સામાન્ય બંધહેતુ પણ છે અને તેનું જ પ્રસ્તુત સૂત્રમાં કથન છે. તે બંધહેતુ નિઃશીલપણું અને નિર્વ્રતપણું છે. ૧. અહિંસા, સત્ય આદિ પાંચ પ્રધાન નિયમો 'વ્રત' કહેવાય છે. ૨. એ વ્રતોની પુષ્ટિ માટે જ પાળવામાં આવતાં બીજા ઉપવ્રતો જેમકે–ત્રણ ગુણવ્રત, અને ચાર શિક્ષાવ્રત તે 'શીલ' કહેવાય છે. એ જ રીતે ઉક્ત વ્રતોને પાળવા માટે જ ક્રોધ, લોભ આદિનો ત્યાગ એ પણ શીલ કહેવાય છે.

વ્રત અને શીલનુ ન હોવુ એ 'નિર્વ્રતપણું' અને 'નિઃશીલપણું' છે. [૧૯]

देव आयुषकर्मना बंधहेतुओनु स्वरूप : ૧. હિંસા, અસત્ય, ચોરી આદિ મહાન દોષોથી વિરમવારૂપ સંયમ લીધા છતાં જ્યારે કષાયના કાંઈક અંશો બાકી હોય, ત્યારે તે 'સરાગ-સંયમ' કહેવાય છે. ૨. હિંસાવિરતિ આદિ વ્રતો જ્યારે અલ્પાંશે લેવાય, ત્યારે તે 'સંયમાસંયમ' કહેવાય છે. ૩. પરાધીનપણે અગર અનુસરણ ખાતર જે અહિતકર પ્રવૃત્તિનો કે આહાર આદિનો ત્યાગ, તે 'અકામનિર્જરા' કહેવાય છે. અને ૪. બાલભાવે એટલે વિવેક વિના જ જે અગ્નિપ્રવેશ, જલપ્રવેશ, પર્વતપ્રપાત, વિષભક્ષણ, અનશન આદિ દેહદમન કરવું, તે 'બાલતપ' કહેવાય છે. [૨૦]

अशुभ अने शुभ नामकर्मना बंधहेतुओनुं स्वरूप : ૧. 'યોગવક્રતા' એટલે મન, વચન અને કાયાની કુટિલતા. કુટિલતા એટલે ચિંતવવું કંઈ, બોલવું કંઈ, અને કરવુ કંઈ તે. ૨. 'વિસંવાદન' એટલે અન્યથા પ્રવૃત્તિ કરાવવી અગર બે સ્નેહીઓ વચ્ચે ભેદ પડાવવો. આ બે અશુભ નામકર્મના આસ્રવો છે.

પ્ર૦—આ બેમાં તફાવત શો ?

ઉ૦—સ્વપરને આશ્રી તફાવત ઘટાવવો. પોતાના જ વિષયમાં મન, વચન, કાયાની પ્રવૃત્તિ જુદી પડતી હોય, ત્યારે તે 'યોગવક્રતા' કહેવાય. અને બીજાના વિષયમાં તેમ થતું હોય, ત્યારે તે 'વિસંવાદન' કહેવાય; જેમકે, કોઈ સારે માર્ગે જતો હોય, તેને ઊલટું સમજાવી 'એમ નહિ પણ આમ' એમ કહી આડે રસ્તે દોરવો.

ઉપર કહ્યું તેથી ઊલટું, એટલે મન, વચન અને કાયાની 'સરલતા' (પ્રવૃત્તિની એકરૂપતા), અને 'સંવાદન' એટલે બે વચ્ચે ભેદ દૂર કરી એકતા કરાવવી, કે આડે રસ્તે જતાને સારે રસ્તે ચડાવવો, તે બંને શુભ નામકર્મના આસ્રવો છે. [૨૧–૨૨]

तीर्थंकर नामकर्मना बंधहेतुओनुं स्वरूप : ૧. 'દર્શનવિશુદ્ધિ' એટલે વીતરાગે કહેલાં તત્ત્વો ઉપર નિર્મળ અને દૃઢ રુચિ. ૨. 'વિનયસંપન્નતા' એટલે જ્ઞાનાદિ મોક્ષમાર્ગ અને તેનાં સાધનો પ્રત્યે યોગ્ય રીતે બહુમાન રાખવું તે. ૩. અહિંસા, સત્યાદિ મૂળગુણરૂપ વ્રતો અને તે વ્રતોના પાલનમાં ઉપયોગી એવા અભિગ્રહ આદિ બીજા નિયમો તે 'શીલ,' એ બંનેના પાલનમાં જરા પણ પ્રમાદ ન કરવો એ 'શીલવ્રતાનતિચાર' છે. ૪. તત્ત્વ વિષેના જ્ઞાનમાં સદા જાગરિત રહેવું તે 'અભીક્ષ્ણ જ્ઞાનોપયોગ.' ૫ સાંસારિક ભોગો જે ખરી રીતે સુખને બદલે દુઃખનાં જ સાધનો બને છે, તેમનાથી ડરતા રહેવું, એટલે તેમની લાલચમાં કદી ન પડવું એ 'અભીક્ષ્ણ સંવેગ.' ૬. જરા પણ શક્તિ છુપાવ્યા સિવાય આહારદાન,

અભયદાન, જ્ઞાનદાન વગેરે દાનો વિવેકપૂર્વક કરવાં, તે 'યથાશક્તિ ત્યાગ.' ૭. જરાયે શક્તિ છુપાવ્યા સિવાય વિવેકપૂર્વક દરેક જાતની સહનશીલતા કેળવવી, તે 'યથાશક્તિ તપ.' ૮. ચતુર્વિધ સંઘ અને વિશેષે કરી સાધુને સમાધિ પહોંચાડવી અર્થાત્ તે સ્વસ્થ રહે તેમ કરવુ, એ 'સંઘસાધુસમાધિકરણ.' ૯. કોઈ પણ ગુણી મુશ્કેલીમાં આવી પડે, ત્યારે યોગ્ય રીતે તેમની મુશ્કેલી દૂર કરવા પ્રયત્ન કરવો, તે 'વૈયાવૃત્યકરણ.' ૧૦, ૧૧, ૧૨, ૧૩. અરિહંત, આચાર્ય, બહુશ્રુત અને શાસ્ત્ર એ ચારેમાં શુદ્ધ નિષ્ઠાથી અનુરાગ રાખવો, તે 'અરિહંત-આચાર્ય-બહુશ્રુત-પ્રવચન-ભક્તિ.' ૧૪. સામાયિક આદિ છ આવશ્યકોનુ અનુષ્ઠાન ભાવથી ન છોડવુ, તે 'આવશ્યકાપરિહાણિ.' ૧૫. અભિમાન છોડી, જ્ઞાનાદિ મોક્ષમાર્ગને જીવનમાં ઉતારી, અને બીજાને તેનો ઉપદેશ આપી તેનો પ્રભાવ વધારવો, તે 'માર્ગપ્રભાવના.' ૧૬. વાછરડા ઉપર ગાય રાખે છે તેમ સાધર્મિક ઉપર નિષ્કામ સ્નેહ રાખવો, તે 'પ્રવચનવાત્સલ્ય.' [૨૩]

नीच गोत्रकर्मना आस्रवोनुं स्वरूप : ૧. બીજાની નિંદા કરવી, તે 'પરનિંદા.' ('નિંદા' એટલે સાચા કે ખોટા દોષોને દુર્બુદ્ધિથી પ્રગટ કરવાની વૃત્તિ). ૨. પોતાની બડાઈ હાંકવી તે 'આત્મપ્રશંસા.' (સાચા કે ખોટા ગુણોને પ્રગટ કરવાની વૃત્તિ તે 'પ્રશંસા). ૩. બીજામાં ગુણો હોય તેમને ઢાંકવા, અને તેમને કહેવાનો પ્રસંગ આવવા છતાં દ્વેષથી તેમને ન કહેવા, તે પરના 'સદ્ગુણનું આચ્છાદન' અને ૪. પોતામાં ગુણો ન હોય છતાં તેમનું પ્રદર્શન કરવું, તે પોતાના 'અસદ્ગુણોનુ ઉદ્ભાવન.' [૨૪]

उच्च गोत्रकर्मना आस्रवोनुं स्वरूप : ૧. પોતાના દોષો જોવા, તે 'આત્મનિંદા' ૨. બીજાના ગુણો જોવા, તે 'પરપ્રશંસા.' ૩. પોતાના દુર્ગુણોને પ્રગટ કરવા, તે 'અસદ્-ગુણોદ્‌ભાવન.' ૪. પોતાના છતા ગુણોને ઢાંકવા, તે 'સ્વગુણા-ચ્છાદન.' ૫. પૂજ્ય વ્યક્તિઓ પ્રત્યે નમ્ર વૃત્તિ ધારણ કરવી, તે 'નમ્રવૃત્તિ' અને ૬. જ્ઞાન, સંપત્તિ આદિમાં બીજાથી ચઢિયાતાપણુ હોવા છતાં તેમને કારણે ગર્વ ધારણ ન કરવો, તે 'અનુત્સેક.' [૨૫]

अंतराय कर्मना आस्रवोनु स्वरूप : કોઈને દાન કરતાં, કોઈને કાંઈ મેળવતા, કે કોઈના ભોગ, ઉપભોગ આદિમાં અડચણ નાખવી કે તેવી વૃત્તિ રાખવી, તે 'વિઘ્નકરણ.'

અગિયારમાથી છવ્વીસમા સૂત્ર સુધીમા સાંપરાયિક કર્મની દરેક મૂળ પ્રકૃતિના જે જુદાજુદા આસ્રવો કહેવામાં આવ્યા છે, તે ઉપલક્ષણ માત્ર છે, એટલે દરેક મૂળ પ્રકૃતિના ગણાવેલ આસ્રવો ઉપરાંત બીજા પણ તેના જેવા, તે તે પ્રકૃતિના આસ્રવો, નહિ કહ્યા છતાં પોતે જ સમજી લેવા. જેમકે આલસ્ય, પ્રમાદ, મિથ્યોપદેશ વગેરે જ્ઞાનાવરણીય કે દર્શનાવરણીયના આસ્રવો નથી ગણાવ્યા, છતા તેમના આસ્રવોમાં તે પણ ગણવા જોઈએ. તેમ જ વધ, બંધન, તાડન આદિ તથા અશુભ પ્રયોગ વગેરે અસાતવેદનીયના આસ્રવોમાં નથી ગણાવ્યા, છતાં તે પણ તેના આસ્રવો સમજવા.

પ્ર૦—દરેક મૂળ પ્રકૃતિના આસ્રવો જુદાજુદા કહેવામાં આવ્યા છે તે ઉપરથી પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે, શુ જ્ઞાનપ્રદોષાદિ ગણાવેલ આસ્રવો માત્ર જ્ઞાનાવરણીયાદિ કર્મના જ બંધક છે, કે જ્ઞાનાવરણીયાદિ ઉપરાંત અન્ય કર્મના પણ બંધક છે? જો

એક કર્મપ્રકૃતિના આસ્રવો અન્ય કર્મપ્રકૃતિના પણ બંધક હોય, તો પ્રકૃતિવાર જુદાજુદા આસ્રવોનું વર્ણન કરવું નકામું છે, કારણ કે એક કર્મપ્રકૃતિના આસ્રવો પણ અન્ય કર્મપ્રકૃતિના આસ્રવો છે જ. અને જો કોઈ એક કર્મપ્રકૃતિના ગણાવેલ આસ્રવો માત્ર તે જ કર્મપ્રકૃતિના આસ્રવો છે, બીજીના નહિ, એમ માનવામાં આવે, તો શાસ્ત્રનિયમમાં વિરોધ આવે છે. શાસ્ત્રનિયમ એવો છે કે, સામાન્ય રીતે આયુષને છોડી સાતે કર્મપ્રકૃતિઓનો બંધ એક સાથે થાય છે. આ નિયમ પ્રમાણે જ્યારે જ્ઞાનાવરણીયનો બંધ થતો હોય. ત્યારે બીજી વેદનીય આદિ છ પ્રકૃતિઓનો બંધ પણ થાય છે એમ માનવું પડે છે. આસ્રવ તો એક સમયે એક એક કર્મપ્રકૃતિનો જ થાય છે, પરંતુ બંધ તો તે કર્મપ્રકૃતિ ઉપરાંત બીજી પણ અવિરોધી કર્મપ્રકૃતિઓનો થાય છે. એટલે અમુક આસ્રવો અમુક પ્રકૃતિના જ બંધક છે એ પક્ષ, શાસ્ત્રીય નિયમથી બાધિત થાય છે. એટલે પ્રકૃતિવાર આસ્રવોના વિભાગ કરવાનો અર્થ શો?

ઉ૦–અહીં જે આસ્રવોનો વિભાગ દર્શાવવામાં આવ્યો છે, તે અનુભાગ અર્થાત્ રસબંધને ઉદ્દેશીને સમજવો જોઈએ; એટલે કે કોઈ પણ એક કર્મપ્રકૃતિના આસ્રવના સેવન વખતે તે કર્મ ઉપરાંત બીજી પણ કર્મપ્રકૃતિઓનો બંધ થાય છે એ શાસ્ત્રીય નિયમ ફક્ત પ્રદેશબંધમાં ઘટાવવો; અનુભાગબંધમાં નહિ. સારાંશ એ છે કે, આસ્રવોનો વિભાગ એ પ્રદેશબંધની અપેક્ષાએ નહિ, પણ અનુભાગબંધની અપેક્ષાએ છે, તેથી એક સાથે અનેક કર્મપ્રકૃતિઓનો પ્રદેશબંધ માનવાને લીધે પૂર્વોક્ત શાસ્ત્રીય નિયમમાં અડચણ નથી આવતી; અને

પ્રકૃતિવાર ગણાવેલા આસ્રવો, માત્ર તે તે કર્મપ્રકૃતિના અનુભાગબંધમાં જ નિમિત્ત હોવાથી, અહીં કરવામાં આવેલો આસ્રવોનો વિભાગ પણ બાધિત થતો નથી.

આ રીતે વ્યવસ્થા કરવાથી પૂર્વોક્ત શાસ્ત્રીય નિયમ અને પ્રસ્તુત આસ્રવોનો વિભાગ બન્ને અબાધિત રહે છે; તેમ છતાં એટલું વિશેષ સમજી લેવું જોઈએ કે, અનુભાગબંધને આશ્રી આસ્રવના વિભાગનું જે સમર્થન કરવામા આવે છે, તે પણ મુખ્યપણાની અપેક્ષાએ સમજવુ, અર્થાત્ જ્ઞાનપ્રદોષ આદિ આસ્રવોના સેવન વખતે જ્ઞાનાવરણીયના અનુભાગનો બંધ મુખ્યપણે થાય છે અને તે વખતે બંધાતી ઇતર કર્મ-પ્રકૃતિઓના અનુભાગનો ગૌણપણે બંધ થાય છે એટલું જ સમજવુ જોઈએ. એમ તો નથી જ માની શકાતુ કે એક સમયે એક કર્મપ્રકૃતિના જ અનુભાગનો બંધ થાય છે અને બીજી કર્મપ્રકૃતિઓના અનુભાગનો બંધ થતો નથી, કારણ કે જે સમયે જેટલી કર્મપ્રકૃતિઓનો પ્રદેશબંધ યોગ દ્વારા સંભવે છે, તે જ સમયે કષાય દ્વારા તેટલી પ્રકૃતિઓનો અનુભાગબંધ પણ સંભવે છે. તેથી મુખ્યપણે અનુભાગબંધની અપેક્ષા સિવાય આસ્રવના વિભાગનું સમર્થન બીજી રીતે ધ્યાનમાં નથી આવતુ. [૨૬]

# અધ્યાય ૭

સાતવેદનીયના આસ્રવોમાં વ્રતી ઉપર અનુકંપા અને દાન એ બે ગણવામાં આવ્યાં છે; તેમનો વધારે ખુલાસો કરવાનો પ્રસંગ લઈ, જૈનપરંપરામાં મહત્ત્વ ધરાવતાં વ્રત અને દાન બંનેનું સવિશેષ નિરૂપણ આ અધ્યાયમાં કરવામાં આવે છે.

પ્રથમ વ્રતનું સ્વરૂપ કહે છે:

**हिंसानृतस्तेयाब्रह्मपरिग्रहेभ्यो विरतिर्व्रतम् । १ ।**

**હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહથી (મન, વચન, કાયા વડે) નિવૃત્ત થવું તે વ્રત.**

હિંસા, અસત્ય આદિ દોષોનું સ્વરૂપ આગળ કહેવામાં આવશે. દોષોને સમજી, તેમનો ત્યાગ સ્વીકારી પછી તે દોષો ન સેવવા એ જ 'વ્રત' છે,

અહિંસા એ બીજાં વ્રતો કરતાં પ્રધાન હોવાથી તેનું સ્થાન પહેલું છે પાકની રક્ષા માટે વાડની જેમ, બીજાં બધાં વ્રતો અહિંસાની રક્ષા માટે હોવાથી, તેની પ્રધાનતા માનવામાં આવે છે.

વ્રતમાં નિવૃત્તિ અને પ્રવૃત્તિ એ બે અંશ હોય છે, તે બન્ને હોય તો જ વ્રત પૂર્ણતા પામે છે. સત્કાર્યમાં પ્રવૃત્ત થવાનું વ્રત એટલે તેનાં વિરોધી અસત્કાર્યોમાંથી પ્રથમ નિવૃત્ત થવુ જોઈએ, એ આપોઆપ પ્રાપ્ત થાય છે. અને અસત્કાર્યોથી નિવૃત્ત થવાનુ વ્રત એટલે તેના વિરોધી સત્કાર્યોમાં મન, વચન, કાયાને પ્રવર્તાવવાનુ આપોઆપ પ્રાપ્ત થાય છે. તેથી આ સ્થળે જો કે દેખીતી રીતે દોષની નિવૃત્તિને વ્રત કહેવામાં આવ્યુ છે, છતા તેમાં સત્પ્રવૃત્તિનો અંશ આવી જ જાય છે. એટલે વ્રત એ માત્ર નિષ્ક્રિયતા નથી, એમ સમજવુ જોઈએ.

પ્ર૦—રાત્રિભોજનવિરમણ એ વ્રત તરીકે પ્રસિદ્ધ છે, તો પછી અહી સૂત્રમાં તેને કહેવામાં કેમ નથી આવ્યુ?

ઉ૦—રાત્રિભોજનવિરમણ એ જુદા વ્રત તરીકે ઘણા કાળ થયાં પ્રસિદ્ધ છે, પણ ખરી રીતે એ મૂળ વ્રત નથી. એ તો મૂળ વ્રતમાંથી નિષ્પન્ન થતુ એક આવશ્યક વ્રત છે એવાં બીજા પણ ઘણાં વ્રતો છે અને કલ્પી શકાય; છતાં અહી તો મૂળ વ્રતનુ જ નિરૂપણ કરવાનુ હોવાથી ફક્ત તેમનુ વર્ણન છે. તેમાંથી નિષ્પન્ન થતાં બીજા અવાંતર વ્રતો મૂળ વ્રતના વ્યાપક નિરૂપણમાં આવી જ જાય છે. રાત્રિભોજનવિરમણ એ અહિંસાવ્રતમાંથી નિષ્પન્ન થતાં અનેક વ્રતોમાંનું એક વ્રત છે.

પ્ર૦—અંધારામાં ન જોઈ શકાયાથી થતા જતુનાશને લીધે અને દીવો કરવા જતાં તેમાંથી થતા વિવિધ આરંભને લીધે રાત્રિભોજનના વિરમણને અહિંસાવ્રતનુ અંગ માનવામાં આવે છે, પણ અહી પ્રશ્ન થાય છે કે, અંધારું પણ ન હોય અને દીવામાંથી નીપજતા આરંભનો પ્રસંગ પણ ન

હોય, એવા શીતપ્રધાન દેશમાં તથા વીજળીના દીવા આદિની સગવડ હોય ત્યાં રાત્રિભોજન અને દિવાભોજન એ બેમાં હિંસાની દૃષ્ટિએ તફાવત શો ?

ઉ૦—ઉષ્ણપ્રધાન દેશ અને પ્રાચીન ઢબના દીવા આદિની વ્યવસ્થામા દેખાતી સ્પષ્ટ હિંસાની દૃષ્ટિએ જ રાત્રિ-ભોજનને દિવસભોજન કરતાં વિશેષ હિંસાવાળુ કહેવામાં આવ્યું છે, એ વાતનો સ્વીકાર કર્યા છતાં, અને કોઈ ખાસ પરિસ્થિતિમાં દિવસ કરતાં રાત્રિએ વિશેષ હિંસાનો પ્રસંગ નથી આવતો એ કલ્પનાને યોગ્ય સ્થાન આપવા છતાં પણ, એકંદર સમુદાયની દૃષ્ટિએ અને ખાસ કરીને ત્યાગી જીવનની દૃષ્ટિએ રાત્રિભોજન કરતાં દિવસભોજન જ વિશેષ પ્રશસ્ય છે એમ માનવાનાં કારણો ટૂંકામાં નીચે પ્રમાણે છે:

૧. આરોગ્યની દૃષ્ટિએ વીજળી અને ચંદ્ર આદિનો પ્રકાશ ગમે તેટલો સારો હોય, છતાં તે સૂર્યપ્રકાશ જેટલો સાર્વત્રિક, અખંડ અને આરોગ્યપ્રદ નથી; તેથી જ્યાં બન્નેની શક્યતા હોય ત્યાં સમુદાય માટે સૂર્યના પ્રકાશનો જ ઉપયોગ આરોગ્યદૃષ્ટિએ સ્વીકારવા જેવો છે.

૨. ત્યાગધર્મનું મૂળ સંતોષમાં હોવાથી તે દૃષ્ટિએ પણ દિવસની બધી પ્રવૃત્તિઓ સાથે ભોજનની પ્રવૃત્તિ સંકેલી લેવી અને સંતોષ સાથે રાત્રિએ જઠરને વિશ્રાન્તિ આપવી એ યોગ્ય લાગે છે; તેથી સારી રીતે નિદ્રા આવે છે અને બ્રહ્મચર્ય સાચવવામાં મદદ પણ મળે છે; પરિણામે આરોગ્યની પુષ્ટિ પણ થાય છે.

૩. દિવસભોજન અને રાત્રિભોજન એ બંનેમાંથી સંતોષ ખાતર એકની જ પસંદગી કરવાની હોય, તો જાગતી

કુશળ બુદ્ધિ દિવસભોજન તરફ જ વલણ લે, એમ આજ સુધીના મહાન સંતોનો જીવનઇતિહાસ કહે છે. [૧]

હવે વ્રતના ભેદો કહે છે:

**देशसर्वतोऽणुमहती ।२।**

**અલ્પ અંશે વિરતિ તે 'અણુવ્રત' અને સર્વાંશે વિરતિ તે 'મહાવ્રત.'**

દરેક ત્યાગેચ્છુ દોષોથી નિવૃત્ત થાય છે, પણ એ બધાનો ત્યાગ એક સરખો નથી હોતો અને તેમ હોવું એ વિકાસક્રમ પ્રમાણે સ્વાભાવિક પણ છે. તેથી અહીં હિંસા આદિ દોષોની થોડી અને ઘણી એ બધી નિવૃત્તિઓને વ્રત માની તેમના ટૂંકમાં બે ભેદ પાડવામાં આવ્યા છે.

૧. હિંસા આદિ દોષોથી મન, વચન, કાયા વડે દરેક પ્રકારે છૂટવું, તે હિંસાવિરમણ મહાવ્રત. અને ૨. ગમે તેટલું હોય, છતાં કોઈ પણ અંશે ઓછું છુટાય, એ હિંસાવિરમણ અણુવ્રત કહેવાય છે. [૨]

હવે વ્રતોની ભાવનાઓ કહે છે.

**तत्स्थैर्यार्थं भावनाः पञ्च [1]पञ्च ।३।**

**તે વ્રતોને સ્થિર કરવા માટે તે દરેકની પાંચ પાંચ ભાવનાઓ છે.**

---

૧. આ સૂત્રમા જે ભાવનાઓનો નિર્દેશ છે, તે ભાવનાઓ શ્વેતાંબરીય પરંપરા પ્રમાણે ભાષ્યમા જ મળે છે; તે માટે જુદાં સૂત્રો નથી, દિગંબરીય પરંપરામા એ ભાવનાઓ માટે પાચ સૂત્રો ૪–૮ નંબર સુધી વધારે છે. જુઓ પરિશિષ્ટ.

ખાસ કાળજીપૂર્વક વિશેષ પ્રકારની અનુકૂળ પ્રવૃત્તિઓ સેવવામાં ન આવે, તો સ્વીકારવા માત્રથી વ્રતો કાંઈ આત્મામાં ઊતરતાં નથી. તેથી ગ્રહણ કરેલાં વ્રતો જીવનમાં ઊંડાં ઊતરે તે માટે, દરેક વ્રતને અનુકૂળ થઈ પડે તેવી કેટલીક પ્રવૃત્તિઓ સ્થૂળ દૃષ્ટિએ ખાસ ગણાવવામાં આવી છે, જે ભાવનાના નામથી પ્રસિદ્ધ છે. જો એ ભાવનાઓ પ્રમાણે બરાબર વર્તવામાં આવે, તો લીધેલાં વ્રતો ઉત્તમ ઔષધની પેઠે પ્રયત્નશીલ મનુષ્ય માટે સુંદર પરિણામકારક સિદ્ધ થાય છે. એ ભાવનાઓ અનુક્રમે નીચે પ્રમાણે છે:

૧. ઈર્યાસમિતિ, મનોગુપ્તિ, એષણાસમિતિ. આદાનનિક્ષેપણસમિતિ અને આલોકિતપાનભોજન, એ પાંચ ભાવનાઓ અહિંસાવ્રતની છે.

૨. અનુવીચિભાષણ, ક્રોધપ્રત્યાખ્યાન, લોભપ્રત્યાખ્યાન, નિર્ભયતા અને હાસ્યપ્રત્યાખ્યાન એ પાંચ ભાવનાઓ સત્યવ્રતની છે.

૩. અનુવીચિઅવગ્રહયાચન અભીક્ષ્ણઅવગ્રહયાચન, અવગ્રહાવધારણ, સાધર્મિક પાસેથી અવગ્રહયાચન અને અનુજ્ઞાપિતપાનભોજન એ પાંચ ભાવનાઓ અચૌર્યવ્રતની છે.

૪. સ્ત્રી, પશુ અને નપુંસક વડે સેવાયેલ શયન આદિનું વર્જન, રાગપૂર્વક સ્ત્રીકથાનું વર્જન, સ્ત્રીઓની મનોહર ઇંદ્રિયોના અવલોકનનું વર્જન, પ્રથમના રતિવિલાસના સ્મરણનું વર્જન અને પ્રણીતરસભોજનનું વર્જન, એ બ્રહ્મચર્યની પાંચ ભાવનાઓ છે.

૫. મનોજ્ઞ કે અમનોજ્ઞ સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દમાં સમભાવ રાખવો, એ પરિગ્રહની પાંચ ભાવનાઓ છે.

**ભાવનાઓની સમજ:**

૧. સ્વપરને ક્લેશ ન થાય તેવી રીતે યતનાપૂર્વક ગતિ કરવી, તે 'ઈર્યાસમિતિ' મનને અશુભ ધ્યાનથી રોકી શુભ ધ્યાને લગાવવું, તે 'મનોગુપ્તિ.' વસ્તુનું ગવેષણ, તેનું ગ્રહણ કે તેનો ઉપયોગ એ ત્રણે પ્રકારની એષણામાં દોષ ન આવે માટે ઉપયોગ (સાવચેતી) રાખવો, તે 'એષણાસમિતિ.' વસ્તુને લેવા-મૂકવામાં અવલોકન અને પ્રમાર્જન આદિ દ્વારા યતના (કાળજી) રાખવી, તે 'આદાનનિક્ષેપણસમિતિ.' ખાવાપીવાની વસ્તુ બરાબર જોઈ-તપાસીને જ લેવી અને લીધા પછી તેવી જ રીતે અવલોકન કરીને ખાવી કે પીવી, તે 'આલોકિતપાનભોજન.'

૨ વિચારપૂર્વક બોલવું તે 'અનુવીચિભાષણ.' ક્રોધ, લોભ, ભય અને હાસ્યનો ત્યાગ કરવો, તે અનુક્રમે બાકીની ચારે ભાવનાઓ છે.

૩. બરાબર વિચાર કરીને જ વાપરવા માટે જોઈતા અવગ્રહ અર્થાત્ સ્થાનની માગણી કરવી, તે 'અનુવીચિઅવગ્રહ-યાચન' રાજા, કુટુંબપતિ, શય્યાતર (જેની જગ્યા માગી લીધી હોય તે), સાધર્મિક આદિ અનેક પ્રકારના સ્વામીઓ સંભવે છે, તેમાંથી જે જે સ્વામી પાસેથી જે જે સ્થાન માગવામાં વિશેષ ઔચિત્ય હોય, તે તે પાસેથી તે તે સ્થાન માગવું તથા એક વાર આપીને માલિકે પાછાં લીધાં હોય છતાં રોગ આદિને કારણે ખાસ જરૂરી હોય તો તે સ્થાનો તેના માલિક પાસેથી તેને ક્લેશ ન થાય તે માટે વારવાર માગી લેવાં, તે 'અભીક્ષ્ણાવગ્રહયાચન.' માલિક પાસેથી માગતી વખતે જ અવગ્રહનું પરિમાણ નક્કી કરી દેવું, તે 'અવગ્રહાવધારણ' કહેવાય છે. પોતાની પહેલાં બીજા સમાનધર્મવાળાએ કોઈ

સ્થાન મેળવી લીધુ હોય, અને તે સ્થાનનો ઉપયોગ કરવાનો પ્રસંગ આવે, તો તે સાધર્મિક પાસેથી જ તે સ્થાન માગી લેવું, તે 'સાધર્મિક પાસેથી અવગ્રહયાચન.' વિધિપૂર્વક અન્નપાનાદિ મેળવ્યા પછી ગુરુને બતાવી તેમની અનુજ્ઞા મેળવીને જ તેનો ઉપયોગ કરવો, તે 'અનુજ્ઞાપિતપાનભોજન'

૪. બ્રહ્મચારી પુરુષ કે સ્ત્રીએ પોતાની વિજાતીય વ્યક્તિ દ્વારા સેવાયેલ શયન કે આસનનો ત્યાગ કરવો, તે 'સ્ત્રીપશુ-પંડકસેવિતશયનાસનવર્જન'. બ્રહ્મચારીએ કામવર્ધક વાતો ન કરવી, તે 'રાગસંયુક્ત સ્ત્રીકથાવર્જન.' બ્રહ્મચારીએ પોતાનાથી વિજાતીય વ્યક્તિનાં કામોદ્દીપક અંગો ન જોવાં, તે 'મનોહરેન્દ્રિયાલોકવર્જન'. બ્રહ્મચર્ય સ્વીકાર્યા પહેલાં જે ભોગો ભોગવ્યા હોય તેમનુ સ્મરણ ન કરવું, તે 'પ્રથમના રતિવિલાસના સ્મરણનું વર્જન.' કામોદ્દીપક રસવાળાં ખાણાંપીણાં ત્યજવાં, તે 'પ્રણીતરસભોજનવર્જન.'

૫. રાગ પેદા કરે તેવાં સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દમાં ન લલચાવું, અને દ્વેષ કરે એવામાં ગુસ્સે ન થવુ, તે અનુક્રમે, 'મનોજ્ઞામનોજ્ઞસ્પર્શસમભાવ', 'મનોજ્ઞામનોજ્ઞ-રસસમભાવ' આદિ પાંચ ભાવનાઓ છે.

જૈન ધર્મ ત્યાગલક્ષી હોવાને કારણે જૈન સંઘમાં મહાવ્રતધારી સાધુનુ સ્થાન પહેલું છે. તેથી મહાવ્રતને ઉદ્દેશીને જ સાધુધર્મ પ્રમાણે અહીં ભાવનાઓ વર્ણવવામાં આવી છે; છતાં વ્રતધારી પોતાની ભૂમિકા પ્રમાણે સંકોચ, વિસ્તાર કરી શકે એવી તે છે; તેથી દેશકાળની પરિસ્થિતિ અને આંતરિક યોગ્યતા ધ્યાનમાં રાખી માત્ર વ્રતની

સ્થિરતાના શુદ્ધ ઉદ્દેશથી આ ભાવનાઓ સંખ્યા અને અર્થમાં ઘટાડી, વધારી કે પલ્લવિત કરી શકાય. [૩]

બીજી કેટલીક ભાવનાઓ કહે છે:

**हिंसादिष्विहामुत्र चापायावद्यदर्शनम् । ४ ।**

**दुःखमेव वा । ५ ।**

**मैत्रीप्रमोदकारुण्यमाध्यस्थ्यानि सत्त्वगुणाधिकक्लिश्यमानाविनेयेषु । ६ ।**

**जगत्कायस्वभावौ च संवेगवैराग्यार्थम् । ७ ।**

**હિંસા આદિ પાંચ દોષોમાં ઐહિક આપત્તિ અને પારલૌકિક અનિષ્ટનું દર્શન કરવું.**

**અથવા ઉક્ત હિંસા આદિ દોષોમાં દુઃખ જ છે, એવી ભાવના કેળવવી.**

**'પ્રાણીમાત્રમાં મૈત્રીવૃત્તિ, ગુણથી મોટાઓમાં પ્રમોદવૃત્તિ, દુઃખ પામતાઓમાં કરુણાવૃત્તિ અને જડ જેવા અપાત્રોમાં માધ્યસ્થ્યવૃત્તિ કેળવવી.**

**સંવેગ અને વૈરાગ્ય માટે જગતનો સ્વભાવ અને શરીરનો સ્વભાવ ચિંતવવો.**

જેનો ત્યાગ કરવામાં આવે તેના દોષોનું ખરું દર્શન થવાથી જ તે ત્યાગ ટકી શકે, એ કારણથી અહિંસા આદિ વ્રતોની સ્થિરતા માટે હિંસા આદિમાં તેના દોષોનુ દર્શન કરવું આવશ્યક મનાયેલ છે એ દોષદર્શન અહી બે રીતે બતાવવામાં આવ્યુ છે ઐહિક દોષદર્શન અને પારલૌકિક દોષદર્શન હિંસા, અસત્ય આદિ સેવવાથી જે ઐહિક આપત્તિઓ પોતામા કે પરમા અનુભવાય છે, તેનુ ભાન સદા

તાજું રાખવું એ ઐહિક દોષદર્શન છે; અને એ હિંસા આદિથી જે પારલૌકિક અનિષ્ટની સંભાવના કરી શકાય છે, તેનું ભાન રાખવુ તે પારલૌકિક દોષદર્શન છે. એ બંને જાતનાં દર્શનોના સસ્કારો પોષવા તે અહિંસા આદિ વ્રતોની ભાવનાઓ છે.

પૂર્વની રીતે જ ત્યાજ્ય વૃત્તિઓમાં દુઃખનું દર્શન કેળવાયું હોય તો જ એમનો ત્યાગ વિશેષ ટકે; તે માટે હિંસા આદિ દોષોને દુઃખરૂપ જ માનવાની વૃત્તિ કેળવવાનો (દુઃખ ભાવનાનો) અહીં ઉપદેશ કરવામાં આવે છે. અહિંસા આદિ વ્રત લેનાર હિસા આદિથી પોતાને થતા દુઃખની પેઠે બીજામાં પણ તેનાથી સંભવતા દુ.ખની કલ્પના કરે એ જ દુઃખભાવના છે. અને એ ભાવના એ વ્રતોના સ્થિરીકરણમાં ઉપયોગી પણ છે.

મૈત્રી, પ્રમોદ આદિ ચાર ભાવનાઓ તો કોઈ પણ સદ્ગુણ કેળવવા માટે વધારેમાં વધારે ઉપયોગી હોવાથી અહિંસા આદિ વ્રતોની સ્થિરતામાં ખાસ ઉપયોગી છે જ; એમ ધારી અહીં એ ચાર ભાવનાઓ ઉપદેશવામાં આવી છે. એ ચાર ભાવનાઓનો વિષય અમુક અંશે જુદોજુદો છે; કારણ કે તે વિષયમાં એ ભાવનાઓ કેળવાય તો જ વાસ્તવિક પરિણામ આવે. તેથી એ ભાવનાઓ સાથે એમનો વિષય પણ જુદોજુદો દર્શાવવામાં આવ્યો છે.

૧. મૈત્રીવૃત્તિ પ્રાણીમાત્રમાં કેળવી હોય તો જ દરેક પ્રાણી પ્રત્યે અહિંસક અને સત્યવાદી આદિ તરીકે રહીને વર્તી શકાય; તેથી મૈત્રીનો વિષય પ્રાણીમાત્ર છે. મૈત્રી

એટલે પરમાં પોતાપણાની બુદ્ધિ, અને તેથી જ પોતાની પેઠે બીજાને દુઃખી ન કરવાની વૃત્તિ અથવા ઇચ્છા.

૨. માણસને ઘણીવાર પોતાથી ચઢિયાતાને જોઈ અદેખાઈ આવે છે, એ વૃત્તિનો નાશ ન થાય ત્યાં સુધી અહિંસા સત્ય આદિ ટકી જ ન શકે; તેથી અદેખાઈ વિરુદ્ધ પ્રમોદગુણની ભાવના કેળવવાનુ કહેવામાં આવ્યુ છે. પ્રમોદ એટલે પોતાથી વધારે ગુણવાન પ્રત્યે આદર કરવો અને તેની ચડતી જોઈ ખુશ થવુ તે. આ ભાવનાનો વિષય માત્ર અધિક ગુણવાન જ છે; કારણ કે તેના પ્રત્યે જ અદેખાઈ, અસૂયા આદિ દુર્વૃત્તિઓનો સંભવ છે.

૩. કોઈને પીડાતા જોઈ જો અનુકંપા ન ઊભરાય, તો અહિંસાદિ વ્રતો નભી જ ન શકે; તેથી કરુણા ભાવનાને આવશ્યક માનવામાં આવી છે. એનો વિષય માત્ર ક્લેશ પામતાં દુઃખી પ્રાણીઓ છે; કારણ કે અનુગ્રહ અને મદદની અપેક્ષા દુઃખી, દીન કે અનાથને જ રહે છે.

૪. દરેક વખતે અને દરેક સ્થળે માત્ર પ્રવૃત્ત્યાત્મક ભાવનાઓ જ સાધક નથી થતી; ઘણીવાર અહિંસાદિ વ્રતોને ટકાવવામાં માત્ર તટસ્થપણુ જ ધારણ કરવુ ઉપયોગી થાય છે, તેથી માધ્યસ્થ્યભાવના ઉપદેશવામાં આવી છે. માધ્યસ્થ્ય એટલે ઉપેક્ષા કે તટસ્થતા. જ્યારે તદ્દન જડ સંસ્કારનાં અને કાંઈ પણ સદ્વસ્તુ ગ્રહણ કરવાની યોગ્યતા ન હોય એવાં પાત્રો મળે, અને તેમને સુધારવાની પ્રવૃત્તિનુ પરિણામ છેવટે તદ્દન શૂન્ય જ દેખાય, તો તેવાઓ પ્રત્યે તટસ્થપણું રાખવામાં જ શ્રેય છે. તેથી માધ્યસ્થ્ય ભાવનાનો વિષય અવિનેય અર્થાત્ અયોગ્ય પાત્ર જેટલો જ છે.

સંવેગ અને વૈરાગ્ય ન હોય તો અહિંસાદિ વ્રતો સંભવી જ ન શકે; તેથી એ વ્રતોના અભ્યાસી માટે સંવેગ અને વૈરાગ્ય પ્રથમ આવશ્યક છે. સંવેગ અને વૈરાગ્યનાં બીજ જગત્સ્વભાવ અને શરીરસ્વભાવના ચિન્તનમાંથી નંખાય છે, તેથી એ બંનેના સ્વભાવનું ચિન્તન ભાવનારૂપે અહી ઉપદેશવામાં આવ્યુ છે.

પ્રાણીમાત્ર ઓછેવત્તો દુઃખનો અનુભવ કર્યાં જ કરે છે. જીવન તદ્દન વિનશ્વર છે અને બીજું પણ કાંઈ સ્થિર નથી; અને એ જાતના જગત્સ્વભાવના ચિંતનમાંથી જ સંસાર પ્રત્યેનો મોહ દૂર થઈ તેનાથી ભય – સંવેગ ઉત્પન્ન થાય છે. તે જ રીતે શરીરના અસ્થિર, અશુચિ અને અસારપણાના સ્વભાવચિંતનમાંથી જ બાહ્યાભ્યંતર વિષયોની અનાસક્તિ – વૈરાગ્ય જન્મે છે. [૪-૭]

હવે હિંસાનુ સ્વરૂપ કહે છે :

**प्रमत्तयोगात् प्राणव्यपरोपणं हिंसा । ८ ।**

**પ્રમત્તયોગથી થતો જે પ્રાણવધ તે હિંસા.**

અહિંસા આદિ જે પાંચ વ્રતોનુ નિરૂપણ પહેલાં કરવામાં આવ્યું છે, તે વ્રતોને બરાબર સમજવા અને જીવનમાં ઉતારવા ખાતર તેમના વિરોધી દોષોનું સ્વરૂપ યથાર્થપણે જાણવુ જ જોઈએ, તેથી એ પાંચ દોષોના નિરૂપણનું પ્રકરણ શરૂ કરવામાં આવ્યું છે. તેમાંના પહેલા દોષ હિંસાની વ્યાખ્યા આ સૂત્રમાં છે.

હિંસાની વ્યાખ્યા બે અંશોથી પૂર્ણ કરવામાં આવી છે. પહેલો પ્રમત્તયોગ અર્થાત્ રાગદ્વેષવાળી તેમ જ અસાવધાન પ્રવૃત્તિ, અને બીજો પ્રાણવધ. પહેલો અંશ કારણરૂપે અને

બીજો કાર્યરૂપે છે. તેથી ફલિત અર્થ એવો થાય છે કે, જે પ્રાણવધ પ્રમત્તયોગથી થાય, તે હિંસા

પ્ર૦—કોઈના પ્રાણ લેવા કે કોઈને દુઃખ આપવું એ હિંસા. હિંસાનો આ અર્થ સૌથી જાણી શકાય તેવો અને બહુ પ્રસિદ્ધ છે; છતાં તે અર્થમાં પ્રમત્તયોગનો અંશ ઉમેરવામાં કેમ આવ્યો હશે?

ઉ૦—જ્યાં સુધી મનુષ્યસમાજમાં વિચાર અને વર્તન ઉચ્ચ સંસ્કારવાળાં દાખલ નથી થયાં હોતાં, ત્યાં સુધી તે સમાજ અને બીજાં પ્રાણીઓ વચ્ચે જીવનવ્યવહારમાં ખાસ અંતર નથી હોતું. જેમ પશુ પક્ષી, તેમ તેવા સમાજના મનુષ્ય પણ લાગણીથી દોરાઈને જાણ્યે કે અજાણ્યે જીવનની જરૂરિયાત માટે જ કે તેવી જરૂરિયાત વિના જ કોઈના પ્રાણ લે છે. માનવસમાજની આ પ્રાથમિક હિંસામય દશામાં જ્યારે કોઈ એકાદ માણસના વિચારમાં હિંસાના સ્વરૂપ વિષે જાગૃતિ આવે છે, ત્યારે તે ચાલુ હિંસાને એટલે પ્રાણનાશને દોષરૂપ બતાવે છે, અને કોઈનો પ્રાણ ન લેવાનું ઉપદેશે છે. એક બાજુ હિંસા જેવી પ્રથાનો જૂનો સંસ્કાર અને બીજી બાજુ અહિંસાની નવી ભાવનાનો ઉદય, આ બે વચ્ચે અથડામણ થતાં હિંસક વૃત્તિ તરફથી હિંસાનિષેધક સામે કેટલાક પ્રશ્નો આપોઆપ ઊભા થાય છે અને તે તેની સામે મૂકવામાં આવે છે. તે પ્રશ્નો ટૂંકમાં ત્રણ છે:

૧. અહિંસાના પક્ષપાતીઓ પણ જીવન તો ધારણ કરે જ છે, અને જીવન એ કોઈ ને કોઈ જાતની હિંસા વિના નભી શકે તેવું ન હોવાથી, તેને અંગે તેઓ તરફથી થતી હિંસા એ હિંસાદોષમાં આવી શકે કે નહિ? ૨. ભૂલ અને

અજ્ઞાન એ માનુષી વૃત્તિમાં તદ્દન નથી જ હોતાં એવું સાબિત ન થઈ શકે ત્યાં સુધી, અહિંસાના પક્ષપાતીઓને હાથે પણ અજાણપણે કે ભૂલથી કોઈનો પ્રાણનાશ થઈ જવાનો સંભવ છે. એટલે એવો પ્રાણનાશ હિંસાદોષમાં આવે કે નહિ? ૩. ઘણીવાર અહિંસક વૃત્તિવાળા કોઈને બચાવવા કે તેને સુખ સગવડ પહોંચાડવા પ્રયત્ન કરે છે અને પરિણામ તો તેથી ઊલટું આવે છે, એટલે કે, સામાના પ્રાણ જાય છે; તેવી સ્થિતિમાં એ પ્રાણનાશ હિંસાદોષમાં આવે કે નહિ?

આવા પ્રશ્નો સામે આવતાં તેના ઉત્તર માટે હિંસા અને અહિંસાના સ્વરૂપની વિચારણા ઊંડી ઊતરે છે અને તેમ થતાં તેનો અર્થ પણ વિસ્તરે છે. કોઈના પ્રાણ લેવા કે બહુ તો તે માટે દુઃખ આપવું, એવો હિંસાનો અર્થ થતો, અને કોઈના પ્રાણ ન હરવા કે તે માટે કોઈને તકલીફ ન આપવી એટલો જ અર્થ અહિંસાનો થતો, તેને બદલે હવે અહિંસાના વિચારકોએ ઝીણવટમાં ઊતરી નક્કી કર્યું કે, માત્ર કોઈના પ્રાણ લેવા કે માત્ર કોઈને દુઃખ આપવું એ હિંસાદોષ જ છે એમ ન કહી શકાય; પણ પ્રાણવધ કે દુઃખ દેવા ઉપરાંત તેની પાછળ તેમ કરનારની શી ભાવના છે તે તપાસીને જ તેવી હિંસાના દોષપણા કે અદોષપણાનો નિર્ણય કરી શકાય. તે ભાવના એટલે રાગદ્વેષની વિવિધ ઊર્મિઓ અગર બીનકાળજીપણું. જેને શાસ્ત્રીય પરિભાષામાં 'પ્રમાદ' કહેવામાં આવે છે. આવી અશુભ અને ક્ષુદ્ર ભાવનાથી જ જે પ્રાણનાશ થયો હોય કે જે દુઃખ દેવાયું હોય, તે જ હિંસા અને તે જ હિંસા દોષરૂપ; અને એવી ભાવના વિના થયેલાં પ્રાણનાશ કે દુઃખપ્રદાન એ દેખીતી રીતે હિંસા

કહેવાવા છતાં દોષકોટિમાં આવી ન શકે. આ રીતે હિંસક સમાજમાં અહિંસાના સંસ્કારનો ફેલાવો થતાં અને તેને લીધે વિચારવિકાસ થતાં દોષરૂપ હિંસા માટે માત્ર પ્રાણનાશ એટલો જ અર્થ બસ ન ગણાયો અને તેમાં પ્રમત્તયોગ એ મહત્ત્વનો અંશ ઉમેરાયો.

પ્ર૦—હિંસાની આ વ્યાખ્યા ઉપરથી પ્રશ્ન એ થાય છે કે જો પ્રમત્તયોગ વિના જ માત્ર પ્રાણવધ થઈ જાય તો તે હિંસા કહેવાય કે નહિ? તેવી રીતે જો પ્રાણવધ થવા ન પામ્યો હોય અને છતાં પ્રમત્તયોગ હોય તો તે પણ હિંસા ગણાય કે નહિ? જો એ બને સ્થળે હિંસા ગણાય, તો તે હિંસા પ્રમત્તયોગજનિત પ્રાણવધરૂપ હિંસાની કોટિની જ કે તેથી જુદા પ્રકારની?

ઉ૦—માત્ર પ્રાણવધ સ્થૂલ હોઈ દૃશ્ય હિંસા તો છે જ અને માત્ર પ્રમત્તયોગ એ સૂક્ષ્મ્ હોઈ અદૃશ્ય જેવો છે. એ બંનેમાં દૃશ્યપણા–અદૃશ્યપણાના તફાવત ઉપરાંત એક બીજો મહત્ત્વનો જાણવા જેવો તફાવત છે અને તેના જ ઉપર હિંસાના દોષપણા અને અદોષપણાનો આધાર છે. પ્રાણનાશ એ દેખીતી રીતે હિંસા હોવા છતાં તે દોષ જ છે એવો એકાન્ત નથી; કારણ કે તેનુ દોષપણું સ્વાધીન નથી. હિસાનું દોષપણુ એ હિંસકની ભાવના ઉપર અવલંબેલું છે, તેથી પરાધીન છે. ભાવના જાતે ખરાબ હોય તો તેમાંથી થયેલો પ્રાણવધ તે દોષરૂપ છે; અને ભાવના તેવી ન હોય તો એ પ્રાણવધ દોષરૂપ નથી; તેથી જ શાસ્ત્રીય પરિભાષામાં આવી દોષરૂપ હિંસાને દ્રવ્યહિસા અથવા વ્યાવહારિક હિંસા કહેવામાં આવી છે. દ્રવ્યહિસા યા વ્યાવહારિક હિંસાનો અર્થ એટલો

જ કે તેનું દોષપણું અબાધિત નથી; તેથી ઊલટું પ્રમત્તયોગરૂપ જે સૂક્ષ્મ ભાવના તે જાતે જ દોષરૂપ હોઈ તેનુ દોષપણુ સ્વાધીન છે અર્થાત્ તેના દોષપણાનો આધાર સ્થૂલ પ્રાણનાશ કે બીજી કોઈ બાહ્ય વસ્તુ ઉપર અવલંબિત નથી. સ્થૂલ પ્રાણનાશ ન પણ થયો હોય, કોઈને દુઃખ ન પણ દેવાયુ હોય, બલ્કે પ્રાણનાશ કરવા જતાં કે દુઃખ દેવા જતાં સામાનુ જીવન લંબાયુ હોય અગર તો સામાને સુખ પહોંચ્યુ હોય છતાં, જો તેની પાછળની ભાવના અશુભ હોય, તો તે એકાન્ત દોષ જ ગણાવાની. તેથી આવી ભાવનાને શાસ્ત્રીય પરિભાષામાં ભાવહિંસા અથવા નિશ્ચયહિંસા કહેવામાં આવી છે. ભાવહિંસા અને નિશ્ચયહિંસાનો અર્થ એટલો જ છે કે, તેનુ દોષપણું સ્વાધીન હોવાથી ત્રણે કાળમાં અબાધિત રહે છે. માત્ર પ્રમત્તયોગ કે માત્ર પ્રાણવધ એ બંને છૂટા છૂટા હિંસા કહેવાવા છતાં તેમના દોષપણાનુ તારતમ્ય ઉપર પ્રમાણે જાણી લીધા પછી એ બંને પ્રકારની હિંસાઓ પ્રમત્તયોગ-જનિત પ્રાણવધરૂપ હિંસાની કોટિની જ કે તેથી જુદા પ્રકારની એ પ્રશ્નોનો ઉત્તર સ્પષ્ટ થઈ જાય છે; અને તે એ કે, ભલે સ્થૂલ આંખ ન જાણી શકે છતાં તાત્ત્વિક રીતે માત્ર પ્રમત્તયોગ એ પ્રમત્તયોગજનિત પ્રાણનાશની કોટિની જ હિંસા છે, અને માત્ર પ્રાણનાશ એ, એ કોટિમાં આવે તેવી હિંસા નથી.

પ્ર૦—જો ઉપર કહ્યા પ્રમાણે પ્રમત્તયોગ એ જ હિંસાના દોષપણાનુ મૂળ બીજ હોય, તો હિંસાની વ્યાખ્યામાં એટલું જ કહેવુ બસ છે કે પ્રમત્તયોગ એ હિંસા. અને જો આ દલીલ સાચી હોય તો એ પ્રશ્ન સ્વાભાવિક રીતે જ થાય છે કે

હિંસાની વ્યાખ્યામાં પ્રાણનાશને સ્થાન આપવાનું શું કારણ?

ઉ૦—પ્રમત્તયોગ એ જ તાત્ત્વિક રીતે હિંસા છે; છતાં સમુદાયમાં તેનો ત્યાગ એકાએક અને મોટે ભાગે શક્ય નથી. તેથી ઊલટું માત્ર પ્રાણવધ એ સ્થૂલ હોવા છતાં તેનો ત્યાગ સામુદાયિક જીવનની સ્વસ્થતા માટે ઇષ્ટ છે; અને પ્રમાણમાં મોટે ભાગે શક્ય પણ છે. પ્રમત્તયોગ છૂટ્યો ન હોય છતાં સ્થૂલ પ્રાણનાશવૃત્તિ ઓછી થઈ જાય તોયે ઘણીવાર સામુદાયિક જીવનમાં સુખશાતિ વર્તે છે. અહિંસાના વિકાસક્રમ પ્રમાણે પણ પ્રથમ સ્થૂલનાશનો ત્યાગ અને ધીરે ધીરે પ્રમત્તયોગનો ત્યાગ સમુદાયમા સંભવિત બને છે. તેથી આધ્યાત્મિક વિકાસના સાધક તરીકે પ્રમત્તયોગરૂપ હિંસાનો જ ત્યાગ ઇષ્ટ હોવા છતાં સામુદાયિક જીવનની દૃષ્ટિએ હિંસાના સ્વરૂપમાં સ્થૂલ પ્રાણનાશને સ્થાન આપી તેના ત્યાગને પણ અહિંસા-કોટિમા મૂકવામાં આવ્યો છે.

પ્ર૦—શાસ્ત્રકારે જેને હિંસા કહી છે, તેથી નિવૃત્ત થવું એ અહિંસા, એ સમજાયુ, પણ એ જણાવો કે આવી અહિંસાનું વ્રત લેનારને જીવન ઘડવા માટે કઈ કઈ ફરજો ઊભી થાય છે?

ઉ૦—૧. જીવન સાદું કરતા જવુ અને તેની જરૂરિયાતો ઓછી ને ઓછી જ કરતા જવી. ૨. માનુષી વૃત્તિમાં અજ્ઞાનને ગમે તેટલું સ્થાન હોય છતાં જ્ઞાનનુ પણ પુરુષાર્થ પ્રમાણે સ્થાન હોવાથી, દર ક્ષણે સાવધાન રહેવું અને ક્યાંય ભૂલ ન થાય એ માટે ધ્યાન રાખવું; તેમ જ ભૂલ થઈ જાય તો તે ધ્યાન બહાર ન જાય તેટલી દૃષ્ટિ કેળવવી. ૩. જરૂરિયાત ઓછી કર્યાં છતાં અને સાવધાન રહેવાનું લક્ષ્ય હોવા છતાં

પણ ચિત્તનો ખરો દોષ જે સ્થૂલ જીવનની તૃષ્ણા અને તેથી ઉત્પન્ન થતા જે બીજા રાગદ્વેષાદિ દોષો, તેમને ઘટાડવા સતત પ્રયત્ન કરવો.

પ્ર૦—ઉપર જે હિંસાનુ દોષપણું કહ્યું તેનો શો અર્થ?

ઉ૦—જેથી ચિત્તની કોમળતા ઘટી કઠોરતા વધે અને સ્થૂલ જીવનની તૃષ્ણા લંબાય, તે જ હિંસાનું દોષપણું છે;અને જેથી ઉક્ત કઠોરતા ન વધે તેમજ સહજ પ્રેમાળવૃત્તિ અને અંતર્મુખ જીવનમાં જરા પણ ખલેલ ન પહોંચે, તે જ હિંસા દેખાવા છતાં તેનું અદોષપણું છે. [૮]

હવે અસત્યનું સ્વરૂપ કહે છે:

**असदभिधानमनृतम् । ९ ।**

**અસત્ કહેવું તે અનૃત–અસત્ય.**

જો કે સૂત્રમાં અસત્કથનને અસત્ય કહેવામાં આવ્યું છે; છતાં તેનો ભાવ વિશાળ હોઈ તેમાં અસત્ચિંતન, અસત્આચરણ એ બધાનો સમાવેશ થાય છે, તેથી જ અસત્ ચિંતવવું, અસત્ બોલવું અને અસત્ આચરવું તે બધું જ અસત્ય દોષમાં આવી જાય છે. જેમ હિંસાની વ્યાખ્યામાં તેમ અસત્યની અને [૧]અદત્તાદાનાદિ બાકીના દોષોની વ્યાખ્યામાં પણ પ્રમત્તયોગ એ વિશેષણ સમજી જ લેવુ જોઈએ, તેથી પ્રમત્તયોગપૂર્વક જે અસત્કથન તે અસત્ય, એવો અસત્યદોષનો ફલિત અર્થ થાય છે.

---

૧. અબ્રહ્મમાં 'પ્રમત્તયોગ' વિશેષણ ન લગાડવું; કારણ કે એ દોષ અપ્રમત્તદશામાં સંભવી જ નથી શકતો. આમ છે માટે જ બ્રહ્મચર્યને નિરપવાદ કહેલું છે વિશેષ ખુલાસા માટે જુઓ આ માળામાં પ્રસિદ્ધ થયેલો 'જૈનદૃષ્ટિએ બ્રહ્મચર્ય' નામનો નિબંધ.

અસત્ શબ્દના મુખ્ય બે અર્થ લેવાથી અહીનું કામ સરે છે: ૧. જે વસ્તુ અસ્તિત્વ ધરાવતી હોય તેનો તદ્દન નિષેધ કરવો અગર તો તદ્દન નિષેધ ન કરવા છતાં તે હોય તે કરતાં જુદા રૂપમાં કહેવી તે અસત્. ૨. ગર્હિત અસત્ અર્થાત્ જે સત્ય છતાં પરને પીડા કરે તેવા દુર્ભાવવાળું હોય તે અસત્.

પહેલા અર્થ પ્રમાણે પૂંજી હોવા છતાં લેણદાર માગે ત્યારે કાંઈ નથી જ એમ કહેવુ તે અસત્ય, તેમજ પાસે પૂજી હોવાનો સ્વીકાર કર્યો છતાં પણ લેણદાર સફળ ન થાય એવી રીતે તેનુ બ્યાન આપવુ તે અસત્ય. બીજા અર્થ પ્રમાણે કોઈ અભણ કે અણસમજુને હલકો પાડવા ખાતર તેને દુઃખ થાય તેવી રીતે સાચુ પણ 'અભણ' કે 'અણસમજુ' એવુ વચન કહેવામાં આવે તે અસત્ય. અસત્યના આ અર્થ ઉપરથી સત્ય વ્રત લેનાર માટે નીચેનો અર્થ ફલિત થાય છે: ૧. પ્રમત્તયોગનો ત્યાગ કરવો. ૨. મન, વચન અને કાયાની પ્રવૃત્તિમાં એકરૂપતા સાધવી. ૩. સત્ય છતાં દુર્ભાવથી અપ્રિય ન ચિંતવવુ, ન બોલવું કે ન કરવુ. [૯]

હવે ચોરીનુ સ્વરૂપ કહે છે·

**अदत्तादानं स्तेयम् ।१०।**

**અણદીધું લેવું તે સ્તેય એટલે ચોરી.**

જે વસ્તુ ઉપર કોઈ બીજાની માલિકી હોય, તે વસ્તુ ભલે તણખલા જેવી તદ્દન બિનકીમતી હોય છતાં તેના માલિકની પરવાનગી સિવાય ચૌર્યબુદ્ધિથી લેવી, એ સ્તેય કહેવાય છે.

આ વ્યાખ્યા ઉપરથી અચૌર્યવ્રત લેનાર માટે નીચેનો અર્થ ફલિત થાય છે: ૧ કોઈ પણ ચીજ તરફ લલચાઈ

જવાની વૃત્તિ દૂર કરવી. ૨. જ્યાં સુધી લાલચુપણું દૂર ન થાય ત્યાં સુધી પોતાની લાલચની વસ્તુ પોતે જ ન્યાયને માર્ગે મેળવવી અને તેવી બીજાની વસ્તુ વગર પરવાનગીએ લેવાનો વિચાર સુધ્ધાં ન કરવો. [૧૦]

હવે અબ્રહ્મનું સ્વરૂપ કહે છે:

**मैथुनमब्रह्म ।११।**

**મૈથુનપ્રવૃત્તિ તે અબ્રહ્મ.**

મૈથુન એટલે મિથુનની પ્રવૃત્તિ. 'મિથુન' શબ્દ સામાન્ય રીતે સ્ત્રી-પુરુષનું જોડલું એવા અર્થમાં પ્રસિદ્ધ છે, છતાં અહીં તેનો અર્થ જરા લંબાવવાનો છે. જોડલુ એટલે સ્ત્રી-પુરુષનુ, પુરુષ-પુરુષનું કે સ્ત્રી-સ્ત્રીનું અને તે પણ સજાતીય (મનુષ્ય આદિ એક જાતિનુ) કે વિજાતીય એટલે મનુષ્ય પશુ આદિ ભિન્ન ભિન્ન જાતિનુ સમજવુ. આવા જોડલાની કામરાગના આવેશથી થયેલી માનસિક, વાચિક કે કાયિક કોઈ પણ પ્રવૃત્તિ તે મૈથુન એટલે અબ્રહ્મ કહેવાય છે.

પ્ર૦—જ્યાં જોડલું ન હોય, માત્ર સ્ત્રી કે પુરુષ કોઈ એક જ વ્યક્તિ કામરાગાવેશથી જડ વસ્તુના આલંબન વડે અગર પોતાના હસ્ત આદિ અવયવોવડે મિથ્યા આચાર સેવે, તેને ઉપરની વ્યાખ્યા પ્રમાણે શુ મૈથુન કહી શકાય?

ઉ૦—હા. મૈથુનનો ખરો ભાવાર્થ કામરાગજનિત કોઈ પણ ચેષ્ટા એટલો જ છે. આ અર્થ તો કોઈ એક વ્યક્તિની તેવી દુશ્ચેષ્ટાને પણ લાગુ પડે જ છે; તેથી તે પણ મૈથુન-દોષ જ છે.

પ્ર૦—મૈથુનને અબ્રહ્મ કહ્યું તેનું શુ કારણ?

ઉ૦—જે બ્રહ્મ નહિ તે અબ્રહ્મ. બ્રહ્મ એટલે જેના

પાલન અને અનુસરણથી સદ્ગુણો વધે તે; અને જે તરફ જવાથી સદ્ગુણો ન વધે પણ દોષો જ પોષાય, તે અબ્રહ્મ. મૈથુન એ એવી પ્રવૃત્તિ છે કે તેમાં પડતાં જ બધા દોષોનુ પોષણ અને સદ્ગુણોનો હ્રાસ–ઘસારો શરૂ થાય છે, તેથી મૈથુનને અબ્રહ્મ કહેવામાં આવ્યું છે. [૧૧]

હવે પરિગ્રહનુ સ્વરૂપ કહે છે.

**मूर्च्छा परिग्रहः ।१२।**

**મૂર્ચ્છા પરિગ્રહ છે.**

મૂર્ચ્છા એટલે આસક્તિ નાની, મોટી, જડ, ચેતન, બાહ્ય કે આંતરિક ગમે તે વસ્તુ હો, અને કદાચ ન પણ હો, છતાં તેમાં બધાઈ જવુ એટલે તેની પાછળની તાણમાં વિવેકને ગુમાવી બેસવો, એ જ પરિગ્રહ છે

પ્ર૦–હિંસાથી પરિગ્રહ સુધીના પાચ દોષોનું સ્વરૂપ ઉપરઉપરથી જોતા જુદું લાગે છે ખરું, પણ બારીકીથી વિચારતાં તેમાં કોઈ ખાસ જાતનો ભેદ દેખાતો નથી, કારણકે એ પાંચે કહેવાતા દોષોના દોષપણાનો આધાર માત્ર રાગ, દ્વેષ અને મોહ છે. રાગ, દ્વેષ અને મોહ જ હિંસા આદિ વૃત્તિઓનુ ઝેર છે અને તેથી જ તે વૃત્તિઓ દોષ કહેવાય છે. હવે જો આ કથન સાચું હોય, તો રાગ દ્વેષ આદિ જ દોષ છે એટલુ કહેવું બસ છે, તો પછી દોષના હિંસા આદિ પાચ કે તેથી ઓછાવત્તા ભેદો કરી વર્ણવવા શા માટે ?

ઉ૦–સાચે જ કોઈ પણ પ્રવૃત્તિ રાગ, દ્વેષ આદિને લીધે થાય છે. તેથી રાગ, દ્વેષ આદિ જ મુખ્યપણે દોષ છે અને એ દોષથી વિરમવુ એ એક જ મુખ્ય વ્રત છે; તેમ છતાં

રાગ, દ્વેષ આદિનો ત્યાગ ઉપદેશવાનો હોય ત્યારે તેથી થતી પ્રવૃત્તિઓ સમજાવીને જ તે પ્રવૃત્તિઓ અને તેના પ્રેરક રાગદ્વેષાદિનો ત્યાગ કરવાનુ કહી શકાય. સ્થૂળ દૃષ્ટિવાળા લોકો માટે બીજો ક્રમ શકય નથી. રાગદ્વેષથી થતી અસંખ્ય પ્રવૃત્તિઓ પૈકી હિંસા, અસત્ય આદિ મુખ્ય છે. અને તે જ પ્રવૃત્તિઓ મુખ્યપણે આધ્યાત્મિક કે લૌકિક જીવનને કોતરી ખાય છે; તેથી એ હિંસા વગેરે પ્રવૃત્તિઓને પાંચ વિભાગમાં ગોઠવી પાંચ દોષો વર્ણવવામાં આવ્યા છે. દોષની આ સંખ્યામાં વખતેવખતે અને દેશભેદે ફેરફાર થતો રહ્યો છે અને થતો રહેવાનો; છતાં સંખ્યાના અને સ્થૂલ નામના મોહમાં પડયા વિના એટલું જ મુખ્યપણે સમજી લેવુ જોઈએ કે તે દ્વારા રાગ, દ્વેષ અને મોહરૂપ દોષનો ત્યાગ જ કરવાનું સૂચન કરાયેલું છે. આ જ કારણને લીધે હિંસા આદિ પાંચ દોષોમાં કયો દોષ પ્રધાન કે કયો ગૌણ, કયો પહેલાં ત્યાગ કરવા લાયક છે કે કયો પછી ત્યાગ કરવા લાયક છે એ સવાલ જ નથી રહેતો. હિંસાદોષની વિશાળ વ્યાખ્યામાં બાકીના બધા દોષો સમાઈ જાય. આ જ કારણને લીધે અહિંસાને મુખ્ય ધર્મ માનનાર, હિંસાદોષમાં અસત્યાદિ બધા દોષોને સમાવી માત્ર હિંસાના જ ત્યાગમાં બધા દોષોનો ત્યાગ જુએ છે; અને સત્યને પરમ ધર્મ માનનાર, અસત્યમાં બાકીના બધા દોષો ઘટાવી માત્ર અસત્યના ત્યાગમાં બધા દોષોનો ત્યાગ જુએ છે. એ રીતે સંતોષ, બ્રહ્મચર્ય આદિને મુખ્ય ધર્મ માનનાર પણ કરે છે. [૧૨]

હવે ખરા વ્રતી બનવાની પ્રાથમિક લાયકાત કહે છે:

**निःशल्यो व्रती । १३ ।**

**જે શલ્ય વિનાનો હોય તે વ્રતી સંભવે.**

અહિંસા, સત્ય આદિ વ્રતો લેવા માત્રથી કોઈ ખરો વ્રતી નથી બની શકતો, પણ ખરા વ્રતી થવા માટે ઓછામાં ઓછી અને પહેલામાં પહેલી એક શરત છે જે અહીં બતાવવામાં આવી છે. તે શરત એ છે કે, શલ્યનો ત્યાગ કરવો. શલ્ય ટૂંકામાં ત્રણ છે: ૧. દંભ, ડોળ કે ઠગવાની વૃત્તિ. ૨. ભોગોની લાલસા. ૩ સત્ય ઉપર શ્રદ્ધા ન ચોટવી અથવા અસત્યનો આગ્રહ. આ ત્રણે માનસિક દોષ છે. તે જ્યાં સુધી હોય ત્યાં સુધી મન અને શરીરને કોતરી ખાય છે, અને આત્માને સ્વસ્થ થવા દેતા જ નથી; તેથી શલ્યવાળો આત્મા કોઈ કારણસર વ્રત લઈ પણ લે, છતા તે તેના પાલનમાં એકાગ્ર થઈ શકતો નથી. જેમ શરીરના કોઈ ભાગમાં કાંટો કે બીજી તેવી તીક્ષ્ણ વસ્તુ ભોંકાઈ હોય, તો તે શરીર અને મનને અસ્વસ્થ કરી આત્માને કોઈ પણ કાર્યમાં એકાગ્ર થવા દેતી નથી, તેમ ઉક્ત માનસિક દોષો પણ તેવા જ વ્યગ્રતાકારી હોવાથી, તેમનો ત્યાગ વ્રતી બનવા માટેની પ્રથમ શરત તરીકે મૂકવામાં આવ્યો છે. [૧૩]

વ્રતીના ભેદો કહે છે :

**अगार्यनगारश्च । १४ ।**

**વ્રતી અગારી – ગૃહસ્થ અને અનગાર – ત્યાગી એમ બે પ્રકારે સંભવે.**

વ્રત લેનાર દરેકની કંઈ સરખી યોગ્યતા નથી હોતી, તેથી યોગ્યતાના તારતમ્ય પ્રમાણે ટૂંકમાં વ્રતીના બે ભેદ અહીં દર્શાવવામાં આવ્યા છે: ૧ અગારી, ૨. અનગાર.

'અગાર' એટલે ઘર. જેનો ઘર સાથે સંબંધ હોય તે 'અગારી.' અગારી એટલે ગૃહસ્થ. જેનો ઘર સાથે સંબંધ ન હોય તે 'અનગાર' એટલે ત્યાગી-મુનિ. જો કે અગારી અને અનગાર એ બે શબ્દનો સીધો અર્થ ઘરમાં વસવું કે ન વસવું એટલો જ છે છતાં, અહીં તેનો તાત્પર્યાર્થ લેવાનો છે, અને તે એ કે જે વિષયતૃષ્ણા ધરાવતો હોય તે અગારી, અને જે વિષયતૃષ્ણાથી મુક્ત થયો હોય તે અનગાર. આ તાત્પર્યાર્થ લેવાથી ફલિત અર્થ એ નીકળે છે કે, કોઈ ઘરમાં વસવા છતાં વિષયતૃષ્ણાથી મુક્ત હોય, તો તે અનગાર જ છે, અને કોઈ ઘર છોડી જંગલમાં જઈ વસવા છતાં વિષયતૃષ્ણાથી મુક્ત ન હોય, તો તે અગારી જ છે. અગારીપણા અને અનગારીપણાની સાચી તેમ જ મુખ્ય કસોટી એ એક જ છે, અને તેને આધારે જ અહીં વ્રતીના બે ભેદ પાડવામાં આવ્યા છે.

પ્ર૦—જે વિષયતૃષ્ણા હોવાને લીધે અગારી હોય, તેને પછી વ્રતી કેમ કહી શકાય?

ઉ૦—સ્થૂલ દૃષ્ટિથી. જેમ માણસ પોતાના ઘર આદિ કોઈ નિયત સ્થાનમાં જ રહેતો હોય છે અને છતાં તે અમુક શહેરમાં રહે છે એવો વ્યવહાર અપેક્ષાવિશેષથી કરવામાં આવે છે, તેમ વિષયતૃષ્ણા છતાં અલ્પાંશે વ્રતનો સંબંધ હોવાને લીધે તેને વ્રતી પણ કહી શકાય છે. [૧૪]

અગારી વ્રતીનું વર્ણન કરે છે:

**अणुव्रतोऽगारी । १५ ।**

**दिग्देशानर्थदण्डविरतिसामायिकपौषधोपवासोपभोगपरिभोगपरिमाणातिथिसंविभागव्रतसम्पन्नश्च । १६ ।**

मारणान्तिकीं संलेखनां जोषिता । १७ ।

જે અણુવ્રતધારી હોય તે અગારી વ્રતી કહેવાય છે.

તે વ્રતી, દિગ્વિરતિ, દેશવિરતિ, અનર્થદણ્ડ-વિરતિ, સામાયિક, પૌષધોપવાસ, ઉપભોગપરિભોગ-પરિમાણ અને અતિથિસંવિભાગ એ વ્રતોથી પણ સંપન્ન હોય છે.

અને તે મારણાંતિક સંલેખનાનો આરાધક પણ હોય છે.

જે ગૃહસ્થ અહિંસા આદિ વ્રતોને સંપૂર્ણપણે સ્વીકારવા સમર્થ ન હોય અને છતા ત્યાગવૃત્તિવાળો હોય, તે ગૃહસ્થ-મર્યાદામાં રહી પોતાની ત્યાગવૃત્તિ પ્રમાણે એ વ્રતો અલ્પાંશે સ્વીકારે છે, એવો ગૃહસ્થ અણુવ્રતધારી શ્રાવક કહેવાય છે.

સંપૂર્ણપણે સ્વીકારાતા વ્રતો મહાવ્રતો કહેવાય છે અને તેમના સ્વીકારની પ્રતિજ્ઞામાં સંપૂર્ણતાને લીધે તારતમ્ય રાખવામાં નથી આવતું; પણ જ્યારે વ્રતો અલ્પાંશે સ્વીકારવાનાં હોય છે, ત્યારે અલ્પતાની વિવિધતાને લીધે એ માટેની પ્રતિજ્ઞા પણ અનેકરૂપે જુદી જુદી લેવામાં આવે છે. તેમ છતાં એક એક અણુવ્રતની વિવિધતામાં ન ઊતરતાં સૂત્રકારે સામાન્ય રીતે ગૃહસ્થનાં અહિંસાદિ વ્રતોને એક એક અણુ-વ્રત તરીકે જ વર્ણવ્યાં છે. આવાં અણુવ્રતો પાચ છે, જે મૂળભૂત એટલે ત્યાગના પ્રથમ પાયારૂપે હોવાથી 'મૂળ ગુણ' કે 'મૂળ વ્રત' કહેવાય છે એ મૂળ વ્રતોની રક્ષા, પુષ્ટિ અને શુદ્ધિ માટે ગૃહસ્થ બીજા પણ કેટલાક વ્રતો સ્વીકારે

છે જે ‘ઉત્તરગુણ’ કે ‘ઉત્તરવ્રત’ તે[1] નામે પ્રસિદ્ધ છે. આવાં ઉત્તરવ્રતો અહી ટૂંકમાં સાત વર્ણવવામાં આવ્યાં છે. અને ગૃહસ્થ વ્રતી જિંદગીને છેડે જે એક વ્રત લેવા પ્રેરાય છે, તેનો પણ અહી નિર્દેશ છે. તે સંલેખનાને નામે પ્રસિદ્ધ છે. એ બધાં વ્રતોનું સ્વરૂપ ટૂંકમાં નીચે પ્રમાણે છે:

પાંચ અણુવ્રતો: ૧. નાના મોટા દરેક જીવની માનસિક, વાચિક, કાયિક દરેક પ્રકારની હિંસાનો ત્યાગ ન સચવાવાથી

---

૧. સામાન્ય રીતે ભગવાન મહાવીરની આખી પરંપરામાં અણુવ્રતોની પાંચ સંખ્યા, તેમનાં નામ અને તેમના ક્રમમાં કશો જ ભેદ નથી. દિગંબરપરંપરામાં કેટલાક આચાર્યોએ રાત્રિભોજનના ત્યાગને છઠ્ઠા અણુવ્રત તરીકે ગણાવ્યુ છે; પરંતુ ઉત્તરગુણરૂપે મનાતા શ્રાવકનાં વ્રતોમાં અનેક જૂની અને નવી પરંપરાઓ છે. શ્વેતાંબર સંપ્રદાયમા એવી બે પરંપરા દેખાય છે. પહેલી તત્ત્વાર્થસૂત્રની અને બીજી આગમ આદિ અન્ય ગ્રંથોની. પહેલીમાં દિગ્વિરમણ પછી ઉપભોગપરિભોગપરિમાણવ્રત ન ગણાવતાં દેશવિરમણવ્રત ગણાવવામા આવ્યું છે. બીજીમા દિગ્વિરમણ પછી ઉપભોગપરિભોગ-પરિમાણવ્રત ગણાવાય છે, અને દેશવિરમણવ્રત સામાયિકવ્રત પછી ગણાવાય છે. આવો ક્રમભેદ છતાં જે ત્રણ વ્રત ગુણવ્રત તરીકે અને જે ચાર વ્રત શિક્ષાવ્રત તરીકે મનાય છે તેમાં કશો જ મતભેદ દેખાતો નથી. પરંતુ ઉત્તરગુણોની બાબતમા દિગંબરીય સંપ્રદાયમાં જુદી જુદી છ પરંપરાઓ દેખાય છે. કુંદકુંદ, ઉમાસ્વાતિ, સમંતભદ્ર, સ્વામી કાર્તિકેય, જિનસેન, અને વસુનન્દી એ આચાર્યોની ભિન્ન ભિન્ન માન્યતાઓ છે. આ મતભેદમાં ક્યાંક નામનો ક્યાંક ક્રમનો, ક્યાંક સંખ્યાનો અને ક્યાંક અર્થવિકાસનો ફેર છે. એ બધું વિસ્તૃત જાણવા ઇચ્છનારે બાબુ જુગલકિશોરજી મુખ્તાર-લિખિત “જૈનાચાર્યોં કા શાસનભેદ” નામક પુસ્તક પૃ. ૨૧ થી આગળ ખસૂસ વાંચવું ઘટે

પોતે નક્કી કરેલી ગૃહસ્થપણાની મર્યાદા સચવાય તેથી વધારે હિંસાનો ત્યાગ કરવો, એ 'અહિંસાઅણુવ્રત.' ૨–૫. એ જ રીતે અસત્ય, ચોરી, કામાચાર અને પરિગ્રહનો પોતાની પરિસ્થિતિ પ્રમાણે મર્યાદિત ત્યાગ કરવો, તે અનુક્રમે સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ અણુવ્રતો છે.

त्रण गुणव्रतो : ૬. પોતાની ત્યાગવૃત્તિ પ્રમાણે પૂર્વ પશ્ચિમ આદિ બધી દિશાઓનું પરિમાણ નક્કી કરી, તે બહાર દરેક પ્રકારના અધર્મકાર્યથી નિવૃત્તિ લેવી, તે 'દિગ્વિરતિવ્રત.' ૭. દિશા હમેશને માટે ઠરાવી મૂકેલ હોય છતાં તેના પરિમાણની મર્યાદામાંથી પણ વખતે વખતે પ્રયોજન પ્રમાણે ક્ષેત્રનુ પરિમાણ નક્કી કરી, તેની બહાર દરેક પ્રકારના અધર્મકાર્યથી નિવૃત્તિ લેવી, તે 'દેશવિરતિવ્રત.' ૮. પોતાના ભોગરૂપ પ્રયોજન માટે થતા અધર્મ વ્યાપાર સિવાય બાકીના બધા અધર્મવ્યાપારથી નિવૃત્તિ લેવી, અર્થાત્ નિરર્થક કોઈ પ્રવૃત્તિ ન કરવી, તે 'અનર્થદંડવિરતિવ્રત.'

चार शिक्षाव्रत : ૯. કાળનો અભિગ્રહ લઈ અર્થાત્ અમુક વખત સુધી અધર્મપ્રવૃત્તિનો ત્યાગ કરી, ધર્મપ્રવૃત્તિમાં સ્થિર થવાનો અભ્યાસ કરવો, તે 'સામાયિકવ્રત.' ૧૦. આઠમ, ચૌદશ, પૂનમ કે બીજી હરકોઈ તિથિએ ઉપવાસ સ્વીકારી, બધી વરણાગીનો ત્યાગ કરી, ધર્મજાગરણમાં તત્પર રહેવું, તે 'પૌષધોપવાસવ્રત.' ૧૧. જેમાં બહુ જ અધર્મનો સંભવ હોય તેવાં ખાનપાન, ઘરેણાં, કપડાં, વાસણકૂસણ વગેરેનો ત્યાગ કરી, ઓછા અધર્મવાળી વસ્તુઓનુ પણ ભોગ માટે પરિમાણ બાંધવું, તે 'ઉપભોગપરિભોગપરિમાણવ્રત.' ૧૨. ન્યાયથી પેદા કરેલ અને છતાં ખપે તેવી જ ખાનપાનાદિ

યોગ્ય વસ્તુઓનું ઉભય પક્ષને લાભ થાય એવી રીતે શુદ્ધ ભક્તિભાવપૂર્વક સુપાત્રને દાન કરવું, તે 'અતિથિસંવિભાગવ્રત.'

કષાયનો અંત આણવા માટે તેમને નભવાનાં અને તેમની પુષ્ટિનાં કારણો ઘટાડવાપૂર્વક તેમને પાતળા કરવા તે 'સંલેખના.' આ સંલેખનાનું વ્રત ચાલુ શરીરનો અંત આવે ત્યાં સુધી લેવાતું હોવાથી, તે 'મારણાંતિક સંલેખના' કહેવાય છે. એવું સંલેખનાવ્રત ગૃહસ્થો પણ શ્રદ્ધાપૂર્વક સ્વીકારી, તેને સંપૂર્ણ પાળે છે, તેથી જ ગૃહસ્થને એ વ્રતના આરાધક કહ્યા છે.

પ્ર૦—સંલેખનાવ્રત લેનાર અનશન આદિ દ્વારા શરીરનો અંત આણે, એ તો આત્મવધ થયો અને આત્મવધ એ સ્વહિંસા જ છે, તો પછી એને વ્રત તરીકે ત્યાગધર્મમાં સ્થાન આપવું કેવી રીતે યોગ્ય ગણાય ?

ઉ૦—દેખીતું દુઃખ હોય કે દેખીતો પ્રાણનાશ હોય તેટલા માત્રથી તે હિંસાની કોટિમાં નથી આવતાં. યથાર્થ હિંસાનુ સ્વરૂપ રાગ, દ્વેષ અને મોહની વૃત્તિથી ઘડાય છે, સંલેખનાવ્રતમાં પ્રાણનો નાશ છે ખરો, પણ તે રાગ, દ્વેષ કે મોહથી ન થતો હોવાને લીધે હિંસાકોટિમાં આવતો નથી; ઊલટું નિર્મોહપણું અને વીતરાગપણું કેળવવાની ભાવનામાંથી એ વ્રત જન્મે છે અને એ ભાવનાની સિદ્ધિના પ્રયત્નને લીધે જ એ વ્રત પૂર્ણ થાય છે, તેથી તે હિંસા નહિ પણ શુભ ધ્યાન કે શુદ્ધ ધ્યાનની કોટિમાં મૂકવા લાયક હોઈ, ત્યાગ-ધર્મમાં સ્થાન પામ્યુ છે.

પ્ર૦—કમળપૂજા, ભૈરવજપ, જળસમાધિ વગેરે અનેક રીતે જૈનેતર પંથોમાં પ્રાણનાશ કરવાની અને તેને ધર્મ

માનવાની પ્રથા હતી અને ચાલુ છે; તેમાં અને સંલેખનાની પ્રથામાં શો ફેર ?

ઉ૦—પ્રાણનાશની સ્થૂલ દૃષ્ટિએ એ બધુ સરખું જ છે, ફેર હોય તો તે તેની પાછળની ભાવનામાં જ હોઈ શકે. કમળપૂજા વગેરેની પાછળ કોઈ ભૌતિક આશા કે બીજું પ્રલોભન ન હોય અને માત્ર ભક્તિનો આવેશ કે અર્પણની વૃત્તિ હોય, તો એવી સ્થિતિમાં અને તેવા જ આવેશ કે પ્રલોભન વિનાની સંલેખનાની સ્થિતિમાં તફાવત તો તે જુદા જુદા તત્ત્વજ્ઞાન ઉપર બંધાયેલી જુદી જુદી ઉપાસનાની ભાવનાનો છે. જૈન ઉપાસનાનુ ધ્યેય તેના તત્ત્વજ્ઞાન પ્રમાણે પરાર્પણ કે પરપ્રસન્નતા નથી, પણ આત્મશોધન માત્ર છે. જૂના વખતથી ચાલી આવતી ધર્મ્ય પ્રાણનાશની વિવિધ પ્રથાઓનું એ જ ધ્યેયની દૃષ્ટિએ સંશોધિતરૂપ સંલેખનાવ્રત રૂપે જૈનસંપ્રદાયમાં અસ્તિત્વ ધરાવે છે; આ જ કારણને લીધે સંલેખનાવ્રતનું વિધાન ખાસ સંયોગોમાં કરવામાં આવ્યું છે.

જ્યારે જીવનનો અંત ખાતરીથી નજીક દેખાય, ધર્મ અને આવશ્યક કર્તવ્યોનો નાશ આવી પડે, તેમ જ કોઈ પણ જાતનું દુર્ધ્યાન ન હોય, ત્યારે જ એ વ્રત વિધેય માનવામાં આવ્યુ છે. [૧૫–૧૭]

હવે સમ્યગ્દર્શનના અતિચારો કહે છે:

**शङ्काकाङ्क्षाविचिकित्साऽन्यदृष्टिप्रशंसासंस्तवाः सम्यग्दृष्टेरतिचाराः । १८ ।**

શંકા, કાંક્ષા, વિચિકિત્સા, અન્યદૃષ્ટિપ્રશંસા અને અન્યદૃષ્ટિસંસ્તવ એ સમ્યગ્દર્શનના પાંચ અતિચારો છે.

જે જાતનાં સ્ખલનોથી કોઈ પણ સ્વીકારેલો ગુણ મલિન થાય અને ધીરે ધીરે હ્રાસ પામી ચાલ્યો જાય, તેવાં સ્ખલનો અતિચાર કહેવાય છે.

સમ્યક્ત્વ એ ચારિત્રધર્મનો મૂળ આધાર છે, તેની શુદ્ધિ ઉપર જ ચારિત્રની શુદ્ધિ અવલંબિત છે; તેથી સમ્યક્ત્વની શુદ્ધિમાં ખલેલ પહોંચવાનો જેનાથી સંભવ છે એવા અતિચારોને અહીં પાંચ ભાગમાં વર્ણવવામાં આવ્યા છે. તે નીચે પ્રમાણે :

૧. આર્હતપ્રવચનની દૃષ્ટિ સ્વીકાર્યા પછી તેમાં વર્ણવાયેલા કેટલાક સૂક્ષ્મ અને અતીન્દ્રિય પદાર્થો (જે માત્ર કેવલજ્ઞાન અને આગમગમ્ય હોય તેમને) વિષે શંકા લેવી કે તે એમ હશે કે નહિ, એ 'શંકાઅતિચાર.' સંશય અને તત્પૂર્વક પરીક્ષાનું જૈનતત્ત્વજ્ઞાનમાં સંપૂર્ણ સ્થાન હોવા છતાં, અહીં શંકાને અતિચારરૂપે જણાવેલ છે, તેનો અર્થ એ છે કે, તર્કવાદની પારના પદાર્થોને તર્કદૃષ્ટિએ કસવાનો પ્રયત્ન ન કરવો; તેમ કરવા જતાં સાધક માત્ર શ્રદ્ધાગમ્ય પ્રદેશને બુદ્ધિગમ્ય ન કરી શકવાથી છેવટે બુદ્ધિગમ્ય પ્રદેશને પણ છોડી દે છે. તેથી સાધનાના વિકાસમાં બાધા આવે તેવી જ શંકા અતિચારરૂપે તજવાની છે. ૨. ઐહિક અને પારલૌકિક વિષયોની અભિલાષા કરવી એ 'કાંક્ષા.' જો આવી કાક્ષા થવા લાગે, તો ગુણદોષના વિચાર વિના જ સાધક ગમે ત્યારે પોતાના સિદ્ધાન્તને છોડી દે. તેથી તેને અતિચાર દોષ કહેલ છે. ૩. જ્યાં મતભેદ કે વિચારભેદનો પ્રસંગ હોય ત્યાં પોતે કંઈ પણ નિર્ણય કર્યા સિવાય માત્ર મતિમન્દતાથી

એમ વિચારે કે, 'એ વાત પણ ઠીક અને આ વાત પણ ઠીક;' એવી બુદ્ધિની અસ્થિરતા તે 'વિચિકિત્સા.' આવી બુદ્ધિની અસ્થિરતા સાધકને એક તત્ત્વ ઉપર સ્થિર કદી જ ન રહેવા દે, તેથી તે અતિચાર છે. ૪-૫. જેમની દૃષ્ટિ ખોટી હોય તેમની પ્રશંસા કરવી કે પરિચય કરવો, તે અનુક્રમે 'મિથ્યાદૃષ્ટિપ્રશંસા' અને 'મિથ્યાદૃષ્ટિસંસ્તવ' અતિચાર છે. ભ્રાન્ત દૃષ્ટિપણાના દોષવાળી વ્યક્તિઓમાં પણ ઘણી વાર વિચાર, ત્યાગ આદિ ગુણો હોય છે; આ ગુણોથી આકર્ષાઈ દોષ અને ગુણનો ભેદ કર્યો સિવાય જ તેવી વ્યક્તિની પ્રશંસા કે તેનો પરિચય કરવામાં આવે, તો અવિવેકી સાધકને સિદ્ધાંતથી સ્ખલિત થઈ જવાનો ભય છે. તેથી જ અન્યદૃષ્ટિપ્રશંસા અને અન્યદૃષ્ટિસંસ્તવને અતિચાર કહેલ છે. મધ્યસ્થતા અને વિવેકપૂર્વક ગુણને ગુણ અને દોષને દોષ સમજે તેવા સાધકોને આવા પ્રશંસા, સંસ્તવ હાનિકારક થાય જ એવો એકાંત નથી આ પાંચ અતિચારો વ્રતી શ્રાવક અને સાધુ બને માટે સમાન છે, કારણ કે સમ્યક્ત્વ બંનેનો સાધારણ ધર્મ છે. [૧૮]

હવે અને શીલના અતિચારોની સંખ્યા અને અનુક્રમે તેમનું વર્ણન કહે છે:

**व्रतशीलेषु पञ्च पञ्च यथाक्रमम् । १९ ।**

**बन्धवधच्छविच्छेदाऽतिभारारोपणाऽन्नपाननिरोधाः । २० ।**

**मिथ्योपदेशरहस्याभ्याख्यानकूटलेखक्रियान्यासापहारसाकारमन्त्रभेदाः । २१ ।**

स्तेनप्रयोगतदाहृतादानविरुद्धराज्यातिक्रम-
हीनाधिकमानोन्मानप्रतिरूपकव्यवहाराः । २२ ।

परविवाहकरणेत्वरपरिगृहीताऽपरिगृहीतागम-
नाऽनङ्गक्रीडातीव्रकामाभिनिवेशाः । २३ ।

क्षेत्रवास्तुहिरण्यसुवर्णधनधान्यदासीदासकुप्य-
प्रमाणातिक्रमाः । २४ ।

ऊर्ध्वाधस्तिर्यग्व्यतिक्रमक्षेत्रवृद्धिस्मृत्यन्तर्धा-
नानि । २५ ।

आनयनप्रेष्यप्रयोगशब्दरूपानुपातपुद्गलक्षेपाः ।२६।

कन्दर्पकौत्कुच्यमौखर्याऽसमीक्ष्याधिकरणोपभोगा-
धिकत्वानि । २७ ।

योगदुष्प्रणिधानाऽनादरस्मृत्यनुपस्थापनानि । २८ ।

अप्रत्यवेक्षिताप्रमार्जितोत्सर्गादाननिक्षेपसंस्तारो-
पक्रमणानादरस्मृत्यनुपस्थापनानि । २९ ।

सचित्तसम्बद्धसंमिश्राऽभिषवदुष्पक्वाहाराः । ३० ।

सचित्तनिक्षेपपिधानपरव्यपदेशमात्सर्यकालाति-
क्रमाः । ३१ ।

जीवितमरणाशंसामित्रानुरागसुखानुबन्धनिदान-
करणानि । ३२ ।

વ્રત અને શીલમાં પાંચ પાંચ અતિચારો છે. તે અનુક્રમે આ પ્રમાણે:

બન્ધ, વધ, છવિચ્છેદ, અતિભારનું આરોપણ અને અન્નપાનનો નિરોધ એ પાંચ અતિચાર પ્રથમ અણુવ્રતના છે.

મિથ્યોપદેશ, રહસ્યાભ્યાખ્યાન, કૂટલેખક્રિયા, ન્યાસાપહાર અને સાકારમંત્રભેદ એ પાંચ અતિચાર બીજા અણુવ્રતના છે.

સ્તેનપ્રયોગ, સ્તેન-આહૃત-આદાન, વિરુદ્ધ રાજ્યનો અતિક્રમ, હીન-અધિક-માનોન્માન અને પ્રતિરૂપક-વ્યવહાર એ પાંચ ત્રીજા અણુવ્રતના અતિચાર છે.

પરવિવાહકરણ, ઇત્વરપરિગૃહીતાગમન, અપરિગૃહીતાગમન, અનંગક્રીડા અને તીવ્રકામાભિનિવેશ એ પાંચ અતિચાર ચોથા અણુવ્રતના છે.

ક્ષેત્ર અને વાસ્તુના પ્રમાણનો અતિક્રમ, હિરણ્ય અને સુવર્ણના પ્રમાણનો અતિક્રમ, ધન અને ધાન્યના પ્રમાણનો અતિક્રમ, દાસી-દાસના પ્રમાણનો અતિક્રમ, તેમજ કુપ્યના પ્રમાણનો અતિક્રમ એ પાંચ અતિચાર પાંચમા અણુવ્રતના છે.

ઊર્ધ્વવ્યતિક્રમ, અધોવ્યતિક્રમ, તિર્યગ્વ્યતિક્રમ, ક્ષેત્રવૃદ્ધિ અને સ્મૃત્યંતર્ધાન એ પાંચ અતિચાર છઠ્ઠા દિગ્વિરતિવ્રતના છે.

આનયનપ્રયોગ, પ્રેષ્યપ્રયોગ, શબ્દાનુપાત, રૂપાનુપાત અને પુદ્ગલક્ષેપ એ પાંચ અતિચાર સાતમા દેશવિરતિવ્રતના છે.

કંદર્પ, કૌત્કુચ્ય, મૌખર્ય, અસમીક્ષ્યઅધિકરણ, અને ઉપભોગનું અધિકત્વ એ પાંચ અતિચાર આઠમા અનર્થદંડવિરમણવ્રતના છે.

કાયદુષ્પ્રણિધાન, વચનદુષ્પ્રણિધાન, મનોદુષ્પ્રણિધાન, અનાદર, અને સ્મૃતિનું અનુપસ્થાપન એ પાંચ અતિચારો સામાયિકવ્રતના છે.

અપ્રત્યવેક્ષિત અને અપ્રમાર્જિતમાં ઉત્સર્ગ, અપ્રત્યવેક્ષિત અને અપ્રમાર્જિતમાં આદાનનિક્ષેપ, અપ્રત્યવેક્ષિત અને અપ્રમાર્જિત સંસ્તારનો ઉપક્રમ, અનાદર, અને સ્મૃતિનું અનુપસ્થાન એ પાંચ અતિચાર પૌષધવ્રતના છે.

સચિત્ત આહાર, સચિત્તસંબદ્ધ આહાર, સચિત્તસંમિશ્ર આહાર, અભિષવ આહાર, અને દુષ્પક્વ આહાર એ અતિચાર ભોગોપભોગવ્રતના છે.

સચિત્તમાં નિક્ષેપ, સચિત્તપિધાન, પરવ્યપદેશ, માત્સર્ય, અને કાલાતિક્રમ એ પાંચ અતિચાર અતિથિસંવિભાગ વ્રતના છે.

જીવિતાશંસા, મરણાશંસા, મિત્રાનુરાગ, સુખાનુબંધ, અને નિદાનકરણ એ મારણાંતિક સંલેખનાના પાંચ અતિચારો છે.

જે નિયમ શ્રદ્ધા અને સમજપૂર્વક સ્વીકારવામાં આવે, તે 'વ્રત' કહેવાય છે. વ્રત શબ્દના આ અર્થ પ્રમાણે શ્રાવકનાં બારે વ્રતો વ્રત શબ્દમાં આવી જાય છે; છતાં અહીં વ્રત અને શીલ એ બે શબ્દ વાપરી એમ સૂચવવામાં આવ્યું છે કે, ચારિત્રધર્મના મૂળ નિયમો અહિંસા, સત્ય આદિ પાંચ છે અને દિગ્વિરમણ આદિ બાકીના નિયમો તો એ મૂળ

નિયમોની પુષ્ટિ ખાતર જ લેવામાં આવે છે દરેક વ્રત અને શીલના પાંચ પાંચ અતિચારો ગણાવવામાં આવ્યા છે તે મધ્યમ દૃષ્ટિએ સમજવું; સંક્ષેપ દૃષ્ટિએ તો એથી ઓછા પણ કલ્પી શકાય અને વિસ્તાર દૃષ્ટિએ પાંચથી વધારે પણ વર્ણવી શકાય.

ચારિત્ર એટલે રાગદ્વેષ આદિ વિકારોનો અભાવ સાધી સમભાવ કેળવવો તે. ચારિત્રનું આવુ મૂળ સ્વરૂપ સિદ્ધ કરવા માટે અહિંસા, સત્ય આદિ જે જે નિયમો વ્યાવહારિક જીવનમાં સ્વીકારવામાં આવે છે, તે બધાયે ચારિત્ર જ કહેવાય છે. વ્યાવહારિક જીવન દેશ, કાળ આદિની પરિસ્થિતિ અને મનુષ્યબુદ્ધિની સંસ્કારિતા પ્રમાણે ઘડાતું હોવાથી, એ એ પરિસ્થિતિ અને સંસ્કારિતામાં ફેર પડતાં જીવનધોરણમાં પણ ફેર પડે છે અને તેથી ચારિત્રનું મૂળ સ્વરૂપ એક જ હોવા છતાં તેના પોષક તરીકે સ્વીકારાતા નિયમોની સખ્યા અને સ્વરૂપમાં ફેરફાર થવો અનિવાર્ય છે; એ જ કારણથી શ્રાવકનાં વ્રત-નિયમો પણ શાસ્ત્રમાં અનેક રીતે ભેદ પામેલાં દેખાય છે, અને ભવિષ્યમાં પણ ફેરફાર પામવાના; તેમ છતાં અહી તો ગ્રંથકારે શ્રાવકધર્મના તેર જ ભાગ કલ્પી, તે દરેકના અતિચારોનુ કથન કરેલું છે. તે અનુક્રમે નીચે પ્રમાણે:

**અહિંસા વ્રતના અતિચારો :** ૧. કોઈ પણ પ્રાણીને તેના ઇષ્ટ સ્થળમા જતાં અટકાવવુ અને બાંધવું, તે 'બધ'; ૨. પરોણા, ચાબખા આદિ વડે ફટકા મારવા, તે 'વધ'; ૩. કાન, નાક, ચામડી આદિ અવયવોને ભેદવા કે છેદવા, તે 'છવિચ્છેદ', ૪. મનુષ્ય કે પશુ આદિ ઉપર તેના ગજા કરતાં વધારે ભાર લાદવો, તે 'અતિભારનુ આરોપણ'; ૫.

કોઈના ખાનપાનમાં અટકાયત કરવી, તે 'અન્નપાનનો નિરોધ.' આ પાંચે દોષો ગૃહસ્થવ્રતધારીએ કાંઈ પણ પ્રયોજન ન હોય તો ન જ સેવવા એવો ઉત્સર્ગ માર્ગ છે; પરંતુ ગૃહસ્થપણાની ફરજને અંગે કાંઈ પ્રયોજનસર એમને સેવવા જ પડે, તોયે તેણે કોમલ વૃત્તિથી કામ લેવું. [૧૯-૨૦]

सत्य व्रतना अतिचारो : ૧. સાચુ-ખોટું સમજાવી કોઈને આડે રસ્તે દોરવો, તે 'મિથ્યા ઉપદેશ.' ૨. રાગથી પ્રેરાઈ વિનોદ ખાતર કોઈ પતિ-પત્નીને કે બીજાં સ્નેહીઓને છૂટાં પાડવાં કે કોઈ એકની સામે બીજા ઉપર આરોપ મૂકવો, તે 'રહસ્યાભ્યાખ્યાન.' ૩. મહોર, હસ્તાક્ષર આદિ-વડે ખોટા દસ્તાવેજો કરવા, ખોટો સિક્કો ચલાવવો વગેરે 'કૂટલેખક્રિયા.' ૪. થાપણ મૂકનાર કાંઈ ભૂલી જાય તો તેની ભૂલનો લાભ લઈ ઓછી-વત્તી થાપણ ઓળવવી, તે 'ન્યાસાપહાર.' ૫. અંદરોઅંદર પ્રીતિ તૂટે તે માટે એક બીજાની ચાડી ખાવી અગર કોઈની ખાનગી વાત પ્રગટ કરી દેવી, તે 'સાકારમંત્રભેદ.' [૨૧]

अस्तेय व्रतना अतिचारो : ૧. કોઈને ચોરી કરવા માટે જાતે પ્રેરણા કરવી કે બીજા દ્વારા પ્રેરણા અપાવવી અગર તેવા કાર્યમાં સમત થવું, તે 'સ્તેનપ્રયોગ;' ૨. પોતાની પ્રેરણા વિના કે સંમતિ વિના કોઈ ચોરી કરી કાંઈ પણ વસ્તુ લાવ્યો હોય તે વસ્તુ લેવી, તે 'સ્તેનઆહૃતઆદાન;' ૩. જુદાં જુદાં રાજ્યો માલની આયાત-નિકાશ ઉપર જે અંકુશ મૂકે છે યા તે માલ પર દાણ-જકાત વગેરેની વ્યવસ્થા બાંધે છે, તેનું ઉલ્લંઘન કરવુ, તે 'વિરુદ્ધરાજ્યાતિક્રમ;' ૪. ઓછાંવત્તાં માપ, કાટલાં, ત્રાજવાં આદિ વડે લેવડદેવડ કરવી, તે

'હીનાધિકમાનોન્માન,' ૫. અસલને બદલે બનાવટી વસ્તુ ચલાવવી, તે 'પ્રતિરૂપક વ્યવહાર.' [૨૨]

ब्रह्मचर्य व्रतना अतिचारो[1]: ૧. પોતાની સંતતિ ઉપરાંત કન્યાદાનના ફળની ઇચ્છાથી કે સ્નેહસંબંધથી બીજાની સંતતિના વિવાહ કરી દેવા, તે 'પરવિવાહકરણ;' ૨. કોઈ બીજાએ અમુક વખત માટે વેશ્યા કે તેવી સાધારણ સ્ત્રીને સ્વીકારી હોય, ત્યારે તે જ વખતમાં તે સ્ત્રીનો ઉપભોગ કરવો, તે 'ઇત્વરપરિગૃહીતા-ગમન,' ૩. વેશ્યા, પરદેશ ગયેલ ધણીવાળી સ્ત્રી કે અનાથ સ્ત્રી જે અત્યારે કોઈ પુરુષના કબજામાં નથી, તેનો ઉપભોગ કરવો, તે 'અપરિગૃહીતાગમન,' ૪. અસ્વાભાવિક રીતે – સૃષ્ટિવિરુદ્ધ કામાસેવન, તે 'અનંગક્રીડા,' ૫. વારંવાર ઉદ્દીપન કરી વિવિધ પ્રકારે કામક્રીડા કરવી, તે 'તીવ્ર કામાભિલાષ.' [૨૩]

अपरिग्रह व्रतना अतिचारो. ૧. જે જમીન ખેતીવાડી લાયક હોય તે 'ક્ષેત્ર' અને રહેવા લાયક હોય તે 'વાસ્તુ', એ બનેનુ પ્રમાણ નક્કી કર્યા પછી લોભવશ થઈ તેની મર્યાદાનુ અતિક્રમણ કરવું, તે 'ક્ષેત્રવાસ્તુપ્રમાણાતિક્રમ,' ૨. ઘડાયેલ કે નહિ ઘડાયેલ રૂપુ અને સોનું એ બંનેનુ વ્રત લેતી વખતે નક્કી કરેલુ પ્રમાણ ઉલ્લંઘવુ, તે 'હિરણ્યસુવર્ણપ્રમાણાતિક્રમ;' ૩. ગાય, ભેંસ આદિ પશુરૂપ ધન અને ઘઉં, બાજરી આદિ ધાન્યનુ સ્વીકારેલું પ્રમાણ ઉલ્લંઘવું, તે 'ધનધાન્યપ્રમાણાતિક્રમ,' ૪. નોકર ચાકર વગેરે કર્મચારીના પ્રમાણનો અતિક્રમ કરવો, તે 'દાસીદાસપ્રમાણાતિક્રમ;' ૫. અનેક પ્રકારનાં વાસણો

---

૧. આ સંબંધી વધારે હકીકત માટે જુઓ આ જ માળામાં પ્રસિદ્ધ થયેલ 'જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્યવિચાર' એ નિબંધ.

અને કપડાંઓનું પ્રમાણ નક્કી કર્યાં બાદ તેનો અતિક્રમ કરવો, તે 'કુપ્યપ્રમાણાતિક્રમ' [૨૪]

दिग्विरमण व्रतना अतिचारो: ૧. ઝાડ, પહાડ વગેરે ઉપર ચડવામાં ઊંચાઈનું પ્રમાણ નક્કી કર્યાં પછી લોભ આદિ વિકારથી તે પ્રમાણની મર્યાદા તોડવી, 'ઊર્ધ્વવ્યતિક્રમ,' ૨–૩. એ જ રીતે નીચે જવાનું પ્રમાણ અને તીરછા જવાનું પ્રમાણ નક્કી કરી તેનો મોહવશ ભંગ કરવો, તે અનુક્રમે 'અધોવ્યતિક્રમ' અને 'તિર્યગ્વ્યતિક્રમ;' ૪. જુદી-જુદી દિશાઓનુ જુદુંજુદું પ્રમાણ સ્વીકાર્યાં બાદ ઓછા પ્રમાણવાળી દિશામાં ખાસ પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે બીજી દિશામાંના સ્વીકારેલા પ્રમાણમાથી અમુક ભાગ ઘટાડી, ઇષ્ટ દિશાના પ્રમાણમાં વધારો કરવો, તે 'ક્ષેત્રવૃદ્ધિ;' ૫. દરેક નિયમના પાલનનો આધાર સ્મૃતિ ઉપર છે એમ જાણવા છતાં, પ્રમાદ કે મોહને લીધે નિયમનું સ્વરૂપ કે તેની મર્યાદા ભૂલી જવાં, તે 'સ્મૃત્યન્તર્ધાન.' [૨૫]

देशावकाशिक व्रतना अतिचारो: ૧. જેટલા પ્રદેશનો નિયમ કર્યો હોય, તેની બહાર રહેલી વસ્તુની જરૂરિયાત પડે ત્યારે પોતે ન જતાં સંદેશા આદિ દ્વારા બીજા પાસે તે વસ્તુ મંગાવવી, તે 'આનયનપ્રયોગ;' ૨. જગ્યાની સ્વીકારેલી મર્યાદા બહાર કામ પડે ત્યારે જાતે ન જતાં કે બીજા પાસે તે ચીજ ન મંગાવતાં, નોકર આદિને જ હુકમ કરી ત્યાં બેઠા કામ કરાવી લેવું, તે 'પ્રેષ્યપ્રયોગ;' ૩. સ્વીકારેલી મર્યાદા બહાર રહેલા કોઈને બોલાવી કામ કરાવવું હોય ત્યારે ખાંસી, ઠસકું આદિ શબ્દદ્વારા તેને પાસે આવવા સાવધાન કરવો, તે 'શબ્દાનુપાત;' ૪. કોઈ પણ જાતનો શબ્દ કર્યાં વિના

માત્ર આકૃતિ આદિ બતાવી બીજાને પોતાની નજીક આવવા સાવધાન કરવો, તે 'રૂપાનુપાત;' ૫. કાંકરી, ઢેફુ વગેરે ફેંકી કોઈને પોતાની નજીક આવવા સૂચના આપવી, તે 'પુદ્ગલપ્રક્ષેપ.' [૨૬]

*अनर्थदंडविरमण व्रतना अतिचारो* : ૧. રાગવશ અસભ્ય ભાષણ અને પરિહાસ આદિ કરવાં તે 'કંદર્પ'; ૨. પરિહાસ અને અશિષ્ટ ભાષણ ઉપરાંત ભાંડ જેવી શારીરિક દુશ્ચેષ્ટાઓ કરવી તે 'કૌત્કુચ્ય'; ૩. નિર્લજ્જપણે સંબંધ વિનાનું તેમજ બહુ બકવા કરવું તે 'મૌખર્ય'; ૪. પોતાની જરૂરિયાતનો વિચાર કર્યાં વિના જ જાતજાતનાં સાવદ્ય ઉપકરણો બીજાને તેના કામ માટે આપ્યા કરવાં, તે 'અસમીક્ષ્યાધિકરણ'; ૫. પોતા માટે આવશ્યક હોય તે ઉપરાંત કપડાં, ઘરેણાં, તેલ, ચંદન આદિ રાખવા, તે 'ઉપભોગાધિકત્વ.' [૨૭]

सामायिक व्रतना अतिचारो: ૧. હાથ, પગ વગેરે અંગોનું નકામું અને ખોટી રીતે સંચાલન, તે 'કાયદુષ્પ્રણિધાન'; ૨. શબ્દસંસ્કાર વિનાની અને અર્થ વિનાની તેમજ હાનિકારક ભાષા બોલવી, તે 'વચનદુષ્પ્રણિધાન'; ૩. ક્રોધ, દ્રોહ આદિ વિકારને વશ થઈ ચિંતન આદિ મનોવ્યાપાર કરવો, તે 'મનોદુષ્પ્રણિધાન'; ૪. સામાયિકમાં ઉત્સાહ ન રાખવો અર્થાત્ વખત થયા છતાં પ્રવૃત્ત ન થવું અથવા તો જેમ-તેમ પ્રવૃત્તિ કરવી, તે 'અનાદર'; ૫. એકાગ્રતાનો અભાવ અર્થાત્ ચિત્તના અવ્યવસ્થિતપણાને લીધે સામાયિક વિષેની સ્મૃતિનો ભ્રંશ, તે 'સ્મૃતિનું અનુપસ્થાપન.' [૨૮]

पौषध व्रतना अतिचारो: ૧. કોઈ જંતુ છે કે નહિ એ આંખે જોયા વિના તેમ જ કોમળ ઉપકરણવડે પ્રમાર્જન કર્યા

વિના ક્યાંય પણ મળ, મૂત્ર, લીંટ આદિ ત્યાગવાં, તે 'અપ્રત્યવેક્ષિત અને અપ્રમાર્જિતમાં ઉત્સર્ગ'; ૨ એ જ પ્રમાણે પ્રત્યવેક્ષણ અને પ્રમાર્જન કર્યા વિના જ લાકડી, બાજઠ વગેરે ચીજો લેવી અને મૂકવી, તે 'અપ્રત્યવેક્ષિત અને અપ્રમાર્જિતમાં આદાનનિક્ષેપ'; ૩. પ્રત્યવેક્ષણ અને પ્રમાર્જન કર્યા વિના જ સંથારો અર્થાત્ બિછાનું કરવુ કે આસન નાખવુ, તે 'અપ્રત્યવેક્ષિત અને અપ્રમાર્જિત સંસ્તારનો ઉપક્રમ'; ૪. પૌષધમાં ઉત્સાહ વિના જ ગમે તેમ પ્રવૃત્તિ કરવી, તે 'અનાદર'; ૫. પૌષધ ક્યારે અને કેમ કરવો કે ન કરવો, તેમજ કર્યો છે કે નહિ વગેરેનું સ્મરણ ન રહેવું, તે 'સ્મૃત્યનુપસ્થાપન.' [૨૯]

भोगोपभोग व्रतना अतिचारो : ૧. કોઈ પણ જાતની વનસ્પતિ વગેરે સચેતન પદાર્થનો આહાર, તે 'સચિત્ત આહાર'; ૨. ઠળિયા, ગોટલી આદિ સચેતન પદાર્થથી યુક્ત એવાં બોર, કેરી વગેરે પાકાં ફળોનો આહાર કરવો, તે 'સચિત્તસંબદ્ધઆહાર'; ૩. તલ, ખસખસ વગેરે સચિત્ત વસ્તુથી મિશ્રિત લાડવા આદિનું ભોજન કે કીડી, કુંથુઆ વગેરેથી મિશ્રિત વસ્તુનું ભોજન, તે 'સચિત્તસંમિશ્રઆહાર'; ૪. કોઈ પણ જાતનું એક માદક દ્રવ્ય સેવવું અગર વિવિધ દ્રવ્યોના મિશ્રણથી પેદા થયેલ દારૂ આદિ રસનું સેવન, તે 'અભિષવ આહાર,' ૫. અધકચરું રાંધેલું કે બરાબર ન રાંધેલું ખાવું, તે 'દુષ્પક્વ આહાર.' [૩૦]

अतिथिसंविभाग व्रतना अतिचारो : ૧. ખાનપાનની દેવા યોગ્ય વસ્તુને ન ખપે તેવી બનાવી દેવાની બુદ્ધિથી કોઈ સચેતન વસ્તુમાં મૂકી દેવી, તે 'સચિત્તનિક્ષેપ;' ૨. એ જ

રીતે દેય વસ્તુને સચેતન વસ્તુથી ઢાંકી દેવી, તે 'સચિત્તપિધાન;' ૩. પોતાની દેય વસ્તુને 'એ પારકાની છે' એમ કહી તેના દાનથી પોતાની જાતને માનપૂર્વક છૂટી કરી લેવી, તે 'પરવ્યપદેશ;' ૪. દાન કરવા છતાં આદર ન રાખવો અગર બીજાના દાનગુણની અદેખાઈથી દાન કરવા પ્રેરાવું, તે 'માત્સર્ય,' ૫. કોઈને કાંઈ ન દેવુ પડે એવા આશયથી ભિક્ષાનો વખત ન હોય તે વખતે ખાઈ-પી લેવું, તે 'કાલાતિક્રમ.' [૩૧]

संलेखना व्रतना अतिचारो: ૧. પૂજા, સત્કાર આદિ વિભૂતિ જોઈ તેથી લલચાઈ જીવનને ચાહવુ, તે 'જીવિતાશંસા;' ૨. સેવા, સત્કાર આદિ માટે કોઈને પાસે આવતો ન જોઈ કંટાળાથી મરણને ચાહવુ, તે 'મરણાશંસા;' ૩. મિત્રો ઉપર કે મિત્રની પેઠે પુત્રાદિ ઉપર સ્નેહબંધન રાખવુ, તે 'મિત્રાનુરાગ;' ૪. અનુભવેલાં સુખો યાદ લાવી મનમાં તાજાં કરવાં, તે 'સુખાનુબંધ,' ૫. તપ કે ત્યાગનો બદલો કોઈ પણ જાતના ભોગરૂપે માગી લેવો, તે 'નિદાનકરણ.'

ઉપર જે બધા અતિચારો કહ્યા છે, તે જો ઇરાદાપૂર્વક અને વક્રતાથી સેવવામાં આવે, તો તે વ્રતના ખંડનરૂપ હોઈ અનાચાર છે, અને જો ભૂલથી અસાવધાનપણે સેવાય, તો તે અતિચારરૂપ છે. [૩૨]

હવે દાનનુ વર્ણન કરે છે:

**अनुग्रहार्थं स्वस्यातिसर्गो दानम् । ३३ ।**

**विधिद्रव्यदातृपात्रविशेषात्तद्विशेषः । ३४ ।**

અનુગ્રહ માટે પોતાની વસ્તુનો ત્યાગ કરવો તે દાન છે.

**વિધિ, દેયવસ્તુ, દાતા અને ગ્રાહકની વિશેષ-તાથી તેની અર્થાત્ દાનની વિશેષતા છે.**

દાનધર્મ એ જીવનના બધા સદ્‌ગુણોનું મૂળ છે; તેથી એનો વિકાસ એ પારમાર્થિક દૃષ્ટિએ અન્ય સદ્‌ગુણોના ઉત્કર્ષનો આધાર છે અને વ્યવહાર દૃષ્ટિએ માનવી વ્યવસ્થાના સામંજસ્યનો આધાર છે.

દાન એટલે ન્યાયપૂર્વક પોતાને પ્રાપ્ત થયેલી વસ્તુનું બીજા માટે અર્પણ કરવુ તે. એ અર્પણ તેના કરનારને અને તેના સ્વીકારનારને ઉપકારક હોવુ જોઈએ. અર્પણ કરનારનો મુખ્ય ઉપકાર એ જ કે એ વસ્તુ ઉપરની તેની મમતા ટળે અને તે રીતે તેનો સંતોષ અને સમભાવ કેળવાય; સ્વીકાર કરનારનો ઉપકાર એ કે તે વસ્તુથી તેની જીવનયાત્રામાં મદદ મળે અને પરિણામે તેના સદ્‌ગુણો ખીલે.

બધાં દાન, દાનરૂપે એક જેવાં જ હોવા છતાં તેમના ફળમાં તરતમભાવ રહેલો હોય છે, એ તરતમભાવ દાનધર્મની વિશેષતાને લઈને છે. અને એ વિશેષતા મુખ્યપણે દાનધર્મનાં ચાર અંગોની વિશેષતાને આભારી છે. એ ચાર અગોની વિશેષતા નીચે પ્રમાણે વર્ણવવામાં આવી છે:

**વિધિની વિશેષતા:** એમાં દેશકાલનું ઉચિતપણું અને લેનારના સિદ્ધાંતને બાધા ન કરે તેવી કલ્પનીય વસ્તુનું અર્પણ ઇત્યાદિ બાબતોનો સમાવેશ થાય છે.

**દ્રવ્યની વિશેષતા:** એમાં દેવાતી વસ્તુના ગુણનો સમાવેશ થાય છે. જે વસ્તુનું દાન કરવામાં આવે તે વસ્તુ લેનાર પાત્રની જીવનયાત્રામાં પોષક હોઈ પરિણામે તેને પોતાના ગુણવિકાસમાં નિમિત્ત થાય તેવી હોવી જોઈએ.

દાતાની વિશેષતા: એમાં લેનાર પાત્ર પ્રત્યે શ્રદ્ધા હોવી, તેના તરફ તિરસ્કાર કે અસૂયાનું ન હોવું, અને દાન કરતી વખતે કે પછી વિષાદ ન કરવો, વગેરે દાતાના ગુણોનો સમાવેશ થાય છે.

પાત્રની વિશેષતા: દાન લેનારે સત્પુરુષાર્થ પ્રત્યે જ જાગરૂક રહેવું, તે પાત્રની વિશેષતા છે. [૩૩-૩૪]

# અધ્યાય ૮

આસ્રવના વર્ણન પ્રસંગે વ્રત અને દાનનું વર્ણન કરીને હવે બંધતત્ત્વનુ વર્ણન કરવામાં આવે છે.

પ્રથમ બંધહેતુઓનો નિર્દેશ કરે છે:

**मिथ्यादर्शनाविरतिप्रमादकषाययोगा बन्धहेतवः ।१।**

**મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ એ પાંચ બંધના હેતુઓ છે.**

બંધનું સ્વરૂપ આગળના સૂત્રમાં વર્ણવવામાં આવનાર છે. અહીં તો તેના હેતુઓનો નિર્દેશ છે. બંધના હેતુઓની સંખ્યા વિષે ત્રણ પરંપરાઓ દેખાય છે. એક પરંપરા પ્રમાણે કષાય અને યોગ એ બે જ બંધના હેતુઓ છે; બીજી પરંપરા મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર બંધહેતુઓની છે. ત્રીજી પરંપરા ઉક્ત ચાર હેતુઓમાં પ્રમાદને ઉમેરી પાંચ બંધહેતુઓ વર્ણવે છે. આ રીતે સંખ્યાનો અને તેને લીધે નામોનો ભેદ હોવા છતાં તાત્ત્વિક દૃષ્ટિએ એ પરંપરાઓમાં કશો જ ભેદ નથી. પ્રમાદ એ એક પ્રકારનો અસંયમ જ

છે અને તેથી તે અવિરતિ કે કષાયમાં આવી જાય છે; એ જ દૃષ્ટિથી 'કર્મપ્રકૃતિ' વગેરે ગ્રંથોમાં ફક્ત ચાર બંધહેતુઓ કહેવામાં આવ્યા છે. બારીકીથી જોતાં મિથ્યાત્વ અને અસંયમ એ બન્ને કષાયના સ્વરૂપથી જુદા નથી પડતા; તેથી કષાય અને યોગ એ બે જ બંધહેતુઓ ગણાવવા પ્રાપ્ત થાય છે.

પ્ર૦—જો એમ જ છે તો અહીં પ્રશ્ન થાય છે કે આ સંખ્યાભેદની જુદી જુદી પરંપરા શા આધારે ચાલી આવે છે?

ઉ૦—કોઈ પણ કર્મ બંધાય છે, ત્યારે તેમાં વધારેમાં વધારે જે ચાર અંશોનું નિર્માણ થાય છે, તેમના જુદા જુદા કારણ તરીકે કષાય અને યોગ એ બે હોય છે. પ્રકૃતિ તેમજ પ્રદેશ અંશનુ નિર્માણ યોગને લીધે થાય છે, અને સ્થિતિ તેમજ અનુભાગ અંશનુ નિર્માણ કષાયને લીધે થાય છે. આ રીતે એક જ કર્મમાં ઉત્પન્ન થતા ઉક્ત ચાર અંશોનાં કારણોનુ વિશ્લેષણ કરવાની દૃષ્ટિએ શાસ્ત્રમાં કષાય અને યોગ એ બે હેતુઓનુ કથન કરવામાં આવ્યુ છે; અને આધ્યાત્મિક વિકાસની ઊતરતી ચડતી ભૂમિકારૂપ ગુણસ્થાનોમાં બંધાતી કર્મપ્રકૃતિઓના તરતમભાવનું કારણ જણાવવા માટે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર બંધહેતુઓનું કથન કરવામાં આવ્યુ છે. જે ગુણસ્થાને બંધહેતુઓ ઉક્ત ચારમાંથી જેટલા વધારે હોય, તે ગુણસ્થાને કર્મપ્રકૃતિઓનો તેટલો વધારે બંધ, અને જ્યાં એ બંધહેતુઓ ઓછા, ત્યાં કર્મપ્રકૃતિઓનો બંધ પણ ઓછો. આ રીતે મિથ્યાત્વ આદિ ચાર હેતુઓના કથનની પરંપરા એ જુદાં જુદાં ગુણસ્થાનોમાં તરતમભાવ પામતા કર્મબંધના કારણનો ખુલાસો કરવા માટે છે. અને કષાય તેમજ યોગ એ બે

હેતુઓના કથનની પરંપરા કોઈ પણ એક જ કર્મમાં સંભવતા ચાર અંશોના કારણનું પૃથક્કરણ કરવા માટે છે. પાંચ બંધહેતુઓની પરંપરાનો આશય તો ચારની પરંપરા કરતાં જુદો નથી જ, અને જો હોય તો તે એટલો જ છે કે, જિજ્ઞાસુ શિષ્યોને બંધહેતુ વિષે વિસ્તારથી જ્ઞાન કરાવવું.

**બંધહેતુઓની વ્યાખ્યા**

મિથ્યાત્વ: મિથ્યાત્વ એટલે મિથ્યાદર્શન, અર્થાત્ સમ્યગ્દર્શનથી ઊલટું હોય તે. સમ્યગ્દર્શન એ વસ્તુનું તાત્ત્વિક શ્રદ્ધાન હોવાથી, વિપરીત દર્શન બે પ્રકારનું ફલિત થાય છે. પહેલું, વસ્તુના યથાર્થ શ્રદ્ધાનનો અભાવ, અને બીજું વસ્તુનું અયથાર્થ શ્રદ્ધાન. પહેલા અને બીજામાં ફેર એ છે કે, પહેલું તદ્દન મૂઢ દશામાં પણ હોય, જ્યારે બીજું તો વિચારદશામાં જ હોય. વિચારશક્તિનો વિકાસ થયા છતાં જ્યારે અભિનિવેશથી કોઈ એક જ દૃષ્ટિને વળગી રહેવામાં આવે છે, ત્યારે વિચારદશા હોવા છતાં અતત્ત્વના પક્ષપાતને લીધે એ દૃષ્ટિ મિથ્યાદર્શન કહેવાય છે. એ ઉપદેશજન્ય હોવાથી અભિગૃહીત કહેવાય છે. જ્યારે વિચારદશા જાગી ન હોય, ત્યારે અનાદિકાલીન આવરણના ભારને લીધે માત્ર મૂઢતા હોય છે. તે વખતે જેમ તત્ત્વનું શ્રદ્ધાન નથી, તેમ અતત્ત્વનું પણ શ્રદ્ધાન નથી; એ વખતે ફક્ત મૂઢતા હોઈ તત્ત્વનું અશ્રદ્ધાન હોય છે. તે નૈસર્ગિક – ઉપદેશનિરપેક્ષ હોવાથી 'અનભિગૃહીત' કહેવાય છે. દૃષ્ટિ કે પંથના ઐકાંતિક બધા જ કદાગ્રહો અભિગૃહીત મિથ્યાદર્શન છે; તે મનુષ્ય જેવી વિકસિત જાતિમાં હોઈ શકે. અને બીજું અનભિગૃહીત મિથ્યાદર્શન કીટ, પતંગ આદિ જેવી મૂર્છિત ચેતન્યવાળી જાતિઓમાં સંભવે.

अविरति: અવિરતિ એટલે દોષોથી ન વિરમવું તે

प्रमाद: પ્રમાદ એટલે આત્મવિસ્મરણ અર્થાત્ કુશળ કાર્યોમાં આદર ન રાખવો; કર્તવ્ય, અકર્તવ્યની સ્મૃતિ માટે સાવધાન ન રહેવું તે.

कषाय: કષાય એટલે સમભાવની મર્યાદા તોડવી તે.

योग: યોગ એટલે માનસિક, વાચિક અને કાયિક પ્રવૃત્તિ.

છઠ્ઠા અધ્યાયમાં વર્ણવેલા તત્પ્રદોષ આદિ બંધહેતુઓ અને અહીં જણાવેલા મિથ્યાત્વ આદિ બંધહેતુઓ વચ્ચે તફાવત એ છે કે, તત્પ્રદોષાદિ હેતુઓ પ્રત્યેક કર્મના ખાસખાસ બંધ-હેતુઓ હોઈ વિશેષરૂપ છે, જ્યારે મિથ્યાત્વ આદિ તો સમસ્ત કર્મના સમાન બંધહેતુ હોઈ સામાન્ય છે. મિથ્યાત્વથી માંડી યોગ સુધીના પાંચે હેતુઓમાં જ્યારે પૂર્વ પૂર્વના બંધહેતુઓ હોય ત્યારે તેના પછીના બધા તો હોય છે જ; જેમ કે, મિથ્યાત્વ હોય ત્યારે અવિરતિ આદિ ચાર, અને અવિરતિ હોય ત્યારે પ્રમાદ આદિ ત્રણ હોય. પણ જ્યારે પછીનો હોય ત્યારે આગલો હેતુ હોય અને ન પણ હોય, જેમકે, અવિરતિ હોય ત્યા પહેલે ગુણસ્થાને મિથ્યાત્વ હોય, પરંતુ બીજે, ત્રીજે, ચોથે ગુણસ્થાને અવિરતિ હોવા છતાં મિથ્યાત્વ નથી હોતુ, એ રીતે બીજા વિષે પણ ઘટાવી લેવુ [૧]

હવે બંધનું સ્વરૂપ કહે છે:

**सकषायत्वाज्जीव. कर्मणो योग्यान् पुद्गलानादत्ते ।२।**
**स बन्ध. ।३।**

**કષાયના સંબંધથી જીવ કર્મને યોગ્ય એવાં પુદ્ગલોનું ગ્રહણ કરે છે.**

**તે બંધ કહેવાય છે.**

પુદ્ગલની વર્ગણાઓ અર્થાત્ પ્રકારો અનેક છે. તેમાંની જે વર્ગણા કર્મરૂપ પરિણામ પામવાની યોગ્યતા ધરાવતી હોય, તેને જ જીવ ગ્રહણ કરી પોતાના પ્રદેશો સાથે વિશિષ્ટ રીતે જોડી દે છે. અર્થાત્ જીવ સ્વભાવે અમૂર્ત છતાં અનાદિ કાળથી કર્મસંબંધવાળો હોવાથી મૂર્ત જેવો થઈ જવાને લીધે, મૂર્ત કર્મપુદ્ગલોનું ગ્રહણ કરે છે. જેમ દીવો વાટ દ્વારા તેલને ગ્રહણ કરીને પોતાની ઉષ્ણતાથી તેને જ્વાળારૂપે પરિણમાવે છે, તેમ જીવ કાષાયિક વિકારથી યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરી તેમને કર્મભાવરૂપે પરિણમાવે છે. એ જ આત્મપ્રદેશ સાથે કર્મભાવે પરિણામ પામેલ પુદ્ગલોનો સંબંધ તે 'બંધ' કહેવાય છે. આવા બંધમાં મિથ્યાત્વ આદિ અનેક નિમિત્તો હોય છે; છતાં અહીં કષાયના સંબંધથી પુદ્ગલોનું ગ્રહણ થાય છે એમ કહેવામાં આવ્યું છે, તે અન્ય હેતુઓ કરતાં કષાયની પ્રધાનતા સૂચવવા ખાતર જ સમજવું. [૨-૩]

હવે બંધના પ્રકારો કહે છે :

**प्रकृतिस्थित्यनुभावप्रदेशास्तद्विधयः। ४।**

**પ્રકૃતિ, સ્થિતિ, અનુભાવ અને પ્રદેશ એ ચાર તેના અર્થાત્ બંધના પ્રકારો છે.**

કર્મપુદ્ગલો જીવ દ્વારા ગ્રહણ થઈ કર્મરૂપે પરિણામ પામે એનો અર્થ એ છે, કે તે જ વખતે તેમાં ચાર અંશોનુ નિર્માણ થાય છે; તે જ અંશો બંધના પ્રકારો છે જેમકે, જ્યારે બકરી, ગાય, ભેંસ આદિ વડે ખવાયેલું ઘાસ આદિ દૂધ-રૂપે પરિણમે છે, ત્યારે તેમાં મધુરતાનો સ્વભાવ બંધાય છે; તે સ્વભાવ અમુક વખત સુધી તે જ રૂપે ટકી રહેવાની કાળ-

મર્યાદા તેમા નિર્મિત થાય છે; એ મધુરતામાં તીવ્રતા, મંદતા આદિ વિશેષતાઓ આવે છે; અને એ દૂધનું પૌદ્ગલિક પરિમાણ પણ સાથે જ નિર્માય છે. તેમ જીવ દ્વારા ગ્રહણ થઈ તેના પ્રદેશોમાં સંશ્લેષ પામેલા કર્મપુદ્ગલોમાં પણ ચાર અંશોનું નિર્માણ થાય છે: પ્રકૃતિ, સ્થિતિ, અનુભાવ અને પ્રદેશ.

૧. કર્મપુદ્ગલોમાં જે જ્ઞાનને આવૃત કરવાનો, દર્શનને અટકાવવાનો, સુખદુઃખ અનુભવાવવાનો વગેરે સ્વભાવ બંધાય છે, તે સ્વભાવનિર્માણ એ 'પ્રકૃતિબંધ.' ૨. સ્વભાવ બંધાવા સાથે જ તે સ્વભાવથી અમુક વખત સુધી ચ્યુત ન થવાની મર્યાદા પુદ્ગલોમાં નિર્મિત થાય છે, તે કાલમર્યાદાનુ નિર્માણ તે 'સ્થિતિબંધ' ૩. સ્વભાવનુ નિર્માણ થવા સાથે જ તેમાં તીવ્રતા, મદતા આદિપણે ફલાનુભવ કરાવનારી વિશેષતાઓ બંધાય છે, એવી વિશેષતા એ જ 'અનુભાવબંધ.' ૪ ગ્રહણ કરાઈ ભિન્નભિન્ન સ્વભાવમાં પરિણામ પામતો કર્મપુદ્ગલરાશિ સ્વભાવદીઠ અમુક અમુક પરિમાણમા વહેંચાઈ જાય છે, એ પરિમાણવિભાગ તે 'પ્રદેશબંધ'

બંધના આ ચાર પ્રકારોમાં પહેલો અને છેલ્લો યોગને આભારી છે; કારણ કે યોગના તરતમભાવ ઉપર જ પ્રકૃતિ અને પ્રદેશબંધનો તરતમભાવ અવલંબિત છે. બીજો અને ત્રીજો પ્રકાર કષાયને આભારી છે; કારણ કે કષાયની તીવ્રતા, મંદતા ઉપર જ સ્થિતિ અને અનુભાવબંધની અધિકતા કે અલ્પતા અવલંબિત છે. [૪]

હવે મૂલપ્રકૃતિના ભેદોનો નામનિર્દેશ કરે છે:

**आद्यो ज्ञानदर्शनावरणवेदनीयमोहनीयायुष्कनामगोत्रान्तरायाः ।५।**

**પહેલો અર્થાત્ પ્રકૃતિબંધ, જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુષ્ક, નામ, ગોત્ર અને અંતરાય રૂપ છે.**

અધ્યવસાયવિશેષથી જીવદ્વારા એક જ વાર ગ્રહણ કરાયેલ કર્મપુદ્ગલરાશિમાં એક સાથે આધ્યવસાયિક શક્તિની વિવિધતા પ્રમાણે અનેક સ્વભાવોનું નિર્માણ થાય છે. એ સ્વભાવો અદૃશ્ય છે, છતાં તેમનું પરિગણન માત્ર તેમનાં કાર્યો —અસરો દ્વારા કરી શકાય. એક કે અનેક સંસારી જીવ ઉપર થતી કર્મની અસંખ્ય અસરો અનુભવાય છે. એ અસરોના ઉત્પાદક સ્વભાવો ખરી રીતે અસંખ્યાત જ છે; તેમ છતાં ટૂંકમાં વર્ગીકરણ કરી તે બધાને આઠ ભાગમાં વહેંચી નાખવામા આવ્યા છે. તે મૂલપ્રકૃતિબંધ કહેવાય છે. એ જ આઠ મૂલપ્રકૃતિના ભેદનો નિર્દેશ અહીં કરવામાં આવ્યો છે. જેમકે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુષ્ક, નામ, ગોત્ર અને અંતરાય

૧. જેના વડે જ્ઞાન અર્થાત્ વિશેષ બોધ આવરાય, તે 'જ્ઞાનાવરણ'. ૨. જેના વડે દર્શન અર્થાત્ સામાન્ય બોધ આવરાય, તે 'દર્શનાવરણ'. ૩. જેથી સુખ કે દુઃખ અનુભવાય, તે 'વેદનીય'. ૪. જેના વડે આત્મા મોહ પામે, તે 'મોહનીય' ૫. જેથી ભવધારણ થાય, તે 'આયુષ'. ૬. જેથી વિશિષ્ટ ગતિ, જાતિ આદિ પ્રાપ્ત થાય, તે 'નામ'. ૭ જેથી ઉચ્ચપણું કે નીચપણું પમાય, તે 'ગોત્ર'. ૮. જેથી દેવા લેવા આદિમાં વિઘ્ન આવે, તે 'અંતરાય'.

કર્મના વિવિધ સ્વભાવોને સંક્ષેપ દૃષ્ટિએ ઉપરના આઠ ભાગમાં વહેંચી નાખ્યા છતાં, વિસ્તૃતરુચિ જિજ્ઞાસુઓ માટે

અધ્યમ માર્ગથી તે આઠના વળી બીજા પ્રકારો વર્ણવવામાં આવ્યા છે; જે ઉત્તરપ્રકૃતિના ભેદના નામે પ્રસિદ્ધ છે. એવા ભેદો ૯૭ છે, તે મૂલપ્રકૃતિવાર આગળ અનુક્રમે દર્શાવવામાં આવે છે. [૫]

ઉત્તરપ્રકૃતિના ભેદોની સંખ્યા અને નામનિર્દેશ :

पञ्चनवद्व्यष्टाविंशतिचतुर्द्विचत्वारिंशद्द्विपञ्चभेदा यथाक्रमम् ।६।

मत्यादीनाम् ।७।

चक्षुरचक्षुरवधिकेवलानां निद्रानिद्रानिद्राप्रचलाप्रचलाप्रचलास्त्यानगृद्धिवेदनीयानि च ।८।

सदसद्वेद्ये ।९।

दर्शनचारित्रमोहनीयकषायनोकषायवेदनीयाख्यास्त्रिद्विषोडशनवभेदाः सम्यक्त्वमिथ्यात्वतदुभयानि कषायनोकषायावनन्तानुबन्ध्यप्रत्याख्यानप्रत्याख्यानावरणसंज्वलनविकल्पाश्चैकशः क्रोधमानमायालोभा हास्यरत्यरतिशोकभयजुगुप्सास्त्रीपुंनपुंसकवेदाः ।१०।

नारकतैर्यग्योनमानुषदैवानि ।११।

गतिजातिशरीराङ्गोपाङ्गनिर्माणबन्धनसंघातसंस्थानसंहननस्पर्शरसगन्धवर्णानुपूर्व्यगुरुलघूपघातपराघातातपोद्योतोच्छ्वासविहायोगतयः प्रत्येकशरीरत्रससुभगसुस्वरशुभसूक्ष्मपर्याप्तस्थिरादेययशांसि सेतराणि तीर्थकृत्त्वं च ।१२।

उच्चैर्नीचैश्च ।१३।

दानादीनाम् ।१४।

આઠ મૂળ પ્રકૃતિના અનુક્રમે પાંચ, નવ, બે, અઠ્ઠાવીશ, ચાર, બેંતાલીશ, બે અને પાંચ ભેદો છે.

મતિ વગેરે પાંચ જ્ઞાનોનાં આવરણો એ પાંચ જ્ઞાનાવરણ છે.

ચક્ષુર્દર્શન, અચક્ષુર્દર્શન, અવધિદર્શન અને કેવલદર્શનનાં ચાર આવરણો; તથા નિદ્રા, નિદ્રાનિદ્રા, પ્રચલા, પ્રચલાપ્રચલા અને સ્ત્યાનગૃદ્ધિ એ પાંચ વેદનીય એમ નવ દર્શનાવરણીય છે.

પ્રશસ્ત-સુખવેદનીય અને અપ્રશસ્ત-દુઃખવેદનીય એ બે વેદનીય છે.

દર્શનમોહ, ચારિત્રમોહ, કષાયવેદનીય અને નોકષાયવેદનીયના અનુક્રમે ત્રણ, બે, સોળ અને નવ ભેદો છે, જેમ કે: સમ્યક્ત્વ, મિથ્યાત્વ, તદુભય-સમ્યક્ત્વમિથ્યાત્વ એ ત્રણ દર્શનમોહનીય. કષાય અને નોકષાય એ બે ચારિત્રમોહનીય. ક્રોધ, માન, માયા અને લોભ એ પ્રત્યેક અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાનાવરણ, પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન રૂપે ચાર ચાર પ્રકારના હોઈ એ સોળ કષાયચારિત્રમોહનીય. હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા, સ્ત્રીવેદ, પુરુષવેદ અને નપુંસકવેદ એ નવ નોકષાયચારિત્રમોહનીય છે.

નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ સંબંધી એમ ચાર આયુષ છે.

ગતિ, જાતિ, શરીર, અંગોપાંગ, નિર્માણ, બંધન, સંઘાત, સંસ્થાન, સંહનન, સ્પર્શ, રસ, ગંધ, વર્ણ, આનુપૂર્વી, અગુરુલઘુ, ઉપઘાત, પરાઘાત, આતપ, ઉદ્યોત, ઉચ્છ્વાસ, વિહાયોગતિ, અને પ્રતિપક્ષ સહિત અર્થાત્ સાધારણ અને પ્રત્યેક, સ્થાવર અને ત્રસ, દુર્ભગ અને સુભગ, દુઃસ્વર અને સુસ્વર, અશુભ અને શુભ, બાદર અને સૂક્ષ્મ, અપર્યાપ્ત અને પર્યાપ્ત, અસ્થિર અને સ્થિર, અનાદેય અને આદેય, અયશ અને યશ તેમજ તીર્થંકરપણું એ બેંતાલીશ પ્રકારનું નામકર્મ છે.

ઉચ્ચ અને નીચ એ બે પ્રકાર ગોત્રના છે.

દાન વગેરેના પાંચ અંતરાયો છે.

જ્ઞાનાવરણકર્મની પાંચ અને દર્શનાવરણની નવ પ્રકૃતિઓ. ૧. મતિ, શ્રુત આદિ પાંચ જ્ઞાનો અને ચક્ષુર્દર્શન આદિ ચાર દર્શનોનું વર્ણન[1] થઈ ગયું છે; તે દરેકને આવૃત કરનાર સ્વભાવવાળાં કર્મો અનુક્રમે મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ, મનઃપર્યાયજ્ઞાનાવરણ અને કેવલજ્ઞાનાવરણ એ પાંચ જ્ઞાનાવરણ; અને ચક્ષુર્દર્શનાવરણ, અચક્ષુર્દર્શનાવરણ, અવધિદર્શનાવરણ અને કેવલદર્શનાવરણ એ ચાર દર્શનાવરણ છે. ઉક્ત ચાર ઉપરાંત બીજાં પાંચ દર્શનાવરણો છે, તે નીચે પ્રમાણે: ૧. જે કર્મના ઉદયથી સુખપૂર્વક જાગી શકાય એવી નિદ્રા આવે, તે 'નિદ્રાવેદનીય દર્શનાવરણ.' ૨. જેના ઉદયથી નિદ્રામાંથી જાગવું વધારે મુશ્કેલ બને. તે 'નિદ્રાનિદ્રાવેદનીય

૧ જુઓ અ. ૧ સૂ. ૯ થી ૩૩ અને અ. ૨ સૂ. ૯

દર્શનાવરણ.' ૩. જે કર્મના ઉદયથી બેઠા બેઠા કે ઊભા ઊભા ઊંઘ આવે, તે 'પ્રચલાવેદનીય.' ૪. જે કર્મના ઉદયથી ચાલતાં ચાલતાં પણ નિદ્રા આવે, તે 'પ્રચલાપ્રચલાવેદનીય.' પં. જે કર્મના ઉદયથી જાગૃત અવસ્થામાં ચિંતવેલ કાર્ય નિદ્રાવસ્થામાં સાધવાનું બળ પ્રકટે છે, તે 'સ્ત્યાનગૃદ્ધિ.' એ નિદ્રામાં સહજ બળ કરતાં અનેકગણું બળ પ્રકટે છે. [૭-૮]

**वेदनीय कर्मनी बे प्रकृतिओ:** ૧. જેના ઉદયથી પ્રાણીને સુખનો અનુભવ થાય, તે સાતવેદનીય; ૨. જેના ઉદયથી પ્રાણીને દુ:ખનો અનુભવ થાય, તે 'અસાતવેદનીય.' [૯]

**दर्शनमोहनीयनी त्रण प्रकृतिओ:** ૧. જેના ઉદયથી તત્ત્વોના યથાર્થ સ્વરૂપની રુચિ થતી અટકે, તે 'મિથ્યાત્વમોહનીય.' ૨. જેના ઉદય વખતે યથાર્થપણાની રુચિ કે અરુચિ ન થતાં ડોલાયમાન સ્થિતિ રહે, એ 'મિશ્રમોહનીય.' ૩. જેનો ઉદય તાત્ત્વિક રુચિનુ નિમિત્ત થવા છતાં ઔપશમિક કે ક્ષાયિક ભાવવાળી તત્ત્વરુચિનો પ્રતિબંધ કરે, તે 'સમ્યક્ત્વમોહનીય'

**ચારિત્રમોહનીયના પચીશ પ્રકારો**

**सोळ कषायो:** ક્રોધ, માન, માયા અને લોભ એ કષાયના મુખ્ય ચાર પ્રકાર છે. તે દરેકની તીવ્રતાના તરતમભાવની દૃષ્ટિએ ચાર ચાર પ્રકાર બતાવવામાં આવ્યા છે. જે કર્મ ઉક્ત ક્રોધ આદિ ચાર કષાયોને એટલા બધા તીવ્રપણે પ્રકટાવે, કે જેને લીધે જીવને અનંતકાળ સુધી સંસારમાં ભટકવુ પડે, તે કર્મ અનુક્રમે 'અનંતાનુબંધી' ક્રોધ, માન, માયા અને લોભ કહેવાય છે. જે કર્મોના ઉદયથી આવિર્ભાવ પામતા કષાયો વિરતિનો પ્રતિબંધ કરવા પૂરતા જ તીવ્ર હોય તે 'અપ્રત્યાખ્યાનાવરણ' ક્રોધ, માન, માયા અને લોભ કહેવાય છે. જેમનો

વિપાક દેશવિરતિને ન રોકતાં ફક્ત સર્વવિરતિને રોકે, તે 'પ્રત્યાખ્યાનાવરણીય' ક્રોધ, માન, માયા અને લોભ. જેમના વિપાકની તીવ્રતા સર્વવિરતિનો પ્રતિબંધ કરવા જેટલી નહિ પણ તેમાં સ્ખલન અને માલિન્ય કરવા જેટલી હોય, તે 'સંજ્વલન' ક્રોધ, માન, માયા અને લોભ.

नव नोकषाय: હાસ્ય પ્રકટાવનાર પ્રકૃતિવાળું કર્મ 'હાસ્યમોહનીય;' ક્યાંક પ્રીતિ અને ક્યાંક અપ્રીતિ ઉપજાવનાર કર્મ અનુક્રમે 'રતિમોહનીય' અને 'અરતિમોહનીય;' ભયશીલતા આણનાર 'ભયમોહનીય,' શોકશીલતા આણનાર 'શોકમોહનીય' અને ઘૃણાશીલતા આણનાર 'જુગુપ્સામોહનીય' કહેવાય છે. સ્ત્રૈણભાવની વિકૃતિ પ્રકટાવનાર 'સ્ત્રીવેદ,' પૌરુષભાવની વિકૃતિ પ્રકટાવનાર 'પુરુષવેદ', અને નપુંસકભાવની વિકૃતિ પ્રકટાવનાર કર્મ 'નપુંસકવેદ' કહેવાય છે. આ નવે મુખ્ય કષાયના સહચારી તેમજ ઉદ્દીપક હોવાથી 'નોકષાય' કહેવાય છે. [૧૦]

आयुष कर्मना चार प्रकारो: જેના ઉદયે દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક ગતિનું જીવન ગાળવું પડે છે, તે અનુક્રમે દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરકનું આયુષ છે. [૧૧]

### નામકર્મની બેંતાલીશ પ્રકૃતિઓ

चौद पिंडप्रकृतिओ: ૧. સુખદુઃખ ભોગવવા યોગ્ય પર્યાયવિશેષ સ્વરૂપ દેવાદિ ચાર ગતિઓ પ્રાપ્ત કરાવનાર કર્મ તે 'ગતિનામ'. ૨. એકેંદ્રિયત્વથી લઈ પંચેંદ્રિયત્વ સુધી સમાન પરિણામ અનુભવાવનાર કર્મ તે 'જાતિનામ'. ૩. ઔદારિક આદિ શરીરો પ્રાપ્ત કરાવનાર કર્મ તે 'શરીરનામ'. ૪. શરીરગત અંગો અને ઉપાંગોનું નિમિત્ત નામકર્મ તે

'અંગોપાંગનામ'. ૫-૬. પ્રથમ ગૃહીત ઔદારિક આદિ પુદ્ગલો સાથે નવાં ગ્રહણ કરાતાં તેવાં પુદ્ગલોનો સંબંધ કરી આપનાર કર્મ તે 'બંધનનામ', અને બદ્ધપુદ્ગલોને તે તે શરીરના આકારમાં ગોઠવી આપનાર કર્મ 'સંઘાતનામ'. ૭-૮. હાડબંધની વિશિષ્ટ રચનારૂપ 'સંહનનનામ', અને શરીરની વિવિધ આકૃતિઓનું નિમિત્ત કર્મ તે 'સંસ્થાનનામ'. ૯-૧૨. શરીરગત શ્વેત આદિ પાંચ વર્ણો, સુરભિ આદિ બે ગંધો, તિક્ત આદિ પાંચ રસો અને શીત આદિ આઠ સ્પર્શોનાં નિયામક કર્મો અનુક્રમે 'વર્ણનામ', 'ગંધનામ', 'રસનામ' અને 'સ્પર્શનામ'. ૧૩. વિગ્રહવડે જન્માંતર જતા જીવને આકાશપ્રદેશની શ્રેણિ અનુસાર ગમન કરાવનાર કર્મ તે 'આનુપૂર્વીનામ'. ૧૪. પ્રશસ્ત અને અપ્રશસ્ત ચાલનું નિયામક કર્મ તે 'વિહાયોગતિનામ'. આ ચૌદે પિંડ પ્રકૃતિઓ કહેવાય છે; તે એટલા માટે કે તેમના બીજા અવાંતર ભેદો છે.

त्रसदशक अने स्थावरदशक. ૧-૨. જે કર્મના ઉદયથી સ્વતંત્રપણે ગમન કરવાની શક્તિ પ્રાપ્ત થાય, તે 'ત્રસનામ'; તેથી ઊલટું જેના ઉદયથી તેવી શક્તિ પ્રાપ્ત ન થાય, તે 'સ્થાવરનામ'. ૩-૪. જેના ઉદયથી જીવોનાં ચર્મચક્ષુને ગોચર એવા બાદર શરીરની પ્રાપ્તિ થાય, તે 'બાદરનામ'; તેથી ઊલટું જેનાથી ચર્મચક્ષુને અગોચર એવા સૂક્ષ્મ શરીરની પ્રાપ્તિ થાય, તે 'સૂક્ષ્મનામ'. ૫-૬. જેના ઉદયથી પ્રાણી સ્વયોગ્ય પર્યાપ્તિ પૂરી કરે, તે 'પર્યાપ્તનામ'; તેથી ઊલટું જેના ઉદયથી સ્વયોગ્ય પર્યાપ્તિ પૂર્ણ કરી ન શકે, તે 'અપર્યાપ્તનામ'. ૭-૮. જેના ઉદયથી દરેક જીવને ભિન્ન ભિન્ન શરીરની પ્રાપ્તિ થાય, તે 'પ્રત્યેકનામ'; જેના ઉદયથી અનંત જીવો વચ્ચે એક

સાધારણ શરીર પ્રાપ્ત થાય, તે 'સાધારણનામ'. ૯-૧૦. જેના ઉદયથી હાડકાં, દાંત, આદિ સ્થિર અવયવો પ્રાપ્ત થાય, તે 'સ્થિરનામ'; અને જેના ઉદયથી જિહ્વા આદિ અસ્થિર અવયવો પ્રાપ્ત થાય, તે 'અસ્થિરનામ'. ૧૧-૧૨ જેના ઉદયથી નાભિની ઉપરના અવયવો પ્રશસ્ત થાય છે તે 'શુભનામ', અને જેથી નાભિની નીચેના અવયવો અપ્રશસ્ત થાય છે, તે 'અશુભનામ'. ૧૩-૧૪. જેના ઉદયથી જીવનો સ્વર સાભળનારને પ્રીતિ ઉત્પન્ન કરે, તે 'સુસ્વરનામ', અને જેનાથી તે સાંભળનારને અપ્રીતિ ઉત્પન્ન કરે, તે 'દુઃસ્વરનામ'. ૧૫-૧૬. જેના ઉદયથી કાંઈ પણ ઉપકાર નહિ કરવા છતાં સર્વના મનને પ્રિય લાગે, તે 'સુભગનામ', અને જેના ઉદયથી ઉપકાર કરવા છતા પણ સર્વ મનુષ્યને પ્રિય ન થાય, તે 'દુર્ભગનામ'. ૧૭-૧૮. જેના ઉદયથી બોલ્યું બહુમાન્ય થાય, તે 'આદેયનામ', અને જેના ઉદયથી તેમ ન થાય, તે 'અનાદેયનામ'. ૧૯-૨૦. જેના ઉદયથી દુનિયામાં યશઃકીર્તિ પ્રાપ્ત થાય, તે 'યશઃકીર્તિનામ', અને જેના ઉદયથી યશઃકીર્તિ પ્રાપ્ત ન થાય, તે 'અયશઃકીર્તિનામ' કહેવાય છે.

आठ प्रत्येक प्रकृतिओ ઃ ૧. જેના ઉદયથી શરીર ગુરુ કે લઘુ પરિણામ ન પામતાં અગુરુલઘુરૂપે પરિણમે, તે કર્મ 'અગુરુલઘુનામ'.' ૨. પડજીભ, ચોરદાંત, રસોળી વગેરે ઉપઘાતકારી અવયવો પ્રાપ્ત કરાવનાર કર્મ તે 'ઉપઘાતનામ'. ૩. દર્શન કે વાણીથી બીજાને આંજી નાંખે એવી દશા પ્રાપ્ત કરાવનાર કર્મ તે 'પરાઘાતનામ'. ૪. શ્વાસ લેવા મૂકવાની શક્તિનુ નિયામક કર્મ તે 'શ્વાસોચ્છ્વાસનામ'. ૫-૬. અનુષ્ણ શરીરમાં ઉષ્ણ પ્રકાશનું નિયામક કર્મ તે 'આતપનામ', અને

શીત પ્રકાશનું નિયામક કર્મ તે 'ઉદ્યોતનામ'. ૭. શરીરમાં અંગપ્રત્યંગોને યથોચિત સ્થાને ગોઠવનાર કર્મ તે 'નિર્માણ-નામ'. ૮. ધર્મતીર્થ પ્રવર્તાવવાની શક્તિ અર્પનાર કર્મ તે 'તીર્થંકરનામ'. [૧૨]

गोत्रकर्मनी बे प्रकृतिओ: પ્રતિષ્ઠા પમાય એવા કુળમાં જન્મ અપાવનાર કર્મ તે 'ઉચ્ચગોત્ર', અને શક્તિ છતાં પ્રતિષ્ઠા ન પમાય તેવા કુળમાં જન્માવનાર કર્મ તે 'નીચગોત્ર'. [૧૩]

अन्तराय कर्मनी पांच प्रकृतिओ: જે કર્મ કાંઈ પણ દેવામાં, લેવામાં, એકવાર કે વારંવાર ભોગવવામાં અને સામર્થ્ય ફોરવવામાં અંતરાય ઊભા કરે, તે અનુક્રમે 'દાનાંતરાય', 'લાભાંતરાય', 'ભોગાંતરાય', 'ઉપભોગાંતરાય' અને 'વીર્યાંતરાય' કર્મ કહેવાય છે. [૧૪]

હવે સ્થિતિબંધનું વર્ણન કરે છે:

**आदितस्तिसृणामन्तरायस्य च त्रिंशत्सागरोपमकोटीकोट्यः परा स्थितिः ।१५।**

**सप्ततिर्मोहनीयस्य ।१६।**

**नामगोत्रयोर्विंशतिः ।१७।**

**त्रयस्त्रिंशत्सागरोपमाण्यायुष्कस्य ।१८।**

**अपरा द्वादशमुहूर्ता वेदनीयस्य ।१९।**

**नामगोत्रयोरष्टौ ।२०।**

**शेषाणामन्तर्मुहूर्तम् ।२१।**

પહેલી ત્રણ પ્રકૃતિઓ અર્થાત્ જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને વેદનીય તથા અંતરાયની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ કોટીકોટી સાગરોપમ પ્રમાણ છે.

મોહનીયની ઉત્કૃષ્ટ સ્થિતિ સિત્તેર કોટીકોટી સાગરોપમ પ્રમાણ છે.

નામ અને ગોત્રની ઉત્કૃષ્ટ સ્થિતિ વીશ કોટીકોટી સાગરોપમ પ્રમાણ છે.

આયુષની ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીશ સાગરોપમ પ્રમાણ છે.

જઘન્ય સ્થિતિ વેદનીયની બાર મુહૂર્ત પ્રમાણ છે.

નામ અને ગોત્રની જઘન્ય સ્થિતિ આઠ મુહૂર્ત પ્રમાણ છે.

બાકીનાં પાંચે અર્થાત્ જ્ઞાનાવરણ, દર્શનાવરણ, અંતરાય, મોહનીય અને આયુષની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્ત પ્રમાણ છે.

પ્રત્યેક કર્મની જે જે ઉત્કૃષ્ટ સ્થિતિ દર્શાવવામાં આવી છે, તેના અધિકારી મિથ્યાદૃષ્ટિ પર્યાપ્ત સંજ્ઞી પંચેન્દ્રિય હોય છે; જઘન્ય સ્થિતિના અધિકારી જુદા જુદા સંભવે છે. જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, નામ, ગોત્ર અને અંતરાય એ છ ની જઘન્ય સ્થિતિ સૂક્ષ્મસંપરાય નામક દશમ ગુણસ્થાનમાં સંભવે છે; મોહનીયની જઘન્ય સ્થિતિ નવમા અનિવૃત્તિબાદરસંપરાય નામક ગુણસ્થાનમાં સંભવે છે, અને આયુષની જઘન્ય સ્થિતિ સંખ્યાતવર્ષજીવી તિર્યંચ અને મનુષ્યમાં સંભવે છે. મધ્યમ સ્થિતિ અસંખ્યાત પ્રકારની છે, અને તેના અધિકારીઓ કાષાયિક પરિણામના તારતમ્ય પ્રમાણે અસંખ્યાત હોય છે. [૧૫-૨૧]

હવે અનુભાવબંધનું વર્ણન કરે છે :

**विपाकोऽनुभावः । २२ ।**

**स यथानाम । २३ ।**

**ततश्च निर्जरा । २४ ।**

**વિપાક એટલે વિવિધ પ્રકારનાં ફળ આપવાની શક્તિ, તે અનુભાવ કહેવાય છે.**

**તે અનુભાવ જુદાં જુદાં કર્મની પ્રકૃતિ કે સ્વભાવ પ્રમાણે વેદાય છે.**

**તે વેદનથી નિર્જરા થાય છે.**

**अनुभाव अने तेना बंधनुं पृथक्करण :** બંધ થતી વખતે તેના કારણભૂત કાષાયિક અધ્યવસાયના તીવ્ર-મંદ ભાવ પ્રમાણે દરેક કર્મમાં તીવ્ર-મંદ ફળ દેવાની શક્તિ ઉત્પન્ન થાય છે; એ ફળ દેવાનું સામર્થ્ય તે 'અનુભાવ' અને તેનું નિર્માણ તે 'અનુભાવબંધ' છે.

**अनुभावनो फळ आपवानो प्रकार :** અનુભાવ એ અવસર આવ્યે ફળ આપે છે; પણ એ બાબતમાં એટલું જાણી લેવું જોઈએ કે, દરેક અનુભાવ અર્થાત્ ફળપ્રદ શક્તિ પોતે જે કર્મનિષ્ઠ હોય, તે કર્મના સ્વભાવ અર્થાત્ પ્રકૃતિ પ્રમાણે જ ફળ આપે છે, અન્ય કર્મના સ્વભાવ પ્રમાણે નહિ. જેમકે, જ્ઞાનાવરણ કર્મનો અનુભાવ તે કર્મના સ્વભાવ પ્રમાણે જ તીવ્ર કે મંદ ફળ ઉત્પન્ન કરે છે, એટલે તે જ્ઞાનને આવૃત કરવાનું કામ કરે છે; પણ દર્શનાવરણ, વેદનીય આદિ અન્ય કર્મના સ્વભાવ પ્રમાણે ફળ નથી આપતું, એટલે તે દર્શનશક્તિને આવૃત નથી કરતો કે સુખદુઃખનો અનુભવ આદિ

કાર્ય ઉત્પન્ન નથી કરતો. એ જ રીતે દર્શનાવરણનો અનુભાવ દર્શનશક્તિને તીવ્ર કે મંદપણે આવૃત કરે છે, પણ જ્ઞાનનું આચ્છાદાન આદિ અન્ય કર્મોનાં કાર્યોને નથી કરતો.

કર્મના સ્વભાવ પ્રમાણે ફળ આપવાનો અનુભાવબંધનો નિયમ પણ મૂલપ્રકૃતિઓમાં જ લાગુ પડે છે, ઉત્તરપ્રકૃતિઓમાં નહિ, કારણ કે, કોઈ પણ કર્મની એક ઉત્તરપ્રકૃતિ પાછળથી અધ્યવસાયને બળે તે જ કર્મની બીજી ઉત્તરપ્રકૃતિરૂપે બદલાઈ જતી હોવાથી, પ્રથમનો અનુભાવ બદલાયેલી ઉત્તરપ્રકૃતિના સ્વભાવ પ્રમાણે તીવ્ર કે મંદ ફળ આપે છે જેમકે, મતિજ્ઞાનાવરણ જ્યારે શ્રુતજ્ઞાનાવરણ આદિ સજાતીય ઉત્તરપ્રકૃતિરૂપે સંક્રમ પામે, ત્યારે મતિજ્ઞાનાવરણનો અનુભાવ પણ શ્રુતજ્ઞાનાવરણ આદિના સ્વભાવ પ્રમાણે જ શ્રુતજ્ઞાનને કે અવધિ આદિ જ્ઞાનને આવૃત કરવાનુ કામ કરે છે. ઉત્તરપ્રકૃતિઓમાં પણ કેટલીક એવી છે કે, જે સજાતીય હોવા છતા પરસ્પર સંક્રમ નથી પામતી. જેમકે, દર્શનમોહ અને ચારિત્રમોહમાં દર્શનમોહ ચારિત્રમોહરૂપે કે ચારિત્રમોહ દર્શનમોહરૂપે સંક્રમ નથી પામતો; એ જ રીતે નારક આયુષ તિર્યંચ આયુષરૂપે કે તે આયુષ અન્ય કોઈ આયુષરૂપે સંક્રમ નથી પામતુ. પ્રકૃતિસક્રમની પેઠે બંધકાલીન રસ અને સ્થિતિમાં પણ પાછળથી અધ્યવસાયને બળે ફેરફાર થાય છે, તીવ્ર રસ મદ અને મંદ રસ તીવ્ર બને છે; તેમજ સ્થિતિ ઉત્કૃષ્ટમાથી જઘન્ય અને જઘન્યમાંથી ઉત્કૃષ્ટ બને છે.

**ફળોદય પછી થતી કર્મની દશા :** અનુભાવ પ્રમાણે કર્મનુ તીવ્ર કે મંદ ફળ વેદાયુ એટલે તે કર્મ આત્મપ્રદેશથી છૂટું જ પડે છે, સલગ્ન રહેતું નથી. એ જ કર્મનિવૃત્તિ – નિર્જરા

કહેવાય છે. કર્મની નિર્જરા જેમ તેના ફળવેદનથી થાય છે, તેમ ઘણી વાર તપથી પણ થાય છે. તપના બળથી અનુભાવાનુસાર ફળ આવ્યા પહેલાં જ કર્મ આત્મપ્રદેશથી છૂટું પડી શકે છે. એ જ વાત સૂત્રમાં 'च' શબ્દ મૂકી સૂચવવામાં આવી છે. [૨૨-૨૪]

પ્રદેશબંધનું વર્ણન :

**नामप्रत्ययाः सर्वतो योगविशेषात् सूक्ष्मैकक्षेत्रावगाढस्थिताः सर्वात्मप्रदेशेष्वनन्तानन्तप्रदेशाः ।२५।**

**કર્મ (પ્રકૃતિ)ના કારણભૂત, સૂક્ષ્મ, એક ક્ષેત્રને અવગાહીને રહેલા અને અનંતાનંત પ્રદેશવાળા પુદ્ગલો યોગવિશેષથી બધી તરફથી બધા આત્મપ્રદેશોમાં બંધાય છે.**

પ્રદેશબંધ એ એક જાતનો સંબંધ હોવાથી અને તે સંબંધના કર્મસ્કંધ અને આત્મા એ બે આધાર હોવાથી તેને અંગે જે આઠ પ્રશ્નો ઉત્પન્ન થાય છે, તેનો ઉત્તર પ્રસ્તુત સૂત્રમાં આપવામાં આવ્યો છે. આઠ પ્રશ્નો આ પ્રમાણે છે:

૧. જ્યારે કર્મસ્કંધ બંધાય છે ત્યારે તેમાથી શું બને છે? અર્થાત્ તેમાં શું નિર્માણ થાય છે? ૨. એ સ્કંધો ઊંચા, નીચા કે તીરછામાંથી કયા આત્મપ્રદેશોવડે ગ્રહણ થાય છે? ૩. બધા જીવોનો કર્મબંધ સમાન છે કે અસમાન? જો અસમાન હોય તો તે શા કારણથી? ૪. તે કર્મસ્કંધો સ્થૂલ હોય છે કે સૂક્ષ્મ? ૫. જીવપ્રદેશવાળા ક્ષેત્રમાં રહેલા જ કર્મસ્કંધો જીવપ્રદેશ સાથે બંધાય છે કે તેથી જુદા ક્ષેત્રમાં રહેલા પણ? ૬. બંધ પામતી વખતે તે ગતિશીલ હોય છે

કે સ્થિતિશીલ? ૭. તે કર્મસ્કંધો સંપૂર્ણ આત્મપ્રદેશોમાં બંધાય છે કે થોડા આત્મપ્રદેશોમાં? ૮. તે કર્મસ્કંધો સંખ્યાત, અસંખ્યાત, અનંત કે અનંતાનંતમાંથી કેટલા પ્રદેશવાળા હોય છે?

આ આઠે પ્રશ્નોનો ક્રમથી સૂત્રમાં અપાયેલા ઉત્તર નીચે પ્રમાણે છે :

૧. આત્મપ્રદેશો સાથે બંધાતા પુદ્ગલસ્કંધોમાં કર્મભાવ અર્થાત્ જ્ઞાનાવરણત્વ આદિ પ્રકૃતિઓ બને છે. એટલે કે તેવા સ્કંધોમાં તે પ્રકૃતિઓનું નિર્માણ થાય છે. તેથી જ એ સ્કંધોને બધી પ્રકૃતિઓના કારણ કહેવામા આવ્યા છે. ૨. ઊંચે, નીચે અને તીરછે એમ બધી દિશામાં રહેલા આત્મપ્રદેશોવડે કર્મસ્કંધો ગ્રહણ થાય છે, કોઈ એક જ દિશામાં રહેલા આત્મપ્રદેશો વડે નહિ. ૩. બધા સંસારી જીવોનો કર્મબંધ અસમાન હોવાનું કારણ એ છે કે બધાનો માનસિક, વાચિક અને કાયિક યોગ-વ્યાપાર એક સરખો નથી હોતો, તેથી જ યોગના તરતમભાવ પ્રમાણે પ્રદેશબંધમા પણ તરતમભાવ આવે છે. ૪. કર્મયોગ્ય પુદ્ગલસ્કંધો સ્થૂલ – બાદર નથી હોતા, પણ સૂક્ષ્મ હોય છે; એવા જ સૂક્ષ્મ સ્કંધો કર્મવર્ગણામાંથી ગ્રહણ થાય છે. ૫. જીવપ્રદેશના ક્ષેત્રમાં જ રહેલા કર્મસ્કંધો બંધાય છે; તેની બહારના ક્ષેત્રમાં રહેલા નહિ. ૬ માત્ર સ્થિર હોવાથી બંધ પામે છે, કારણ કે ગતિવાળા સ્કંધો અસ્થિર હોવાથી બંધમાં નથી આવતા. ૭. પ્રત્યેક કર્મના અનંત સ્કંધો બધાયે આત્મપ્રદેશોમાં બંધાય છે. ૮. બંધ પામતા દરેક કર્મયોગ્ય સ્કંધો અનંતાનંત પરમાણુના જ બનેલા હોય છે. કોઈ સંખ્યાત, અસંખ્યાત કે અનંત પરમાણુના બનેલ નથી હોતા. ૨૫

પુણ્ય અને પાપ પ્રકૃતિઓનો વિભાગ :

**सद्वेद्यसम्यक्त्वहास्यरतिपुरुषवेदशुभायुर्नाम-गोत्राणि पुण्यम्[1] ।२६।**

**સાતવેદનીય, સમ્યક્ત્વમોહનીય, હાસ્ય, રતિ, પુરુષવેદ, શુભ આયુ, શુભ નામ, અને શુભ ગોત્ર એટલી પ્રકૃતિઓ જ પુણ્યરૂપ છે, બાકીની બધી પાપરૂપ છે.**

જે જે કર્મ બંધાય છે તે બધાંનો વિપાક માત્ર શુભ માત્ર અશુભ નથી હોતો; પણ અધ્યવસાયરૂપ કારણની શુભાશુભતાને લીધે તે શુભાશુભ બંને પ્રકારનો નિર્મિત

---

૧. દિગંબરીય પરંપરામા આ એક સૂત્રને સ્થાને બે સૂત્રો છે; તે આ પ્રમાણે: "सद्वेद्यशुभायुर्नामगोत्राणि पुण्यम् ।२५।" "अतोऽन्यत्पापम् ।२६।" તેમાથી પહેલા સૂત્રમા સમ્યક્ત્વ, હાસ્ય, રતિ અને પુરુષવેદ એ ચાર પુણ્યપ્રકૃતિઓનો અહીંના જેવો ઉલ્લેખ નથી અને જે બીજું સૂત્ર છે તે શ્વેતાંબરીય પરંપરામાં સૂત્ર રૂપે ન હોતાં ભાષ્યવાક્યરૂપે છે.

વિવેચનમા ગણાવેલી ૪૨ પુણ્યપ્રકૃતિઓ 'કર્મપ્રકૃતિ,' 'નવતત્ત્વ' આદિ અનેક ગ્રંથોમા પ્રસિદ્ધ છે. દિગંબરીય ગ્રંથોમાં પણ તે જ પ્રકૃતિઓ પુણ્યરૂપે પ્રસિદ્ધ છે. શ્વેતાંબરીય પરંપરાના પ્રસ્તુત સૂત્રમા પુણ્યરૂપે નિર્દેશાયેલી સમ્યક્ત્વ, હાસ્ય, રતિ અને પુરુષવેદ એ ચાર પ્રકૃતિઓ બીજા ગ્રંથમા પુણ્યરૂપે વર્ણવાયેલી નથી.

એ ચાર પ્રકૃતિઓને પુણ્યસ્વરૂપ માનનારો મતવિશેષ બહુ પ્રાચીન હોય તેમ લાગે છે; કારણ કે પ્રસ્તુ સૂત્રમાં મળતા તેના ઉલ્લેખ ઉપરાંત ભાષ્યવૃત્તિકારે પણ મતભેદ દર્શાવનારી કારિકાઓ આપી છે અને લખ્યું છે કે, એ મંતવ્યનું રહસ્ય સંપ્રદાયનો વિચ્છેદ થવાથી અમે નથી જાણતા, ચૌદપૂર્વધરો જાણતા હશે.

થાય છે. શુભ અધ્યવસાયથી નિર્મિત થયેલો વિપાક શુભ -ઇષ્ટ હોય છે અને અશુભ અધ્યવસાયથી નિર્મિત થયેલો વિપાક અશુભ-અનિષ્ટ હોય છે. જે પરિણામમાં સંક્લેશ જેટલા પ્રમાણમા ઓછો હોય તે પરિણામ તેટલા પ્રમાણમાં વધારે શુભ, અને જે પરિણામમાં સંક્લેશ જેટલા પ્રમાણમાં વધારે હોય તે પરિણામ તેટલા પ્રમાણમા વિશેષ અશુભ. કોઈ પણ એક પરિણામ એવો નથી કે જેને માત્ર શુભ કે માત્ર અશુભ કહી શકાય. દરેક પરિણામ શુભાશુભ ઉભયરૂપ હોવા છતાં તેમા શુભત્વ કે અશુભત્વનો જે વ્યવહાર થાય છે, તે ગૌણમુખ્યભાવની અપેક્ષાએ સમજવો, તેથી જ જે શુભ પરિણામથી પુણ્ય પ્રકૃતિઓમાં શુભ અનુભાગ બધાય છે, તે જ પરિણામથી પાપ પ્રકૃતિઓમાં અશુભ અનુભાગ પણ બધાય છે; એથી ઊલટું જે અશુભ પરિણામથી પાપ પ્રકૃતિઓમાં અશુભ અનુભાગ બધાય છે, તે જ પરિણામથી પુણ્ય પ્રકૃતિઓમાં શુભ અનુભાગ પણ બધાય છે. તફાવત એટલો જ કે પ્રકૃષ્ટ શુભ પરિણામથી થતો શુભ અનુભાગ પ્રકૃષ્ટ હોય છે અને અશુભ અનુભાગ નિકૃષ્ટ હોય છે; એ જ રીતે પ્રકૃષ્ટ અશુભ પરિણામથી બંધાતો અશુભ અનુભાગ પ્રકૃષ્ટ હોય છે, અને શુભ અનુભાગ નિકૃષ્ટ હોય છે.

પુણ્યરૂપ ગણાતી ૪૨ પ્રકૃતિઓ : સાતવેદનીય, મનુષ્યાયુષ, દેવાયુષ, તિર્યંચાયુષ, મનુષ્યગતિ, દેવગતિ, પંચેન્દ્રિયજાતિ; ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, કાર્મણ એ પાંચ શરીર; ઔદારિકાંગોપાંગ, વૈક્રિયાંગોપાંગ, આહારકાંગોપાંગ, સમચતુરસ્ર સંસ્થાન, વજ્રર્ષભનારાચસંહનન, પ્રશસ્ત વર્ણ, રસ, ગંધ, સ્પર્શ; મનુષ્યાનુપૂર્વી, દેવાનુપૂર્વી, અગુરુલઘુ, પરાઘાત, ઉચ્છ્વાસ,

આતપ, ઉદ્યોત, પ્રશસ્તવિહાયોગતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સુભગ, સુસ્વર, આદેય, યશઃકીર્તિ, નિર્માણનામ, તીર્થંકરનામ અને ઉચ્ચગોત્ર.

पापरूप गणाती ८२ प्रकृतिओ: જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ નવ, અસાતવેદનીય, મિથ્યાત્વ, સોળ કષાય, નવ નોકષાય, નારકાયુષ, નરકગતિ, તિર્યંચગતિ, એકેન્દ્રિય; દ્વીંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય, પહેલું સંહનન છોડી બાકીનાં પાંચ સંહનન–અર્ધવજ્રર્ષભનારાચ, નારાચ. અર્ધનારાચ, કીલિકા અને સેવાર્ત; પહેલુ સંસ્થાન છોડી બાકીનાં પાંચ સંસ્થાન–ન્યગ્રોધપરિમંડલ, સાદિ, કુબ્જ, વામન અને હુંડ; અપ્રશસ્ત વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, નારકાનુપૂર્વી, તિર્યંચાનુપૂર્વી, ઉપઘાતનામ, અપ્રશસ્તવિહાયોગતિ, સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, અસ્થિર, અશુભ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય, અયશઃકીર્તિ, નીચગોત્ર અને પાંચ અંતરાય. [૨૬]

## અધ્યાય ૯

આઠમા અધ્યાયમાં બંધનું વર્ણન કરવામાં આવ્યું હવે આ અધ્યાયમાં ક્રમપ્રાપ્ત સંવરતત્ત્વનું નિરૂપણ કરવામાં આવે છે.

પ્રથમ સંવરનું સ્વરૂપ કહે છે:

**आस्रवनिरोधः संवरः ।१।**

**આસ્રવનો નિરોધ તે સંવર.**

જે નિમિત્ત વડે કર્મ બંધાય તે આસ્રવ, એવી આસ્રવની વ્યાખ્યા પહેલાં કરવામાં આવી છે, તે આસ્રવનો નિરોધ એટલે પ્રતિબંધ કરવો એ સંવર કહેવાય છે. આસ્રવના ૪૨ ભેદો પહેલાં ગણાવવામાં આવ્યા છે, તેનો જેટજેટલે અંશે નિરોધ થાય તે, તેટતેટલે અંશે સંવર કહેવાય. આધ્યાત્મિકવિકાસનો ક્રમ એ આસ્રવનિરોધના વિકાસને આભારી છે, તેથી જેમ જેમ આસ્રવનિરોધ વધતો જાય, તેમ તેમ [1]ગુણસ્થાન ચઢતુ જાય છે. [૧]

---

૧ જે ગુણસ્થાને મિથ્યાત્વ, અવિરતિ આદિ ચાર હેતુઓમાંથી જે જે હેતુઓનો સંભવ અને તેને લીધે જે જે કર્મપ્રકૃતિઓના બંધનો સંભવ હોય, તે હેતુઓ અને તજ્જન્ય કર્મપ્રકૃતિઓના

હવે સંવરના ઉપાયો કહે છે:

**स गुप्तिसमितिधर्मानुप्रेक्षापरीषहजयचारित्रैः ।२।**
**तपसा निर्जरा च । ३ ।**

**ગુપ્તિ, સમિતિ, ધર્મ, અનુપ્રેક્ષા, પરીષહજય અને ચારિત્રવડે તે અર્થાત્ સંવર થાય છે.**

**તપ વડે સંવર અને નિર્જરા થાય છે**

સંવરનુ સ્વરૂપ સામાન્ય રીતે એક જ છે તેમ છતાં ઉપાયના ભેદથી તેના અનેક ભેદો દર્શાવવામાં આવ્યા છે. એના ઉપાય સંક્ષેપમાં ૭ અને વિસ્તારથી ૬૯ ગણાવવામાં આવ્યા છે; ભેદોની આ ગણના ધાર્મિક આચારોનાં વિધાનો ઉપર અવલંબેલી છે.

તપ એ જેમ સંવરનો ઉપાય છે, તેમજ નિર્જરાનો પણ ઉપાય છે. સામાન્ય રીતે તપ એ અભ્યુદય અર્થાત્ લૌકિક સુખની પ્રાપ્તિનું સાધન મનાય છે, તેમ છતાં એ જાણવુ જોઈએ કે તે નિઃશ્રેયસ અર્થાત્ આધ્યાત્મિક સુખનું પણ સાધન બને છે, કારણ કે તપ એક જ હોવા છતાં તેની પાછળના ભાવનાભેદને લીધે તે સકામ અને નિષ્કામ બંને પ્રકારનું હોય છે. સકામ તપ અભ્યુદય સાધે, અને નિષ્કામ તપ નિઃશ્રેયસ સાધે. [૨-૩]

---

બંધનો વિચ્છેદ એ જ તે ગુણસ્થાનની ઉપરના ગુણસ્થાનનો સંવર, અર્થાત્ પૂર્વપૂર્વવર્તી ગુણસ્થાનના આસ્રવો કે તજ્જન્ય બંધનો અભાવ એ જ ઉત્તરઉત્તરવર્તી ગુણસ્થાનનો સંવર આ માટે જુઓ બીજા કર્મગ્રંથમાનું બંધપ્રકરણ અને ચોથો કર્મગ્રંથ (ગાથા ૫૧ -૫૮) તેમજ પ્રસ્તુત સૂત્રની સર્વાર્થસિદ્ધિ.

હવે ગુપ્તિનું સ્વરૂપ કહે છે :

**सम्यग्योगनिग्रहो गुप्तिः । ४ ।**

**પ્રશસ્ત એવો યોગોનો નિગ્રહ તે ગુપ્તિ.**

કાયિક, વાચિક અને માનસિક ક્રિયા અર્થાત્ યોગનો બધી જાતનો નિગ્રહ એ ગુપ્તિ નથી; પણ જે નિગ્રહ પ્રશસ્ત હોય તે જ ગુપ્તિ હોઈ સંવરનો ઉપાય બને છે. પ્રશસ્ત-નિગ્રહ એટલે જે નિગ્રહ સમજીને શ્રદ્ધાપૂર્વક સ્વીકારવામાં આવ્યો હોય છે તે, અર્થાત્ બુદ્ધિ અને શ્રદ્ધાપૂર્વક મન, વચન, કાયાને ઉન્માર્ગથી રોકવા અને સન્માર્ગે પ્રવર્તાવવાં તે. યોગના ટૂંકમા ત્રણ ભેદ હોવાથી નિગ્રહરૂપ ગુપ્તિના પણ ત્રણ ભેદ છે. તે આ પ્રમાણે ·

૧. કાંઈ પણ ચીજ લેવામૂકવામા કે બેસવા-ઊઠવા-ફરવા આદિમા કર્તવ્ય અકર્તવ્યનો વિવેક હોય તેવુ શારીરિક વ્યાપારનુ નિયમન કરવુ, તે 'કાયગુપ્તિ'. ૨ બોલવાના દરેક પ્રસગે કાતો વચનનું નિયમન કરવુ અને કાતો પ્રસંગ જોઈ મૌન રહેવુ, એ 'વચનગુપ્તિ.' ૩. દુષ્ટ સંકલ્પનો તેમજ સારા-નરસા મિશ્રિત સકલ્પનો ત્યાગ કરવો અને સારા સંકલ્પને સેવવો, એ 'મનોગુપ્તિ'. [૪]

હવે સમિતિના ભેદો કહે છે

**ईर्याभाषैषणादाननिक्षेपोत्सर्गाः समितयः ।५।**

**સમ્યગ્ અર્થાત્ નિર્દોષ ઈર્યા, સમ્યગ્ભાષા, સમ્યગ્એષણા, સમ્યગ્આદાનનિક્ષેપ અને સમ્યગ્-ઉત્સર્ગ એ પાંચ સમિતિઓ છે.**

બધી સમિતિઓ વિવેકયુક્ત પ્રવૃત્તિરૂપ હોવાથી સંવરનો ઉપાય બને છે. પાંચે સમિતિઓ આ પ્રમાણે છે:

૧. કોઈ પણ જંતુને ક્લેશ ન થાય તે માટે સાવધાનતાપૂર્વક ચાલવું, તે 'ઈર્યાસમિતિ.' ૨. સત્ય, હિતકારી, પરિમિત અને સંદેહ વિનાનું બોલવું, તે 'ભાષાસમિતિ.' ૩. જીવનયાત્રામાં આવશ્યક હોય તેવાં નિર્દોષ સાધનોને મેળવવા માટે સાવધાનતાપૂર્વક પ્રવર્તવું, તે 'એષણાસમિતિ' ૪. વસ્તુમાત્રને બરાબર જોઈ-પ્રમાર્જીને લેવી કે મૂકવી, તે 'આદાનનિક્ષેપસમિતિ' ૪. જ્યાં જંતુઓ ન હોય તેવા પ્રદેશમાં બરાબર જોઈ અનુપયોગી વસ્તુઓ નાંખવી. તે 'ઉત્સર્ગસમિતિ.'

પ્ર૦—ગુપ્ત અને સમિતિમાં અંતર શુ ?

ઉ૦—ગુપ્તિમાં અસત્ક્રિયાનો નિષેધ મુખ્ય છે; અને સમિતિમાં સત્ક્રિયાનું પ્રવર્તન મુખ્ય છે. [૫]

હવે ધર્મના ભેદો કહે છે:

**उत्तमः क्षमामार्दवार्जवशौचसत्यसंयमतपस्त्यागाकिञ्चन्यब्रह्मचर्याणि धर्मः ।६।**

**ક્ષમા, માર્દવ, આર્જવ, શૌચ, સત્ય, સંયમ, તપ, ત્યાગ, આકિંચન્ય અને બ્રહ્મચર્ય એ દશ પ્રકારનો ઉત્તમ ધર્મ છે.**

ક્ષમા આદિ ગુણો જીવનમાં ઊતરવાથી જ ક્રોધ આદિ દોષોનો અભાવ સધાઈ શકે છે. તેથી એ ગુણોને સંવરના ઉપાય કહેલ છે. ક્ષમા આદિ દશ પ્રકારનો ધર્મ જ્યારે અહિંસા,-સત્ય આદિ મૂલગુણો, અને સ્થાન. આહારની શુદ્ધિ આદિ ઉત્તરગુણોના પ્રકર્ષથી યુક્ત હોય, ત્યારે યતિધર્મ બને છે; અન્યથા નહિ. અર્થાત્ અહિંસા આદિ મૂલગુણો કે તેમના

ઉત્તરગુણોના પ્રકર્ષ વિનાના જો ક્ષમા આદિ ગુણો હોય, તો તે સામાન્યધર્મ ભલે કહેવાય, પણ યતિધર્મની કોટિમાં ન મૂકી શકાય. એ દશ ધર્મ નીચે પ્રમાણે :

૧. 'ક્ષમા' એટલે સહનશીલતા રાખવી અર્થાત્ ગુસ્સાને ઉત્પન્ન થવા ન દેવો અને ઉત્પન્ન થાય તો તેને વિવેકબળથી નકામો કરી નાખવો તે ક્ષમા કેળવવાની પાંચ રીતો બતાવવામાં આવી છે; જેમકે . પોતામાં ક્રોધના નિમિત્તનું હોવું કે ન હોવું ચિંતવીને, ક્રોધવૃત્તિના દોષો વિચારીને, બાલસ્વભાવ વિચારીને, પોતાના કરેલ કર્મનું પરિણામ વિચારીને અને ક્ષમાના ગુણો ચિંતવીને.

(क) કોઈ ગુસ્સો કરે ત્યારે તેનાં કારણની પોતામાં શોધ કરવી; જો સામાના ગુસ્સાનું કારણ પોતામા નજરે પડે, તો એમ વિચારવાનું કે ભૂલ તો મારી જ છે, એમાં સામો જૂઠું શું કહે છે, અને જો પોતામાં સામાના ક્રોધનું કારણ નજરે ન પડે, તો એમ ચિંતવવું કે આ બિચારો અણસમજથી મારી ભૂલ કાઢે છે, તે પોતામા ક્રોધના નિમિત્તનું હોવા-ન હોવાપણાનું ચિંતન. (ख) જેને ગુસ્સો આવે છે, તે સ્મૃતિભ્રંશ થવાથી આવેશમાં સામા પ્રત્યે શત્રુતા બાંધે છે, વખતે તેને મારે છે કે નુકસાન પહોંચાડે છે, અને તેમ કરતાં પોતાના અહિંસા વ્રતનો લોપ કરે છે, ઇત્યાદિ અનર્થ-પરંપરાનું ચિંતન તે ક્રોધવૃત્તિના દોષોનું ચિંતન (ग) કોઈ પોતાની પાછળ કડવું કહે, તો એમ ચિંતવવું કે બાલ –અણસમજુ લોકોનો એવો સ્વભાવ જ હોય છે, આમા તે શું ? ઊલટો લાભ છે કે, એ બિચારો પાછળ ભાંડે છે, સામે નથી આવતો એ જ ખુશીની વાત છે; જ્યારે કોઈ સામે

આવીને જ ભાંડે, ત્યારે એમ ચિંતવવું કે બાલ લોકોમાં તો એમ હોવાનું જ; એ પોતાના સ્વભાવ પ્રમાણે કરે છે, વિશેષ કાંઈ નથી કરતો; સામે આવી ભાંડે છે, પણ પ્રહાર નથી કરતો એ લાભમાં જ લેખું છે; એ જ પ્રમાણે જો કોઈ પ્રહાર કરતો હોય, તો પ્રાણમુક્ત ન કરવા બદલ તેનો ઉપકાર માનવો, અને જો કોઈ પ્રાણમુક્ત કરતો હોય, તો ધર્મભ્રષ્ટ ન કરી શકવા ખાતર લાભ માની તેની દયા ચિંતવવી એ પ્રમાણે જેમ જેમ વધારે મુશ્કેલી ઊભી થાય, તેમ તેમ વિશેષ ઉદારતા અને વિવેકવૃત્તિ વિકસાવી ઉપસ્થિત મુશ્કેલીને નજીવી ગણવી, તે બાલસ્વભાવનું ચિંતન. (ઘ) કોઈ ગુસ્સો કરે ત્યારે એમ ચિંતવવું કે, આ પ્રસંગમાં સામો તો માત્ર-નિમિત્ત છે, ખરી રીતે એ પ્રસંગ મારાં પોતાનાં જ પૂર્વકૃત કર્મનું પરિણામ છે; તે પોતાનાં કરેલાં કર્મનું ચિંતન. (ઙ) કોઈ ગુસ્સો કરે ત્યારે એમ ચિંતવવું કે, ક્ષમા ધારણ કરવાથી ચિત્તમાં સ્વસ્થતા રહે છે; તથા બદલો લેવા કે સામા થવામાં ખર્ચાતી શક્તિ સચવાઈ તેનો ઉપયોગ સન્માર્ગે શક્ય બને છે; તે ક્ષમાના ગુણોનું ચિંતન.

૨. ચિત્તમાં મૃદુતા અને બાહ્ય વ્યવહારમાં પણ નમ્રતા વૃત્તિ તે 'માર્દવ.' આ ગુણ મેળવવા માટે જાતિ, કુલ, રૂપ, ઐશ્વર્ય-મોટાઈ, વિજ્ઞાન-બુદ્ધિ, શ્રુત-શાસ્ત્ર, લાભ-પ્રાપ્તિ વીર્ય-તાકાતની બાબતમાં પોતાના ચડિયાતાપણાથી ન મલકાવું અને ઊલટું એ વસ્તુઓની વિનશ્વરતા વિચારી ચિત્તમાંથી અભિમાનનો કાંટો કાઢી નાંખવો. ૩. ભાવની વિશુદ્ધિ અર્થાત્ વિચાર, ભાષણ અને વર્તનની એકતા તે 'આર્જવ;' એને કેળવવા માટે કુટિલતાના દોષો વિચારવા. ૪. ધર્મનાં સાધનો

અને શરીર સુખ્ધાંમાં આસક્તિ ન રાખવી એવી નિર્લોભતા, તે 'શૌચ' ૫. સત્પુરુષોને હિતકારી હોય એવું યથાર્થ વચન, તે 'સત્ય'. ભાષાસમિતિ અને આ સત્ય વિષે થોડો તફાવત બતાવવામાં આવ્યો છે; અને તે એ કે, દરેક માણસ સાથેના સંભાષણવ્યવહારમાં વિવેક રાખવો તે ભાષાસમિતિ અને પોતાના સમશીલ સાધુ પુરુષો સાથેના સંભાષણવ્યવહારમાં હિત, મિત અને યથાર્થ વચનનો ઉપયોગ કરવો, તે 'સત્ય'નામક યતિધર્મ. ૬. મન, વચન અને દેહનુ નિયમન રાખવુ અર્થાત્ વિચાર, વાણી અને ગતિ, સ્થિતિ આદિમા યતના કેળવવી, તે 'સંયમ'[૧]. ૭ મલિન વૃત્તિઓને નિર્મૂળ કરવા માટે જોઈતું બળ કેળવવા કાજે જે આત્મદમન કરવામાં આવે છે, તે તપ.

---

૧ સંયમના સત્તર પ્રકાર પ્રસિદ્ધ છે, તે પણ જુદી જુદી રીતે મળે છે. પાચ ઇન્દ્રિયોનો નિગ્રહ, પાચ અવ્રતનો ત્યાગ, ચાર કષાયનો જય અને મન, વચન અને કાયાની વિરતિ એ સત્તર; તેમજ પાચ સ્થાવર અને ચાર ત્રસ એ નવના વિષયમા નવ સંયમ, પ્રેક્ષ્યસંયમ, ઉપેક્ષ્યસંયમ, અપહૃત્યસંયમ, પ્રમૃજ્યસંયમ, કાયસંયમ, વાક્સંયમ, મનઃસંયમ અને ઉપકરણસંયમ એ કુલ સત્તર

૨. આનું વિશેષ વર્ણન આ અધ્યાયના સૂત્ર ૧૯–૨૦મા છે; એ ઉપરાંત અનેક તપસ્વીઓ દ્વારા જુદી જુદી રીતે આચરવામાં આવતા અનેક તપો જૈન પરંપરામા પ્રસિદ્ધ છે; જેમકે, યવમધ્ય અને વજ્રમધ્ય એ બે; ચાંદ્રાયણ; કનકાવલી, રત્નાવલી અને મુક્તાવલી એ ત્રણ; ક્ષુલ્લક અને મહા એ બે સિંહવિક્રીડિત, સપ્તસપ્તમિકા, અષ્ટઅષ્ટમિકા, નવનવમિકા, દશદશમિકા એ ચાર પ્રતિમાઓ, ક્ષુદ્ર અને મહા એ બે સર્વતોભદ્ર, ભદ્રોત્તર; આચામ્લ, વર્ધમાન; તેમજ બાર ભિક્ષુપ્રતિમા વગેરે આના વિશેષ વર્ણન માટે જુઓ આત્માનંદ સભાનુ 'શ્રીતપોરત્નમહોદધિ'

૮. પાત્રને જ્ઞાનાદિ સદ્ગુણો આપવા, તે 'ત્યાગ.' ૯. કોઈ પણ વસ્તુમાં મમત્વબુદ્ધિ ન રાખવી તે આકિંચન્ય. ૧૦. ખામીઓ ટાળવા જ્ઞાન આદિ સદ્ગુણો કેળવવા તેમજ [1]ગુરુની અધીનતા સેવવા માટે 'બ્રહ્મ' અર્થાત્ ગુરુકુળમાં 'ચર્ય' એટલે કે વસવું તે 'બ્રહ્મચર્ય.' એના પરિપાલન માટે અતિશય ઉપકારક કેટલાક ગુણો છે તે આ: આકર્ષક સ્પર્શ, રસ, રૂપ, ગંધ, શબ્દ, અને શરીરસંસ્કાર વગેરેમાં ન તણાવું, તેમજ સાતમા અધ્યાયના સૂત્ર ૩ જામાં ચતુર્થ મહાવ્રતની જે પાંચ ભાવનાઓ ગણાવી છે,તે ખાસ કેળવવી. [૬]

હવે અનુપ્રેક્ષાના ભેદો કહે છે:

**अनित्याशरणसंसारैकत्वान्यत्वाशुचित्वास्रवसंवर-निर्जरालोकबोधिदुर्लभधर्मस्वाख्यातत्वानुचिन्तनमनु-प्रेक्षाः ।७।**

**અનિત્યનું, અશરણનું, સંસારનું, એકત્વનું, અન્યત્વનું, અશુચિનું, આસ્રવનું, સંવરનું, નિર્જરાનું, લોકનું, બોધિદુર્લભત્વનું અને ધર્મના સ્વાખ્યાતત્વનું જે અનુચિંતન, તે અનુપ્રેક્ષા.**

---

૧. ગુરુ અર્થાત્ આચાર્યો પાંચ પ્રકારના વર્ણવવામાં આવ્યા છે: પ્રવ્રાજક, દિગાચાર્ય, શ્રુતોદ્દેષ્ટા, શ્રુતસમુદ્દેષ્ટા, આમ્નાયાર્થવાચક. જે પ્રવ્રજ્યા આપનાર હોય, તે પ્રવ્રાજક. જે વસ્તુમાત્રની અનુજ્ઞા આપે તે, દિગાચાર્ય. જે આગમનો પ્રથમ પાઠ આપે, તે શ્રુતોદ્દેષ્ટા. જે સ્થિર પરિચય કરાવવા આગમનું વિશેષ પ્રવચન કરે, તે શ્રુત-સમુદ્દેષ્ટા. અને જે આમ્નાયના ઉત્સર્ગ અને અપવાદનું રહસ્ય જણાવે, તે આમ્નાયાર્થવાચક.

અનુપ્રેક્ષા એટલે ઊંડું ચિંતન. જો ચિંતન તાત્ત્વિક અને ઊંડું હોય, તો તે દ્વારા રાગદ્વેષ આદિ વૃત્તિઓ થતી અટકે છે; તેથી એવા ચિંતનને સંવરના ઉપાય તરીકે વર્ણવેલ છે.

જે વિષયોનું ચિંતન જીવનશુદ્ધિમાં વિશેષ ઉપયોગી થવાનો સંભવ છે, તેવા બાર વિષયો પસંદ કરી તેમનાં ચિંતનોને બાર અનુપ્રેક્ષા તરીકે ગણાવેલાં છે. અનુપ્રેક્ષાને 'ભાવના' પણ કહેવામાં આવે છે. એ અનુપ્રેક્ષાઓ નીચે પ્રમાણે છે:

૧. કોઈ પણ મળેલી વસ્તુનો વિયોગ થવાથી દુઃખ ન થાય, તે માટે તેવી વસ્તુમાત્રમાંથી આસક્તિ ઘટાડવી આવશ્યક છે; અને એ ઘટાડવા જ શરીર અને ઘરબાર આદિ વસ્તુઓ તેમજ તેમના સંબંધો એ બધુ નિત્ય — સ્થિર નથી એવુ ચિંતન કરવું, તે 'અનિત્યાનુપ્રેક્ષા'. ૨. માત્ર શુદ્ધ ધર્મને જ જીવનના શરણુ તરીકે સ્વીકારવા માટે, તે સિવાયની બીજી બધી વસ્તુઓમાંથી મમત્વ ખસેડવું આવશ્યક છે; તે ખસેડવા માટે જે એમ ચિંતવવું કે, જેમ સિંહના પંજામાં પડેલ હરણુને કાંઈ શરણુ નથી, તેમ આધિ, વ્યાધિ અને ઉપાધિથી ગ્રસ્ત એવો હુ પણ હમેશને માટે અશરણુ છું, તે 'અશરણાનુપ્રેક્ષા' ૩. સંસારતૃષ્ણાનો ત્યાગ કરવા માટે સાસારિક વસ્તુઓમાં નિર્વેદ અર્થાત્ ઉદાસીનપણું કેળવવુ જરૂરી છે, અને તે માટે એવી વસ્તુઓમાથી મન હઠાવવા જે એમ ચિંતવવું કે, આ અનાદિ જન્મમરણની ઘટમાળમાં ખરી રીતે કોઈ સ્વજન કે પરજન નથી, કારણ કે દરેકની સાથે દરેક જાતના સંબંધો જન્મ જન્માંતરે થયેલા છે, તેમ જ રાગદ્વેષ અને મોહથી સંતપ્ત પ્રાણીઓ વિષયતૃષ્ણાને લીધે એકબીજાને

ભરખવાની નીતિમાં અસહ્ય દુઃખો અનુભવે છે; ખરી રીતે આ સંસાર હર્ષ-વિષાદ, સુખ-દુઃખ આદિ દ્વન્દ્વોનું ઉપવન છે અને સાચે જ કષ્ટમય છે, તે 'સંસારાનુપ્રેક્ષા.' ૪. મોક્ષ મેળવવા માટે રાગદ્વેષના પ્રસંગોમાં નિર્લેપપણું કેળવવું જરૂરી છે, તે માટે સ્વજન તરીકે માની લીધેલ ઉપર બંધાતો રાગ, અને પરજન તરીકે માની લીધેલ પર બંધાતો દ્વેષ ફેંકી દેવા જે એમ ચિંતવવું કે, હું એકલો જ જન્મુ છું, મરું છુ, અને એકલો જ પોતાનાં વાવેલાં કર્મબીજોનાં સુખદુઃખ આદિ ફળો અનુભવું છું, તે 'એકત્વાનુપ્રેક્ષા'. ૫. મનુષ્ય મોહાવેશથી શરીર અને બીજી વસ્તુઓની ચડતી-પડતીમાં પોતાની ચડતીપડતી માનવાની ભૂલ કરી ખરા કર્તવ્યનું ભાન ભૂલી જાય છે; તે સ્થિતિ ટાળવા માટે શરીર આદિ અન્ય વસ્તુઓમાં પોતાપણાનો અધ્યાસ દૂર કરવો આવશ્યક છે; તે માટે એ બંનેના ગુણ-ધર્મોની ભિન્નતાનુ ચિંતન કરવું કે, શરીર એ તો સ્થૂળ, આદિ અને અંતવાળું તેમજ જડ છે અને હું પોતે તો સૂક્ષ્મ, આદિ અને અંત વિનાનો તેમજ ચેતન છું, તે 'અન્યત્વાનુપ્રેક્ષા'. ૬. સૌથી વધારે તૃષ્ણાસ્પદ શરીર હોવાથી તેમાંથી મૂર્છા ઘટાડવા એમ ચિંતવવું કે, 'શરીર જાતે અશુચિ છે, અશુચિમાંથી ઉત્પન્ન થયેલું છે, અશુચિ વસ્તુઓથી પોષાયેલું છે, અશુચિનું સ્થાન છે, અને અશુચિપરંપરાનું કારણ છે,' તે 'અશુચિત્વાનુપ્રેક્ષા.' ૭. ઇંદ્રિયોના ભોગોની આસક્તિ ઘટાડવા એક એક ઇંદ્રિયના ભોગના રાગમાંથી ઉત્પન્ન થતાં અનિષ્ટ પરિણામોનું ચિંતન કરવું, તે 'આસ્રવાનુપ્રેક્ષા.' ૮. દુર્વૃત્તિનાં દ્વારો બંધ કરવા માટે સદ્‌વૃત્તિના ગુણોનું ચિંતન કરવું, તે 'સંવરાનુપ્રેક્ષા.'

૯. કર્મનાં બંધનોને ખંખેરી નાંખવાની વૃત્તિ દૃઢ કરવા માટે તેના વિવિધ વિપાકોનું ચિંતન કરવું કે, 'દુઃખના પ્રસંગો બે પ્રકારના હોય છે: એક તો ઇચ્છા અને સજ્ઞાન પ્રયત્ન વિના જ પ્રાપ્ત થયેલા, જેમકે—પશુ, પક્ષી અને બહેરા-મૂગા આદિના દુઃખપ્રધાન જન્મો તથા વારસામાં મળેલી ગરીબી, અને બીજા, સદુદ્દેશથી સજ્ઞાન પ્રયત્નપૂર્વક પ્રાપ્ત કરાયેલા, જેમકે—તપ અને ત્યાગને લીધે પ્રાપ્ત થયેલ ગરીબી અને શારીરિક કૃશતા આદિ. પહેલામાં વૃત્તિનુ સમાધાન ન હોવાથી તે કંટાળાનુ કારણ બની અકુશલ પરિણામદાયક નીવડે છે, અને બીજા તો સદ્દવૃત્તિજનિત હોવાથી તેમનુ પરિણામ કુશલ જ આવે છે. માટે અણધાર્યાં પ્રાપ્ત થયેલ કટુક વિપાકોમાં સમાધાનવૃત્તિ કેળવવી અને જ્યા શક્ય હોય ત્યાં તપ અને ત્યાગ દ્વારા કુશલ પરિણામ આવે તેવી રીતે સંચિત કર્મોને ભોગવી લેવાં એ જ શ્રેયસ્કર છે,' તે ચિંતન એ 'નિર્જરાનુપ્રેક્ષા.' ૧૦. તત્ત્વજ્ઞાનની વિશુદ્ધિ માટે વિશ્વનુ વાસ્તવિક સ્વરૂપ ચિંતવવું, તે 'લોકાનુપ્રેક્ષા.' ૧૧. પ્રાપ્ત થયેલ મોક્ષમાર્ગમાં અપ્રમત્તપણુ કેળવવા એમ ચિંતવવુ કે, 'અનાદિ પ્રપંચજાળમાં, વિવિધ દુઃખોના પ્રવાહમાં વહેતા અને મોહ આદિ કર્મોના તીવ્ર આઘાતો સહન કરતા જીવને શુદ્ધ દૃષ્ટિ અને શુદ્ધ ચારિત્ર પ્રાપ્ત થવાં દુર્લભ છે,' તે 'બોધિદુર્લભત્વાનુપ્રેક્ષા.' ૧૨. ધર્મમાર્ગથી ચ્યુત ન થવા અને તેના અનુષ્ઠાનમાં સ્થિરતા લાવવા એમ ચિંતવવુ કે, 'જેના વડે સંપૂર્ણ પ્રાણીઓનુ કલ્યાણ સાધી શકાય તેવો સર્વગુણસંપન્ન ધર્મ સત્પુરુષોએ ઉપદેશ્યો છે તે કેટલું મોટું સદ્ભાગ્ય છે,' એ 'ધર્મસ્વાખ્યાતત્વાનુપ્રેક્ષા.' [૭]

હવે પરીષહનું વર્ણન કરે છે:

मार्गाच्यवननिर्जरार्थं परिषोढव्याः परीषहाः । ८ ।

क्षुत्पिपासाशीतोष्णदंशमशकनाग्न्यारतिस्त्रीचर्या-
निषद्याशय्याक्रोशवधयाचनालाभरोगतृणस्पर्शमल-
सत्कारपुरस्कारप्रज्ञाज्ञानादर्शनानि । ९ ।

सूक्ष्मसंपरायच्छद्मस्थवीतरागयोश्चतुर्दश । १० ।

एकादश जिने । ११ ।

बादरसंपराये सर्वे । १२ ।

ज्ञानावरणे प्रज्ञाज्ञाने । १३ ।

दर्शनमोहान्तराययोरदर्शनालाभौ । १४ ।

चारित्रमोहे नाग्न्यारतिस्त्रीनिषद्याक्रोशयाचना-
सत्कार पुरस्काराः । १५ ।

वेदनीये शेषा. । १६ ।

एकादयो भाज्या युगपदैकोनविंशतेः । १७ ।

માર્ગથી ચ્યુત ન થવા અને કર્મ ખપાવવા માટે જે સહન કરવા ચોગ્ય છે તે પરીષહ.

ક્ષુધાનો, તૃષાનો, શીતનો, ઉષ્ણનો, દંશમશકનો, નગ્નત્વનો, અરતિનો, સ્ત્રીનો, ચર્યાનો, નિષદ્યાનો શય્યાનો, આક્રોશનો, વધનો, યાચનાનો, અલાભનો, રોગનો, તૃણસ્પર્શનો, મલનો, સત્કારપુરસ્કારનો, પ્રજ્ઞાનો, અજ્ઞાનનો અને અદર્શનનો પરીષહ એમ કુલ બાવીશ પરીષહ છે.

સૂક્ષ્મસંપરાય અને છદ્મસ્થવીતરાગમાં ચૌદ પરીષહો સંભવે છે

જિનમાં અગિયાર સંભવે છે.

બાદરસંપરાયમાં બધા અર્થાત્ બાવીશે સંભવે છે.

જ્ઞાનાવરણરૂપ નિમિત્તથી પ્રજ્ઞા અને અજ્ઞાન પરીષહ થાય છે.

દર્શનમોહ અને અંતરાયકર્મથી અનુક્રમે અદર્શન અને અલાભ પરીષહ થાય છે.

ચારિત્રમોહથી નગ્નત્વ, અરતિ, સ્ત્રી, નિષદ્યા, આક્રોશ, યાચના અને સત્કારપુરસ્કાર પરીષહ થાય છે.

બાકીના બધા વેદનીયથી થાય છે.

એક સાથે એક આત્મામાં એકથી માંડી ૧૯ સુધી પરીષહો વિકલ્પે સંભવે છે.

સંવરના ઉપાય તરીકે પરીષહનુ વર્ણન કરતા સૂત્રકારે જે પાંચ મુદ્દાઓનુ નિરૂપણ કર્યું છે, તે આ છે: પરીષહનુ લક્ષણ, તેમની સંખ્યા. અધિકારી પરત્વે તેમનો વિભાગ, તેમનાં કારણોનો નિર્દેશ, અને એક સાથે એક જીવમાં સંભવતા પરીષહોની સંખ્યા. દરેક મુદ્દાનો વિશેષ વિચાર નીચે પ્રમાણે છે:

લક્ષણ · સ્વીકારેલ ધર્મમાર્ગમાં ટકી રહેવા અને કર્મબંધનોને ખંખેરી નાખવા માટે જે જે સ્થિતિ સમભાવપૂર્વક સહન કરવી ઘટે છે, તે પરીષહ 'કહેવાય' છે. [૮]

સખ્યા: જો કે પરીષહો ટૂંકમા ઓછા અને લબાણથી વધારે પણ કલ્પી તેમજ ગણાવી શકાય; છતાં ત્યાગને વિકસાવવા જે ખાસ આવશ્યક છે, તે જ બાવીશ શાસ્ત્રમા ગણાવેલા છે. તે આ પ્રમાણે:

૧–૨. ગમે તેવી ક્ષુધા અને તૃષાની વેદના છતાં સ્વીકારેલ મર્યાદા વિરુદ્ધ આહારપાણી ન લેતાં સમભાવપૂર્વક એ વેદનાઓ સહન કરવી, તે અનુક્રમે 'ક્ષુધા' અને 'પિપાસા' પરીષહ. ૩–૪. ગમે તેટલી ટાઢ અને ગરમીની મુશ્કેલી છતાં તેને દૂર કરવા અકલ્પ્ય કોઈ પણ વસ્તુનું સેવન કર્યાં વિના જ સમભાવપૂર્વક એ વેદનાઓ સહી લેવી, તે અનુક્રમે 'શીત' અને 'ઉષ્ણ' પરીષહ. ૫. ડાંસ મચ્છર વગેરે જંતુઓના આવી પડેલ ઉપદ્રવમાં ખિન્ન ન થતાં તેને સમભાવપૂર્વક સહી લેવો, તે 'દંશમશક' પરીષહ. ૬. [1]નગ્નપણાને સમભાવપૂર્વક સહન કરવુ તે 'નગ્નત્વ' પરીષહ ૭. સ્વીકારેલ માર્ગમાં અનેક મુશ્કેલીઓને લીધે કંટાળાનો પ્રસગ આવે ત્યારે કંટાળો ન લાવતાં ધૈર્યપૂર્વક તેમાં રસ લેવો, તે 'અરતિ' પરીષહ. ૮. સાધક પુરુષ કે સ્ત્રીએ પોતાની સાધનામાં વિજાતીય આકર્ષણથી

---

૧ આ પરીષહના વિષયમા શ્વેતાબર, દિગંબર બંને સંપ્રદાયોમા ખાસ મતભેદ છે; એ જ મતભેદને લીધે શ્વેતાબર અને દિગંબર એવા નામો પડેલા છે. શ્વેતાબર શાસ્ત્રો વિશિષ્ટ સાધકો માટે સર્વથા નગ્નપણું સ્વીકારતા હોવા છતા અન્ય સાધકો માટે મર્યાદિત વસ્ત્રપાત્રની આજ્ઞા આપે છે, અને તેવી આજ્ઞા પ્રમાણે અમૂર્છિતભાવથી વસ્ત્રપાત્ર સ્વીકારનારને પણ તેઓ સાધુ તરીકે માને છે. જ્યારે દિગંબર શાસ્ત્રો મુનિનામધારક બધા સાધકો માટે એક સરખું ઐકાતિક નગ્નત્વનું વિધાન કરે છે. નગ્નત્વને 'અચેલક પરીષહ' પણ કહે છે. આધુનિક શોધક વિદ્વાનો વસ્ત્રપાત્ર ધારણ કરવાની શ્વેતાંબરીય મતની પરંપરામાં ભગવાન પાર્શ્વનાથની સવસ્ત્ર પરંપરાનું મૂળ જુએ છે, અને સર્વથા નગ્નપણું રાખવાની દિગંબરીય મતની પરંપરામાં ભગવાન મહાવીરની અવસ્ત્ર પરંપરાનું મૂળ જુએ છે.

ન લલચાવું, તે 'સ્ત્રી'પરીષહ. ૯. સ્વીકારેલ ધર્મજીવનને પુષ્ટ રાખવા અસંગપણે જુદાં જુદાં સ્થાનોમાં વિહાર કરવો અને કોઈ પણ એક સ્થાનમાં નિયતવાસ ન સ્વીકારવો, તે 'ચર્યા' પરીષહ. ૧૦. સાધનાને અનુકૂલ એકાંત જગ્યામાં મર્યાદિત વખત માટે આસન બાંધી બેસતાં આવી પડતા ભયોને અડોલપણે જીતવા અને આસનથી ચ્યુત ન થવુ, તે 'નિષદ્યા'પરીષહ. ૧૧. કોમળ કે કઠિન, ઊંચી કે નીચી જેવી સહજ ભાવે મળે તેવી જગ્યામાં સમભાવપૂર્વક શયન કરવુ, તે 'શય્યા'પરીષહ. ૧૨. કોઈ આવી કઠોર કે અણગમતું કહે તેને સત્કાર જેટલું વધાવી લેવુ, તે 'આક્રોશ'પરીષહ. ૧૩ કોઈ તાડન તર્જન કરે ત્યારે તેને સેવા ગણવી, તે 'વધ'પરીષહ. ૧૪. દીનપણુ કે અભિમાન રાખ્યા સિવાય માત્ર ધર્મયાત્રાના નિર્વાહ અર્થે યાચકવૃત્તિ સ્વીકારવી, તે 'યાચના'પરીષહ. ૧૫. યાચના કર્યા છતા જોઈતુ ન મળે ત્યારે પ્રાપ્તિ કરતાં અપ્રાપ્તિને ખરું તપ ગણી તેમાં સંતોષ રાખવો, તે 'અલાભ'પરીષહ. ૧૬. કોઈ પણ રોગમાં વ્યાકુળ ન થતાં સમભાવપૂર્વક તેને સહવો, તે 'રોગ'પરીષહ. ૧૭. સંથારામાં કે અન્યત્ર તૃણ આદિની તીક્ષ્ણતાનો કે કઠોરતાનો અનુભવ થાય ત્યારે મૃદુ શય્યામાં રહે તેવો ઉલ્લાસ રાખવો, એ 'તૃણસ્પર્શ'પરીષહ. ૧૮. ગમે તેટલો શારીરિક મળ થાય છતાં તેમાં ઉદ્વેગ ન પામવો અને સ્નાન આદિ સંસ્કારો ન ઇચ્છવા, તે 'મલ'પરીષહ. ૧૯. ગમે તેટલો સત્કાર મળ્યા છતાં તેમા ન ફુલાવુ અને સત્કાર ન મળે તો ખિન્ન ન થવુ, તે 'સત્કારપુરસ્કાર'પરીષહ. ૨૦. પ્રજ્ઞા–ચમત્કારી બુદ્ધિ હોય તો તેનો ગર્વ ન કરવો અને ન હોય તો ખેદ ન ધારણ કરવો, તે 'પ્રજ્ઞા'પરીષહ. ૨૧. વિશિષ્ટ

શાસ્ત્રજ્ઞાનથી ગર્વિત ન થવું અને તેના અભાવમાં આત્માવમાનના ન રાખવી, તે 'જ્ઞાન' પરીષહ, અથવા 'અજ્ઞાન' પરીષહ. ૨૨. સૂક્ષ્મ અને અતીદ્રિય પદાર્થોનું દર્શન ન થવાથી સ્વીકારેલ ત્યાગ નકામો ભાસે, ત્યારે વિવેકી શ્રદ્ધા કેળવી તે સ્થિતિમાં પ્રસન્ન રહેવું, તે 'અદર્શન' પરીષહ. [૯]

अधिकारी परत्वे विभाग : જેમાં સંપરાય–લોભ કષાયનો બહુ જ ઓછો સંભવ છે, તેવા સૂક્ષ્મસંપરાય નામક ગુણસ્થાનમાં અને ઉપશાંતમોહ તથા ક્ષીણમોહ નામક ગુણસ્થાનમાં ચૌદ જ પરીષહ સંભવે છે, તે આ: ક્ષુધા, પિપાસા, શીત, ઉષ્ણ, દંશમશક, ચર્યા, પ્રજ્ઞા, અજ્ઞાન, અલાભ, શય્યા, વધ, રોગ, તૃણસ્પર્શ, મલ. બાકીના આઠ નથી સંભવતા. તેનું કારણ એ છે કે, તે મોહજન્ય છે; અને અગિયારમા-બારમા ગુણસ્થાનમાં મોહોદયનો અભાવ છે. જો કે દશમા ગુણસ્થાનમાં મોહ છે ખરો, પણ તે એટલો બધો અલ્પ છે કે હોવા છતાં ન જેવો જ છે; તેથી તે ગુણસ્થાનમાં પણ મોહજન્ય આઠ પરીષહોનો સંભવ ન લેખી, ફક્ત ચૌદનો જ સંભવ લેખવામાં આવ્યો છે.

[1]તેરમા ચૌદમા ગુણસ્થાનમાં ફક્ત અગિયાર જ પરીષહ સંભવે છે તે આ છે: ક્ષુધા, પિપાસા, શીત, ઉષ્ણ, દંશમશક,

---

૧. આ બે ગુણસ્થાનોમાં પરીષહની બાબતમાં દિગંબર અને શ્વેતાંબર પરંપરા વચ્ચે મતભેદ છે એ મતભેદ સર્વજ્ઞમાં કવલાહાર માનવા અને ન માનવાના મતભેદને આભારી છે. તેથી દિગંબરીય વ્યાખ્યાગ્રંથો 'एकादश जिने' એવું જ સૂત્ર માનવા છતાં તેની વ્યાખ્યા મરડીને કરતા હોય તેમ લાગે છે. વ્યાખ્યા પણ એક જ નથી, એની બે વ્યાખ્યા કરવામાં આવી છે અને તે બન્ને સંપ્રદાયના

ચર્યા, શય્યા, વધ, રોગ, તૃણસ્પર્શ, મલ. બાકીના અગિયાર ઘાતિકર્મજન્ય હોવાથી તે કર્મના અભાવને લીધે તે ગુણસ્થાનોમાં નથી સંભવતા.

જેમાં સંપરાય-કષાયનો બાદર એટલે વિશેષપણે સંભવ હોય, તે [1]બાદરસંપરાયનામક નવમા ગુણસ્થાનમાં બાવીશે પરીષહો સંભવે છે, કારણ કે પરીષહોનાં કારણભૂત બધાંયે કર્મો ત્યાં હોય છે. નવમા ગુણસ્થાનમા બાવીશનો સંભવ કહેવાથી તેની પહેલાનાં છઠ્ઠા આદિ ગુણસ્થાનોમાં તેટલા જ પરીષહોનો સંભવ છે એ સ્વતઃ ફલિત થાય છે. [૧૦-૨]

कारणोनो निर्देश· પરીષહોનાં કારણ કુલ ચાર કર્મો માનવામાં આવ્યા છે તેમાંથી જ્ઞાનાવરણ એ [2]પ્રજ્ઞા અને અજ્ઞાન પરીષહનું નિમિત્ત છે; અંતરાય કર્મ અલાભ પરીષહનુ કારણ

---

તીવ્ર મતભેદ પછીની હોય એમ ચોખ્ખું લાગે છે. પહેલી વ્યાખ્યા પ્રમાણે અર્થ એવો છે કે, જિન-સર્વજ્ઞમાં ક્ષુધા આદિ અગિયાર પરીષહો (વેદનીય કર્મજન્ય) છે. પણ મોહ ન હોવાથી તે ક્ષુધા આદિ વેદનારૂપ ન થવાને લીધે માત્ર ઉપચારથી દ્રવ્ય પરીષહ છે બીજી વ્યાખ્યા પ્રમાણે 'ન' શબ્દનો અધ્યાહાર કરી અર્થ એવો કરવામા આવ્યો છે કે, જિનમાં વેદનીય કર્મ હોવા છતાં તદાશ્રિત ક્ષુધા આદિ અગિયાર પરીષહો મોહના અભાવને લીધે બાધારૂપ ન થતા હોવાથી, નથી જ.

૧ દિગંબર વ્યાખ્યાગ્રથો આ સ્થળે બાદરસંપરાય શબ્દને સંજ્ઞારૂપ ન રાખતા વિશેષણરૂપ રાખીને તેના ઉપરથી છઠ્ઠા આદિ ચાર ગુણસ્થાનોનો અર્થ ફલિત કરે છે

૨ ચમત્કારી બુદ્ધિ ગમે તેટલી હોય છતાં તે પરિમિત હોવાથી જ્ઞાનાવરણને આભારી છે, માટે પ્રજ્ઞા પરીષહને જ્ઞાનાવરણજન્ય સમજવો

છે; મોહમાંથી દર્શનમોહ એ અદર્શનનું અને ચારિત્રમોહ એ નગ્નત્વ, અરતિ, સ્ત્રી, નિષદ્યા, આક્રોશ, યાચના, અને સત્કાર એ સાત પરીષહનુ કારણ છે; વેદનીય કર્મ એ ઉપર ગણાવેલ સર્વજ્ઞમાં સંભવતા અગિયાર પરીષહોનું કારણ છે. [૧૩-૬]

एक साथे एक जीवमां संभवता परीषहोनी संख्या: બાવીશ પરીષહોમાં એક સમયે પરસ્પર વિરોધી કેટલાક પરીષહો છે, જેમકે—શીત, ઉષ્ણ, ચર્યા, શય્યા, અને નિષદ્યા; તેથી પહેલા બે અને પાછલા ત્રણેનો એક સાથે સંભવ જ નથી શીત હોય ત્યારે ઉષ્ણ અને ઉષ્ણ હોય ત્યારે શીત ન સંભવે; એ જ પ્રમાણે ચર્યા, શય્યા અને નિષદ્યામાથી એક વખતે એક જ સંભવે. માટે જ ઉક્ત પાંચમાંથી એક વખતે કોઈ પણ બેનો સંભવ અને ત્રણનો અસંભવ માની એક આત્મામાં એક સાથે વધારેમાં વધારે ૧૯ પરીષહનો સંભવ જણાવવામાં આવ્યો છે. [૧૭]

હવે ચારિત્રના ભેદો કહે છે:

**सामायिकच्छेदोपस्थाप्यपरिहारविशुद्धिसूक्ष्मसंपराययथाख्यातानि चारित्रम् ।१८।**

**સામાયિક, છેદોપસ્થાપન, પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત એ પાંચ પ્રકારનું ચારિત્ર છે.**

આત્મિક શુદ્ધદશામાં સ્થિર થવાનો પ્રયત્ન કરવો, તે 'ચારિત્ર.' પરિણામશુદ્ધિના તરતમભાવની અપેક્ષાએ ચારિત્રના સામાયિક આદિ ઉપર્યુક્ત પાંચ પ્રકાર પાડવામાં આવ્યા છે. તે આ પ્રમાણે: ૧. સમભાવમાં રહેવા માટે બધી અશુદ્ધ પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો, તે 'સામાયિક' ચારિત્ર. છેદોપસ્થાપન

આદિ બાકીનાં ચારે ચારિત્રો સામાયિક રૂપ તો છે જ; તેમ છતા કેટલીક આચાર અને ગુણની વિશેષતાને લીધે એ ચારને સામાયિકથી જુદા પાડી વર્ણવવામાં આવ્યાં છે. 'ઇત્વરિક' અર્થાત્ થોડા વખત માટે કે 'યાવત્કથિક અર્થાત્ આખી જિંદગી માટે જે પહેલ વહેલી મુનિદીક્ષા લેવામા આવે છે, તે 'સામાયિક.' ૨. પ્રથમ દીક્ષા લીધા બાદ વિશિષ્ટ શ્રુતનો અભ્યાસ કરીને વિશેષ શુદ્ધિ ખાતર જે જીવન પર્યંતની ફરી દીક્ષા લેવામાં આવે છે, તે, તેમજ પ્રથમ લીધેલ દીક્ષામાં દોષાપત્તિ આવવાથી તેનો છેદ કરી ફરી નવેસર દીક્ષાનુ જે આરોપણ કરવામાં આવે છે, તે 'છેદોપસ્થાપન' ચારિત્ર. પહેલું નિરતિચાર અને બીજુ સાતિચાર છેદોપસ્થાપન કહેવાય છે. ૩. જેમાં ખાસ વિશિષ્ટ પ્રકારના તપપ્રધાન આચાર પાળવામાં આવે છે, તે 'પરિહારવિશુદ્ધિ'[1] ચારિત્ર. ૪. જેમાં ક્રોધ આદિ કષાયો તો ઉદયમાન નથી હોતા; ફક્ત લોભનો અંશ અતિ સૂક્ષ્મપણે હોય છે, તે 'સૂક્ષ્મસંપરાય' ચારિત્ર. ૫. જેમાં કોઈ પણ કષાય ઉદયમાન નથી જ હોતો, તે 'યથાખ્યાત'[2] અર્થાત્ 'વીતરાગ' ચારિત્ર. [૧૮]

હવે તપનુ વર્ણન કરે છે :

**अनशनावमौदर्यवृत्तिपरिसंख्यानरसपरित्यागवि-विक्तशय्यासनकायक्लेशा बाह्यं तपः ।१९।**

**प्रायश्चित्तविनयवैयावृत्त्यस्वाध्यायव्युत्सर्गध्याना न्युत्तरम् ।२०।**

---

૧. જુઓ હિંદી ચોથો 'કર્મગ્રંથ,' પૃ. ૫૯-૬૧.

૨. આના અથાખ્યાત અને તથાખ્યાત એવાં નામો પણ મળે છે.

**અનશન, અવમૌદર્ય, વૃત્તિપરિસંખ્યાન, રસપરિત્યાગ, વિવિક્ત શય્યાસન અને કાયક્લેશ એ બાહ્ય તપ છે.**

**પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ત્ય, સ્વાધ્યાય, વ્યુત્સર્ગ અને ધ્યાન એ આભ્યંતર તપ છે.**

વાસનાઓને ક્ષીણ કરવા વાસ્તે જોઈતું આધ્યાત્મિક બળ કેળવવા માટે શરીર, ઇંદ્રિય અને મનને જે જે તાપણીમાં તપાવાય છે, તે તે બધુ 'તપ' છે તપના બાહ્ય અને આભ્યંતર એવા બે ભેદ પાડેલા છે. જેમાં શારીરિક ક્રિયાની પ્રધાનતા હોય અને જે બાહ્ય દ્રવ્યની અપેક્ષાવાળું હોવાથી બીજાઓ વડે દેખી શકાય, તે 'બાહ્ય' તપ; તેથી ઊલટું જેમાં માનસિક ક્રિયાની પ્રધાનતા હોય અને જે મુખ્યપણે બાહ્ય દ્રવ્યની અપેક્ષા ન રાખતું હોવાથી બીજાઓ વડે પણ ન દેખી શકાય, તે 'આભ્યંતર' તપ. બાહ્ય તપ એ સ્થૂળ અને લૌકિક જણાવા છતાં તેનું મહત્ત્વ આભ્યંતર તપની પુષ્ટિમાં ઉપયોગી થવાની દૃષ્ટિએ જ મનાયેલું છે. આ બાહ્ય અને આભ્યંતર તપના વર્ગીકરણમાં સમગ્ર સ્થૂળ અને સૂક્ષ્મ ધાર્મિક નિયમોનો સમાવેશ થઈ જાય છે.

વાહ્ય તપ : ૧. મર્યાદિત વખત માટે કે જીવનના અંત સુધી સર્વે પ્રકારના આહારનો ત્યાગ કરવો, તે 'અનશન'. આમાં પહેલું ઇત્વરિક અને બીજું યાવત્કથિક સમજવું. ૨. પોતાની ક્ષુધા માગે તે કરતાં ઓછો આહાર લેવો, તે 'અવમૌદર્ય'–ઊણોદરી ૩. વિવિધ વસ્તુઓની લાલચને ટૂંકાવવી, તે 'વૃત્તિસંક્ષેપ'. ૪. ઘી-દૂધ આદિ તથા દારૂ,

મદ્ય, માખણ આદિ વિકારકારક રસનો ત્યાગ કરવો, તે 'રસપરિત્યાગ'. ૫. બાધા વિનાના એકાંત સ્થાનમાં વસવું, તે 'વિવિક્તશય્યાસનસંલીનતા' ૬. ટાઢમાં, તડકામાં કે વિવિધ આસન આદિ વડે શરીરને કસવું, તે 'કાયક્લેશ'.

आभ्यंतर तप: ૧ લીધેલ વ્રતમા થયેલ પ્રમાદજનિત દોષોનું જેના વડે શોધન કરી શકાય, તે 'પ્રાયશ્ચિત્ત'. ૨. જ્ઞાન આદિ સદ્ગુણો વિષે બહુ માન રાખવું, તે 'વિનય'. ૩. યોગ્ય સાધનો પૂરાં પાડીને કે પોતાની જાતને કામમાં લાવીને સેવા-શુશ્રૂષા કરવી, તે 'વૈયાવૃત્ય'. વિનય અને વૈયાવૃત્ય વચ્ચે અંતર એ છે કે, વિનય એ માનસિક ધર્મ છે અને વૈયાવૃત્ય એ શારીરિક ધર્મ છે. ૪. જ્ઞાન મેળવવા માટે વિવિધ પ્રકારનો અભ્યાસ કરવો, તે 'સ્વાધ્યાય'. ૫ અહંત્વ અને મમત્વનો ત્યાગ કરવો, તે 'વ્યુત્સર્ગ'. ૬. ચિત્તના વિક્ષેપોનો ત્યાગ કરવો, તે 'ધ્યાન'. [૧૯–૨૦]

હવે પ્રાયશ્ચિત્ત આદિ તપોના ભેદોની સંખ્યા કહે છે:

**नवचतुर्दशपञ्चद्विभेदं यथाक्रमं प्राग्ध्यानात् । २१ ।**

**ધ્યાન પહેલાંના આભ્યંતર તપના અનુક્રમે નવ, ચાર, દશ, પાંચ અને બે ભેદ છે.**

ધ્યાનનો વિચાર વિસ્તૃત હોવાથી તેને છેવટે રાખી તેની પહેલાંના પ્રાયશ્ચિત્ત આદિ પાંચ આભ્યંતર તપોના ભેદોની સંખ્યા માત્ર અહીં દર્શાવવામાં આવી છે. [૨૧]

હવે પ્રાયશ્ચિત્તના ભેદો કહે છે:

**आलोचनप्रतिक्रमणतदुभयविवेकव्युत्सर्गतपश्छेद-परिहारोपस्थापनानि । २२ ।**

**આલોચન, પ્રતિક્રમણ, તદુભય, વિવેક, વ્યુત્સર્ગ, તપ, છેદ, પરિહાર અને ઉપસ્થાપન એ નવ પ્રકાર પ્રાયશ્ચિત્તના છે.**

દોષ–ભૂલનું શોધન કરવાના અનેક પ્રકારો છે, તે બધા 'પ્રાયશ્ચિત્ત' છે. એના અહીં ટૂંકમાં નવ ભેદ આ પ્રમાણે છે: ૧. ગુરુ સમક્ષ નિખાલસભાવે પોતાની ભૂલ પ્રકટ કરવી, તે 'આલોચન' ૨. થયેલ ભૂલનો અનુતાપ કરી તેથી નિવૃત્ત થવું અને નવી ભૂલ ન કરવા માટે સાવધાન થવું, તે 'પ્રતિક્રમણ' ૩. ઉક્ત આલોચન અને પ્રતિક્રમણ બન્ને સાથે કરવામાં આવે, ત્યારે 'તદુભય'–અર્થાત્ 'મિશ્ર.' ૪. ખાનપાન આદિ વસ્તુ જો અકલ્પનીય આવી જાય અને પછી માલૂમ પડે તો તેનો ત્યાગ કરવો, તે 'વિવેક.' ૫. એકાગ્રતાપૂર્વક શરીર અને વચનના વ્યાપારો છોડી દેવા, તે 'વ્યુત્સર્ગ.' ૬. અનશન આદિ બાહ્ય તપ કરવું, તે 'તપ.' ૭. દોષ પ્રમાણે દિવસ, પક્ષ, માસ કે વર્ષની પ્રવ્રજ્યા ઘટાડવી, તે 'છેદ.' ૮. દોષપાત્ર વ્યક્તિને તેના દોષના પ્રમાણમાં પક્ષ, માસ આદિ પર્યંત કોઈ જાતનો સંસર્ગ રાખ્યા વિના જ દૂરથી પરિહરવી, તે '[1]પરિહાર.' ૯. અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય આદિ મહાવ્રતોનો ભંગ થવાને લીધે ફરી પ્રથમથી જ જે મહાવ્રતોનું આરોપણ કરવું, તે 'ઉપસ્થાપન' [૨૨]

૧. પરિહાર અને ઉપસ્થાપન એ બેની જગાએ મૂળ, અનવસ્થાપ્ય, પારાંચિક એ ત્રણ પ્રાયશ્ચિત્ત હોવાથી ઘણા ગ્રંથોમાં દશ પ્રાયશ્ચિત્તોનું વર્ણન છે. આ પ્રત્યેક પ્રાયશ્ચિત્ત કયા કયા અને કેવી કેવી જાતના દોષને લાગુ પડે છે, તેનું વિશેષ સ્પષ્ટીકરણ 'વ્યવહાર,' 'જીતકલ્પસૂત્ર' આદિ પ્રાયશ્ચિત્તપ્રધાન ગ્રંથોમાંથી જાણી લેવું.

હવે વિનયના ભેદો કહે છે :

**ज्ञानदर्शनचारित्रोपचाराः । २३ ।**

**જ્ઞાન, દર્શન, ચારિત્ર અને ઉપચાર એ ચાર પ્રકાર વિનયના છે.**

વિનય એ વસ્તુતઃ ગુણરૂપે એક જ છે, છતાં અહીં તેના જે ભેદો પાડવામાં આવ્યા છે, તે માત્ર વિષયની દૃષ્ટિએ. વિનયના વિષયને મુખ્યપણે ચાર ભાગમાં અહીં વહેંચવામાં આવ્યો છે. જેમકે : ૧. જ્ઞાન મેળવવું, તેનો અભ્યાસ ચાલુ રાખવો, અને તેને ભૂલવું નહિ એ 'જ્ઞાન'નો ખરો વિનય છે. ૨. તત્ત્વની યથાર્થ પ્રતીતિરૂપ સમ્યગ્દર્શનથી ચલિત ન થવું, તેમાં આવતી શંકાઓનું સંશોધન કરી નિઃશંકપણું કેળવવું, તે 'દર્શનવિનય.' ૩. સામાયિક આદિ પૂર્વોક્ત કોઈ પણ ચારિત્રમાં ચિત્તનું સમાધાન રાખવું, તે 'ચારિત્રવિનય.' ૪. કોઈ પણ સદ્ગુણની બાબતમાં પોતાનાથી શ્રેષ્ઠ હોય તેના પ્રત્યે અનેક પ્રકારનો યોગ્ય વ્યવહાર સાચવવો; જેમકે, તેની સામે જવું, તે આવે ત્યારે ઊઠી ઊભા થવું, આસન આપવું, વંદન કરવું વગેરે, તે 'ઉપચારવિનય.' [૨૩]

હવે વૈયાવૃત્ત્યના ભેદો કહે છે :

**आचार्योपाध्यायतपस्विशैक्षकग्लानगणकुलसङ्घसाधुसमनोज्ञानाम् । २४ ।**

**આચાર્ય, ઉપાધ્યાય, તપસ્વી, શૈક્ષ, ગ્લાન, ગણ, કુલ, સંઘ, સાધુ અને સમનોજ્ઞ એમ દશ પ્રકારે વૈયાવૃત્ત્ય છે.**

વૈયાવૃત્ત્ય એ સેવારૂપ હોવાથી, સેવાયોગ્ય હોય એવા દશ પ્રકારના સેવ્ય — સેવાયોગ્ય પાત્રને લીધે તેના પણ દશ પ્રકાર પાડવામાં આવ્યા છે. તે આ પ્રમાણે: ૧. મુખ્યપણે જેનું કાર્ય વ્રત અને આચાર ગ્રહણ કરાવવાનું હોય, તે 'આચાર્ય.' ૨. મુખ્યપણે જેનું કાર્ય શ્રુતાભ્યાસ કરાવવાનું હોય, તે 'ઉપાધ્યાય.' ૩. મોટાં અને ઉગ્ર તપ કરનાર હોય, તે 'તપસ્વી.' ૪. જે નવદીક્ષિત હોઈ શિક્ષણ મેળવવાને ઉમેદવાર હોય, તે 'શૈક્ષ.' ૫. રોગ વગેરેથી ક્ષીણ હોય, તે 'ગ્લાન.' ૬. જુદા જુદા આચાર્યોના શિષ્યરૂપ સાધુઓ જે પરસ્પર સહાધ્યાયી હોવાથી સમાન વાચનાવાળા હોય, તેમનો સમુદાય તે 'ગણ.' ૭. એક જ દીક્ષાચાર્યનો શિષ્યપરિવાર, તે 'કુલ.' ૮. ધર્મના અનુયાયીઓ તે 'સંઘ'. એના સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર ભેદ છે. ૯. પ્રવ્રજ્યાવાન હોય, તે 'સાધુ.' ૧૦. જ્ઞાન આદિ ગુણો વડે સમાન હોય, તે 'સમનોજ્ઞ'—સમાનશીલ. [૨૪]

હવે સ્વાધ્યાયના ભેદો કહે છે :

**वाचनाप्रच्छनानुप्रेक्षाम्नायधर्मोपदेशाः । २५ ।**

**વાચના, પ્રચ્છના, અનુપ્રેક્ષા, આમ્નાય અને ધર્મોપદેશ એ પાંચ સ્વાધ્યાયના ભેદો છે.**

જ્ઞાન મેળવવાનો, તેને નિઃશંક, વિશદ અને પરિપક્વ કરવાનો તેમજ તેના પ્રચારનો પ્રયત્ન એ બધું સ્વાધ્યાયમાં આવી જતું હોવાથી, તેના અહીં પાંચ ભેદો અભ્યાસશૈલીના ક્રમ પ્રમાણે જ દર્શાવવામાં આવ્યા છે. તે આ પ્રમાણે: ૧. શબ્દ કે અર્થનો પ્રથમ પાઠ લેવો, તે 'વાચના.' ૨. શંકા

દૂર કરવા કે વિશેષ ખાતરી કરવા પૃચ્છા કરવી, તે પ્રચ્છના.' ૩. શબ્દપાઠ કે તેના અર્થનું મનથી ચિંતન કરવું, તે 'અનુપ્રેક્ષા.' ૪. શીખેલ વસ્તુના ઉચ્ચારનું શુદ્ધિપૂર્વક પુનરાવર્તન કરવું, તે 'આમ્નાય' અર્થાત્ પરાવર્તન. ૫. જાણેલ વસ્તુનું રહસ્ય સમજાવવું, તે 'ધર્મોપદેશ'. અથવા ધર્મનું કથન કરવું, તે 'ધર્મોપદેશ.' [૨૫]

હવે વ્યુત્સર્ગના ભેદો કહે છે :

**बाह्याभ्यन्तरोपध्योः । २६ ।**

**બાહ્ય અને આભ્યંતર ઉપધિનો ત્યાગ એમ બે પ્રકારનો વ્યુત્સર્ગ છે.**

ખરી રીતે અહંત્વ – મમત્વની નિવૃત્તિરૂપ ત્યાગ એક જ છે, છતાં ત્યાગવાની વસ્તુ બાહ્ય અને આભ્યંતર એમ બે પ્રકારની હોવાથી, તેના અર્થાત્ વ્યુત્સર્ગ કે ત્યાગના બે પ્રકાર માનવામાં આવ્યા છે. તે આ પ્રમાણે : ૧. ધન, ધાન્ય, મકાન, ક્ષેત્ર આદિ બાહ્ય વસ્તુઓમાંથી મમતા ઉઠાવી લેવી, તે 'બાહ્યોપધિવ્યુત્સર્ગ.' ૨. અને શરીર ઉપરથી મમતા ઉઠાવવી તેમ જ કાષાયિક વિકારોમાથી તન્મયપણાનો ત્યાગ કરવો, તે 'આભ્યંતરોપધિવ્યુત્સર્ગ.' [૨૬]

હવે ધ્યાનનું વર્ણન કરે છે:

**उत्तमसंहननस्यैकाग्रचिन्तानिरोधो ध्यानम् । २७ ।**

**आमुहूर्तात् । २८ ।**

**ઉત્તમ સંહનનવાળાનું જે એક વિષયમાં અંતઃકરણની વૃત્તિનું સ્થાપન તે ધ્યાન.**

**તે મુહૂર્ત સુધી એટલે અંતર્મુહૂર્ત પર્યંત રહે છે.**

अधिकारी : ૭ પ્રકારનાં [1]સંહનનો–શારીરિક બંધારણોમાં [2]વજ્રર્ષભનારાચ, અર્ધવજ્રર્ષભનારાચ અને નારાચ એ ત્રણ ઉત્તમ ગણાય છે. જે ઉત્તમ સંહનનવાળો હોય તે જ ધ્યાનનો અધિકારી છે. કારણ કે, ધ્યાન કરવામાં જોઈતા માનસિક બળ માટે જે શારીરિક બળ જોઈએ, તેનો સંભવ ઉક્ત ત્રણ સંહનનવાળા શરીરમાં છે; બાકીનાં બીજાં ત્રણ સંહનનવાળામાં નહિ. એ તો જાણીતું જ છે કે, માનસિક બળનો એક મુખ્ય આધાર શરીર જ છે; અને શરીરબળ તે શારીરિક બંધારણ ઉપર નિર્ભર છે, તેથી ઉત્તમ સિવાયના સંહનનવાળા ધ્યાનના અધિકારી નથી. જેટલે અંશે શારીરિક બંધારણ નબળું, તેટલે અંશે મનોબળ ઓછું; જેટલે અંશે મનોબળ ઓછું, એટલે અંશે ચિત્તની સ્થિરતા ઓછી. તેથી નબળા શારીરિક બંધારણવાળા અર્થાત્ અનુત્તમ સંહનનવાળા લોકો પ્રશસ્ત કે અપ્રશસ્ત કોઈ પણ વિષયમાં જે એકાગ્રતા સાધી શકે છે, તે એટલી બધી ઓછી હોય છે કે, તેની ગણના ધ્યાનમાં થઈ શકતી નથી.

स्वरूप. સામાન્ય રીતે ક્ષણમાં એક, ક્ષણમાં બીજા અને ક્ષણમાં ત્રીજા એમ અનેક વિષયોને અવલંબી ચાલતી જ્ઞાન-

---

૧. દિગંબરીય ગ્રંથોમાં ત્રણે ઉત્તમ સંહનનવાળાને ધ્યાનના અધિકારી માન્યા છે; ભાષ્ય અને તેની વૃત્તિ પ્રથમના બે સંહનનવાળાને ધ્યાનના સ્વામી માનવાનો પક્ષ કરે છે.

૨. બે હાડકાંના છેડા એકબીજાના ખાડામાં ગોઠવવામાં આવે, તો તે મર્કટબંધ અથવા નારાચ કહેવાય. તે પ્રકારના સાંધા ઉપર હાડનો પટો આવે, તો તે ઋષભનારાચ બંધ થાય. અને તે ત્રણેને વીંધે એવો એક વજ્રખીલો ઉપર પરોવવામાં આવે, તો તે પૂરો વજ્રર્ષભનારાચસંહનન બંધ થયો કહેવાય.

ધારા, ભિન્ન ભિન્ન દિશામાંથી વહેતી હવાની વચ્ચે રહેલ દીપશિખાની પેઠે અસ્થિર હોય છે. તેવી જ્ઞાનધારા – ચિંતાને વિશેષ પ્રયત્ન વડે બાકીના બધા વિષયોથી હઠાવી કોઈ પણ એક જ ઇષ્ટ વિષયમાં સ્થિર કરવી, અર્થાત્ જ્ઞાનધારાને અનેક વિષયગામિની બનતી અટકાવી એકવિષયગામિની બનાવી દેવી, તે 'ધ્યાન' છે. ધ્યાનનું એ સ્વરૂપ અસર્વજ્ઞ – છદ્મસ્થમાં જ સંભવે છે, તેથી એવું ધ્યાન બારમા ગુણસ્થાન સુધી હોય છે.

સર્વજ્ઞત્વ પ્રાપ્ત થયા પછી અર્થાત્ તેરમા અને ચૌદમા ગુણસ્થાનમાં ધ્યાન સ્વીકારવામાં આવ્યું છે ખરું, પણ તેનું સ્વરૂપ જુદા પ્રકારનું છે. તેરમા ગુણસ્થાનના અંતમાં જ્યારે માનસિક, વાચિક અને કાયિક યોગવ્યાપારના નિરોધનો ક્રમ શરૂ થાય છે, ત્યારે સ્થૂલ કાયિક વ્યાપારના નિરોધ પછી સૂક્ષ્મકાયિક વ્યાપારના અસ્તિત્વ વખતે 'સૂક્ષ્મક્રિયાપ્રતિપાતી' નામનું ત્રીજું શુક્લધ્યાન માનવામાં આવ્યું છે, અને ચૌદમા ગુણસ્થાનની સંપૂર્ણ અયોગિપણાની દશામાં શૈલેશીકરણ વખતે 'સમુચ્છિન્નક્રિયાનિવૃત્તિ' નામનું ચોથું શુક્લધ્યાન માનવામાં આવ્યું છે. આ બંને ધ્યાનો તે તે દશામાં ચિત્તવ્યાપાર ન હોવાથી છદ્મસ્થની પેઠે એકાગ્રચિંતાનિરોધરૂપ તો નથી જ; તેથી તે બંને દશામાં ધ્યાન ઘટાવવા માટે સૂત્રમાં કહેલ પ્રસિદ્ધ અર્થ ઉપરાંત ધ્યાન શબ્દનો અર્થ વિશેષ વિસ્તારવામાં આવ્યો છે, અને તે એ કે, માત્ર કાયિક સ્થૂલવ્યાપારને રોકવાનો પ્રયત્ન તે પણ ધ્યાન છે, અને આત્મપ્રદેશોની નિષ્પ્રકંપતા એ પણ ધ્યાન છે. હજી ધ્યાનની બાબતમાં એક પ્રશ્ન રહે છે અને તે એ કે, તેરમા ગુણસ્થાનના પ્રારંભથી

માંડી યોગનિરોધનો ક્રમ શરૂ થાય ત્યાં સુધીની અવસ્થામાં અર્થાત્ સર્વજ્ઞપણે જીવન વ્યતીત કરવાની સ્થિતિમાં કોઈ ધ્યાન હોય છે ખરું? અને હોય તો તે કયું? આનો ઉત્તર એ રીતે મળી આવે છેઃ ૧. એ વિહરમાણ સર્વજ્ઞની દશાને ધ્યાનાંતરિકા કહી તેમાં અધ્યાનીપણું જ કબૂલ રાખી, કોઈ ધ્યાન સ્વીકારવામાં આવ્યું નથી. ૨. એ દશામાં મન, વચન અને શરીરના વ્યાપાર સંબંધી સુદૃઢ પ્રયત્નને જ ધ્યાન તરીકે સ્વીકારવામાં આવેલ છે.

कालनु परिमाण: ઉપર્યુક્ત એક ધ્યાન વધારેમાં વધારે અંતર્મુહૂર્ત સુધી જ ટકી શકે છે; તેથી આગળ તેને ટકાવવું કઠણ હોવાથી તેનુ કાલપરિમાણ અંતર્મુહૂર્ત માનવામાં આવ્યું છે.

શ્વાસ–ઉચ્છ્વાસને બિલકુલ રોકવો એને કેટલાક ધ્યાન માને છે; વળી બીજા કેટલાક [1]માત્રાથી કાલની ગણના કરવાને ધ્યાન માને છે, પણ જૈનપરંપરા એ કથન નથી સ્વીકારતી. કારણમાં તે કહે છે કે, જો સંપૂર્ણપણે શ્વાસ-ઉચ્છ્વાસ બંધ જ કરવામાં આવે, તો છેવટે શરીર ટકે જ નહિ; એટલે મંદ કે મંદતમ પણ શ્વાસનો સંચાર ધ્યાનાવસ્થામાં હોય છે જ; તેવી રીતે જ્યારે કોઈ માત્રા વડે કાલનું માપ કરે, ત્યારે

---

૧. 'अ इ' આદિ એક એક હ્રસ્વ સ્વર બોલવામા જેટલો વખત લાગે છે, તેટલા વખતને એક 'માત્રા' કહેવામાં આવે છે. વ્યંજન જ્યારે સ્વરહીન બોલાય છે, ત્યારે તેમાં અર્ધમાત્રા જેટલો વખત લાગે છે. માત્રા કે અર્ધમાત્રા જેટલા વખતને જાણી લેવાનો અભ્યાસ કરી, કોઈ તે ઉપરથી બીજી ક્રિયાનો વખત માપે કે અમુક કામમાં આટલી માત્રાઓ થઈ, તે માત્રા વડે કાલની ગણના કહેવાય છે

તો તેનું મન ગણુતરીના કામમાં અનેક ક્રિયાઓ કરવામાં રોકાયલું હોઈ, એકાગ્રતાને બદલે વ્યગ્રતાવાળું જ સંભવે છે. તેવી જ રીતે દિવસ, માસ અને તેથી વધારે વખત સુધી ધ્યાન ટકવાની લોકમાન્યતા પણ જૈનપરંપરાને ગ્રાહ્ય નથી; તેનું કારણ તે એમ બતાવે છે કે, વધારે વખત ધ્યાનને લંબાવતાં ઇંદ્રિયનો ઉપઘાત સંભવતો હોવાથી, તે અંતર્મુહૂર્તથી વધારે લંબાવવુ કઠણ છે. એક દિવસ, એક અહોરાત્ર કે તેથી વધારે વખત સુધી ધ્યાન કર્યું એમ કહેવાનો અર્થ એટલો જ છે કે, તેટલા વખત સુધી ધ્યાનનો પ્રવાહ લંબાયો અર્થાત્ કોઈ પણ એક આલંબનમાં એક વાર ધ્યાન કરી, ફરી તે જ આલંબનનું કાંઈક રૂપાંતરથી કે બીજા આલંબનનુ ધ્યાન કરવામાં આવે, અને વળી એ જ રીતે આગળ ધ્યાન કરવામાં આવે, ત્યારે તે ધ્યાનપ્રવાહ લંબાય છે આ અંતર્મુહૂર્ત કાલપરિમાણ છાદ્મસ્થિક ધ્યાનનું સમજવું. સર્વજ્ઞમા ઘટાવાતા ધ્યાનનું કાલપરિમાણ તો વધારે પણ સભવે; કારણ કે મન, વચન અને શરીરની પ્રવૃત્તિ વિષેના સુદૃઢ પ્રયત્નને વધારે વખત સુધી પણ સર્વજ્ઞ લંબાવી શકે. જે આલંબન ઉપર ધ્યાન ચાલે, તે આલંબન સંપૂર્ણ દ્રવ્યરૂપ ન હોતાં તેનો એક દેશ-કોઈ પર્યાય હોય છે; કારણ કે દ્રવ્યનુ ચિંતન એ તેના કોઈ ને કોઈ પર્યાય દ્વારા જ શક્ય બને છે. [૨૭-૨૮]

હવે ધ્યાનના ભેદો કહે છે:

**आर्तरौद्रधर्मशुक्लानि । २९ ।**

**परे मोक्षहेतू । ३० ।**

આર્ત, રૌદ્ર, ધર્મ અને શુક્લ એ ચાર પ્રકાર ધ્યાનના છે.

**તેમાંથી પર–પછીનાં બે મોક્ષનાં કારણ છે.**

ઉક્ત ચાર ધ્યાનોમાં આર્ત અને રૌદ્ર એ બે સંસારનાં કારણ હોવાથી દુર્ધ્યાન હોઈ હેય–ત્યાજ્ય છે; 'ધર્મ' અને શુક્લ' એ બે મોક્ષનાં કારણ હોવાથી સુધ્યાન હોઈ, ઉપાદેય અર્થાત્ ગ્રહણ કરવા યોગ્ય મનાય છે. [૨૯–૩૦]

હવે આર્તધ્યાનનું નિરૂપણ કરે છે:

**आर्तममनोज्ञानां सम्प्रयोगे तद्विप्रयोगाय स्मृति-समन्वाहारः । ३१ ।**

**वेदनायाश्च । ३२ ।**

**विपरीतं मनोज्ञानाम् । ३३ ।**

**निदानं च । ३४ ।**

**तदविरतदेशविरतप्रमत्तसंयतानाम् । ३५ ।**

અપ્રિય વસ્તુ પ્રાપ્ત થાય ત્યારે તેના વિયોગ માટે જે ચિંતાનું સાતત્ય, તે પ્રથમ આર્તધ્યાન.

દુઃખ આવ્યે તેને દૂર કરવાની જે સતત ચિંતા, તે બીજું આર્તધ્યાન.

પ્રિયવસ્તુનો વિયોગ થાય ત્યારે તેને મેળવવા માટે જે સતત ચિંતા થાય, તે ત્રીજું આર્તધ્યાન.

નહિ પ્રાપ્ત થયેલ વસ્તુની પ્રાપ્તિનો સંકલ્પ કરવો કે સતત ચિંતા કરવી, તે ચોથું આર્તધ્યાન.

તે આર્તધ્યાન અવિરત, દેશસંયત અને પ્રમત્ત-સંયત એ ગુણસ્થાનોમાં જ સંભવે છે.

અહીં આર્તધ્યાનના ભેદો અને તેના સ્વામીઓ એમ બે બાબતોનું નિરૂપણ છે. અર્તિ અર્થાત્ પીડા કે દુઃખ જેમાંથી

ઉદ્ભવે તે આર્ત. દુઃખની ઉત્પત્તિનાં મુખ્ય ચાર કારણો છે. અનિષ્ટ વસ્તુનો સંયોગ, ઇષ્ટ વસ્તુનો વિયોગ, પ્રતિકૂલ વેદના અને ભોગની લાલચ. એ કારણો ઉપરથી આર્તધ્યાનના ચાર પ્રકાર પાડવામા આવ્યા છે. ૧. જ્યારે અનિષ્ટ વસ્તુનો સંયોગ થાય છે, ત્યારે તદ્ભવ દુ ખથી વ્યાકુળ થયેલો આત્મા તેને દૂર કરવા તે વસ્તુ ક્યારે પોતાની પાસેથી ખસે તે માટે જે સતત ચિંતા કર્યા કરે છે, તે 'અનિષ્ટસંયોગઆર્તધ્યાન.' ૨. એ જ રીતે કોઈ ઇષ્ટ વસ્તુ ચાલી જાય ત્યારે તેની પ્રાપ્તિ માટેની સતત ચિંતા, તે 'ઇષ્ટવિયોગઆર્તધ્યાન.' ૩. તેમજ શારીરિક કે માનસિક પીડા થાય ત્યારે તેને દૂર કરવાની વ્યાકુળતામાં જે ચિંતા, તે 'રોગચિંતાઆર્તધ્યાન;' અને ૪. ભોગની લાલચની ઉત્કટતાને લીધે અપ્રાપ્ત વસ્તુને મેળવવાનો જે તીવ્ર સંકલ્પ, તે 'નિદાનઆર્તધ્યાન.'

પ્રથમનાં ચાર ગુણસ્થાન, દેશવિરત અને પ્રમત્તસંયત મળી કુલ ૭ ગુણસ્થાનોમાં ઉક્ત ધ્યાન સંભવે છે, તેમાં વિશેષતા એટલી કે પ્રમત્તસંયતગુણસ્થાનમા નિદાન સિવાયનાં ત્રણ જ આર્તધ્યાનો સભવે છે. [૩૧-૩૫]

હવે રૌદ્રધ્યાનનુ નિરૂપણ કરે છે:

**हिंसानृतस्तेयविषयसंरक्षणेभ्यो रौद्रमविरतदेश-विरतयोः ।३६।**

**હિંસા, અસત્ય, ચોરી અને વિષયરક્ષણ માટે જે સતત ચિંતા, તે રૌદ્રધ્યાન છે; તે અવિરત અને દેશવિરતમાં સંભવે છે.**

પ્રસ્તુત સૂત્રમાં રૌદ્રધ્યાનના ભેદો અને તેના સ્વામીઓનું વર્ણન છે. રૌદ્રધ્યાનના ચાર ભેદો તેનાં કારણો ઉપરથી

આર્તધ્યાનની પેઠે પાડવામાં આવ્યા છે. જેનું ચિત્ત ક્રૂર કે કઠોર હોય, તે રુદ્ર; અને તેવા આત્માનું જે ધ્યાન, તે 'રૌદ્ર.' હિંસા કરવાની, જૂઠું બોલવાની, ચોરી કરવાની અને પ્રાપ્ત વિષયોને સાચવી રાખવાની વૃત્તિમાંથી ક્રૂરતા કે કઠોરતા આવે છે, એને લીધે જે જે સતત ચિંતા થયા કરે છે તે અનુક્રમે હિંસાનુબંધી, અનૃતાનુબંધી, સ્તેયાનુબંધી અને વિષયસંરક્ષણાનુબંધી રૌદ્રધ્યાન કહેવાય છે. પહેલાં પાંચ ગુણસ્થાનવાળા એ ધ્યાનના સ્વામીઓ છે. [૩૬]

હવે ધર્મધ્યાનનું નિરૂપણ કરે છે:

**आज्ञापायविपाकसंस्थानविचयाय धर्ममप्रमत्तसंयतस्य । ३७।**

**उपशान्तक्षीणकषाययोश्च । ३८।**

**આજ્ઞા, અપાય, વિપાક અને સંસ્થાનની-વિચારણા માટે જે એકાગ્ર મનોવૃત્તિ કરવી તે ધર્મ-ધ્યાન છે; એ અપ્રમત્તસંયતને સંભવે છે.**

**વળી તે ધર્મધ્યાન ઉપશાંતમોહ અને ક્ષીણમોહ ગુણસ્થાનમાં સંભવે છે.**

ધર્મધ્યાનના ભેદો અને તેના સ્વામીઓનો અહીં નિર્દેશ છે.

ભેદો: વીતરાગ અને સર્વજ્ઞ પુરુષની આજ્ઞા શી છે? કેવી હોવી જોઈએ? એની પરીક્ષા કરી તેવી આજ્ઞા શોધી કાઢવા માટે મનોયોગ આપવો, તે 'આજ્ઞાવિચયધર્મધ્યાન.' દોષના સ્વરૂપનો અને તેમાંથી કેમ છુટાય એનો વિચાર કરવા માટે જે મનોયોગ આપવો, તે 'અપાયવિચયધર્મધ્યાન.'

અનુભવમાં આવતા વિપાકોમાંથી કયો કયો વિપાક કયા કયા કર્મને આભારી છે તેનો, તથા અમુક કર્મનો અમુક વિપાક સંભવે તેનો વિચાર કરવા મનોયોગ આપવો, તે 'વિપાક-વિચયધર્મધ્યાન.' લોકના સ્વરૂપનો વિચાર કરવા મનોયોગ આપવો, તે 'સંસ્થાનવિચયધર્મધ્યાન.'

સ્વામીઓ: ધર્મધ્યાનના સ્વામી પરત્વે શ્વેતાંબરીય અને દિગંબરીય મતની પરંપરા એક નથી. શ્વેતાંબરીય માન્યતા પ્રમાણે ઉપર સૂત્રમાં કહેલ સાતમા, અગિયારમા અને બારમા ગુણસ્થાનમાં તેમજ એ કથન ઉપરથી સૂચવાતા આઠમા વગેરે વચલાં ત્રણ ગુણસ્થાનોમાં એટલે કે એકંદર સાતમાથી બારમા સુધીનાં છ ગુણસ્થાનમાં ધર્મધ્યાન સંભવે છે. દિગંબરીય પરંપરા ચોથાથી સાતમા સુધીનાં ચાર ગુણસ્થાનોમાં જ ધર્મધ્યાનનો સંભવ સ્વીકારે છે તેની દલીલ એવી છે કે, સમ્યગ્દૃષ્ટિને શ્રેણીના આરંભ પહેલા જ ધર્મધ્યાન સંભવે છે અને શ્રેણીનો આરંભ તો આઠમા ગુણસ્થાનથી થતો હોવાને લીધે આઠમા આદિમા એ ધ્યાન નથી જ સભવતુ. [૩૭–૩૮]

હવે શુક્લધ્યાનનું નિરૂપણ કરે છે:

**शुक्ले चाद्ये [1]पूर्वविदः । ३९ ।**

---

૧. 'पूर्वविद.' એ અંશ પ્રસ્તુત સૂત્રનો જ છે અને તેટલું સૂત્ર જુદું નથી, એવું ભાષ્યના ટીકાકારો જણાવે છે. દિગંબરીય પરંપરામા પણ એ અંશનું જુદા સૂત્રરૂપે સ્થાન નથી, તેથી અહીં પણ તેમજ રાખ્યું છે. છતા ભાષ્ય ઉપરથી સ્પષ્ટ જણાય છે કે 'पूर्वविदः' એ જુદું જ સૂત્ર છે

परे केवलिनः । ४० ।

पृथक्त्वैकत्ववितर्कसूक्ष्मक्रियाप्रतिपातिव्युपरतक्रियानिवृत्तीनि । ४१ ।

तत् त्र्येककाययोगायोगानाम् । ४२ ।

एकाश्रये सवितर्के पूर्वे । ४३ ।

[1]अविचारं द्वितीयम् । ४४ ।

वितर्कः श्रुतम् । ४५ ।

विचारोऽर्थव्यञ्जनयोगसंक्रान्तिः । ४६ ।

ઉપશાંત અને ક્ષીણમોહમાં પહેલાં બે શુક્લધ્યાન સંભવે છે; બને પહેલાં શુક્લધ્યાન પૂર્વધરને હોય છે.

પછીનાં બે કેવલીને હોય છે.

પૃથક્ત્વવિતર્ક, એકત્વવિતર્ક, સૂક્ષ્મક્રિયાપ્રતિપાતી અને વ્યુપરતક્રિયાનિવૃત્તિ એ ચાર શુક્લધ્યાન છે.

તે શુક્લધ્યાન અનુક્રમે ત્રણ યોગવાળા, કોઈ પણ એક યોગવાળા, કાયયોગવાળા અને યોગ વિનાનાને હોય છે.

પહેલાં બે, એક આશ્રયવાળાં તેમજ સવિતર્ક છે.

એમાંથી બીજું અવિચાર છે, અર્થાત્ પહેલું સવિચાર છે.

વિતર્ક એટલે શ્રુત.

---

૧. પ્રસ્તુત સ્થળમા 'अवीचार' એવું પણ રૂપ પુષ્કળ દેખાય છે છતાં અહીં સૂત્રમાં અને વિવેચનમાં હ્રસ્વ 'वि' વાપરી એકતા સાચવી છે.

વિચાર એટલે અર્થ, વ્યંજન અને યોગની સંક્રાંતિ.

પ્રસ્તુત વર્ણનમાં શુક્લધ્યાનને લગતા સ્વામી, ભેદો અને સ્વરૂપ એ ત્રણ મુદ્દાઓ છે.

સ્વામીઓ. સ્વામીનુ કથન અહીં બે પ્રકારે કરવામાં આવ્યુ છે. એક તો ગુણસ્થાનની દૃષ્ટિએ અને બીજું યોગની દૃષ્ટિએ. ગુણસ્થાનને હિસાબે શુક્લધ્યાનના ચાર ભેદોમાંથી પહેલા બે ભેદના સ્વામી અગિયારમા-બારમા ગુણસ્થાનવાળા અને તે પણ પૂર્વધર હોય તે હોય છે. પૂર્વધર એ વિશેષણથી સામાન્ય રીતે એટલુ સમજવાનુ કે જે પૂર્વધર ન હોય અને અગિયાર આદિ અંગોના ધારક હોય, તેમને તો અગિયારમા-બારમા ગુણસ્થાન વખતે શુક્લ નહિ પણ ધર્મધ્યાન હોય છે. આ સામાન્ય વિભાગનો એક અપવાદ પણ છે અને તે એ કે, પૂર્વધર ન હોય તેવા આત્માઓને જેમકે - માષતુષ, મરુદેવી વગેરેને પણ શુક્લધ્યાન સંભવે છે. શુક્લધ્યાનના છેલ્લા બે ભેદોના સ્વામી ફક્ત કેવલી અર્થાત્ તેરમા-ચૌદમા ગુણસ્થાનવાળા છે. યોગને હિસાબે ત્રણ યોગવાળા હોય તે જ ચારમાથી પહેલા શુક્લધ્યાનના સ્વામી છે. મન, વચન અને કાયમાંથી કોઈ પણ એક જ યોગવાળા હોય, તે શુક્લધ્યાનના બીજા ભેદના સ્વામી છે. એના ત્રીજા ભેદના સ્વામી માત્ર કાયયોગવાળા અને ચોથા ભેદના સ્વામી માત્ર અયોગી જ હોય છે.

ભેદો : શુક્લધ્યાનના પણ અન્ય ધ્યાનોની પેઠે ચાર ભેદ પાડવામાં આવ્યા છે. તેમનાં ચાર નામ આ પ્રમાણે

૧. પૃથકત્વવિતર્કસવિચાર ૨. એકત્વવિતર્કનિર્વિચાર ૩. સૂક્ષ્મ-ક્રિયાપ્રતિપાતી ૪. વ્યુપરતક્રિયાનિવૃત્તિ–સમુચ્છિન્નક્રિયાનિવૃત્તિ.

સ્વરૂપ : પ્રથમનાં બે શુક્લધ્યાનોનો આશ્રય એક છે અર્થાત્ એ બન્ને પૂર્વજ્ઞાનધારી આત્મા વડે આરંભાય છે તેથી જ એ બન્ને ધ્યાન 'વિતર્ક' અર્થાત્ શ્રુતજ્ઞાન સહિત છે. બન્નેમાં વિતર્કનું સામ્ય હોવા છતાં બીજું વૈષમ્ય પણ છે, અને તે એ કે પહેલામાં 'પૃથક્ત્વ' અર્થાત્ ભેદ છે; જ્યારે બીજામાં 'એકત્વ' અર્થાત્ અભેદ છે. એ જ રીતે પહેલામાં 'વિચાર' અર્થાત્ સંક્રમ છે જ્યારે બીજામા વિચાર નથી. આને લીધે એ બન્ને ધ્યાનનાં નામ અનુક્રમે 'પૃથક્ત્વવિતર્કસવિચાર' અને 'એકત્વવિતર્કઅવિચાર' એવાં રાખવામાં આવ્યાં છે. જ્યારે કોઈ ધ્યાન કરનાર પૂર્વધર હોય, ત્યારે પૂર્વગત શ્રુતને આધારે, અને પૂર્વધર ન હોય ત્યારે પોતામાં સંભવિત શ્રુતને આધારે, કોઈ પણ પરમાણુ આદિ જડ કે આત્મરૂપ ચેતન એવા એક દ્રવ્યમાં ઉત્પત્તિ, સ્થિતિ, નાશ, મૂર્તત્વ અમૂર્તત્વ આદિ અનેક પર્યાયોનું દ્રવ્યાસ્તિક, પર્યાયાસ્તિક આદિ વિવિધ નયો વડે ભેદપ્રધાન ચિંતન કરે, અને યથાસંભવિત શ્રુતજ્ઞાનને આધારે કોઈ એક દ્રવ્યરૂપ અર્થ ઉપરથી બીજા દ્રવ્યરૂપ અર્થ ઉપર કે એક દ્રવ્ય ઉપરથી પર્યાય-રૂપ અન્ય અર્થ ઉપર કે એક પર્યાયરૂપ અર્થ ઉપરથી અન્ય પર્યાયરૂપ અર્થ ઉપર ચિંતન માટે પ્રવૃત્ત થાય, તેવી જ રીતે અર્થ ઉપરથી શબ્દ ઉપર અને શબ્દ ઉપરથી અર્થ ઉપર ચિંતન માટે પ્રવર્તે, તેમ જ મન આદિ કોઈ પણ એક યોગ છોડી અન્ય યોગને અવલંબે, ત્યારે તે ધ્યાન 'પૃથક્ત્વવિતર્કસવિચાર' કહેવાય છે. કારણ કે એમાં 'વિતર્ક' અર્થાત્ શ્રુતજ્ઞાનને

અવલંબી કોઈ પણ એક દ્રવ્યમાં તેના પર્યાયોનો ભેદ અર્થાત્ પૃથક્ત્વ વિવિધ દૃષ્ટિએ ચિંતવાય છે અને શ્રુતજ્ઞાનને જ અવલંબી એક અર્થ ઉપરથી બીજા અર્થ ઉપર, એક શબ્દ ઉપરથી બીજા શબ્દ ઉપર, અર્થ ઉપરથી શબ્દ ઉપર, શબ્દ ઉપરથી અર્થ ઉપર અને એક યોગ ઉપરથી બીજા યોગ ઉપર 'સંક્રમ' અર્થાત્ સંચાર કરવાનો હોય છે. તેથી ઊલટું જ્યારે કોઈ ધ્યાન કરનાર પોતામાં સંભવિત શ્રુતને આધારે કોઈ પણ એક જ પર્યાયરૂપ અર્થને લઈ તેમાં એકત્વ—અભેદપ્રધાન ચિંતન કરે, અને મન આદિ ત્રણ યોગમાંથી કોઈપણ એક જ યોગ ઉપર અટળ રહી શબ્દ અને અર્થના ચિંતનનું તેમજ ભિન્ન ભિન્ન યોગોમા સંચરવાનું પરિવર્તન ન કરે, ત્યારે તે ધ્યાન 'એકત્વવિતર્કઅવિચાર' કહેવાય છે. કારણ કે તેમા 'વિતર્ક' અર્થાત્ શ્રુતજ્ઞાનનું અવલબન હોવા છતાં 'એકત્વ' અર્થાત્ અભેદ પ્રધાનપણે ચિતવાય છે અને અર્થ, શબ્દ કે યોગોનુ પરિવર્તન નથી હોતું. ઉક્ત બેમાથી પહેલા ભેદપ્રધાનનો અભ્યાસ દૃઢ થયા પછી જ બીજા અભેદપ્રધાન ધ્યાનની યોગ્યતા પ્રાપ્ત થાય છે. જેમ આખા શરીરમાં વ્યાપેલા સર્પ આદિના ઝેરને મંત્ર આદિ ઉપાયો વડે ફક્ત ડખની જગોએ લાવી મૂકવામાં આવે છે, તેમજ આખા જગતના ભિન્ન ભિન્ન વિષયોમા અસ્થિરપણે ભટકતા મનને ધ્યાન વડે કોઈ પણ એક વિષય ઉપર લાવી સ્થિર કરવામાં આવે છે. એ સ્થિરતા દૃઢ થતા જેમ ઘણાં ઇંધણો કાઢી લેવાથી અને બચેલા થોડા ઇંધણો સળગાવી દેવાથી અગર તમામ ઇંધણો લઈ લેવાથી અગ્નિ ઓલવાઈ જાય છે, તેમ ઉપર્યુક્ત ક્રમે એક વિષય ઉપર સ્થિરતા આવતાં છેવટે મન

પણ તદ્દન શાંત થઈ જાય છે. અર્થાત્ તેનું ચંચલપણું દૂર થઈ તે નિષ્પ્રકંપ બની જાય છે અને પરિણામે જ્ઞાનનાં બધાં આવરણો વિલય પામી સર્વજ્ઞપણું પ્રગટે છે. જ્યારે સર્વજ્ઞ ભગવાન [1]યોગનિરોધના ક્રમમાં છેવટે સૂક્ષ્મ શરીરયોગનો આશ્રય લઈ બીજા બાકીના યોગોને રોકે છે ત્યારે તે 'સૂક્ષ્મક્રિયાપ્રતિપાતી ધ્યાન' કહેવાય છે; કારણ કે તેમાં શ્વાસ-ઉચ્છ્વાસ જેવી સૂક્ષ્મ જ શરીરક્રિયા બાકી રહેલી હોય છે, અને તેમાંથી પતન પણ થવાનો સંભવ નથી. જ્યારે શરીરની શ્વાસ-પ્રશ્વાસ આદિ સૂક્ષ્મ ક્રિયાઓ પણ અટકી જાય, અને આત્મપ્રદેશનું સર્વથા અકંપપણું પ્રકટે, ત્યારે તે 'સમુચ્છિન્ન-ક્રિયાનિવૃત્તિ ધ્યાન' કહેવાય છે; કારણ કે એમાં સ્થૂલ કે સૂક્ષ્મ કોઈ પણ જાતની માનસિક, વાચિક, કાયિક ક્રિયા હોતી જ નથી અને તે સ્થિતિ પાછી જતી પણ નથી. આ ચતુર્થ ધ્યાનને પ્રભાવે સર્વ આસ્રવ અને બંધનો નિરોધ થઈ, શેષ સર્વ કર્મ ક્ષીણ થઈ, મોક્ષ પ્રાપ્ત થાય છે. ત્રીજા અને ચોથા શુકલ ધ્યાનમાં કોઈ પણ જાતના શ્રુતજ્ઞાનનું આલંબન નથી હોતું, તેથી તે બન્ને અનાલંબન પણ કહેવાય છે. [૩૯-૪૬]

હવે સમ્યગ્દૃષ્ટિઓની કર્મનિર્જરાનો તરતમભાવ કહે છે :

---

૧. આ ક્રમ આ પ્રમાણે માનવામાં આવે છે: સ્થૂલ કાયયોગના આશ્રયથી વચન અને મનના સ્થૂલ યોગને સૂક્ષ્મ બનાવવામાં આવે છે; ત્યાર બાદ વચન અને મનના સૂક્ષ્મ યોગને અવલંબી શરીરનો સ્થૂલ યોગ સૂક્ષ્મ બનાવાય છે; પછી શરીરના સૂક્ષ્મ યોગને અવલંબી વચન અને મનના સૂક્ષ્મ યોગનો નિરોધ કરવામાં આવે છે; અને અંતે સૂક્ષ્મ શરીરયોગનો પણ નિરોધ કરવામાં આવે છે.

सम्यग्दृष्टिश्रावकविरतानन्तवियोजकदर्शनमोहक्षपकोपशमकोपशान्तमोहक्षपकक्षीणमोहजिनाः क्रमशोऽसंख्येयगुणनिर्जराः । ४७ ।

**સમ્યગ્દૃષ્ટિ, શ્રાવક, વિરત, અનંતાનુબંધિવિયોજક, દર્શનમોહક્ષપક, ઉપશમક, ઉપશાંતમોહ, ક્ષપક, ક્ષીણમોહ, અને જિન એ દશ અનુક્રમે અસંખ્યેયગુણ નિર્જરાવાળા હોય છે.**

સર્વ કર્મબંધનોનો સર્વથા ક્ષય તે મોક્ષ અને તેનો અંશથી ક્ષય તે નિર્જરા. આ રીતે બન્નેનુ લક્ષણ જોતાં સ્પષ્ટ થાય છે કે, નિર્જરા એ મોક્ષનું પૂર્વગામી અંગ છે. પ્રસ્તુત શાસ્ત્રમાં મોક્ષતત્ત્વનું પ્રતિપાદન મુખ્ય હોવાથી તેની અંગભૂત જ નિર્જરાનો વિચાર અહીં કરવો પ્રાપ્ત થાય છે. તેથી જો કે સંસારી સમગ્ર આત્માઓમા કર્મનિર્જરાનો ક્રમ ચાલુ હોય છે જ, છતાં અહી ફક્ત વિશિષ્ટ આત્માઓની જ કર્મનિર્જરાનો ક્રમ વિચારવામાં આવ્યો છે તે વિશિષ્ટ આત્માઓ એટલે મોક્ષાભિમુખ આત્માઓ ખરી મોક્ષાભિમુખતા સમ્યગ્દૃષ્ટિની પ્રાપ્તિથી શરૂ થાય છે અને તે જિન અર્થાત્ સર્વજ્ઞ અવસ્થામાં પૂરી થાય છે. સ્થૂલ દૃષ્ટિએ સમ્યગ્દૃષ્ટિની પ્રાપ્તિથી માંડી સર્વજ્ઞદશા સુધીમાં મોક્ષાભિમુખતાના દશ વિભાગો કરવામાં આવ્યા છે, એમાં પૂર્વ પૂર્વથી ઉત્તર-ઉત્તર વિભાગમાં પરિણામની વિશુદ્ધિ સવિશેષ હોય છે. પરિણામની વિશુદ્ધિ જેટલી વધારે, તેટલી કર્મનિર્જરા પણ વિશેષ; તેથી પ્રથમપ્રથમની અવસ્થામાં જેટલી કર્મનિર્જરા થાય છે, તે કરતાં ઉપરઉપરની અવસ્થામાં પરિણામવિશુદ્ધિની

વિશેષતાને લીધે અસંખ્યાતગણી કર્મનિર્જરા વધતી જ જાય છે. આ રીતે વધતાં વધતાં છેવટે સર્વજ્ઞઅવસ્થામાં નિર્જરાનું પ્રમાણ સૌથી વધારે થઈ જાય છે. કર્મનિર્જરાના પ્રસ્તુત તરતમભાવમાં સૌથી ઓછી નિર્જરા સમ્યગ્દષ્ટિની અને સૌથી વધારે સર્વજ્ઞની છે. એ દશ અવસ્થાઓનું સ્વરૂપ નીચે પ્રમાણે છે.

૧. જે અવસ્થામાં મિથ્યાદષ્ટિ ટળી સમ્યક્ત્વ પ્રગટે છે, તે 'સમ્યગ્દષ્ટિ.' ૨. જેમાં અપ્રત્યાખ્યાનાવરણ કષાયના ક્ષયોપશમથી અલ્પાંશે વિરતિ અર્થાત્ ત્યાગ પ્રગટે છે, તે 'શ્રાવક.' ૩. જેમાં પ્રત્યાખ્યાનાવરણ કષાયના ક્ષયોપશમથી સર્વાંશે વિરતિ પ્રગટે છે, તે 'વિરત,' ૪. જેમાં અનંતાનુબંધી કષાયનો ક્ષય કરવા જેટલી વિશુદ્ધિ પ્રગટે છે, તે 'અનંતવિયોજક.' ૫. જેમાં દર્શનમોહનો ક્ષય કરવાની વિશુદ્ધિ પ્રગટે છે, તે 'દર્શનમોહક્ષપક.' ૬. જે અવસ્થામાં મોહની શેષ પ્રકૃતિઓનો ઉપશમ ચાલતો હોય, તે 'ઉપશમક.' ૭. જેમાં એ ઉપશમ પૂર્ણ થયો હોય, તે 'ઉપશાંતમોહ.' ૮. જેમાં મોહની શેષ પ્રકૃતિઓનો ક્ષય ચાલતો હોય, તે 'ક્ષપક.' ૯. જેમાં એ ક્ષય પૂર્ણ સિદ્ધ થયો હોય, તે 'ક્ષીણમોહ.' ૧૦. જેમાં સર્વજ્ઞપણું પ્રગટ્યું હોય, તે 'જિન.' [૪૭]

હવે નિર્ગ્રંથના ભેદો કહે છે:

**पुलाकबकुशकुशीलनिर्ग्रन्थस्नातका निर्ग्रन्थाः।४८।**

પુલાક, બકુશ, કુશીલ, નિર્ગ્રંથ અને સ્નાતક એ પાંચ પ્રકારના નિર્ગ્રંથ છે.

નિર્ગ્રંથ શબ્દનો તાત્ત્વિક - નિશ્ચયનયસિદ્ધ અર્થ જુદો છે. અને વ્યાવહારિક - સાંપ્રદાયિક અર્થ જુદો છે. આ બન્ને અર્થના એકીકરણને જ અહી નિર્ગ્રંથ સામાન્ય માની, તેના જ પાંચ વર્ગો પાડી, પાચ ભેદો દર્શાવવામા આવ્યા છે. જેમાં રાગ-દ્વેષની ગાંઠ બિલકુલ ન જ હોય, તે નિર્ગ્રંથ શબ્દનો તાત્ત્વિક અર્થ છે; અને જે અપૂર્ણ હોવા છતાં ઉક્ત તાત્ત્વિક નિર્ગ્રંથ-પણાનો ઉમેદવાર હોય, અર્થાત્ ભવિષ્યમાં એવી સ્થિતિ મેળવવા ઇચ્છતો હોય, તે વ્યાવહારિક નિર્ગ્રંથ. પાંચ ભેદોમાંથી પ્રથ-મના ત્રણ વ્યાવહારિક અને પછીના બે તાત્ત્વિક છે. એ પાંચ ભેદોનુ સ્વરૂપ આ પ્રમાણે. ૧. મૂલ ગુણ અને ઉત્તર ગુણમાં પરિપૂર્ણતા પ્રાપ્ત ન કર્યા છતા વીતરાગપ્રણીત આગમથી કદી પણ ચલિત ન થાય, તે 'પુલાક નિર્ગ્રંથ.' ૨. જેઓ શરીર અને ઉપકરણના સસ્કારોને અનુસરતા હોય, ઋદ્ધિ અને કીર્તિ ચાહતા હોય, સુખશીલ હોય, અવિવિક્ત - સસગપરિવારવાળા હોય અને છેદ (ચારિત્રપર્યાયની હાનિથી) તથા શબલ (અતિચાર) દોષોથી યુક્ત હોય, તે 'બકુશ.' ૩. કુશીલના બે ભેદમાંથી જેઓ ઇન્દ્રિયોને વશવર્તી હોવાથી કોઈ પ્રકારની ઉત્તર ગુણોની વિરાધના કરવા પૂર્વક પ્રવર્તે, તે 'પ્રતિસેવનાકુશીલ', અને જેઓ તીવ્ર કષાયને કદી વશ ન થતાં માત્ર મંદ કષાયને ક્યારેક વશ થાય, તે 'કષાયકુશીલ.' ૪. જેમાં સર્વજ્ઞપણું ન હોવા છતા રાગદ્વેષનો અત્યંત અભાવ હોય અને અંતર્મુહૂર્ત જેટલા વખત પછી જ સર્વજ્ઞત્વ પ્રગટ થવાનું હોય, તે 'નિર્ગ્રંથ.' ૫ જેમા સર્વજ્ઞપણુ પ્રગટ્યું હોય, તે 'સ્નાતક.' [૪૮]

આઠ બાબતોમા નિર્ગ્રંથોની વિશેષ વિચારણા.

**संयमश्रुतप्रतिसेवनातीर्थलिङ्गलेश्योपपातस्थानविकल्पतः साध्याः । ४९ ।**

**સંયમ, શ્રુત, પ્રતિસેવના, તીર્થ, લિંગ, લેશ્યા, ઉપપાત અને સ્થાનના ભેદ વડે એ નિર્ગ્રંથો વિચારવા યોગ્ય છે.**

પહેલાં જે પાંચ નિર્ગ્રંથોનું વર્ણન કરવામાં આવ્યું છે, તેમનું વિશેષ સ્વરૂપ જાણવા માટે અહીં આઠ વસ્તુઓ લઈ દરેકનો પાંચ નિર્ગ્રંથો સાથે કેટકેટલો સંબંધ છે તે વિચારવામાં આવ્યું છે. જેમકે:

સંયમ: સામાયિક આદિ પાંચ સંયમોમાંથી સામાયિક અને છેદોપસ્થાપનીય એ બે સંયમમાં પુલાક, બકુશ અને પ્રતિસેવનાકુશીલ એ ત્રણ નિર્ગ્રંથ વર્તે; કષાયકુશીલ ઉક્ત બે અને પરિહારવિશુદ્ધિ તથા સૂક્ષ્મસંપરાય એ ચાર સંયમમાં વર્તે; નિર્ગ્રંથ અને સ્નાતક બન્ને માત્ર યથાખ્યાત સંયમમાં વર્તે.

શ્રુત: પુલાક, બકુશ અને પ્રતિસેવનાકુશીલ એ ત્રણેનું ઉત્કૃષ્ટ શ્રુત પૂર્ણ દશ પૂર્વ અને કષાયકુશીલ તેમજ નિર્ગ્રંથનું ઉત્કૃષ્ટ શ્રુત ચૌદ પૂર્વ હોય છે; જઘન્યશ્રુત પુલાકનું [1]આચારવસ્તુ; અને બકુશ, કુશીલ તેમજ નિર્ગ્રંથનું અષ્ટપ્રવચનમાતા (પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ) હોય છે. સ્નાતક સર્વજ્ઞ હોવાથી શ્રુતરહિત જ છે.

પ્રતિસેવના (વિરાધના): પુલાક પાંચ મહાવ્રત અને રાત્રિભોજનવિરમણ એ છમાંથી કોઈ પણ વ્રતનો બીજાના દબાણથી

---

૧. આ નામનું એક નવમા પૂર્વમાં ત્રીજું પ્રકરણ છે, તે જ અહીં લેવાનું છે.

બલાત્કારે ખંડન કરનાર હોય છે; કેટલાક આચાર્યો પુલાકને ચતુર્થ વ્રતના જ વિરાધક તરીકે માને છે. બકુશ બે પ્રકારના હોય છે: કોઈ ઉપકરણબકુશ અને કોઈ શરીરબકુશ. જેઓ ઉપકરણમાં આસક્ત હોવાથી જાત જાતનાં, કીમતી અને અનેક વિશેષતાવાળા ઉપકરણો ઇચ્છે. તેમજ સંગ્રહે છે, અને નિત્ય તેમના સસ્કારો-ટાપટીપ કર્યાં કરે છે, તે 'ઉપકરણબકુશ' જેઓ શરીરમાં આસક્ત હોવાથી તેની શોભા માટે તેના સસ્કારો કર્યાં કરે છે, તે 'શરીરબકુશ.' પ્રતિસેવનાકુશીલ મૂળ ગુણોની વિરાધના કર્યાં વિના જ ઉત્તર ગુણોની કાંઈક વિરાધના કરે છે. કપાયકુશીલ, નિર્ગ્રંથ અને સ્નાતકને તો વિરાધના હોતી જ નથી.

તીર્થ (શાસન): પાંચે નિર્ગ્રંથો બધા તીર્થંકરોનાં શાસનમાં મળી આવે છે. કેટલાકનું એવુ માનવુ છે કે પુલાક, બકુશ અને પ્રતિસેવનાકુશીલ એ ત્રણ તીર્થમાં નિત્ય હોય છે અને બાકીના-કપાયકુશીલ આદિ તીર્થમાં પણ હોય છે અને અતીર્થમાં પણ હોય છે

લિંગ (ચિહ્ન)· એ દ્રવ્ય અને ભાવ એમ બે પ્રકારનુ છે. ચારિત્રગુણ એ ભાવલિંગ અને વિશિષ્ટ વેપ આદિ બાહ્ય સ્વરૂપ તે દ્રવ્યલિંગ. પાચે નિર્ગ્રંથોમાં ભાવલિંગ અવશ્ય હોય છે; પરંતુ દ્રવ્યલિંગ તો એ બધામાં હોયે ખરું અને ન પણ હોય.

લેશ્યા: પુલાકને પાછલી તેજો, પદ્મ અને શુક્લ એ ત્રણ લેશ્યા હોય બકુશ અને પ્રતિસેવનાકુશીલને છયે લેશ્યા હોય. કપાયકુશીલ જો પરિહારવિશુદ્ધિચારિત્રવાળો હોય, તો તેજો આદિ ઉક્ત [1]ત્રણ લેશ્યા હોય; અને જો સૂક્ષ્મસંપરાયવાળો

---

૧. દિગંબરીય ગ્રંથો ચાર લેશ્યા વર્ણવે છે.

હોય તો શુક્લ જ હોય. નિર્ગ્રંથ અને સ્નાતકને શુક્લ જ લેશ્યા હોય છે; પણ સ્નાતકમાં જે અયોગી હોય, તે અલેશ્ય હોય છે.

ઉપપાત (ઉત્પત્તિસ્થાન). પુલાક આદિ ચાર નિર્ગ્રંથોનો જઘન્ય ઉપપાત સૌધર્મકલ્પમાં [1]પલ્યોપમ પૃથક્ત્વ સ્થિતિવાળા દેવોમા છે, ઉત્કૃષ્ટ ઉપપાત પુલાકનો સહસ્રાર કલ્પમાં વીશ સાગરોપમની સ્થિતિમાં છે; બકુશ અને પ્રતિસેવનાકુશીલનો ઉત્કૃષ્ટ ઉપપાત આરણ અને અચ્યુત કલ્પમાં બાવીશ સાગરોપમની સ્થિતિમાં છે; કષાયકુશીલ અને નિર્ગ્રંથનો ઉત્કૃષ્ટ ઉપપાત સર્વાર્થસિદ્ધિ વિમાનમાં તેત્રીશ સાગરોપમની સ્થિતિમાં છે; સ્નાતકનો ઉપપાત નિર્વાણ છે.

સ્થાન (સંયમના સ્થાનો – પ્રકારો). કષાયનો નિગ્રહ અને યોગનો નિગ્રહ એ સંયમ છે. સંયમ બધાનો બધી વખતે એક સરખો હોઈ ન શકે, કષાય અને યોગના નિગ્રહવિષયક તારતમ્ય પ્રમાણે જ સંયમમા પણ તરતમભાવ હોય છે. જે ઓછામાં ઓછો નિગ્રહ સંયમકોટિમાં આવે છે, ત્યાંથી માંડી સંપૂર્ણ નિગ્રહરૂપ સંયમ સુધીમાં નિગ્રહની તીવ્રતા મંદતાની વિવિધતાને લીધે સંયમના અસંખ્યાત પ્રકારો સંભવે છે, એ બધા પ્રકારો સંયમસ્થાન કહેવાય છે. એમાં જ્યાં સુધી કષાયનો લેશ પણ સંબંધ હોય, ત્યાં સુધીનાં સંયમસ્થાનો કષાયનિમિત્તક, અને ત્યાર પછીનાં માત્ર યોગનિમિત્તક સમજવાં. યોગનો સર્વથા નિરોધ થવાથી જે સ્થિતિ પ્રાપ્ત થાય છે, તે છેલ્લું સંયમસ્થાન સમજવું. જેમજેમ પૂર્વપૂર્વવર્તી સંયમસ્થાન,

---

1 દિગંબરીય ગ્રંથો બે સાગરોપમની સ્થિતિ વર્ણવે છે.

તેમતેમ કાષાયિક પરિણતિ વિશેષ, અને જેમજેમ ઉપરનું સંયમસ્થાન, તેમ તેમ કાષાયિકભાવ ઓછો, તેથી ઉપરઉપરનાં સંયમસ્થાનો એટલે વધારે ને વધારે વિશુદ્ધિવાળાં સ્થાનો એમ સમજવું. અને માત્ર યોગનિમિત્તક સંયમસ્થાનોમાં નિષ્કષાયત્વરૂપ વિશુદ્ધિ સમાન હોવા છતાં જેમજેમ યોગનિરોધ ઓછો વધતો, તેમતેમ સ્થિરતા ઓછી વધતી. યોગનિરોધની વિવિધતાને લીધે સ્થિરતા પણ વિવિધ પ્રકારની હોય છે, એટલે માત્ર યોગનિમિત્તક સંયમસ્થાનો પણ અસંખ્યાત પ્રકારના બને છે. છેલ્લું સંયમસ્થાન જેમા પરમપ્રકૃષ્ટ વિશુદ્ધિ અને પરમપ્રકૃષ્ટ સ્થિરતા હોય છે, તે તેવું એક જ હોઈ શકે. ઉક્ત પ્રકારના સંયમસ્થાનોમાંથી સૌથી જઘન્યસ્થાનો પુલાક અને કષાયકુશીલના હોય છે. એ બન્ને અસંખ્યાત સંયમસ્થાન સુધી સાથે જ વધ્યે જાય છે, ત્યારબાદ પુલાક અટકે છે, પરંતુ કષાયકુશીલ એકલો ત્યારબાદ અસંખ્યાત સ્થાનો સુધી ચડ્યે જાય છે. ત્યાર પછી અસંખ્યાત સંયમસ્થાનો સુધી કષાયકુશીલ, પ્રતિસેવનાકુશીલ અને બકુશ એકસાથે વધ્યે જાય છે. ત્યારબાદ બકુશ અટકે છે, ત્યારબાદ અસંખ્યાત સ્થાન સુધી ચડી પ્રતિસેવનાકુશીલ અટકે છે, અને ત્યારપછી અસંખ્યાત સ્થાન સુધી ચડી કષાયકુશીલ અટકે છે. ત્યારપછી અકષાય અર્થાત્ માત્ર યોગનિમિત્તક સંયમસ્થાનો આવે છે, જેને નિર્ગ્રંથ પ્રાપ્ત કરે છે. તે પણ તેવાં અસંખ્યાત સ્થાનો સેવી અટકે છે. ત્યારપછી એક જ છેલ્લું સર્વોપરી, વિશુદ્ધ અને સ્થિર સંયમસ્થાન આવે છે, જેને સેવી સ્નાતક નિર્વાણ મેળવે છે. ઉક્ત સ્થાનો અસંખ્યાત હોવા છતા તે દરેકમા પૂર્વ કરતાં પછીનાં સ્થાનની શુદ્ધિ અનંતાનંતગુણી માનવામા આવી છે [૪૯]

## અધ્યાય ૧૦

નવમા અધ્યાયમાં સંવર અને નિર્જરાનું નિરૂપણ થઈ જવાથી છેવટે બાકી રહેલ મોક્ષતત્ત્વનુ જ નિરૂપણ આ અધ્યાયમાં ક્રમપ્રાપ્ત છે.

હવે કૈવલ્યની ઉત્પત્તિના હેતુઓ કહે છે:

**मोहक्षयाज्ज्ञानदर्शनावरणान्तरायक्षयाच्च केवलम् । १ ।**

**મોહના ક્ષયથી અને જ્ઞાનાવરણ, દર્શનાવરણ તથા અંતરાયના ક્ષયથી કેવલ પ્રગટે છે.**

મોક્ષ પ્રાપ્ત થયા પહેલાં કેવલ ઉપયોગ (સર્વજ્ઞત્વ, સર્વદર્શિત્વ) ની ઉત્પત્તિ જૈનશાસ્ત્રમાં અનિવાર્ય મનાઈ છે; તેથી જ મોક્ષના સ્વરૂપનું વર્ણન કરતાં કેવલ ઉપયોગ કયાં કારણોથી ઉદ્ભવે છે, એ અહીં પ્રથમ વર્ણવવામાં આવ્યુ છે. પ્રતિબંધક કર્મ નાશ પામવાથી સહજ ચેતના નિરાવરણ થવાને લીધે કેવલ ઉપયોગ આવિર્ભાવ પામે છે એ પ્રતિબંધક કર્મો ચાર છે, જેમાંથી પ્રથમ મોહ જ ક્ષીણ થાય છે અને

ત્યાર પછી અંતર્મુહૂર્ત બાદ બાકીનાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય એ ત્રણ કર્મો ક્ષય પામે છે. મોહ એ સૌથી વધારે બળવાન હોવાને લીધે તેના નાશ પછી જ અન્ય કર્મોનો નાશ શકય બને છે. કેવલ ઉપયોગ એટલે સામાન્ય અને વિશેષ બંને પ્રકારનો સંપૂર્ણ બોધ. આ સ્થિતિ જ સર્વજ્ઞત્વ અને સર્વદર્શિત્વની છે [૧]

હવે કર્મના આત્યંતિક ક્ષયનાં કારણો અને મોક્ષનું સ્વરૂપ કહે છે:

**बन्धहेत्वभावनिर्जराभ्याम् । २ ।**

**कृत्स्नकर्मक्षयो मोक्षः । ३ ।**

**બંધહેતુઓના અભાવથી અને નિર્જરાથી કર્મનો આત્યંતિક ક્ષય થાય છે.**

**સંપૂર્ણ કર્મનો ક્ષય થવો એ મોક્ષ છે.**

એકવાર બંધાયેલું કર્મ ક્યારેક ક્ષય તો પામે છે જ; પણ તે જાતનું કર્મ ફરી બંધાવાનો સંભવ હોય અગર તે જાતનું કોઈ કર્મ હજી શેષ હોય, ત્યાં સુધી તેનો આત્યંતિક ક્ષય થયો છે એમ ન કહેવાય. આત્યંતિક ક્ષય એટલે પૂર્વબદ્ધ કર્મનો અને નવા કર્મને બાંધવાની યોગ્યતાનો અભાવ. મોક્ષની સ્થિતિ કર્મના આત્યંતિક ક્ષય વિના નથી જ સંભવતી. તેથી એવા આત્યંતિક ક્ષયનાં કારણો અહીં બતાવ્યાં છે. તે બે છે: બંધહેતુઓનો અભાવ અને નિર્જરા. બંધહેતુઓનો અભાવ થવાથી નવાં કર્મ બંધાતાં અટકે છે, અને નિર્જરાથી પ્રથમ બંધાયેલાં કર્મોનો અભાવ થાય છે. બંધહેતુઓ મિથ્યાદર્શન આદિ પાંચ છે, જેમનું કથન પહેલાં

થયેલું છે. તેમનો યથાયોગ્ય સંવરદ્વારા અભાવ થઈ શકે છે, અને તપ ધ્યાન આદિ દ્વારા નિર્જરા પણ સધાય છે.

મોહનીય આદિ પૂર્વોક્ત ચાર કર્મોનો આત્યંતિક ક્ષય થવાથી વીતરાગત્વ અને સર્વજ્ઞત્વ પ્રગટે છે, તેમ છતાં તે વખતે વેદનીય આદિ ચાર કર્મો બહુ જ વિરલ રૂપમાં શેષ હોવાથી મોક્ષ નથી હોતો; તે માટે તો એ શેષ રહેલ વિરલ કર્મોનો ક્ષય પણ આવશ્યક છે. જ્યારે એ ક્ષય થાય છે, ત્યારે જ સંપૂર્ણ કર્મોનો અભાવ થઈ, જન્મમરણનું ચક્ર બંધ પડે છે. એ જ મોક્ષ છે. [૨-૩]

હવે અન્ય કારણોનું કથન કરે છે:

**औपशमिकादिभव्यत्वाभावाच्चान्यत्र केवलसम्यक्त्वज्ञानदर्शनसिद्धत्वेभ्यः । ४ ।**

**ક્ષાયિકસમ્યક્ત્વ, ક્ષાયિકજ્ઞાન, ક્ષાયિકદર્શન અને સિદ્ધત્વ સિવાયના ઔપશમિક આદિ ભાવોના તથા ભવ્યત્વના અભાવથી મોક્ષ પ્રગટે છે.**

પૌદ્ગલિક કર્મના આત્યંતિક નાશની પેઠે તે કર્મ સાથે સાપેક્ષ એવા કેટલાક ભાવોનો નાશ પણ મોક્ષપ્રાપ્તિ પહેલાં આવશ્યક હોય છે. તેથી જ અહીં તેવા ભાવોના નાશનું મોક્ષના કારણ તરીકે કથન છે. એવા ભાવો મુખ્ય ચાર છે: ઔપશમિક, ક્ષાયોપશમિક, ઔદયિક અને પારિણામિક. આમાં ઔપશમિક આદિ પ્રથમ ત્રણ પ્રકારના તો દરેક ભાવ સર્વથા નાશ પામે છે જ. પણ પારિણામિકભાવની બાબતમાં એવો એકાંત નથી. પારિણામિક ભાવોમાંથી ફક્ત ભવ્યત્વનો જ નાશ થાય છે; બીજાનો નહિ. કારણ કે જીવત્વ, અસ્તિત્વ

આદિ બીજા બધા પારિણામિક ભાવો મોક્ષ અવસ્થામા પણ હોય છે: ક્ષાયિકભાવ જો કે કર્મસાપેક્ષ છે, છતા તેનો અભાવ મોક્ષમા નથી થતો એ જ જણાવવા સૂત્રમા ક્ષાયિક સમ્યક્ત્વ આદિ ભાવો સિવાયના ભાવોના નાશને મોક્ષનુ કારણ કહેલ છે જો કે સૂત્રમા ક્ષાયિક વીર્ય, ક્ષાયિક ચારિત્ર અને ક્ષાયિક સુખાદિ ભાવોનુ વર્જન ક્ષાયિક સમ્યક્ત્વ આદિની પેઠે નથી કર્યું, છતાં સિદ્ધત્વના અર્થમાં એ બધા ભાવોનો સમાવેશ કરી લેવાનો હોવાથી એ ભાવોનુ વર્જન પણ થઈ જાય છે. [૪]

હવે મુક્ત જીવનુ મોક્ષ પછી લાગલું જ કાર્ય કહે છે:

**तदनन्तरमूर्ध्वं गच्छत्यालोकान्तात् ।५।**

**સંપૂર્ણ કર્મનો ક્ષય થયા પછી તુરત જ મુક્ત જીવ લોકના અંત સુધી ઊંચે જાય છે.**

સંપૂર્ણ કર્મ અને તદાશ્રિત ઔપશમિક આદિ ભાવો નાશ પામ્યા કે તુરત જ એક સાથે એક સમયમા ત્રણ કાર્ય થાય છે: શરીરનો વિયોગ, સિધ્યમાન ગતિ અને લોકાન્ત-પ્રાપ્તિ. [૫]

હવે સિધ્યમાન ગતિના હેતુઓ કહે છે:

**पूर्वप्रयोगादसङ्गत्वाद्बन्धच्छेदात्तथागतिपरिणामाच्च [१]तद्गतिः ।६।**

**પૂર્વપ્રયોગથી, સંગના અભાવથી, બંધન તૂટવાથી અને તે પ્રકારના ગતિપરિણામથી મુક્ત જીવ ઊંચે જાય છે.**

---

૧ આ સૂત્ર પછી સાતમા અને આઠમા નંબરવાળાં બે સૂત્રો દિગંબરીય પરંપરામા છે. એ બંને સૂત્રોના અર્થ અને શાબ્દિક વિન્યાસ પ્રસ્તુત સૂત્રના ભાષ્યમા કહે છે જ.

જીવ કર્મથી છૂટચો કે તુરત જ ગતિ કરે છે, સ્થિર રહેતો નથી. ગતિ પણ ઊંચી અને તે પણ લોકના અંત સુધી જ, ત્યારપછી નહિ, આવી શાસ્ત્રીય માન્યતા છે. એમાં પ્રશ્ન થાય છે કે, કર્મ કે શરીર આદિ પૌદ્ગલિક પદાર્થોની મદદ વિના અમૂર્ત જીવ ગતિ કેવી રીતે કરે? અને કરે તો ઊર્ધ્વ-ગતિ જ કેમ, અધોગતિ કે તીરછી ગતિ કેમ નહિ? આ પ્રશ્નોનો ઉત્તર અહીં આપવામાં આવ્યો છે.

જીવદ્રવ્ય એ સ્વભાવથી જ પુદ્ગલદ્રવ્યની પેઠે ગતિશીલ છે. બંનેમાં તફાવત એટલો જ છે કે પુદ્ગલ સ્વભાવથી અધોગતિશીલ અને જીવ સ્વભાવથી ઊર્ધ્વગતિશીલ છે. જીવ ગતિ ન કરે અથવા નીચી યા તીરછી દિશામાં ગતિ કરે છે તો તે અન્ય પ્રતિબંધક દ્રવ્યના સંગને લીધે યા બંધનને લીધે એમ સમજવું. એવું દ્રવ્ય તે કર્મ. જ્યારે કર્મનો સંગ છૂટચો અને તેનું બંધન તૂટચું ત્યારે કોઈ પ્રતિબંધક તો નથી જ રહેતું એટલે મુક્ત જીવને પોતાના સ્વભાવ પ્રમાણે ઊર્ધ્વગતિ કરવાનો પ્રસંગ આવે જ છે. આ પ્રસંગે પૂર્વપ્રયોગ નિમિત્ત બને છે એટલે એ નિમિત્તથી મુક્ત જીવ ઊર્ધ્વગતિ કરે છે. પૂર્વપ્રયોગ એટલે પૂર્વબદ્ધ કર્મ છૂટી ગયા પછી પણ તેથી આવેલો વેગ – આવેશ. જેમ કુંભારે લાકડીથી ફેરવેલો ચાક લાકડી અને હાથ ઉઠાવી લીધા પછી પણ પ્રથમ મળેલ વેગને બળે વેગના પ્રમાણમાં ફર્યાં કરે છે, તેમ કર્મમુક્ત જીવ પણ પૂર્વકર્મથી આવેલ આવેશને લીધે પોતાના સ્વભાવ પ્રમાણે ઊર્ધ્વગતિ કરે જ છે. એની ઊર્ધ્વગતિ લોકના અંતથી આગળ નથી ચાલતી. તેનું કારણ ત્યાં ધર્માસ્તિકાયનો અભાવ એ જ છે. પ્રતિબંધક કર્મદ્રવ્ય ખસી જવાથી જીવની ઊર્ધ્વગતિ કેવી

રીતે સુકર થાય છે, તે સમજાવવા તુંબડાનો અને એરંડબીજનો દાખલો આપવામાં આવે છે. અનેક લેપવાળું તુંબડું પાણીમાં નીચે પડયું રહે છે, પણ લેપો ખસી જતાં જ તે સ્વભાવથી જ પાણી ઉપર તરી આવે છે; કોશ (છીડવા) માં રહેલું એરંડબીજ કોશ તૂટતાં જ ઊડી બહાર નીકળે છે, તેમ કર્મ-બંધન દૂર થતા જ જીવ ઊર્ધ્વગામી બને છે. [૬]

હવે બાર બાબતો વડે સિદ્ધની વિશેષ વિચારણા કરે છે:

**क्षेत्रकालगतिलिङ्गतीर्थचारित्रप्रत्येकबुद्धबोधित-ज्ञानावगाहनान्तरसंख्याल्पबहुत्वतः साध्याः ।७।**

**ક્ષેત્ર, કાલ, ગતિ, લિંગ, તીર્થ, ચારિત્ર, પ્રત્યેકબુદ્ધ-બોધિત, જ્ઞાન, અવગાહના, અંતર, સંખ્યા અને અલ્પ-બહુત્વ એ બાર બાબતો વડે સિદ્ધ જીવો ચિંતવવા**

સિદ્ધ જીવોનુ સ્વરૂપ વિશેષપણે જાણવા માટે અહીં બાર બાબતોનો નિર્દેશ કર્યો છે એ દરેક બાબત પરત્વે સિદ્ધનુ સ્વરૂપ વિચારવાનું છે. જો કે સિદ્ધ થયેલ સમગ્ર જીવોમાં ગતિ લિગ આદિ સાસારિક ભાવો ન હોવાથી કોઈ ખાસ પ્રકારનો ભેદ નથી જ હોતો, છતાં ભૂતકાળની દૃષ્ટિએ તેઓમા પણ ભેદ કલ્પી અને વિચારી શકાય. અહીં ક્ષેત્ર આદિ જે બાર બાબતોને લઈ વિચારણા કરવાની છે, તે દરેક બાબતમાં યથાસંભવ ભૂત અને વર્તમાન દૃષ્ટિ લાગુ પાડીને જ વિચારણા કરવી તે નીચે પ્રમાણે:

ક્ષેત્ર (સ્થાન - જગ્યા): વર્તમાન ભાવની દૃષ્ટિએ બધાને સિદ્ધ થવાનું સ્થાન એક જ સિદ્ધક્ષેત્ર અર્થાત્ આત્મપ્રદેશ અગર આકાશપ્રદેશ છે. ભૂતભાવની દૃષ્ટિએ એમનુ સિદ્ધ થવાનું

સ્થાન એક નથી; કારણ કે જન્મદૃષ્ટિએ પંદરમાંથી જુદી જુદી કર્મભૂમિમાંથી કેટલાક સિદ્ધ થનાર હોય છે અને સંહરણદૃષ્ટિએ સમગ્ર માનુષક્ષેત્રમાંથી સિદ્ધિ મેળવી શકાય છે.

काल (અવસર્પિણી આદિ લૌકિક કાળ): વર્તમાનદૃષ્ટિએ સિદ્ધ થવાનું કોઈ લૌકિક કાળચક્ર નથી અને એક જ સમયમાં સિદ્ધ થવાય છે. ભૂતદૃષ્ટિએ જન્મની અપેક્ષાએ અવસર્પિણી ઉત્સર્પિણી અને અનવસર્પિણી અનુત્સર્પિણીમાં જન્મેલો સિદ્ધ થાય છે. એ જ રીતે સંહરણની અપેક્ષાએ ઉક્ત બધા કાલમાં સિદ્ધ થાય છે.

गति: વર્તમાનદૃષ્ટિએ સિદ્ધગતિમાં જ સિદ્ધ થવાય છે. ભૂતદૃષ્ટિએ જો છેલ્લો ભવ લઈ વિચારીએ, તો મનુષ્યગતિમાંથી અને છેલ્લાના પહેલાનો ભવ લઈ વિચારીએ, તો ચારે ગતિમાંથી સિદ્ધ થાય છે.

लिंग: એટલે વેદ અને ચિહ્ન. પહેલા અર્થ પ્રમાણે વર્તમાન-દૃષ્ટિએ અવેદ જ સિદ્ધ થાય છે. ભૂતદૃષ્ટિએ સ્ત્રી, પુરુષ, નપુંસક એ ત્રણે વેદમાંથી સિદ્ધ થાય છે. બીજા અર્થ પ્રમાણે વર્તમાનદૃષ્ટિએ અલિંગ જ સિદ્ધ થાય છે. ભૂતદૃષ્ટિએ જો ભાવલિંગ અર્થાત્ આંતરિક યોગ્યતા લઈને વિચારીએ તો સ્વલિંગે અર્થાત્ વીતરાગપણે જ સિદ્ધ થયા છે; અને દ્રવ્ય-લિંગ અર્થાત્ બાહ્યવેશ લઈ વિચારીએ તો સ્વલિંગ અર્થાત્ જૈનલિંગ, પરલિગ અર્થાત્ જૈનેતરપંથનું લિંગ, અને ગૃહસ્થલિંગ એમ ત્રણે લિંગે સિદ્ધ થાય છે.

तीर्थ: કોઈ તીર્થંકરરૂપે અને કોઈ અતીર્થંકરરૂપે સિદ્ધ થાય છે. અતીર્થંકરમાં કોઈ તીર્થ ચાલુ હોય ત્યારે અને કોઈ તીર્થ ચાલુ ન હોય ત્યારે પણ સિદ્ધ થાય છે.

चारित्र: વર્તમાનદૃષ્ટિએ સિદ્ધ થનાર ચારિત્રી નથી હોતો. ભૂતદૃષ્ટિએ જો છેલ્લો સમય લઈએ તો યથાખ્યાતચારિત્રથી સિદ્ધ થાય છે. અને તે પહેલાનો સમય લઈએ તો ત્રણ, ચાર અને પાંચે ચારિત્રથી સિદ્ધ થાય છે. સામાયિક, સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત એ ત્રણ અથવા છેદોપસ્થાપનીય, સૂક્ષ્મસં૦, તથા યથાખ્યા૦ એ ત્રણ, સામાયિક, પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસ૦, તથા યથાખ્યા૦ એ ચાર, તેમજ સામા૦, છેદોપસ્થા૦, પરિહાર-વિ૦, સૂક્ષ્મસ૦, તથા યથાખ્યા૦ એ પાચ ચારિત્ર સમજવાં.

प्रत्येकबुद्धबोधित: એટલે પ્રત્યેકબોધિત અને બુદ્ધબોધિત. પ્રત્યેકબોધિત અને બુદ્ધબોધિત બંને સિદ્ધ થાય છે. જે કોઈના ઉપદેશ વિના પોતાની જ્ઞાનશક્તિથી જ બોધ પામી સિદ્ધ થાય, તે 'સ્વયંબુદ્ધ' બે પ્રકારના છે. એક અરિહંત અને બીજા અરિહંતથી ભિન્ન જેઓ કોઈ એકાદ બાહ્ય નિમિત્તથી વૈરાગ્ય અને જ્ઞાન પામી સિદ્ધ થાય તે. આ બંને 'પ્રત્યેકબોધિત' કહેવાય છે. જેઓ બીજા જ્ઞાની દ્વારા ઉપદેશ પામી સિદ્ધ થાય, તે 'બુદ્ધબોધિત'. એમા વળી કોઈ બીજાને બોધ પમાડનાર પણ હોય છે અને કોઈ માત્ર આત્મકલ્યાણસાધક હોય છે.

ज्ञान: વર્તમાનદૃષ્ટિએ ફક્ત કેવળજ્ઞાનવાળો જ સિદ્ધ થાય છે. ભૂતદૃષ્ટિએ બે, ત્રણ કે ચાર જ્ઞાનવાળો સિદ્ધ થાય છે. બે એટલે મતિ, શ્રુત, ત્રણ એટલે મતિ, શ્રુત, અવધિ કે મતિ, શ્રુત અને મનઃપર્યાય, અને ચાર એટલે મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યાય.

अवगाहना (ઊંચાઈ): જઘન્ય અંગુલપૃથક્ત્વહીન સાત હાથ અને ઉત્કૃષ્ટ પાંચસો ધનુષ ઉપર ધનુષપૃથક્ત્વ જેટલી અવગાહ-

નામાંથી સિદ્ધ થાય છે. આ તો ભૂતદૃષ્ટિએ કહ્યું. વર્તમાન-દૃષ્ટિએ કહેવું હોય તો, જે અવગાહનામાંથી સિદ્ધ થયો હોય, તેની જ બે તૃતીયાંશ અવગાહના કહેવી.

अन्तर (વ્યવધાન): કોઈ એક સિદ્ધ થયા પછી લાગલા જ જ્યારે બીજા સિદ્ધ થાય છે, ત્યારે તે નિરંતરસિદ્ધ કહેવાય છે. જઘન્ય બે સમય અને ઉત્કૃષ્ટ આઠ સમય સુધી નિરંતર સિદ્ધિ ચાલે છે. જ્યારે કોઈની સિદ્ધિ પછી અમુક વખત ગયા બાદ જ સિદ્ધ થાય, ત્યારે તે સાંતરસિદ્ધ કહેવાય છે. બંને વચ્ચેની સિદ્ધિનું અંતર જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ૭ માસનું હોય છે.

सख्या: એક સમયમાં જઘન્ય એક અને ઉત્કૃષ્ટ એકસો આઠ સિદ્ધ થાય છે.

अल्पबहुत्व (ઓછાવધતાપણું): ક્ષેત્ર આદિ જે અગિયાર બાબતો લઈ ઉપર વિચાર કરવામાં આવ્યો છે, તે દરેક બાબતમાં સંભવતા ભેદોનું અંદરોઅંદર ઓછાવધતાપણું વિચારવું તે અલ્પબહુત્વવિચારણા. જેમકે ક્ષેત્રસિદ્ધમાં સંહરણસિદ્ધ કરતાં જન્મસિદ્ધ સંખ્યાતગુણા હોય છે. તેમજ ઊર્ધ્વલોકસિદ્ધ સૌથી થોડા હોય છે. અધોલોકસિદ્ધ તેથી સંખ્યાતગુણા અને તિર્યગ્લોકસિદ્ધ તેથી સંખ્યાતગુણા હોય છે. સમુદ્રસિદ્ધ સૌથી થોડા હોય છે અને દ્વીપસિદ્ધ તેથી સંખ્યાતગુણા હોય છે. આ રીતે કાલ આદિ દરેક બાબત લઈ અલ્પબહુત્વનો વિચાર કરવામાં આવ્યો છે, જે વિશેષાર્થીએ મૂળ ગ્રંથોમાંથી જાણી લેવો. [ ૭ ]

---

# પારિભાષિક શબ્દકોશ